॥ ભગવાન કરુણાસાગરો વિજયતે ॥

શ્રી ભગવાન કરુણાસાગરની

# અગાધ ગતિ

હંસતા લેવા ગ્રંથ, અગાધ બોધ ગ્રંથ,


પ્રકાશક

શ્રી ભગવાન કરુણાસાગર મંદિર ટ્રસ્ટ

મું. ઉમરા, એસ. વી. આર. ઇજનેરી કોલેજ, સુરત - ૭

રજી. નંબર : એ-૧૧૫૪

# અગાધબોધ

અંગ

Page No.

અંગ ઇંસતા ભવે Page

# परम कृपालु भगवान करुणासागर



-: પ્રાગટ્ય :-
સંવત ૧૮૨૯ મહા સુદી ૨

-: પ્રકાશક :-
ભગવાન કરુણા સાગર મંદિર ટ્રસ્ટ
મુ. ઉમરા (સુરત)

-: કૈવલધામનિવાસ :-
સં. ૧૯૩૪ ભાદરવા વદી ૧૩

आद्य अंत हमेरा कछु । कोहु लहत नहि पार ।। तेही स्वरुप हम अविगत । गति लहत नहि कोई ।।
विश्व सकल के साक्षी । हम साक्षी किरतार ।। अपरमपार परमपर । जबी कहत मम सोई ।।



# પ્રસ્તાવના



**મહાન સમર્થ પરમશ્રેષ્ઠ પરમગુરૂ શ્રી ભગવાન કરૂણાસાગરની કૃપાથી હંસતાલેવા ગ્રંથની પ્રસ્તાવના લખવા યથાશક્તિ પ્રયાસ છે.**

આ હંસતાલેવા ગ્રંથ ભગવાન કરૂણાસાગરે અઢાર ગ્રંથો રચેલા તે પૈકી આ એક ગ્રંથ છે. તેના મંગલાચરણમાં હિન્દુ મુસ્લિમ બંને પક્ષોનું પ્રતિપાદન કરેલું છે. તેમજ જગપ્રસિદ્ધ જેટલા પરચાઓ આપેલા છે. તેમાંના ઘણાખરાનું વર્ણન કરેલું છે. ત્યાર બાદ હિન્દુ મુસલમાનોના રીતરિવાજોનું વર્ણન કરેલું છે. તેમનું બંને પક્ષોએ તેમના પ્રચારકોએ જે કુરાન પુરાણના ગ્રંથો અનુસાર દોરવી અંધારામાં રાખ્યા છે જેથી જ પોતે પોતાને તેમ જ ખરા કર્તા કૈવલને જાણ્યા સિવાયના રહી પ્રતિમાઓ અને કબરોમાં જ ફસાઈ રહેલા છે. પણ પ્રતિમાઓની સ્થાપના કેવા સંજોગોમાં કરવાની છે અને તે ક્યાં સુધી જાણવી ? તે પછી પરમગુરુના મુખ્ય ધ્યેયને સમજવો જ રહ્યો કે જે વડે આપનું આપને પતિપદનું શુદ્ધ ચૈતન લક્ષ પ્રાપ્ત થાય. વળી અત્યાર સુધીના આચાર્યોએ અદબદ બ્રહ્મનું પ્રતિપાદન કરેલું હોય સ્પષ્ટ ખુલાસો કરેલો નથી જેથી આ ગ્રંથમાં ભગવાન શ્રી કરૂણાસાગરે બ્રહ્મનું યથાર્થ નિરૂપણ સમજાવ્યું છે. તેમ જ બ્રહ્મની લક્ષણાઓનું વર્ણન જોતા બ્રહ્મ સકર્તા કૈવલનો પ્રકાશ હોય તે જડ હોય સ્વયં ચૈતન લક્ષણ વિનાનું સમજાવ્યું છે. અને શુદ્ધ ચૈતન તો અથાહ બ્રહ્મના પ્રકાશક હોઈ ખુદ કૈવલ કર્તા છે અને બ્રહ્મથી પર હોય સદાસદોદિત કાયમ પદે સ્થિત છે, ઉપર પ્રમાણે બ્રહ્મનું યથાર્થ જ્ઞાન ન સમજાય ત્યાં સુધી કર્તા કૈવલનું જ્ઞાન થવું અતિ અશક્ય છે (થાય તેમ નથી). વળી ચાર વેદ અને વેદાંત શાસ્ત્રનો યથાર્થપણે સચોટ ખુલાસો કરેલો છે, તેમ જ અધિકારી અંશોને ભય રહિત થવાની મોજ અને સલેખ-અલેખ સંતનું વર્ણન સ્પષ્ટપણે સમજાવ્યું છે, ને અંશ પોતે બ્રહ્મ ભૂમિકામાં રહેલો હોવા છતાં બાજ દષ્ટિએ કરી પોતાનું અને પતિપદનું ભાન ભૂલેલા છે. અને અથાહ બ્રહ્મ હિરણ્યગર્ભી થવાથી કોઈ પણ અંશ બ્રહ્મથી પર કર્તા પદની સન્મુખ થઈ શકતો નથી, પણ પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગરને શરણે રહી પરમગુરુએ આપેલા નિજ ચૈતન લક્ષ પ્રમાણે અનુભવ મેળવી રહેણીમાં રહી શીલવત્ દષ્ટે થઈ પથ્ય પાલન કરે તો તે અંશ કર્તા કૈવલનો અનુભવ મેળવી ભવ પારંગત થઈ શકે છે. પોતે પોતાની બાહ્ય વૃત્તિઓને સમેટી નિજપદે લક્ષ સ્થિર થવાથી પરમપદે પહોંચાય તેવી લક્ષણા સમજાવી છે. આ ગ્રંથમાં પરમગુરુએ સંતનું વર્ણન કરેલું છે. પણ તે આધુનિક સમયના સલેખ સંતનું નહિ પણ બહારના પદાર્થોથી વિમુખ થઈ માન અને બડાઈથી રહિતપણે રહેતા હોય તેવા નિજ ગમગતિવાળા અલેખ સંતનું વર્ણન કરેલું છે. સંતના અવ્યક્ત શરીરનું વર્ણન પરમગુરુએ વર્ણવેલું હોય તે પવનની પલાંઠીવત તેમ જ આભ્રઘટાવત તેમ જ બરાસના ગાંગડાવત હોઈ તે આપોઆપ વિલસાય જાય આ પ્રમાણે વર્ણન કરેલું છે. પણ ત્રિવિધિ તાપમાં તપી રહેલાનું વર્ણન સંત તરીકે કરેલું નથી તેમ જ ભક્તિ પ્રણાલિકાને સંત સેવાનું વર્ણન ઉત્તમ રીતે કરેલું હોય ચાર અંતઃકરણોથી ઊઠતા અહંમેવોનું તેમ જ ઊઠતા આદરોનું સ્પષ્ટ રીતે વર્ણન કરેલું છે તેમ જ આદરનો સાર સિદ્ધાંત પણ તારવ્યો છે. અને

ભવ ઉત્પન્ન થવાનું કારણ તેમજ નિધ (બ્રહ્મ)માં રહેલા (નિધિ અંતઃકરણ) ચાર અંતઃકરણો કારણ હોઈ તેનું વર્ણન યથાર્થ કરેલું છે,' તેમજ જગત સમેટવાની સમજ સ્પષ્ટ સમજાવી છે. વળી સકર્તા કૈવલ આ જગત તથા બ્રહ્મના સાક્ષી છે તે સમજ પણ ખૂબ સચોટથી સમજાવી છે. પોતે તમામ ઉપાધિથી ન્યારા રહેલા હોય ચાર દેહચર્મ જેવા છે. તેમ જ પ્રણવ પણ ચર્મ જ છે અને કૈવલ કર્તા એથી સ્વયંગતિએ રહેલા હોઈ સ્વયંપણે પોતે નિત્ય છે જેથી જ કર્તાની મહત્તા ઉપર જણાવેલા ચર્મથી પર હોઈ અવર્ણનીય છે. વળી ગુરુ શિષ્યની ઐક્યતા સદાને માટે અવિગત ગતિએ રહેલી છે. તેમજ કર્તાના નિજ સ્વરૂપનું વર્ણન અવર્ણનીય હોવાથી ફક્ત તેનો ભાવ જ સમજાવ્યો છે. અને આ અથાહ અદબદ બ્રહ્મ અને દ્વૈતા દ્વૈત જગતથી રહિત પરમગુરુએ કર્તા સાથેના સાનિધ્યના ચૈતન લક્ષનું પ્રતિપાદન કરેલું છે. તેમજ ગુરુ શિષ્યની એકતા સમજાવી આ ગ્રંથની સાખીઓમાં ભાષાવાદ નહિ કરતાં સરળપણે સમજાય તેવી સાદી ભાષામાં સકર્તા કૈવલનો લક્ષ સમજાવ્યો છે.



## અગાધ બોધ ગ્રંથ-રજો



સ્થુલદેહનાં અંતઃકરણને પીગળાવી નાખે તેવા ભાવવાળી સ્તુતિના રૂપમાં મંગલાચરણ લખેલું છે, જે ગાતાની સાથે સ્તુતિ રૂપ જ થઈ રહેવાય છે અને તે જ વખતે ગુણ ઈન્દ્રિયોને અંતઃકરણની પકડ છૂટી જાય છે.

અદ્વૈત સકર્તા સતકૈવલથી જગતરૂપ દ્વૈત વિલાસ કેવી રીતે ઉત્પન્ન થયો તેનું વર્ણન તેમજ તેમાં ઈશ્વરવાદમાં પણ દેહોસ્મી પટનું વર્ણન, તથા અવતારાદિકમાં વર્તાયેલી જીવદશાનું વર્ણન તેમ જ બ્રહ્મવેત્તા, બ્રહ્મજ્ઞાની અને બ્રહ્મદર્શી ત્રણેનો લક્ષ તથા રહેણીનું વર્ણન, તેમજ જે તે દશા ભોગવતા હોઈ તેવાઓનું વર્ણન, વળી શાસ્ત્રો તથા તેના રચનારાઓનું વર્ણન, તેમ જ વેદના વક્તા વિષે વિવેચન તેમજ પ્રત્યક્ષ બ્રહ્મવેત્તાના લક્ષનું વર્ણન-અજ્ઞાત જીવોને મન પતિ તે ચતુર્ભુજની પ્રાપ્તિ તેમજ આકાશગામી ધ્રુવને અચલિતપણાની માન્યતા તે ચલિત છે એમ સ્પષ્ટ સમજ આપી છે. મહાદજ્ઞાની ને મળવાથી થતા લાભો, જ્ઞાની ગુરુ અને તેઓની રહેણી તેમજ હરહંમેશને માટે તેઓ જે દસા અનુભવી રહે છે તેનો ખુલાસો, અને જ્ઞાની દશાના સેવનથી થતા લાભો વળી કૈવલવેત્તા, જ્ઞાની, દર્શી અને અનુભવી પુરુષોને માનવાથી થતા લાભો તેમજ અનુભવની દશાનું વર્ણન, અને વિપ્રોવાદે કરેલું બિન્દુનું વર્ણન કૈવલવેત્તા તેમજ તેમના મનનું વર્ણન, વળી બ્રહ્મનિરંજનની આદ્ય લઈને સઘળા દેવોની વ્યાપક માનીનતાની સમજ અને તે દેવોની ઉપર કૈવલકર્તાની વ્યાપક ગતિનું વર્ણન, તેમજ સનાતન કૈવલની ચૈતન ગતિનું વર્ણન, સમસ્ત દેવોનો અમલવાદ અને અકળ આદિ પુરુષની ગમગતિનું વર્ણન, જગતના પ્રલય કાળનું વર્ણન, તેમજ કૈવલકર્તા અને કૈવલવેત્તાનું એકતાપણું, અને શબ્દોની પકડની સમજનું વર્ણન, તેમજ અથર્વવેદનું અંતિમ સિદ્ધાંતની સમજ, વળી હુરમાના પટમાં ભૂલેલા મુસલમાન ભાઈઓ

# श्री महान तपस्वी रघुरामजी महाराज



जन्म : फागण सुद ११, संवत् १८२५

कैवल निवास : जेठ सुद ११, संवत १९५६

प्रकाशक :

भगवान करुणासागर मंदिर ट्रस्ट

मुं. पो. उमरा - ३९५ ००७ ता. चोर्यासी, सुरत

યુગ યુગ સુધી ઝગમગતો રહે, જ્ઞાન વિરતાનો તાપ;
ગ્રંથોમાં અમર રહ્યો, કૈવલ વેત્તા કે વેત્તા પરમહંસ સુખાનંદજીનો પ્રતાપ.



## શ્રી પરમહંસ સુખાનંદજી મહારાજ

જન્મ તારીખ : ૩-૮-૧૮૯૦ ● કૈવલ ધામનિવાસ : તા. ૨૯-૩-૧૯૪૮

અને દશ તબક્કાનું વિવેચન કૈવલધામમાં વસતા હંસોસહનું વર્ણન, પાંચ પ્રકારે દેહ ધારણ કરેલાં તે વિશે વર્ણન, પરમવિશષ અંશએ અકળ કળા ધારણ કરીને નિરંજન-શક્તિ-ત્રણ દેવોની ત્રણ પુરીમાં વસતા અંશોને કૈવલજ્ઞાનનો ઉપદેશ અને તે સિવાય, તપસીલોક, ઋષિમંડળ, ગ્રહમંડળ તારામંડળ, તેમજ ચંદ્ર અને સૂર્યમંડળમાં રહેતા, વિશેષ અંશોને પરમગુરુના આગમનથી આપેલો કર્તા સંબંધી ઉપદેશ.

ભૂમંડળમાં પ્રથમ પુસ્કર દીપમાં આગમન અને ત્યાંના રાજા અને પ્રધાન તેમજ સમગ્ર પ્રજાને આપેલો ઉપદેશ, યોગી સાથે સંવાદ થવાથી યોગીએ લીધેલી દીક્ષા, તેમજ યોગીને બ્રહ્મથી પર સમજાવેલો દ્વાદશ ધામ તેમજ પાતાળમાં શેષજીને આપેલો ઉપદેશ તથા કાયમપંથનો પ્રચાર કરી પુસ્કર દીપમાંથી અંતર ગતિએ અંતર ધ્યાન થઈને સાગ દીપમાં પ્રગટ થઈ અનંગપુર શહેરના શેઠને ત્યાં પરચો આપી અનંગપુરના રાજાને તેમજ પ્રધાનને તેમ જ ત્યાંના શેઠશેઠાણીને આપેલો ઉપદેશ તેમજ દેહ ગમન કરતી વખતે સંતોની ગ્લાનિ જોઈ પ્રગટ થઈ આપેલો ચૈતનલક્ષ, તેમજ પરમગુરુની મહત્તાનો પ્રભાવ, કૌસકદીપમાં શિવાલયમાં પ્રગટ થઈ બ્રાહ્મણને મળવું, ત્યાં બાળ ચરિત્રનો પ્રભાવ તેમજ બત્રીસ લક્ષણા તરીકે દેવીનો ભેટો થવાથી દેવી ઉપર પડેલા પ્રભાવથી દીપના લોકોની સજ્જડ માન્યતા દુર થઈ તેમજ શક્તિના પરચાથી પરમગુરુની મહત્તાનો દેખાવ કે જેને લઈને ત્યાંના રાજારાણી તેમજ પ્રધાનને સઘળી પ્રજાની માનીનતાપૂર્વક વિદેહગમન કર્યા બાદ કુસાલક દીપમાં સંતના વચનથી ત્યાંના રાજાને ઘરે જઈને ત્યાં બાળપણમાં પોતાના જ્ઞાનનો પડેલો પ્રભાવ. ત્યાર બાદ એકાવન વરસ વનમાં રહીને કરેલી તપશ્ચર્યા કર્યા બાદ કૌલંટ દેશના રાજારાણી પ્રધાન તેમજ તમામ પ્રજાજનોને ઉપદેશ આપી ત્યાંથી દેહાગમન કરી સાલમ દીપમાં સમન કોટા રથના તીર્થના મેળામાં પરચો આપી ચોરાશી દેશના રાજાઓના તેમ જ ચક્રવર્તી રાજાને ઉપદેશ આપી પાલકી દીપમાં આગમન કરીને ત્યાંના રાજા રાણીને આપેલો પરચો. તેમજ રાજા પ્રધાન તેમજ પ્રજાજનોને તેમ જ મૂડીત શિષ્યોને ઉત્તમ પ્રકારે ચૈતનલક્ષ આપી, જંબુદીપમાં આગમન કરી બાળસ્વરૂપ ધારણ કરીને માતાને આપેલું જ્ઞાન. તેમજ અનેક હરિજનોને રાજાપ્રજાને ચૈતનલક્ષ સમજાવી સંપ્રદાયનું બંધારણ કર્યું. જે બંધારણને માટે સ્વાચાર પત્રિકા નામનો ગ્રંથ પોતે રચ્યો કારણ કે પોતે વિચાર્યું કે, ભવિષ્યમાં પાછળ પશુ જેવી ગતિના પુરુષો પાકશે. અને મારા ધારવા પ્રમાણે કાયમપંથની પ્રણાલિકા ચાલે અને રહેણીકરણીનું પાલન કરે. તેવા હેતુથી મેં સ્વાચાર પત્રિકા નામે ગ્રંથ રચી બંધારણ કર્યું છે. ગતિવંત સંતોનું વર્ણન, હરિભક્તોનું વર્ણન, વિજ્ઞાન સંપ્રદાયનું બંધારણ, તેમ જ દંડવત્ત પ્રણીપ્રત વિધિ તિલક નિરૂપણ અંતર ગતિની ઉપાસના તથા ખટદર્શીની પૂર્ણહદ તેમજ પોતે અંતરધ્યાન થઈ કાશીમાં પ્રગટ થવું. તે વખતે સંત હરિભક્તોની આક્રંદભરી તાલાવેલી જોઈ. પોતે ફરી પ્રગટ થઈ સંત હરિભક્તો પ્રત્યે આપેલો બોધ સચોટપણે સમજાવી પોતે ફરી દેહ વિસર્જન કરી કૈવલધામમાં વિરામ લીધો.

 

# ટ્રસ્ટીઓનું નિવેદન



ભગવાન કરૂણાસાગર સ્વરચિત અગાધગતિ પુસ્તક (ગ્રંથની) પહેલી આવૃત્તિ ઈ.સ. ૧૯૩૫, બીજી આવૃત્તિ ઈ.સ. ૧૯૫૬, ત્રીજી આવૃત્તિ, ઈ.સ. ૧૯૮૦, ચોથી આવૃત્તિ ઈ.સ. ૧૯૯૮ આમ દરેક આવૃત્તિની ૧૦૦૦ આવૃત્તિ બહાર પાડવામાં આવેલ. ભક્તસમાજમાં સત્યવસ્તુઓની શોધખોળને લીધે જ જ્ઞાન સંપ્રદાયનો વિકાસ અને પ્રચાર સતત વધી રહ્યો છે. આમ ધર્મપ્રેમીજનોની સતત પુસ્તક મેળવવાની માંગને પૂર્ણ કરવા ફરી પાંચમી આવૃત્તિ બહાર પાડવાની જરૂરત ઊભી થઈ છે. આગળની તમામ બધી જ આવૃત્તિઓ ધર્મપ્રેમી ભક્તોની ઉદાર ભાવનાથી આ શક્ય બનેલ છે. દાતાઓની ઉદાર ભાવનાથી દાનનો પ્રવાહ સતત વહેતો જ જાય છે. ભગવાન કરૂણાસાગર પ્રત્યે ઊંડી શ્રદ્ધા તથા મહાન તપસ્વી રઘુરામજી મહારાજ પ્રત્યેનો પ્રેમ એમાં કારણભૂત બને છે. આમ પાંચમી આવૃત્તિ માટે પણ આ સતત દાન પ્રવાહ વહેતો રહ્યો છે.

આમ ભકતજનોની ઉદાર ભાવના એમની અનન્ય ભકિતની શાખ પુરે છે. શ્રીમત ભગવાન કરુણાસાગર એમના અંતઃકરણમાં જ્ઞાન ભકિત વધારશે એવી પ્રભુને પ્રાર્થના. આ પુસ્તકની નવી આવૃત્તિ વાચકોના હાથમાં મુકતા આંનદ થાય છે.

નોંધ : વાચક ભકત સમાજ ને વિદિત થાય કે આ ગંથ્રમાં છાપેલ મૂળ ચોપાઈ અત્રે શ્રી ભગવાન કરુણાસાગર મંદિર - ઉમરા માં હયાતિ હસ્તલેખિત ધર્મગ્રંથ ની મુળ ચોપાઈ સાથે સરખામણી કરી સુધારા સાથે છાપવામાં આવી છે.

શ્રી ભગવાન કરૂણાસાગર મંદિર ટ્રસ્ટ, ઉમરા
મુ. ઉમરા પો. એસ.વી.આર. ઈજનેરી કોલેજ
સુરત - ૩૯૫૦૦૭
રજિ. નં. એ. ૧૧૫૪



| | | |
|---|---|---|
| કૈવલધામ નિવાસ : | કૈવલધામ નિવાસ : | કૈવલધામ નિવાસ : |
| મહંત શ્રી વિષ્ણુદાસજી | કૈવલવેત્તા કે વેત્તા | મહંત શ્રી શાન્તિદાસજી |
| ઉમરા (સુરત) | પરમહંસ સુખાનંદજી | ઉમરા (સુરત) |
| | વડોદરા | |

# હંસતાલેવા ગ્રંથ ૧લો

 મંગલાચરણ 

છપૈયા છંદ.

ॐ परमपत सक्रत सरजन आद्य अविगत सद;
सकल सिद्धांत मतंत अंत कारण परमीत पद. ॥१॥

પરમપતિ સકર્તા સર્જનહાર કૈવલ સર્વ લોકની આદ્ય હોઈ સદા સદોદિત અવિગત રૂપે રહેલા છે. તે જગતભરના સર્વ મતમતાંતરોવાળા સિદ્ધાન્તોથી છેવટનો સિદ્ધાંત હોઈ સર્વ સિદ્ધાંતોથી પરમ શ્રેષ્ઠ છે અને તે સર્વના મૂળ આદિ કારણરૂપે છે.

जगजीनु अनीत उपास तासु नां वंदित विनु वित्त;
करीत करत उच्छेद भेद भव भरमीत ही जीत. ॥२॥

જગત માત્ર વિત્ત સિવાયની અનિત્ય ઉપાસનાની પાછળ વળગેલું હોવાથી પરમપદનું કોઈ વંદન કરી શકેલું નથી, એટલા જ માટે આ અનિત્ય સિદ્ધાન્તો ભવભરના સર્વ લોકોનું અહિત કરવાવાળા છે. જેથી તે સિદ્ધાન્તોનો ઉચ્છેદ કરી નાખી છેવટ સકર્તા સત્‌કૈવલની સ્થાપના કરી બતાવું છું.

उभये करीत उपास हिंदु ओरु तुरक तरन गत;
भेट धरहु मत दोइ सोय प्रतिवाद वदित अत. ॥३॥

હું આ ગ્રંથમાં હિંદુ અને મુસલમાનો બન્ને ખરા સકર્તા કૈવલ પતિની ખોજમાં રહે અને તેમની જ ઉપાસના કરી શકે એટલા માટે, આ બંનેને ખોટી રીતે મતની પાછળ તણાઈ જતા અટકાવીને તેમના જુઠા મત સામે પ્રતિવાદ કરી છેવટ પદ જેમ છે તેમ સમજાવીશ.

सरकरी सरव समेट नेट करु परम सथापन;
वसही जांही कैवल कुल एकलमल आपन. ॥४॥

હિંદુઓના પરમેશ્વર હજાર માઈલના ફેંસલા ઉપર કાશી વા પ્રયાગમાં જ રહે છે ત્યારે બીજી બાજુ મુસલમાનોના હિન્દુસ્તાનની સરહદ બહાર મક્કા મદીનામાં રહે છે. આમ અનેક હિંદુ-મુસલમાનો જે પરમાત્માની પાછળ અનેક યુગથી રખડતા રઝળતા આવ્યા છે તેમને આ ખોટો માર્ગ છે, એમ સમજાવી તેમના સિદ્ધાન્તોને સર કરી એટલે તાબે કરી પરમેશ્વર દૂર નથી પણ તેમની પોતાની પાસે (નજીક) છે એમ બતાવી હું

પરમપદની સ્થાપના કરી બતાવીશ અને આપણા સકર્તા સત્‌કૈવલ એકલમલ રૂપે વસી રહ્યા છે, ત્યાં હું તેમને આ ગ્રંથને વિષે સાક્ષાત્કાર કરાવી આપીશ.

जीनु नरणीत वित्त वेत जेत जीनु सरल सभासन;
जेही करता करुणेश देश जीनु सहित उपासन. ॥५॥

હે અંશો ! તમો સર્વ લોકને સરળતાપૂર્વક સમજાય એવી રીતે સકર્તાના વિત્તનો નિર્ણય કરી બતાવીશ. વળી તેમની ઉપાસના કેવી રીતે કરવી તથા કર્તા કરુણેશનો દેશ કેવી રીતે સમજવો તેમજ તેમને કેવી રીતે ઓળખવા વગેરે તમો ખુલ્લી રીતે સમજી શકો એ પ્રમાણે હું આ ગ્રંથમાં વર્ણવીશ.

विविध भात वीगतंग अंग जीनु करीत जथारथ;
अति छेवट वट वदीत सदीत विनु अनीत पदारथ. ॥६॥

આ ગ્રંથના અંગે અંગમાં વિધવિધ પ્રકારની વિગતનું યથાર્થ વર્ણન કરવા ઉપરાંત અતિ છેવટનો પતિપદ પ્રાપ્ત કરવાનો સત્ય માર્ગ સમજાવીશ જેમાં કોઈ અનિત્ય પદાર્થ નથી.

पावन परम सुदेश धेश घर अति सुखदायक;
तवते सकल उदेश भेश भवके जेही लायक. ॥७॥

આ પતિપદ પામવાનો ઉત્તમ માર્ગવાળો દેશ પરમ પાવન કરવાવાળો છે તથા તે માર્ગ દ્વારા પ્રાપ્ત થતું નિજ ઘર અતિ સુખદાયક છે. એટલા જ માટે આ સર્વ ગ્રંથનો ઉદેશ (હેતુ) ભવના વેષધારી મનુષ્ય માત્રને લાયક હોઈ યોગ્ય છે.

पण जीनु सरव परंत परमपदकी गत पावन;
दुरलभ अति दुरेश परमगुरु विन खुद खावंन. ॥८॥

આમ છે છતાં સર્વની છેવટે આવેલી પરમગતિ પ્રાપ્ત કરવી તે અતિ કઠિન હોઈ દુર્લભ છે. તે પરમગુરુ સિવાય ખુદખાવનને પ્રાપ્ત કરવા મુશ્કેલ છે.

तबते करो सुशोध परमगुरुकी उत इत मही;
निजपति क्रता विनाय पाय विनु जाय सकल वही. ॥९॥

એટલા જ માટે તમે સર્વજ્ઞ દિવ્ય પરમગુરુની ઉત્તમ પ્રકારે શોધ કરો; કારણ કે નિજ સકર્તા પતિને પ્રાપ્ત નહિ કરો તો ભવસાગરમાં મનનાં તરંગમાં તણાતા વહી જશો.

तबते गुरु परम गम लेइ आयेहु भव इत;
तीनकी करो पहेंचाण्य वाण्य जीनु अकल अलोकित. ॥१०॥

ભવસાગરના સર્વ મનુષ્યોને તારવા પરમશ્રેષ્ઠ પરમગમને લઈને પરમગુરુ આ

જગતમાં આવેલા છે. તેમની તપાસ કરી, કળી ન શકાય તેવી અલૌકિક પ્રભાવવાળી તેમની વાણી ઉપરથી ઓળખી લેજો.

**पावन पुरुष प्रवीन चीन कर चरन सकल वित्त;**
**धरेहु परख जन काज करन पुनी संत सहित हित. ॥११॥**

તે પરમગુરુનામધારી પવિત્ર પુરુષ સર્વ વાતમાં પ્રવીણ છે. તેમના દરેક અંગમાં સામુદ્રિકના નિયમ મુજબ ઉત્તમ પ્રકારનાં ચિન્હો ધારણ કરેલાં છે અને તેમના ચરણારવિંદનો જ્યાં જ્યાં સ્પર્શ થાય ત્યાં ત્યાં સર્વ પ્રકારના વિત્તથી ભરેલી સમૃદ્ધિ અનાયાસે એકઠી થાય છે. કળશ, ધ્વજ, પદ્મ, શંખ, ચક્ર વગેરે ચિન્હોને એટલા જ માટે ધારણ કરેલાં છે કે આ પ્રકારના ચિન્હોવાળા જોઈ કોઈ હરિજન ઓળખી કાઢે. એટલા જ માટે સંતહરિજનનું હિત સાચવવા પરમગુરુને આવા પ્રકારનાં ચિન્હો ધારણ કરવાં પડેલાં છે.

**विनहु पाण्य पद चीन भींन नहि भवते परही तन;**
**पायंन परम प्रतीत संत जग जंत सहित जन. ॥१२॥**

જો હું પરમગુરુના ઉત્તમ ચરણારવિંદનું વર્ણન ન કરું તો તેમના ઉત્તમ ચિન્હોની જગતના કોઈ પણ માણસને ખબર પડે નહિ અને ભવના લોકોથી આ પુરુષનું સ્વરૂપ કોઈ જુદા પ્રકારનું છે એમ ઓળખાય નહિ. વળી સંત અને હરિજનનો તેમજ પ્રેત આદિ જગત માત્રને આ પરમગુરુનું (સોહંગ) શરીર પાવન કરવાવાળું છે. તથા છેવટ ગતિનું જ્ઞાન તે પણ તેમનાથી જ મળે તેમ છે, અને એટલા જ માટે તેની પ્રતીતિ લાવવા ચિન્હો સહિત અલૌકિક અને અવ્યાક્રત તત્ત્વનું શરીર ધારણ કરેલું છે.

**तब तनु लायेहु दिव्य साज करुणाकर साहायक;**
**जीनु तन करत कराल भाल उर जुवो निहालक. ॥१३॥**

એટલા જ માટે દિવ્ય સાજવાળું શરીર હરિજનો ઉપર કરુણા કરી સહાય કરવા માટે લાવ્યો છું. વળી તે શરીર અતિ ઉગ્ર હોઈ કૃતમાત્રને ભય પમાડે તેવું છે. તેમના તેજસ્વી ભાલ (કપાળ)ને ઉરમાં નિહાળીને જોજો. એ ઉપરથી તેમની નાની-મોટી સર્વ વિભૂતિઓ દેખાઈ આવશે.

**प्रगट परचो प्रमाण जाण जुगमे जश जाहेर;**
**कैवल वित विद जेह देह शुध अंतर बाहेर. ॥१४॥**

પરમગુરુના જશ જગતભરમાં જાહેર ગવાય છે એ જ એમની અલૌકિક જ્ઞાનવાળી

જાણનો પ્રત્યક્ષ પરચો છે. વળી તે પરમ સકર્તા સત્‌કૈવલની સુજાણ જાણના વિત્તથી ભરપૂર હોઈ વિદેહરૂપ તેમનો દેહ અંતર્બાહ્ય સર્વાંગે શુદ્ધરૂપે છે.

**अरुढ मता बुध बाल आल उर अंतर धरीया;**
**विविधि भात वैभाग त्याग करीत तत्व उगरीया. ॥१५॥**

અરૂઢ મતવાળી બુદ્ધિ, બાળક અવસ્થામાં, ઉરમાં ધારણ કરી તત્ત્વોનો વિધવિધ પ્રકારની વિભક્તિ દ્વારા ભાગ ત્યાગ કરતાં જે મુદ્દો છેવટે બચ્યો તેમાં ચિત્તવૃત્તિને સ્થિર કરી.

**वस्तु रूप तन अच्युत आप भये अजर उमागे;**
**जड तन लेइ परतीत वरस ल्यौं अनजल त्यागे. ॥१६॥**

અજરપુરા નામે ગામમાં વસ્તુરૂપ મુદ્દો કહેતા જગતની રચના કરનાર સર્જનહારને પ્રાપ્ત કરવા આ શરીરથી કદી ન ચલાયમાન થાય એવું અચળ પદ્માસન ધારણ કરી, આ જડ શરીરનો નાશ નહિ થાય એમ વિશ્વાસ લાવીને એક વરસને માટે અન્નજળનો ત્યાગ કર્યો.

**तार पीछे विक्षात पंचजन नुतो दीनो;**
**सकल ठोर एक बेर आप जइ भोजन कीनो. ॥१७॥**

ત્યાર પછી તે જ ગામના પાંચ હરિભક્તો ભોજનનું આમંત્રણ આપી ગયા અને તે દરેકને ઘરે પાંચ શરીરો ધારણ કરીને એકજ વખતે ભોજન કર્યું એ વાત પ્રસિદ્ધ છે.

**चंडी पुत्र एक भाट तायकी पुत्री जीवाइ;**
**विप्र सुता एक पंग अंगकी सुध्य चलाइ. ॥१८॥**

ચંડીપુત્ર એક ભાટ કે જેની પુત્રી મરણ પામી હતી એને જીવતી કરી તથા એક બ્રાહ્મણ પુત્ર કે જે હાથ-પગથી પાંગળો જન્મ્યો હતો તેને તેવાં જોઈતાં અંગો આપી ચાલતો કર્યો.

**शाह त्रिया जमीदार नार दो मृतक उगारी;**
**मूगो कीयो वाचाल विशाल वाणी भइ प्यारी. ॥१९॥**

એક વાણિયાની સ્ત્રી મરણ પામેલી હોઈ જે વાણિયો વિલાપ કરતો હતો તેની તે સ્ત્રીને જીવતી કરી. તથા એક જમીનદારની સ્ત્રી મરણ પામેલી તેને પણ જીવતી કરી. એક ખડગોધરા નામે ગામમાં એક બ્રાહ્મણને ત્યાં મૂંગો તથા બહેરો બાળક જન્મેલો હતો તેનાં તે દુઃખ દૂર કરી તરત સર્વ લોકને પ્યારું લાગે તેવું શુદ્ધ બોલતો કર્યો.

विप्र पुत्र मरतक जीवे म्हे देवु तमकु;
लीनो तुरत उठाय फेराये रवि सुत जमकु. ॥२०॥

એક બ્રાહ્મણ કે જેનો પુત્ર મરી ગયેલો તે પરમગુરુ પરત્વે જઈને કહેવા લાગ્યો કે જો મારો પુત્ર જીવતો થાય તો હું આપને આપી દઉં ત્યારે પરમગુરુએ મરનારનો આત્મા જે રવિપુત્રો(યમ)ના હાથમાં ગયો હતો તેમની પાસેથી છોડાવી પ્રાણનો સંચાર કરી તેને જીવતો કર્યો.

सूक्ष्म परचा अनंत अंत आवे नहि येता;
जेता जक्त प्रसिद्ध रीधमे बरन्या तेता. ॥२१॥

પરમગુરુ કહે છે કે આ શરીરે અનંત સૂક્ષ્મ પરચાઓ આપેલા છે, પણ તેને કહેતાં અંત આવે તેમ નથી. માત્ર વધારે પડતા જગપ્રસિદ્ધ પરચાઓ હતા તેટલા જ મેં વર્ણવેલા છે.

साखी :- शब्द प्रबंध ग्रंथ वाणी बहु उचरी;
कैवलअंश कुवेर फेर साख्या मांहमत करी. ॥२२॥

સાખી, શબ્દો, પ્રબંધ છંદ તથા ગ્રંથો આદિ વાણી ઘણા પ્રકારે ઉચ્ચારી મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હું સકર્તા સત્‌કૈવલનો મહદ્ સજાણ સ્વરૂપે પરમ વિશેષ અંશ હોઈ આ પ્રમાણે પરચાઓ વગેરે આપી તથા ગ્રંથો વગેરેની રચના કરી સકર્તા સત્‌કૈવલની શાખ વધારી માંહમત એટલે સકર્તાના શ્રેષ્ઠ મતને જાહેર કર્યો છે.

एही निज मंगला चरनन, निजपति क्रता सहेत;
आगंम किये जनायके, ग्रंथभाव जिनु जेत. ॥२३॥

આ ઉપર વર્ણવેલું નિજ મંગલાચરણ તે નિજ સકર્તા પતિના શુદ્ધ હેતને જણાવવાવાળું હોઈ તે પ્રથમ મૂકી તેમાં ગ્રંથ વિષેનો ભાવ સારાંશરૂપે જણાવ્યો છે.

परथम करही पठन जन, मंगला चरन उपास;
पीछे उचरत ग्रंथकु, होय सिद्धान्त समास. ॥२४॥

એટલા જ માટે હે હરિજનો ! આ મંગલાચરણની ઉપાસના કરી નિત્ય પ્રતિ પઠન, મનન તથા અધ્યયન કરજો અને પછી આ ગ્રંથ જેનો હું પ્રારંભ કરું છું તે, જેમાં સમસ્ત સિદ્ધાન્તોનો સમાવેશ કરવા ઉપરાન્ત સકર્તા સત્‌કૈવલના પરમશ્રેષ્ઠ સિદ્ધાન્તની છેવટ ગતિ જણાવેલી છે, તેને ગુરુના લક્ષ્યબિંદુ વડે જ્ઞાન પામીને જો વાંચશો તો અંદર રહેલું છેવટનું તત્ત્વ સમજાશે.

**મંગલાચરણ સમાપ્ત**

# હંસતાલેવા ગ્રંથ ૧લો

## વિશ્વબોધ કરનનકો-અંગ -૧ લું

### રેકતા છંદ.

**मातने तात सुत भ्रातने भारजा, कुटुंब परिवारनी लाहार लागी;**
**इंद्री सवादने कारणे आपनुं आप, भूली गयो कयांहां अभागी. ।।१।।**

જગતના ભાગ્યહીન મનુષ્યો ઈન્દ્રિયોના સ્વાદની પાછળ તણાતા હોવાને લીધે પોતે પોતાના નિજ સ્વરૂપને જાણવાની જાણ ભૂલી ગયા છે, એથી માતા, પિતા, પુત્ર, સ્ત્રી વગેરે કુટુંબ પરિવારના લહારામાં વહી જતા (એક બીજાની પાછળ તણાઈ જતા) દેખાય છે.

**मायाना फंदमे जक्त लपटाई रह्यो, त्रिगुणा तृष्णा नवत्यागी;**
**राजने पाट मुस्तक छत्तर ढले, तांहां लगी भ्रमणा आघी आघी. ।।२।।**

રાજપાટના સુખમાં મસ્તક ઉપર છત્ર ઢળતાં હોય તો પણ લોભ વશ થયેલો આ જીવ ભ્રમણા અધિકાધિક કરતો જાય છે. ખરેખર માયાના ફાંદામાં લપટાયેલો જીવ ત્રિગુણાત્મક તૃષ્ણાને ત્યાગી શકતો નથી.

**तंतुना तेजमे विश्व विलसी रह्यो, जाग्रत सुपनमे सुरत लागी;**
**तुरीयानी तीत अतीत परमातमा, सो कोइ नव लहे मंद भागी. ।।३।।**

જાગ્રત તથા સ્વપ્ન આ બંને અવસ્થામાં જ જગતમાત્રની સુરતા લાગી રહેલી છે. તેમાં તત્ત્વોના યત્કિંચિત્ તેજમાં મોહવશ થયેલું વિશ્વ વિલાસ ભોગવે છે. એથી જ તુરીયાતીત અને તેનાથી અતીત જે મહાન પરમાત્મા સ્વરૂપ રહ્યું છે તેને મંદબુદ્ધિના ભાગ્યહીન જીવો કોઈ જાણી શક્યા નથી.

**सुरपति इंद्र वैभव सुख जो सरे, कर्मना ऋत कैलास जागी;**
**अज वैकुठ केरु पद आवरे, दीन आधीन थइ लेउ मागी. ।।४।।**

સારા નસીબે દેવતાઓના પતિ ઈન્દ્રનું સુખ મળ્યું હોય તો કર્મનાં અધિક ફળ મેળવી કૈલાસ પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખે છે તથા તેમ કરતાં બ્રહ્મપુરી, વૈકુંઠ આદિ પદના રાજા થવાની ઈચ્છાઓ દોડાવતા જ જાય છે. આમ ગરીબાઈને આધીન થઈ આગળ ને આગળ માગણ વૃત્તિ વધારતો જ જાય છે. આમ તૃષ્ણાનો અંત આવતો જ નથી.

**दानव मानव अहीकुल देवता, लोक चतुरधानी भुख न भागी;**
**केहं कुवेर ए दल द्रायो नहि, गुरु गमसे नव जोयुं जागी. ॥५॥**

આ પ્રમાણે ચૌદલોકમાં વસતા દાનવો, માનવો, અહિકુલ (સર્પો) તથા દેવતાઓ વગેરેની તૃષ્ણારૂપ ભૂખ ભાગી નથી. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે ગુરુની પરમશ્રેષ્ઠ ગતિને જોવા જાગ્રત થયા નહિ એથી જ જગતમાત્રનાં દિલ ધરાયાં નથી.

**साखी :-वप्रीत वश सब जुग भयो, लह्यो नहि निज सार;**
**हुं कहीनो ने क्यां लगी, कीयो न तत्त्व विचार. ॥६॥**

જગતમાત્ર વિપરીત માર્ગમાં કાળવશ થયેલું હોવાને લીધે પોતાનો નિજસાર સમજી શક્યું નથી, કારણ કે 'હું કોણ ? ક્યાંથી આવ્યો ? અને ક્યાં સુધી છું ?' એ સંબંધી તત્ત્વોનો વિચાર કર્યો નથી.

**सतगुरु चरननि चाहना, गावत नहि गुन ग्राम;**
**मंदमति मायामही, पागी रह्या धन धाम. ॥७॥**

મંદમતિના જીવો માયાના ફંદામાં ફસાઈ ધન તથા ધામમાં પાગી રહ્યા એટલે કળી ગયા, એ કારણને લીધે સત્‌ગુરુના ચરણારવિંદનાં ઈચ્છાપૂર્વક ગુણગાન ગાઈ શક્યા નથી.

## હિંદુ મુસલમાન શીખકો-અંગ -૨ જું

**हिंदु मुसलमान दो अस्क हेवान, पति एक यैचान पैचान नांही;**
**यो कहे राम रहीमानकु वेज्जे, एक निरंजन एक सांही. ॥१॥**

હિંદુ અને મુસલમાનો આ બંને ધર્મઘેલા આશક હોઈ હેવાન (અણસમજુ) છે, કારણ કે એક પરમપતિની કોઈએ ઓળખાણ વા પિછાન કરી નહિ. એ કારણને લીધે એક રામને ભજે તો બીજો રહેમાનને ભજે; એક નિરંજન કહે તો બીજો સાંઈને સંભારે છે.

**एक अपवास संध्याय गायंतरी, एक नवाज कलमान रोजा;**
**रांम रमेति रंमनंग चीन्या नहि, सांइ देदार ना सार खोजा. ॥२॥**

એક ઉપવાસ કરે છે અને સંધ્યા ગાયત્રી ભણે છે ત્યારે બીજો નમાજ કરી કલમા પઢે છે અને રોજા કરે છે. આમ કરતા હોવાથી 'રમેતિરામ' કે જે ઘટોઘટમાં રહેલો છે તે રૂપ નંગ એટલે મુદ્દો જાણવા રંગ લાગ્યો નહિ તથા સાંઈરૂપ ધણીની ખોજ કરવા આ દેદારરૂપ દેહમાં વસતા અંતરાત્માની (નિજ સ્વરૂપની) કોઈએ ખોજ કરી નથી.

एककु देवल देव पूजारी रहे, एक मसीत फकीर फकरा;
वादवेवादना दोय दरदीमुदा, ना कदा ऋतथे होय नकरा. ।।३।।

એકના દેવાલયમાં દેવતા તથા પૂજારી રાખવામાં આવે છે ત્યારે બીજાની મસ્જિદમાં ફકીર ફકરાઓ રહે છે. આ બંને વાદવિવાદના દરદી હોઈ આમાંના કોઈ કૃતથી નકરા થતા નથી અને અજ્ઞાત દશા ભોગવે છે.

एक बीली वध पात तुलसी करे, एककुगाय कटाय बकरी;
दोय नरंधकी मंदमति गत, चैतन जोयने सेव न करी. ।।४।।

એક બીલી તથા તુલસીનો વધ કરી દેવને ચઢાવે છે ત્યારે બીજો ખુદાના નામ પર ગાય તથા બકરીનો ભોગ આપે છે. આ બંને મંદમતિના હોઈ અંધ છે તેઓ પૈકી કોઈએ ચૈતન્ય જોઈને સેવા કરી નથી.

आत्मा परभवी प्रत पूजा करे, इम साहेबना सांइ रीझे;
केहं कुवेर नादान दो बंदगी, इंट पाषाण को ध्यान धीजे. ।।५।।

શરીર માત્રમાં વસતા ચૈતન્યરૂપ આત્માને પરભવી એટલે આત્માનું અપમાન કરી તેને રિબાવી દુઃખ આપવું અને પ્રતિમાઓની પૂજા કરવી આથી કંઈ સાહેબ કે સાંઈ રીઝતા નથી. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ બંનેની બંદગી નાદાન છોકરા જેવી હોઈ એક ઈંટોનું તો બીજો પાષાણ આદિ મૂર્તિનું ધ્યાન ધરે છે.

साखीः-चैतन सरखु सरवमे, अणुनी आद्य तनुधार;
निजपति अंश अचरचर, ब्राजेहु सकल मोजार. ।।६।।

અણુ રેણુથી લઈને ચૌદલોક સુધીના શરીરધારી માત્રમાં નિજપતિનો ચૈતન્ય અંશ એક સરખો હોઈ ચરાચર સર્વમાં બિરાજેલો છે.

तेसेही रुहु अल्लाहकी, मृगी अजा गौ बीच;
तो तीनकु क्यौं वध करो, उर उपलीकी मीच. ।।७।।

આ પ્રમાણે રૂહ એટલે અંશ સર્વ પ્રાણીમાં અલ્લાનો જ બિરાજેલો છે તો પછી મરઘી, બકરી અને ગાય, એમનો વધ શા માટે કરો છો ? તમારામાં હૃદયની આંખ તો નથી કે જેથી સત્ય માર્ગ સમજી શકો, પણ કુદરતી મળેલી આ ઉપલી આંખ છે તેને પણ તમે બંધ કરી છે એ આશ્ચર્ય પામવા જેવું છે.



## ઈષ્ટ બંદીક પ્રીછકો-અંગ -૩જું



**राम अवतार अपार अवनी पर, आन्य अवतार अनंत एके;**
**जांन पंडित पुरान खोजी जुवो, धात पाषान के कौन देखे.।।१।।**

રામના અપાર અવતારો આ પૃથ્વી ઉપર થયા છે તથા બીજા અવતારો પણ અનેક થયા છે એવું તમે કહો છો તો પછી હે પંડિતો ! પુરાણ ખોજી જુઓ અને વિચાર કરો કે તે કોઈ ધાતુ કે પાષાણના ન હતા. જ્યારે તે પ્રત્યક્ષ વિદ્યમાન હતા ત્યારે જે તે કોઈને મળ્યા હશે પણ અત્યાર સુધીમાં ધાતુ પાષાણ આદિ મૂર્તિઓમાં કોણે જોયા છે ? અથવા આ માર્ગ સત્ય હોય તો તેમાં તે કેમ દેખાતા નથી. એ વિચારવા જેવું છે.

**आद्य अल्ला नहि देह धारण किया, देग दरगावमे चाहाव केसा;**
**बिन जांने काहा बांग येसेइहे, सांइ नहि घोर दरगाव जैसा.।।२।।**

આદિ અલ્લાએ દેહ ધારણ કર્યો નથી તો પછી, હે મુસલમાનો ! દેગમાં વા દંરગાહમાં ચાહના શા માટે રાખો છો ? આમ જાણ્યા સિવાય પોકારેલી બાંગ અહીંની અહીં રહી જશે કારણ કે સાંઇ ઘોર કે દરગાહ જેવા નથી.

**इंट आरोपन लोप चुना करी, रख आकीन आधिन रहेता;**
**खोज कतेब सांइयां येसे क्या लिख्या, सचके जुठ काजी क्यौं न कहेता.।।३।।**

ઈંટોને ચુનો લપેટી તૈયાર કરી તેની સ્થાપના કરો છો અને પછી આકીન રાખી આધીન રહો છો તો કિતાબ કુરાનની ખોજ કરીને જુઓ : તેમાં આવા સાંઈ (ધણી) છે એવું ક્યાં લખ્યું છે ? તે વિષે તમારા કાજીઓ સાચું છે વા જૂઠું છે તે કેમ કહેતા નથી.

**येसे हिंदुय कहे सोय मन भूयते, सत सरुपकु ओइ न लहेता;**
**प्रतमा पूजत राम कहा गये गने, सकल व्यापीक मुख आप कहेता.।।४।।**

આ જ પ્રમાણે હિંદુ લોકો થઈ ગયેલા મોટા પુરુષોની પ્રેત મૂર્તિઓ બેસાડીને તેને પરમેશ્વર તરીકે પૂજે છે. એ જ કારણને લીધે તેઓ પણ સત્ય સ્વરૂપને ઓળખી શક્યા નથી. વળી રામ આદિ પ્રતિમા પૂજતાં પૂજતાં ઘણાએ લોકો ચાલ્યા ગયા પણ તેનું તેઓએ કંઈ ફળ મેળવ્યું હોય એમ દેખાતું નથી. વળી તમો એમ કહો છો કે પરમેશ્વર સર્વત્ર વ્યાપકરૂપે રહેલા છે ત્યારે બીજી બાજુ મૂર્તિઓમાં કેમ બતાવો છો ? આ બંને પૈકી ખરું શું હશે ? તે તો પુરાણીઓ જ જાણે.

**राम नहि धात पाषाण के काष्टका, इंट अल्ला नहि घोर मरख्या;**
**केहं कुवेर अंधेर दोनु रची, सांइ साहेब ना कीने परख्या. ॥५॥**

રામ ધાતુ, પાષાણ કે કાષ્ટના નથી તેમ જ અલ્લા મઢેલી ઈંટોની ઘોર કે દરગાહ જેવા નથી. આ બાબતમાં મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હિંદુ અને મુસલમાનો આ બંનેની અંધેરવાળી રચનામાં જગત ફસાયેલું હોવાથી ન તો સાંઈને વા ન તો સાહેબને કોઈ ઓળખી શક્યું.

**साखी-साहेब केरी सायभी, पंच तत्त्व कर दाम;**
**ए पूजा स्त्रव अरथकी, सरे ना आत्म काम. ॥६॥**

આ સર્વત્ર રહેલી સઘળી સાયભી (સાહેબી) સાહેબની છે. પંચ તત્ત્વો આદિની જે પૂજા કરવામાં આવે છે તે બધું આર્થિક જીવન ગુજારવા માટે હોઈ એનાથી આત્મ કલ્યાણ થતું નથી.

**आतम जाणीने भजे, के साहेब के सांय;**
**ते नंदे वंदे नहि, पंच तत्वमे कांय. ॥७॥**

પોતાના આત્માને જાણીને સાહેબ કે સાંઈને ભજે છે તે પંચતત્ત્વો આદિમાં કોઈની નિંદા વા કોઈનું વંદન કરતા નથી.

##  પ્રતિમા પૂજા સમજકો-અંગ -૪થું 

**प्रतमा पालने काल नरणे करु, अरथ उपासीक समज सारु;**
**विविधी विगते करुसकल संशे हरु, श्रवण करो सुरत धरी बरन चारु ॥१॥**

કેવા સંયોગોમાં પ્રતિમા પૂજવી જોઈએ તે વિષે આર્થિક ઉપાસકને સમજ પડે તેવો વિધવિધ પ્રકારનો વિગતવાર, સર્વ પ્રકારના સંશયનો નાશ કરનારો નિર્ણય કરું છું; જે ચારે વર્ણના શ્રોતાજનો સુરતા ધરીને સાંભળો.

**जेम कोउ शाह घेर नार एक पतिव्रता, पठ्यो परदेश पियु प्रतराखी;**
**सतने कारणे प्रत पूजा करे, सुरत निज श्यामनी संग ताकी. ॥२॥**

કોઈ એક વાણિયાને ઘેર પતિવ્રતા ધર્મ પાળનારી સ્ત્રી હતી. તે વાણિયો પરદેશ નીકળ્યો ત્યારે પોતાની સ્ત્રીને પોતાની પ્રતિમા આપતો ગયો. તે સ્ત્રી તે પ્રતિમાની સત્યધર્મ

સાચવવા રોજ પૂજા કરતી હતી પણ તેણી પોતાના પરદેશ ગયેલા સ્વામીની સંગાથે સુરતા વડે નિશાન તાકતી હતી.

**रहत आलोच मन सोच नीसवासुर, आतुरता अति उर धरती;**
**रुद्र सुकाय अरे हाय ना सहाय, दल, दाय पियु पाय पोकार करती. ।।३।।**

તે સ્ત્રી પતિ વિયોગની વિરહવેદનામાં મન, કર્મ અને વચનથી શોચપૂર્વક આલોચન કરતી હોઈ નિસાસા નાખતી હતી અને અતિ આતુરતાપૂર્વક ઉરમાં પતિની પ્રતિમા ધારીને કહેતી હતી કે અરે ! ઓ દેવ ! મને ક્યારે આવી મળશો ! આવા પ્રકારના વિયોગને લીધે શરીરમાં રહેલું લોહી સુકાઈ ગયું તો પણ સર્વ સુખને આપનાર સ્વામી મળ્યા નહિ; એથી દિલમાં પતિ ન પ્રાપ્ત થવાની પીડાએ અતિ રૂદન ભર્યા પોકાર કરતી હતી.

**पुरुष आवी मल्यो पतिव्रता नारनो, प्रतमा तेह पूजे न वळती;**
**चहीतन पुरुषनी संग संदोदित, हरख हीचोल हलती ने मलती. ।।४।।**

તે સ્ત્રીનો પતિ જ્યારે આવી મળ્યો ત્યારે તે સ્ત્રીએ પ્રતિમા પૂજવાનું છોડી દીધું એટલે કે ચૈતન્ય પુરુષ સંગાથે સદોદિત હરખને ઝોલે બેસી હળીમળીને આનંદપૂર્વક રહેવા લાગી. આનું નામ પતિવ્રતા ધર્મ છે.

**तेम संसारमां मुरत महाराजनी, हुरत हरांमनी सुरत सेवा;**
**पतिव्रता नारनो प्यार कोईने नहि, पाये नहि पति परम देवा. ।।५।।**

ઉપરના દૃષ્ટાંતનો સિદ્ધાન્ત એ છે કે આ સંસારમાં મૂર્તિરૂપે પ્રતિમાઓ અવતારી પુરુષો આદિ મહારાજોની ગોઠવવામાં આવી છે પણ તે મહારાજો પતિ છે કેમ કે એ વિષયની કોઈએ ચોકસાઈ કરેલી નથી. માત્ર ગાડરીયા પ્રવાહની માફક એક પાછળ એક એમ જગત વહી જતું જોવામાં આવે છે. જે હરિજન પતિવ્રતા સ્ત્રીની માફક પોતાના પતિને ઓળખી શકતો નથી વા પતિને જેણે જોયા પણ નથી તે ભળતા જ પરમેશ્વરોને પતિ છે એમ માની પોતાની સુરતા વડે હેરે છે એટલે કે જુએ છે અને તેમાં પતિ વિષેના તરંગ ગોઠવે છે; પણ તે પતિ ખાતરી સિવાયના હોઈ આ સેવા હરામ લેખાય. વળી ઉપર જણાવેલી પતિવ્રતા સ્ત્રીનો પ્યાર જેવો પતિ પરત્વે હતો તેવો શુદ્ધ પ્યાર સર્જનહાર ધણીમાં કોઈનો નથી. કારણ કે જે તે ઉપાસના વા ધ્યાન ધરનારાઓ દિલમાં કામના રાખીને ધ્યાન ધરે છે પણ નિષ્કામ ધ્યાન કોઈ ધરતું નથી. ઉપલકથી નિષ્કામ શબ્દ વાપરે છે પણ અમલમાં મૂકી શકતા નથી કારણ કે ઉપાસક માત્રના દિલમાં ગુપ્તભાવ પદાર્થ પ્રાપ્તિનો જ રહેલો હોય

છે. એથી જ દિવ્યરૂપ પરમપતિને પ્રાપ્ત કરી શક્યા નથી. જે સ્ત્રી પોતાના પતિની પ્રતિમા પૂજતી હતી તે સ્ત્રીનું ચિત્ત પરદેશમાં જ્યાં પતિ ફરતો હતો ત્યાં તેની પાછળ જ રહેતું હતું અને તે સાથે આતુરતાપૂર્વક તેમના સુખ દુઃખ વિષે સંભારી સંભારીને રડતી હતી. ક્યારે અને કઈ પળે પતિ આવી મળશે એ જ રાહ જોતી પતિ વિરહ વેદનામાં પોતે ખાવા પીવામાં તથા ઓઢવા પહેરવામાં બેચેન રહેતી હતી. આમ એકંદરે દૃષ્ટિ પતિ જ્યાં હતો ત્યાં જ રાખતી હતી ત્યારે બીજી બાજુ આ તરફ પતિની પ્રતિમાની પૂજા માત્ર પતિવ્રતા ધર્મ સાચવવા પૂરતી જ કરતી હતી. આવી શુદ્ધ હૃદયની લાગણીવાળો ભાવ મૂર્તિ પૂજકોને નથી. વળી મૂર્તિપૂજકો મૂર્તિમાં જ ચિત્ત રાખે છે, પતિવ્રતા સ્ત્રીને જે જ્ઞાન પતિનું છે તેવું જ્ઞાન મૂર્તિપૂજકોને નથી. એથી જ આ ઉપાસના વડે ખરા પરમેશ્વર ઓળખી શકાતા નથી. (અવતારી પુરુષો આદિ મહારાજોનું અનુકરણ કરી સંત મહંતો વા ગુરુ થવાના ઉમેદવારોએ પોતાની પ્રતિમાઓનો, પૂજા કરાવવાના હેતુથી આ અંધ જનતામાં રિવાજ પાડી દીધો છે એટલે કે મૂર્તિઓ વા પ્રતિમાઓના પ્રકાર અનંત ઘણા વધી ગયેલા છે, એથી પતિવ્રતાધર્મ કઈ પ્રતિમા સાથે રાખવો એ સમજવું મુશ્કેલ થઈ પડ્યું છે. જે તે ગુરુ થવાના ઉમેદવારોની પ્રતિમાઓ જ્યાં ને ત્યાં હોય છે. આમ ગુરુઓ તરફથી અનેક રંગ વધતા જાય છે તેમાં કોણ શિષ્ય કયા ગુરુ સાથે પતિવ્રતા ધર્મ સાચવશે તે કહેવું મુશ્કેલ છે. વળી પતિ તો પરમેશ્વર જ હોઈ શકે અને તેમના માર્ગદર્શક ગુરુઓ છે, તો પછી પતિવ્રતા ધર્મ ગુરુ સાથે પાળવો કે સર્જનહાર સકર્તા સાથે પાળવો ? એક જ સ્ત્રી બે પતિ સાથે સતી ન થઈ શકે. આ ઉલટા માર્ગને કેવી રીતે સમજવો જોઈએ ? એનો ખુલાસો ગુરુ થનારાઓ કરી શકશે કે કેમ ? જે સ્ત્રી પતિની પ્રતિમાની પૂજા કરતી હતી તે સ્ત્રીએ અવલોકનપૂર્વક પતિને નિહાળેલો હતો, એ ઉપરથી તેણી ધ્યાનપૂર્વક પતિનું આલોચન કરતી હતી; પણ અત્યારના મૂર્તિપૂજાના ઉપાસકોએ પતિવ્રતા સ્ત્રીના પતિની માફક પરમ પતિરૂપ સર્જનહારને જોયેલા નથી તો પછી તેમનું આલોચન કેવી રીતે કરી શકશે ? વળી હું કહી ગયો છું કે પતિ એક જ હોય છે અને તેની સાથે જ પતિવ્રતા ધર્મ સાચવી શકાય છે, પણ તેવા પતિના ઓળખાણ સિવાય તેને બદલે કોઈ ભળતા જ પતિની કલ્પના કરી મન, કર્મ અને વચન વડે આલોચના કરવું એ પતિધર્મની વિરુદ્ધ લક્ષણા છે. વળી આલોચનાપૂર્વક ધ્યાન ધરવું એ મન બુદ્ધિની લક્ષણા છે. આ મન બુદ્ધિનો સુષુપ્તિમાં લય થતાં ધરેલું ધ્યાન નષ્ટથઈ જાય છે વા તેનું તેને જ્ઞાન રહેતું નથી તો પછી ધ્યાનનો સત્ય માર્ગ કયો હોઈ શકે ? અને પતિને કેવી રીતે ઓળખી શકાય ? ડાહ્યા ગણાતા વિદ્વાનો કહી ગયા છે કે પરમપતિનું સ્વરૂપ મન, બુદ્ધિ તથા વાણીથી પર આવેલું હોઈ તેમનું મન વાણી વર્ણન કરી

શકતાં નથી; ત્યારે આ બાજુ આપણા સર્વ લોકો મન વાણી વડે જ પરમેશ્વરોને ગોખીએ છીએ અને તે પણ હાલના નવીન ગુરુઓ પોતપોતાના ધ્યેય પ્રમાણે જગતમાત્રને અગડં બગડં સમજાવી ભળતા જ પરમેશ્વરો ગોખાવે છે. આ પ્રમાણેના નિયમ સિવાયના માર્ગે ચાલનારા હરિજનોની કોણ જાણે શું દશા થશે ! એ સ્પષ્ટ કહેવું કઠિન છે. વળી ધ્યાન કરતાં જ્ઞાનની પ્રથમ જરૂર છે પણ તે જ્ઞાનનો વેશધારી માત્ર ભગવાં કપડાં પહેરનારાઓને કંઈ ઠેકો દીધેલો (ઈજારો રાખેલો) નથી કે આ જ્ઞાનને તેઓ જ જાણે છે; અગર તો આ પ્રમાણે માની લેવું તે પણ ભૂલ ભરેલું લેખાય. જ્ઞાન સર્વત્ર છે અને સર્વ હકદારોનો હક સરખો છે. ગુરુઓ તો સકર્તા સર્જનહારના દૂત હોઈ ટપાલી છે. ટપાલમાં લખેલો મુદ્દો ટપાલીનો નથી. પણ સર્જનહારનો છે એટલે કે તેઓ ધણી થઈ શકતા નથી. આ પ્રમાણે ધણી ન થઈ શકતા હોય તો તેમની પ્રતિમા પૂજાવવી, એ પતિ સાથેના પતિવ્રતા ધર્મમાં કલંકરૂપ દેખાય; કારણ કે પ્રાણની પરમ આહુતિ પ્રાણેશ્વરને આપી શકાય. આ પ્રાણેશ્વરના અજાણ્યા હરિજનો બીજા ત્રીજાને આપી દે અને તે વાત તેના મૂળ ખરા પતિ જાણે તો જરૂરથી કહું છું કે આ પવિત્ર માર્ગમાં વિઘ્ન ઊભું થાય અને નિજને બદલે શ્રાપ મળે. આવા પ્રકારની વિભળ ભક્તિ ભગવતીજનોએ શા માટે કરવી જોઈએ ? જ્યાં સુધી પોતે પોતાનો નિર્ણય કરી શક્યા નથી ત્યાં સુધી જેના તેના કહેલા વચન ઉપર આધાર રાખવો જોઈએ નહિ. ગુરુ કોણ થઈ શકે ? કેવા હોવા જોઈએ ? અને તે વિષેનું ઓળખાણ શું છે તે સઘળો ખુલાસો આ ગ્રંથનાં છેલ્લાં કેટલાંક અંગોને વિષે વર્ણવેલો છે તે ઉપરથી શ્રોતાવર્ગ સમજી જશે કે આ ગુરુઓનો ડોળ માત્ર વેશને ભજવવા પૂરતો જ છે; નહિ કે અંતરની લાગણીનો વા જગતના કલ્યાણનો.)

**मूर्ति पूजत कलप के ते भये, दीयो नहि द्रसवा कृष्ण रामे;**
**केहं कुवेर संसारने भेख क्या, अटक रहे खटक्के भरम भांमे.॥६॥**

મૂર્તિ પૂજતાં પૂજતાં કંઈ કેટલાકો ખપી ગયા તથા યુગો પણ ઘણા વહી ગયા, તથાપિ કૃષ્ણ તથા રામે પાછા આવીને કોઈને દર્શન આપ્યાં નથી. મહાન સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે ભ્રમમાં પડેલા સંસારથી લઈ ભેખમાત્રને આ મોટી ખડક આડે આવવાથી અટકી રહેલા છે, જેને ભેદી કોઈ પાર જઈ શક્યું નથી.

**साखीः-निजकारन करता कुल, ताको लहे ना मर्म;**
**जन सूक्ष्म लघुता मति, दीयो उपासीक कर्म. ॥७॥**

સર્વ જગતના નિજકારણરૂપ જે સકર્તા સત્કૈવલ તેમનો મર્મ વા હેતુ કોઈએ જાણ્યો

નહિ, એથી જ સૂક્ષ્મ તેમ જ લઘુમતિના હરિભક્તો તનમન આપી કર્મ કરવામાં વળગેલા છે. અર્થાત્ સૂક્ષ્મ મતિવાળા જનોએ અલ્પમતિના હરિભક્તોને કર્મકાંડરૂપ ઉપાસના માર્ગમાં વળગાડ્યા છે.

इष्ट भेद अनुसुत नहि, ज्यौं प्रतिमा प्रतिराग;
केहं कुवेर शीख तायकु, क्या ग्रहीके वैराग. ॥८॥

જેમ પ્રતિમામાં આપણે પ્રીતિપૂર્વક મોહ રાખીએ છીએ પણ તે આપણા પોતાના નિજસ્વરૂપથી વિજાતિ છે એટલે તેની સાથે આપણી એકતા થઈ શકે નહિ. તેવી જ રીતે ઈષ્ટ ભેદ એટલે જે ઈષ્ટદેવ ભેદ બુદ્ધિના છે તેમની સાથે આપણે અનુસ્યૂત થઈ શકીએ નહિ; કારણ કે સ્વજાતિ સ્વજાતિયની સાથે અનુસ્યૂત થાય પણ વિજાતિ સાથે તેમ બનતું નથી. એટલે કે આપણા અંશો જેનાથી ઉત્પન્ન થયા છીએ તેની સાથે જો જ્ઞાન મળે તો અનુસ્યૂત થઈ શકીએ પણ તેમના નામે કોઈ ભળતા જ પરમેશ્વરો તૈયાર કરીએ અને તેમાં અનુસ્યૂત થવા પ્રયત્ન કરીએ તો તે વૃથા છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આવા પ્રકારમાં જોડાયેલ ગૃહસ્થો વા વૈરાગીઓને હું શું શિખામણ આપું !

## અભય શબ્દ ઉચ્ચારન જડ ચૈતન પ્રીછકો-અંગ-પમું

कहत साची काहा डरतहे काउथे, धरत परभाव हंम ना कुसीकी;
जीनुकी द्रष्टमे स्त्रष्ट उतपन भई, सो मम यार यारी उसीकी. ॥१॥

મહાન સમર્થ શ્રી ભગવાન કરુણાસાગર કહે છે કે, હું કોઈનો પણ ડર રાખ્યા સિવાય તથા કોઈની પણ પરવા કર્યા સિવાય સર્વ હકીકત સાચી જ કહું છું. જેની દૃષ્ટિમાં આ સમસ્ત જગત પેદા થયું છે તે મારો યાર હોઈ હું તેની યારીરૂપે છું. તો પછી મારે ડર કે પરવા શાની હોઈ શકે ! (હું સકર્તાની મહારાણી રૂપે હોઈ તે જ મારા યાર છે. આમ ઈશારા તરીકે જગતને સંબોધી કર્તા સંબંધી પોતાની ઓળખાણ કહી આપે છે. આ લક્ષણા મહદ નીડરતાવાળી હોઈ ભવ્ય અર્થને જણાવવાવાળી છે.)

देवल देव डेहेकांनी दुनिया, मुसलमान मसीत भई प्रतीत घोरा;
पचे परपंचना रंच खोजा रदा, विन मुदा जाय जमद्वारा बोहोरा.॥२॥

હિંદુઓના દેવાલયોમાં ગોઠવેલા દેવોમાં તથા મુસલમાનોની મસ્જિદમાં ગોઠવેલી ઘોરો વા દરગાહોમાં પ્રતીતિ લાવી દુનિયા ડહેકાઈ (ગૂંચવાઈ) ગયેલી હોઈ તેમાં જ ઘેરાઈ

અટકી રહેલી છે. આ બન્ને રંચમાત્ર હૃદયની ખોજ કર્યા સિવાય મુદ્દા સિવાયના પ્રપંચના ફંદામાં પચી ગયેલા હોવાને લીધે યમના દ્વાર પર ભીડ કરતા દેખાય છે.

**निजपति अकल सो सकल कारन कल, अकल अव्यक्त ना जक्तपेखे;**
**अवनी अप तेज वायु नभ पंचमुं, तत्त्व परमेश्वर विश्व लेखे. ।।३।।**

નિજ સકર્તા સત્ કેવલ કળી ન શકાય તેવા હોઈ આ ચૌદલોકરૂપ જગતના મૂળ કારણની કળરૂપે રહેલા છે. તેમનું અકળ અવ્યક્ત રૂપ છે એથી જ જગત જાણી કે જોઈ શક્યું નથી, એ કારણને લીધે જગતના આગવા જનો પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ આ પાંચ તત્ત્વથી મઢાયેલા ઈશ્વરો વિશ્વના સર્જનહાર છે એમ લખી ગયા છે અને વિશ્વ તેને જ માને છે.

**तत्वके आप पूजावत तत्वकु, तत्वके सत्वमे सकल अटक्या;**
**चहीतन दष्ट उतकष्ट नहि काउकी, भूत कलोलनी ओल लटक्या. ।।४।।**

આપણે પણ તત્ત્વોથી મઢાયેલા હોઈ આપણે માનેલા પરમેશ્વરો પણ તત્ત્વોવાળા જ સર્જાયેલા છે. આમ તત્ત્વોવાળા સર્વ લોક તત્ત્વરૂપ વિભૂતિમાં જઈને જ અટકી પડેલા છે, પણ ચૈતન્યયુક્ત દૃષ્ટિ વડે જોઈને કોઈ ઉત્કૃષ્ટ બુદ્ધિવાળા થયા નથી. માત્ર પંચભૂતાદિ શરીરોવાળાથી થતી ક્રીડાઓની ઓથમાં અટકી ગયેલા છે.

**आप निजके निज तेज बूजत नहि, हाल हजुर रहु केंजु सांइयां;**
**केहं कुवेर अंधेर भुदु सकल, अकलकी नकलकु प्रत पइयां. ।।५।।**

હું પોતે નિજસકર્તા સત્ કેવલનો સર્વજ્ઞ મહદ્ સુજાણ જાણ પરમવિશેષ અંશ છું છતાં તે નિજના તેજને કોઈ ઓળખી શકેલું નથી, કારણ કે આ શરીરમાં હાલ હજુરરૂપે તેનો રૂહ (અંશ) કેવો ઉત્તમ પ્રકારે મારા સાંઈરૂપ ધણીએ ગોઠવેલો છે તે વિષે જાણવાની કોઈએ ખોજ કરી નથી. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આખુંયે જગત અંધેરરૂપ હોઈ ભાદરવાના જંતુ જેવું છે કે જે અકલ પુરુષ( કૈવલ )થી સર્જાયેલી નકલોની પ્રતિમામાં આ પ્રતોમાં ફસાઈ ખુશ થઈ ગયું છે.

**साखीः करतव काज सरे नहि, बीन आतम ओलखांण;**
**मत कोई अटको मानवी, सुणी नाना विघ वाण. ।।६।।**

આત્માના ઓળખાણ સિવાય કૃત્રિમ કર્મ કરવાથી કલ્યાણ થતું નથી. માટે હે મનુષ્યો ! નાનાવિધ પ્રકારની મીઠી મધુરી વાણી સાંભળીને અટકી જશો નહિ.

चित्र कल्पतरु कामधेन, त्रितीयो दीपक जोत;
पये न पाय न वृक्ष फले, करे न जोत उद्योत. ।।७।।

દીવાલ ઉપર ચીતરેલાં કલ્પવૃક્ષ, કામધેનુ તથા જોતરૂપ દીવો, તે પૈકી કલ્પવૃક્ષ નથી ફળ આપતું, કામધેનુ નથી દૂધ આપતી અને દીવો નથી અજવાળું કરતો, આ બધાંએ કાલ્પનિક ચિત્રો છે. તેમાં વિત્ત હોય જ નહિ. તેવી જ રીતે ઈષ્ટ દેવતાઓની પ્રતિમાઓ આ ચિત્રપટ જેવી હોઈ નિર્વિત્ત છે.

## ઈષ્ટવાદ પક્ષ નિર્ણયકો-અંગ -૬ઠ્ઠું

एक दरियाइ मक्का मदीना करे, एक तीरथ केदार काशी;
एककु देव अनंत दुजा बहु, एककु पीर हजार एसी. ।।१।।

એક દરિયાઈ માર્ગે જઈ મક્કા અને મદીનામાં ફરે ત્યારે બીજો તીર્થ માર્ગે કેદાર અને કાશીમાં જાય. વળી એક દેવના પેટા વિભાગમાં અનેક દેવતાઓને માને ત્યારે બીજો એક પીરની પાછળ હજાર ઓલિયાઓમાં માન્યતા રાખે છે.

एक तसमी लइ जाप अल्ला जपे, एक माला लेइ राम गावे;
एक उदे भये सूर पूजा करे, एक आथमते शीर नावे. ।।२।।

એક તસબી લઈ અલ્લાનો જાપ જપે છે ત્યારે બીજો માળા લઈ રામના ગુણગાન ગાય છે. વળી એક ઊગતા સૂર્યની પૂજા કરે છે ત્યારે બીજો આથમતા સૂર્ય તરફ માથું નમાવી નમાજ ગુજારે છે.

एक सराद सराय पुरवेजकु, एक ताबुत हाहुन खेले;
एक मक्के जइ मांने मोरीदकु, एक गया जइ पंड मेले. ।।३।।

એક શ્રાદ્ધ સરાવી પૂર્વજોને નોતરે છે ત્યારે બીજો હોહા કરી તાબૂત ખેલે છે. વળી એક મક્કે જઈ મુરીદ એટલે શિષ્ય થવામાં માને છે ત્યારે બીજો ગયાજીમાં જઈ પિંડ મૂકે છે.

एक दाढी रखे मुंड मुंडायके, एककु मुछ राखत चोटी;
एक मुवा पीछे द्वादशकु भखे, एक गाडे पीछे खात त्रोटी. ।।४।।

એક દાઢી રાખે છે અને માથું મૂંડાવી નાખે છે. ત્યારે બીજો મૂછ અને ચોટલી રાખે

છે. એક મૂવા પછી બારમે દિવસે પ્રેતભોજન કરે છે ત્યારે બીજો જમીનમાં દાટી ઘેર આવી ભેગા બેસી તરત રોટી ખાય છે.

**ए सहु हरमकी भरम भुलांनगी, आपका पासकु आप वंद्या;**
**केहं कुवेर खावंन खोजा नहि, फंदगी बोयमे दोय बंद्या. ॥५॥**

આ બધું હુરમકી એટલે દાસીપણા જેવું હોઈ ભ્રમમાંને ભ્રમમાં ભૂલા પડી પોતે પોતાની પાશ જાળમાં બંધાયેલા છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે ખાવંદની ખોજ કરી નહિ.એથીં જ એ બંદગી નથી પણ છેવટે ફજેત કરવાવાળી ફંદગી હોઈ આ બંને પક્ષાવલંબીઓ બોય (વૈતરો) એટલે માનેલા દેવતાઓની ગુલામગીરીના ફંદામાં બંધાયેલા છે.

साखी:-आपाकी उलटी विषे, अंध रह्यो ऊरझाय;
दोउ दीन पत एक बीन लहे, त्यौं ल्यौं मता सराय. ॥६॥

પોતે પોતાના મૂળ સ્વરૂપની જાણથી ઊલટીને પાછા પડ્યા એથી જ તેઓ અંધ રહ્યા અને કર્મકાંડીઓની પાશજાળમાં ફસાઈ ઊરઝાય એટલે મૂંઝાઈને રહ્યા છે. એથી જ એક ખરા પતિની જાણ સિવાયના આ બંને દીનતાપૂર્વક જે તે મતમાં ગયા ત્યાં તે મનના માન્યા મતમાં સરાય એટલે હું કૃતાર્થ થયો છું એમ માની ખુશ થાય છે.

जेसे तन सर्व एकते, यौं साहेब ते जीव;
एसी समजे तो सरे, दोउनके एक पीव. ॥७॥

જેવી રીતે પંચ ભૂતાદિ સર્વ શરીરો એક સરખાં બંધાયાં છે અને દેખાય છે તેવી જ રીતે સકર્તા સત્ કૈવલનો અંશ એક જ સરખા પ્રમાણવાળો સર્વ ઘાટોમાં રહેલો છે, એમ જાણી આ પ્રમાણે સમજશો તો હિંદુ અને મુસલમાનોથી કહ્યા સિવાય નહિ રહેવાય કે અમારા સર્વના સર્જનહાર એક જ છે.



## નિરાલંબ થાપનકો-અંગ -૭મું



**राम पाताल नहि धाम चारु मही, सप्तपुरी नहि सुर पाके;**
**सरग वैकुंठ कैलास गौलोक नहि, सरव करतार परपार ताके. ॥१॥**

રામ પાતાળમાં નથી, ચાર ધામમાં નથી, સાતપુરીમાં નથી, સુરલોકમાં નથી, સ્વર્ગમાં નથી, વૈકુંઠમાં નથી, કૈલાસમાં નથી અને ગૌલોકમાં પણ નથી; પણ સર્વલોક કર્તાને માટે પરાપાર તાકે છે એટલે કે તે મનવાણીથી પર હોઈ આ સર્વલોકથી પર સર્વના સર્જનહાર આવેલા છે.

सांइ नहि भस्त म्हें:बुब अबुबमे, उच्च अल्ला नहिं जोत्य केते;
सर्वके सरजनहार व्यापकमे, सांइ रहे सेहेजकी सेहेज हेते.॥२॥

સાંઈ એટલે માલિક ભસ્તમાં (સ્વર્ગમાં) નથી, મ્હેબુબ (મહેબુબ, માશુક, પ્રિયા કે પ્રકૃતિ)માં નથી તેમજ અબુબ, આશક અને પુરુષમાં નથી, તેમજ ઊંચે અલ્લા રહ્યા છે તથા જ્યોત જેવા છે એમ પણ નથી. પણ સર્વના સર્જનહાર ગતિએ વ્યાપકરૂપે હોઈ તે માલિક સહેજા સહેજ સ્વરૂપે રહે છે.

राम राजी जांहां काम कांइ नहि, भक्त भावीन जांहां दीन देखे;
तांहां जइने परकाश पोते करे, ऊंचने नीचना जोनी पेखे.॥३॥

હિંદુઓ માને છે કે કામ માત્રની કોઈ ઈચ્છા નથી એવા નિરાભિમાન હૃદયવાળા ભક્તને જોઈ રામ રાજી રહે છે, તથા નમ્રતાવાળા ભક્તજનોનાં દિલ જોઈ તેમનું હિત કરવા ત્યાં જઈને પોતે પ્રકાશ પાડે છે; તે ભક્તની ઊંચી નીચી યોનિ જોતા નથી પણ તેના પવિત્ર ભાવને જુએ છે.

रुचीत रहेमांन येमांन पेगाम जांहां, हांम हंसा न पर दाम लेवे;
एक अल्लाय दमताय मेलायते, अरस ते उतरी दरस देवे.॥४॥

કોઈ મુસલમાન પૂછે કે અલ્લા ક્યાં છે તો હું કહીશ કે પેગંબરોનાં હૃદયમાં. વળી મુસલમાનોના ધર્મમાં પેગંબરો કહી ગયા છે કે રહેમાન ઉપર ઈમાનદારીથી રહેનાર હોય તથા તેમાં તેનો પરમભાવ રુચિ ગયો હોય તથા 'દેહોસ્મિ'વાળું અહંપણાનું માન છૂટી ગયું હોય તથા કોઈ જાતની હિંસા કે જેથી કોઈ પ્રાણીને પીડા રૂપ થાય એવું વર્તન ન રાખતો હોય તેમ જ વ્યાજ ખાતો ન હોય વા કોઈનું પરધન હરણ કરવામાં દાનત ભ્રષ્ટ ન થયો હોય એવા શુદ્ધ દિલનો ખુદાનો બંદો હરદમ પ્રણવ સાથે એકતા કરી માત્ર અલ્લાનો જ જાપ જપતો હોય તો તેને જ ખુદા અંતરિક્ષથી ઊતરી દૃશ્યમાન થાય છે અને તેના જ દિલમાં ખુદા રહે છે.

रांम रहेमान रमुंज आ कुंजमे, रुजवी व्रज कायम एका;
केहं कुवेर हिंदु मुसलमान ते, हम न्याराय निहंग भेखा.॥५॥

રામ અને રહેમાન આ બંને જગતમાં જુદે જુદે સ્થળે વિહાર કરી લોકોના સમૂહને ખુશ કરી ગયા છે. આમ સ્થાનભેદે કરીને હિંદુ મુસલમાનોએ ભિન્નતા બતાવી છે, પરંતુ બંને વસ્તુતઃ એક છે છતાં મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ હિંદુ મુસલમાન સર્વથી અમારો ભેખ નિહંગ (નિઃસંસર્ગ) હોઈ ન્યારો છે. કારણ કે આ પંચભૂતના

શરીરરૂપ કુંજમાં રમેતી રામ-રહેમાન સદાને માટે વિહાર કરે છે તે જુવો, અને ત્યાં જ સુધી આ શરીરની રમૂજવાળી લીલા દેખાય છે.

साखी :-कायमकी दोनु कला, राम रहीम रमाज;
तामे जुग अटकी रह्या, नीरख्या नहि नीराज. ॥६॥

રામ અને રહીમ એ બંને કાયમકર્તાની કળારૂપે આ સંસારમાં રમૂજી પ્રસંગ ગુજારી ગયા છે, તેમાં આ જગત અટકી પડેલું હોવાથી નિર્લેપપદ એટલે (કૈવલપદ)ને નીરખી શક્યા નથી.

ताते म्होमंन उपनी, शीख देवनकी वाण;
केसे दोनु पची मरो, परखो पद निरवाण. ॥७॥

એટલા જ માટે વાણી વડે શિખામણ દેવાનો મને પ્રેમ ઉત્પન્ન થયો છે. એથી કહું છું કે આ તમારા બંનેના માર્ગ ખોટા હોઈ તેમાં પચી મરશો નહિ. તેનાથી શ્રેષ્ઠ પદ જુદું હોઈ જે નિર્વાણરૂપ છે તેને જ પરખી લો.

##  અહંગ આપ અન્વય અવ્યક્તકો-અંગ-૮મું 

में नहि जातने वरण गुण त्रिपद, में नहि जोग संन्यास धारी;
में नहि सेवडा जंगम जंदगी, में नहि पिंडने पुरुष नारी.॥१॥

મહાન સમર્થ શ્રી ભગવાન કરુણાસાગ કહે છે કે, હું કોઈ જાતિ કે વર્ણરૂપ નથી, હું ત્રણ ગુણરૂપ નથી, અથવા સ્વર્ગ, મૃત્યુ કે પાતાળરૂપ નથી, તેમ જ યોગીરૂપ વા સંન્યાસીરૂપ નથી તથા સેવડા જંગમ જિંદગીરૂપ નથી તથા પિંડરૂપ વા પુરુષ કે નારીરૂપ હું નથી.

मैं नहि सिद्ध साधक के साधन, में नहि त्याग वैराग भोगी;
मैं नहि स्थावर जंगम ने जडी, में नहिं दर्दने वैद रोगी.॥२॥

હું સિદ્ધ, સાધક કે સાધકના સાધનરૂપ નથી તથા ત્યાગી, વૈરાગી કે ભોગીરૂપ નથી. વળી હું સ્થાવર, જંગમ કે જડીબુટ્ટીરૂપ નથી તેમ જ હું દર્દ, વૈદ કે રોગીરૂપ નથી.

मैं नहि तीरथ व्रत एकादशी, में नहि यज्ञ यज्ञाद मुक्ति;
मैं नहि आवन जान ग्रभवासमें, में नहि चौद विद्याय जुक्ति.॥३॥

હું તીર્થ, વ્રત કે એકાદશીરૂપ નથી; હું યજ્ઞ, મહાયજ્ઞ કે મુક્તિરૂપ નથી. વળી હું ગર્ભવાસમાં આવવા જવાવાળો નથી તેમ જ ચૌદ વિદ્યાની જુક્તિરૂપ નથી.

मैं नहि देव देवीपद देवता, में नहि काल जंजाल जेही;
मैं नहि जीवने शीव इश्वरनां, में नहि पंचमातत्त्व तेही. ॥४॥

હું દેવ, દેવી કે દેવતારૂપ નથી તથા હું કાળ કે જંજાળરૂપ નથી. વળી હું જીવ શિવ કે ઈશ્વરરૂપ નથી તેમ જ પંચ મહાતત્ત્વરૂપ નથી.

जो जोइ कहत हे सो सोइ हम नहि, हमहे सोयना कोय जाने;
केहं कुवेर अकेहेरका अरथकी, मृतकी बुधना सुध माने. ॥५॥

જે જે જોઈને તમે કહો છો તે તે હું નથી. હું કોણ છું તે કોઈ જાણતું નથી. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ ન કહી શકાય એવો જે અર્થ તે મૃત બુદ્ધિના જીવો શુદ્ધ સ્વરૂપને સમજી શકે નહિ.

साखी-में निजपतकी पांणगत, आ तन जंतर साज;
चालवणी चैतनकी, अनभे होत अवाज. ॥६॥

હું નિજ સકર્તા પતિનો મહદ્ સર્વજ્ઞ ગતિરૂપ હાથ હોઈ આ શરીર હાર્મોનિયમરૂપ જંત્રના સાજ જેવું છે. ચૈતન્યની ચાલવણી પ્રમાણે આ જંત્રરૂપ શરીરમાંથી નીડર-નિર્ભય અવાજરૂપે શબ્દો નીકળે છે.

जाचुं नहि जुगदेवने, गावुं नहि गुण ग्राज;
न करु नरत निरंजन, ताथे को बडराज. ॥७॥

હું જગતના દેવતાઓને યાચતો નથી તથા તેમનાં ગુણગાન પણ ગાતો નથી. વળી ચૌદલોકના રાજા નિરંજન કે જેનાથી કોઈ બીજો મોટો રાજા નથી તેવાને પણ નમસ્કાર કરતો નથી.

## આંન્ય આધીન અન્વયકો-અંગ-૯મું

मेरो सुम्रण नहि सात्विक राजस, ना भजु तम पद तेज त्रपुटी;
मेरो सुम्रण नहि जोत्य निरंजन, मेरो सुम्रण नहि निगम कोटि. ॥१॥

મારું સ્મરણ સાત્વિક, રાજસ કે તામસ નથી તેમ જ હું તમપદ, તત્પદ, તેજ કે ત્રિપુટીને ભજતો નથી. વળી મારું સ્મરણ જ્યોતિનારાયણ, નિરંજન કે નિગમના કરોડમંત્રો પૈકી કોઈ મંત્રનું નથી.

मेरो सुम्रण नहि सीरगुण निरगुण, इछ नहि निराकार स्थूलकी,
मेरो सुम्रण नहि देव देवालको, मेरो सुम्रण नहि पुत्र गुलकी. ।।२।।

મારું સ્મરણ સગુણ વા નિર્ગુણનું નથી તથા મારી ઇચ્છા સ્થૂળ વા નિરાકારના સ્મરણની નથી. વળી મારું સ્મરણ દેવાલયોના દેવતાઓનું નથી તેમજ ગલકી નદીના પુત્ર શાલિગ્રામનું પણ નથી.

मेरो सुम्रण नहि पुराण अष्टादश, मेरो सुम्रण नहि शास्त्र खटमे;
मेरो सुम्रण नहि मूरति सांम्रथ हरि, मेरो सुम्रण नहि सेव पटमे. ।।३।।

મારું સ્મરણ અઢાર પુરાણમાં તથા છ શાસ્ત્રોમાં નથી તેમ જ હરિની સમર્થ મૂર્તિઓનું નથી. વળી મારું સ્મરણ પડદા પાછળ ઢંકાયેલા દેવતાઓનું પણ નથી.

मेरो सुम्रण नहि जाप अजंपा तणो, मेरो सुम्रण नहि सुरत नुरती;
मेरो सुम्रण नहि चारुकर धरनको, भक्त करमीष्टकी हे काज तुरती. ।।४।।

મારું સ્મરણ અજંપા જાપનું વા સુરત નુરતનું નથી. તથા મારું સ્મરણ ચાર ભુજને ધારણ કરવાવાળાનું નથી. તેમ જ ભક્તજનો કર્મ કરી કર્મિષ્ટ થયા હોય અને તે ફળ વડે તરત કાર્યસિદ્ધિ થતી હોય એવા ઉત્તમ પ્રકારના ફળનું વા ફળ આપનારનું પણ હું સ્મરણ કરતો નથી.

मेरो सुम्रण ना अवतार द्वे अष्ट को, सात्विक संत रहे सकल अटकी;
केहं कुवेर कैवलनो मे अली, आंन्य उपासना बास पटकी. ।।५।।

સાત્વિક વૃત્તિના સર્વ સંતજનો જે દશ અવતારોમાં ચિત્ત રાખી અટકી ગયા છે તેમનું હું સ્મરણ કરતો નથી. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે સકર્તા સત્‌કૈવલનો હું અલિ (ભ્રમર) હોઈ બીજી ત્રીજી સર્વ ઉપાસનાની વાસનાને મેં પટકીને ફેંકી દીધી છે.

साखीः-नैन निरखन वांणीवग, श्रवण सुनीत चित सेव;
कैवलमां कल्पित रीत, मोदीत मन अहंमेव. ।।६।।

કૈવલ સ્વરૂપને નેત્રોથી નીરખવાપણું તથા વાણીથી વગ પહોંચાડવી તેમજ કર્ણદ્વારે સાંભળી ચિત્તથી સેવાપણું રાખવું આ બધી રીત કલ્પિત હોઈ એ મનને આનંદિત રાખવા પૂરતો જ અહંમેવ છે; પણ વસ્તુતઃ આમાંનું કંઈ પણ કૈવલમાં ઘટતું નથી.

**भोगी नहि पद परमके, मरम लहे विनु माहाद;**
**निजलख विन निरवित रहे, पीर पेगंबर साध. ॥७॥**

મોટા મોટા પીર પેગંબરો તથા સાધકો તે નિજગતિના લક્ષ સિવાય નિર્વિત્ત રહેલાં હોઈ સકર્તા સત્‌કૈવલનો મહદ્‌મર્મ જાણ્યા સિવાય પરમ પદના ભોગી થયેલા નથી.

## સંશેવીવ્યક્ત પરીઉત્તરકો-અંગ-૧૦મું

**बीन उपासना दास ना नीपजे, दास विना अतिहास नांही;**
**हास विना अविकाश ना पाइये, बीन अविकाश परकाश कांही. ॥१॥**

સકર્તા સત્‌કૈવલની ઉપાસના કર્યા સિવાય દાસત્વભાવ ઉત્પન્ન થાય નહિ તથા પ્રેમ ભર્યો દાસત્વભાવ પ્રાપ્ત થઈ શકે નહિ તો અતિહાસ એટલે આપણા પોતાના સ્વરૂપ સંબંધીનો અતિઆનંદ મળે નહિ અને નિજસ્વરૂપનો વિકાર રહિત શુદ્ધ આનંદ મળ્યા સિવાય અવિકાશ એટલે સર્વપ્રકારના બંધનથી મુક્તરૂપ એવું જે બ્રહ્મ તે સમજાય નહિ. અને જ્યાં સુધી સોહંગ બ્રહ્મની સમજ પડે નહિ ત્યાં સુધી આ સોહંગ બ્રહ્મ એ જ સ્વતંત્ર છેવટ પદ છે કે તે કર્તા કૈવલનો દિવ્ય પ્રકાશ છે તે વિષે શુદ્ધ સમજ પડે નહિ.

**तीन परकार संजुक्त हरिहारद, भक्त भगवंत ओरु जक्त कहावे;**
**जक्तपद परहरी द्वैत भावे भजे, तो मजे आद्य अद्वैत फावे. ॥२॥**

જગતના આગવા ગણાતા આચાર્યજનોએ ભક્ત, ભગવાન અને જગત્‌, આ ત્રણ પ્રકારે સંયુક્ત હરિહારદ એટલે હરિનો મર્મ કહેલો છે. જગતમાં સ્થપાયેલાં આ પદોને પરહરી એટલે દૂર કરી હું દ્વૈત રૂપે છું અને મારું નિજ સ્વજાતીય સ્વરૂપ એક અદ્વૈત સકર્તા સત્‌કૈવલ છે એમ જાણી એકમેક થવા ભજન કરે તો જ સહેલાઈથી ફાવી શકે છે.

**द्वैत उपासना भेद छे भक्तिनो, चैतन युक्त ना जक्त जांणे;**
**पूठ अखंडने देइने सरवनु, लुब्ध मन खंडमे पांणी पांहांणे. ॥३॥**

ઉપર પ્રમાણે દ્વૈતરૂપે રહી અદ્વૈતની ઉપાસના કરવી એ જ ભક્તિનો ખરો મર્મ છે; પણ આ પ્રમાણે ચૈતન્યયુક્ત જે જાણ જાણવાની છે તે જગતના જીવો નહિ જાણી શકવાને લીધે સર્વ લોકોએ એક અખંડ નિત્યપદને પૂંઠ દઈને એટલે કે પાછળ છોડી દઈને પૃથ્વી ઉપરના રેવાખંડ અને ઉત્તરાખંડ વગેરેમાં સ્થપાયેલાં તીર્થોમાં તથા નર્મદા, ગંગા યમુના વગેરેના પાણીમાં તેમજ પાષાણાદિમાં પૂજ્ય ભાવ ધારણ કરી પોતાનાં મન તેમાં લુબ્ધ (મોહિત) કરેલાં છે.

**तेज माटे कहुं शुद्ध उपासना, सेवतां वासना सर्व नासे;**
**अष्टद्वै छंद पर पीष्ट बांहांधी कहु, छंद पंचुदश ल्यौं प्रकाशे. ।।४।।**

એટલા જ માટે શુદ્ધ ઉપાસના કહું છું જેનું સેવન કરવાથી સર્વ પ્રકારની વાસનાનો નાશ થશે. આ ગ્રંથનાં દશ અંગ બાંધ્યા પછી એટલે પૂરાં કરી પરપીષ્ટ એટલે ત્યાર પછી પાછળનાં પંદર અંગ સુધીમાં ઉપાસનાના ભેદનો પ્રકાશ કરવામાં આવે છે. (અષ્ટદ્વૈ એટલે દશ અને પંચદશ એટલે પંદર અને પાછળનાં દશ અંગ મળી પાંત્રીસમા અંગમાં ઉપાસનાના ભેદનો ખુલાસો કરેલો છે એમ સંપ્રદાયની માન્યતા છે.) પણ અમને તે વાજબી લાગતી નથી. કારણ કે પંદર અને દશ મળી પચીસ ઉપરાંત પાછળનાં દશ અંગ પણ ગણી લઈ પાંત્રીસ ગણવાં એ ચોપાઈના અર્થ સાથે કોઈ રીતે બંધબેસતું નથી. દશ અને પંદર આ બે જ સંખ્યા આપેલી છે અને એ બેનો સરવાળો કરીએ તો તે માત્ર પચીસ જ થાય છે. પાંત્રીસ કરવાને વધારાના દસ લેવા જોઈએ તે ક્યાંથી લેવા અને શા આધારે લેવા ? વળી 'અષ્ટદ્વૈ છંદ પરપીષ્ટ બાંધી કહું' એનો અર્થ દસ અંગ બાંધ્યા પછી તેની પાછળ કહું છું એમ થાય અને 'પંચુદશ લ્યૌં પ્રકાસે' એટલે પંદર પૂરાં થતાં સુધી તેનો પ્રકાશ કરેલો છે એમ અર્થ થાય છે; એટલે ખરો અર્થ દશ અંગ પૂરેપૂરાં બાંધ્યા પછીથી તે ત્યાર પછીનાં પંદર અંગ પૂરાં થતાં સુધી એટલે અગિયારમાં અંગથી પચીસમું અંગ પૂરું થાય ત્યાં સુધી ઉપાસનાના ભેદ વિષે પ્રકાશ કરેલો છે. વળી અગિયારથી પચીસ અંગ સુધીની ચોપાઈઓના અર્થ પણ આ વાતને સાચી ઠેરવે છે. પચીસમા અંગમાં ઉપાસના વિષેની હકીકત પૂરી થાય છે અને છવ્વીસમા અંગથી બીજા વિષયની હકીકત શરૂ થાય છે, જેથી અમોએ જે અર્થ લીધો છે તે જ ખરો છે અને તે સિવાય બીજા કંઈ પણ આધાર સિવાય ગોઠવી કાઢેલો અર્થ ખરો હોઈ શકે નહિ.)

**तेज उपासना तनमन देइने, शाम सनेहीनें पामवाने;**
**केहं कुवेर सहु केहेर करतव तजो, तो भजो भव दुःख वामवाने. ।।५।।**

જો તે ઉપાસનાનો પરમભેદ જાણી શ્યામસ્નેહી એટલે કેવલકર્તાને પામવા હોય તો તેમને તનમન અર્પણ કરીને રહો. મહાન સમર્થ કુવેરસ્વામી કહે છે કે ભવરૂપ દુઃખથી મુક્ત થવા, કેર વર્તાવનારાં કૃત્રિમ કર્મ છોડી દેશો તો જ ભવરૂપ દુઃખથી મુક્ત થશો.

**साखी-भवमां भरम उपासना, लाग रह्यो सब लोय;**
**चैतनता चीन्या विना, ताते मुक्त न होय. ।।६।।**

જગતભરમાં જે જે ઉપાસનાઓ છે તે તે તમામ ભ્રમથી ભરેલી હોઈ અજ્ઞાનવાળી

છે છતાં જગતના સર્વ ઉપાસકો માયાને જ વળગી રહેલાં છે; પરંતુ ચૈતન્યને જાણ્યા સિવાય કોઈની કદી પણ મુક્તિ થશે નહિ.

**स्थावर जंगम जलथल, चैतनसु चैतन;**
**तीनके पत प्रीछा विना, जड पुंजे तनमन. ॥७॥**

સ્થાવર જંગમથી લઈ જળ સ્થળ સુધીનાં તત્ત્વરૂપ સર્વ શરીરો જે ચૈતન્યથી ચેતન થયાં છે તે તથા તે સર્વના પતિ કોણ છે તે જાણ્યા નથી ત્યાં સુધી જ તનમનથી જડને પૂજે છે.

## માહાધ અગાધ બ્રહ્મ દૃષ્ટાન્ત- અંગ- ૧૧મું

**चहीतन ब्रह्म भरपुर ब्रह्मांडमां, नीर मध्य कुंभ जम नीर भरीयो;**
**ब्रह्ममे इम ब्रह्मांड भरपुरहे, बाहर भीतर सजल दरीयो. ॥१॥**

ચૈતન બ્રહ્મ અખિલ બ્રહ્માંડમાં ભરપૂર ભરેલું છે. જેમ પાણીથી ભરેલો ઘડો પાણીના મધ્ય ભાગમાં મૂકેલો હોય તો ઘડાની અંદરનું પાણી અને બહારનું પાણી એકમેક હોઈ તે પાણીથી ઘડો જુદો નથી. તેમ બ્રહ્માંડરૂપ ઘડો બ્રહ્મમાં ભરપૂર ભરાયેલો રહેલો હોઈ બ્રહ્માંડની અંદર તથા બ્રહ્માંડની બહાર બ્રહ્મરૂપ પાણી યુક્ત દરિયો ઠસરસ ભરાયેલો છે.

**नीरना हीरथी जंत बहु उपजे, नामने रुपते तार पीछे;**
**प्रस सप्रस अनेक होय एकथी, अगम उपजे तेज ईशे.॥२॥**

દૃષ્ટાંત તરીકે નવાણ (જળાશય) આદિથી લઈ સમુદ્ર આદિના પાણીના હીર એટલે વિત્ત વડે અનેક પ્રકારનાં જંતુઓ ઉત્પન્ન થાય છે અને તેનાં નામ રૂપ તે પણ ત્યાર પછી પડે છે તથા અરસપરસ સંયોગથી અનેક પ્રકારના જીવ જન્મ પામે છે. તે બધાઓમાં પ્રથમ ઊપજી આવેલા મોટા હોય તે નાના જીવ-જંતુ માત્રના ઈશ્વર છે.

**नांही तो पुठल जो कदाचीकने, वकरतां मकरध्वज होय श्रेष्टा;**
**सर्वनुं जीवन तोय तन मातरा, भीन विचारतां भारे चेष्टा. ॥३॥**

સમુદ્રના પાણીમાં પ્રથમ ઉત્પન્ન થયેલા જીવ નાના જીવોના ઈશ્વર છે તથાપિ પાછળથી કોઈ મચ્છ મગરાદિ વકરી જાય તો તે મકરધ્વજ (મોટા મગરમચ્છ) તરીકે સર્વ જીવોથી શ્રેષ્ઠ ગણાય પણ એકંદરે સર્વ નાના મોટાનું જીવન તપાસતાં તે પાણી જ છે; પરંતુ જીવનરૂપ પાણીનો વિચાર ન કરતાં દરેક શરીરો ભિન્ન-ભિન્ન દૃષ્ટિએ તપાસતાં

નાના મોટા સર્વ જીવોની ચેષ્ટા (વર્તન) અલગ અલગ દેખાય છે. આ પ્રમાણે ભિન્ન-ભિન્ન દૃષ્ટિથી નાના મોટા જોનાર તે સર્વનું જીવન પાણી જ છે એમ જોઈ શકતો નથી.

**ब्रह्म अपहीरथी जोत शक्तितन, जक्त पसरन करन त्रिगुण आद्ये;**
**जीवने कीट पतंगने शक्तिनुं, जोत नीरंज गुण ब्रह्म स्वाद्ये.।।४।।**

ઉપરના દૃષ્ટાંતનો સિદ્ધાંત એ છે કે બ્રહ્મરૂપ પાણીના હીરથી એટલે વિત્ત વડે જ્યોત અને શક્તિનાં શરીરો ઉત્પન્ન થયાં જે ત્રણ ગુણની આદ્ય લઈ સર્વ જગતનો પ્રસારો કરવામાં આદિ કારણરૂપ છે. વળી કીડી, મહુર જંતુથી લઈ ગુણ, શક્તિ અને જ્યોતિ એ બધાં બ્રહ્મને સ્વાધીન (આધીન) છે અને તે દરેકની ઉત્પત્તિ પણ તેમાંથી જ થયેલી છે.

**ईश्वरता मध्ये व्यासनी आद्य लेई, वकरतां मकरध्वज निजपेरे;**
**केहं कुवेर जो सार प्रीछे नर, आत्मा एक निज सलंगसेरे.।।५।।**

સર્વની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થયેલી છે એ પ્રણાલિકાએ જોતાં પાછળથી થયેલા વ્યાસની આદ્ય લઈ અવતારી પુરુષો સુધીના ઐશ્વર્યતાવાળા સર્વ ઉપર જણાવેલા વકરેલા મકરધ્વજની માફક મહાન પુરુષો થયેલા છે. આમ જગતના જીવો નાના મોટા દેખાય છે પણ મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે સર્વના જીવનનો સત્ય સાર સમજવામાં આવે તો જણાય છે કે સર્વનાં શરીરો સળંગ સૂત્રવત્ એક જ આત્મા (ૐકાર પ્રણવ)ના આધારથી રહેલાં છે.

**साखी-प्रथक बुध्यने परहरी, एक आतम सम जोय;**
**द्वैतभाव दूरी करो, तो आन्य न द्वितीयो कोय. ।।६।।**

જગતભરનાં નાનાં મોટાં તત્ત્વવાળાં સર્વ શરીરોને પૃથક્ પૃથક્ બુદ્ધિથી જોવાનું અને તેનું નિરીક્ષણ કરવાનું દૂર કરી સર્વમાં એક જ આત્મભાવથી જોશો તો દ્વૈતભાવ દૂર થશે એટલે આપ પોતા સિવાય બીજું કોઈ દેખાશે નહિ તથા આ ખરું કે તે ખરું એમ ભ્રાન્તિવશ થઈ રહેશો તો સ્વઆત્માનો પ્રકાશ થશે નહિ; એટલા જ માટે તમારા પોતાથી જુદી જેટલી જેટલી ઉપાસના છે તે તમામ દ્વૈતભાવ દૂર કરી આત્મા સળંગ સૂત્રવત્ સર્વમાં એક જ છે એમ જોશો તો બીજો કોઈ ઊગરી શકશે નહિ.

**घाटे स्थूल सूक्षमने, साम्रथ भेद अपार;**
**सांग तोप तलवार छुरी, एक लोहा भीन मार. ।।७।।**

જેમ તોપ, સાંગ, (બરછી ) તલવાર અને છરી, એ જુદા જુદા ઘાટે કરીને જુદા જુદા નામ, રૂપ, ગુણવાળાં દેખાય છે તો પણ એકંદરે તે સઘળાનું મૂળ તપાસતાં લોખંડ જ છે.

તેવી જ રીતે જગતભરનાં સર્વ શરીરો સ્થૂલ સૂક્ષ્મના ઘાટે કરીને અપાર સામર્થ્યના ભેદવાળાં દેખાય છે પણ તે દરેકનું મૂળ તપાસતાં છેવટ આત્મા એક જ છે અને તે બ્રહ્મથી થયેલાં છે.

## અદબદ બ્રહ્મ અનુક્રમ સમજ સિદ્ધાન્ત નરણેકો - અંગ - ૧૨ મું

**अदबद ब्रह्म अनुकर्मनो मर्मए, सर्म नहि स्वेथकी उपजयेसे;**
**पंड परपंचना रेचनी रमत सहु, शुं कहु कर्म न्हें: कर्म धरसे. ।।१।।**

જેમ છે તેમ સમજી ન શકાય એવું જે બ્રહ્મ તેનાથી ઉત્પન્ન થયેલા જગતના અનુક્રમનો મર્મ આ પ્રમાણે છે; તથાપિ ચૌદ લોક રૂપી જગત જેમાંથી સર્જાયેલું છે તે બ્રહ્મને કોઈ જાતનો શ્રમ (મહેનત) પડેલો નથી. આપણે આગળ કહી ગયા છીએ કે પાણીથી અનેક પ્રકારના જંતુ ઉત્પન્ન થયા છે પણ તે પાણીને જંતુ માત્રની ઉત્પત્તિનો શ્રમ લાગતો નથી તેવી જ રીતે અનંત લોકોની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થયેલી છે છતાં તેનો શ્રમ તે બ્રહ્મને લાગેલો નથી; તો પણ વિકાર રહિત જે અવ્યક્ત બ્રહ્મ, તેના રેચ રૂપ વિકારવાળું ચૌદ લોકરૂપ જગત સર્જાયેલું છે. બ્રહ્મના રેચથી ઉત્પન્ન થયેલાં પ્રપંચવાળાં પંચતત્ત્વનાં સર્વ શરીરોની આ સર્વ રમત છે અને ચૌદે લોકમાં વસતા સર્વ લોકો આજ રમતમાં રમે છે. પ્રથમથી જ બ્રહ્મ કોઈ પણ પ્રકારના કર્મ સિવાયનું ન્હેઃ કર્મ રૂપ છે. તે જ આ જગતનું આદિ ક્ષેત્ર છે. તેનામાં કોઈ જાતનું કર્મ નથી તો પછી તે બ્રહ્મના કર્મ વિષે શું કહી શકું !

**अविगत मूल अनुकूल एकताइ हे, पंचीकरण गुण रमत मांहांकी;**
**एक्तांहां आंन्य कांहां छेड दुरमती चाहा, जुगलता भाव देदावनांकी. ।।२।।**

જેની એકતા મૂળ અવિગત બ્રહ્મમાં અનુકૂળ રહેલી છે તેને ગુણ આદિ પંચીકરણની રમત મોઢાની ઉપલક દેખાય છે તે કહે છે કે એક અદ્વૈતમાં બીજો કોઈ નથી તો પછી હે દુર્મતિવાળાઓ ! તેને છોડીને બીજાની ઈચ્છા શા માટે કરો છે ? કારણ કે બીજા ત્રીજા ભાવવાળાનો દાવ ત્યાં નિજ બ્રહ્મમાં લાગી શકતો નથી.

**ब्रह्म जुगदीश धे धीशनो इशको, एक व्यापी रह्यो आद्य अंत;**
**भातमे भरमीया कालभये करमीया, सरल समजी सम्या विरलसंत. ।।३।।**

જગતમાત્રનો ઉદય જેમાંથી થયો છે એવું જે બ્રહ્મ, તે બ્રહ્મ જગતના સર્વ ઈશ્વરોનું ધ્યેય છે, તેનો ઈશ્વર કોઈ હોઈ શકે નહિ. કારણ કે આદ્ય અંતમાં સર્વત્ર એક જ બ્રહ્મ વ્યાપી રહેલું છે. આમ વિચાર નહિ કરનારાઓ જગતભરની વિધવિધ પ્રકારની ભાતમાં ભ્રમવશ થયા એથી જ કાળના કરમિયા (એક પ્રકારના કીડા) થયા છે; જેથી કાળના

ભક્ષણરૂપ થયા છે અને જે કંઈ વિરલ સંતજનો હતા તે બ્રહ્મને સળંગ સૂત્રવત્ સમજી તે વિરલ પુરુષો જ તે પદમાં વિરામ પામ્યા છે.

**आपमें आप समाप स्वांति भइ, ना गइ सुरत शिरभार देवा;**
**पिंड ब्रह्मांड की बीच घर स्वर सद, ते मध्य दरसतु अरसदेवा. ॥४॥**

વિરલ સંતજનો પોતે પોતાના સ્વરૂપમાં સઘળી વૃત્તિઓને સમેટી લઈ શાંત થઈ ગયા. એથી જ તેઓએ બીજા કોઈ હમારા કર્તા પરમેશ્વર છે એમ પોતાની સુરતા વડે જોયું નથી; એ કારણે તેમણે પોતાથી પર બીજી કોઈ મહદ્ વ્યક્તિને શિર કોઈ પણ પ્રકારનો કર્તા તરીકેનો ભાર મૂક્યો નથી; કારણ કે તેમણે બાહ્ય વૃત્તિઓ સમેટી લઈ પોતાનું નિજ ઘર પ્રાપ્ત કરવા પિંડ બ્રહ્માંડની મધ્યે સ્વર એટલે પ્રણવને રહેવાનું ઘર જે નક્કી કરવામાં આવ્યું છે તેમાં જઈને મોટા પુરુષો વસેલા છે. ઘણો કાળ આ પ્રમાણે પ્રણવના મૂળ ઘરમાં રહેવાથી અંતરિક્ષ આવતા સોહંગ પ્રણવ દ્વારા પોતાના સ્વરૂપે દૃષ્ટા તરીકે ત્યાં રહ્યા છે.

**छांड दे भरमना काल भये करमना, धरमना दुत भये भूत ताकु;**
**केहं कुवेर अनुकर्म अद्वैतमे, द्वैत विनही जम डरप काकु. ॥५॥**

હે સંતજનો ! તમારા પોતાથી જુદા ભાવને છોડી દો અને તમામ પ્રકારના કર્મના કાળરૂપે થઈને રહો એટલે કે કર્મનો નાશ કરો, એથી કોઈ કાળજાળની જંજાળ વ્યાપી શકશે નહિ; કારણ કે ધર્મ (યમ)ના દૂતોનું નિશાન પંચભૂતાદિ શરીરોને તાકે છે અને તેનો ભય તે રૂપ રહેનારને જ લાગે છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે કર્મ સિવાયના અદ્વૈત બ્રહ્મમાં દ્વૈત જ નથી તો પછી યમનો ડર કોને લાગવાનો છે ?

**साखी :- उग्र दृष्टि अद्‌भुत भइ, गई गमत गुण घात;**
**स्वयं प्रभु साम्रथ अति,. गति अनुभव साक्षात. ॥६॥**

જ્યારે સંત મહાપુરુષોની ગતિ આમ બ્રહ્મમાં એક રસ થાય છે ત્યારે જ તે અતિ અદ્‌ભુત ઉગ્ર દૃષ્ટિવાળા થાય છે; એથી ગુણગ્રંથિઓની ઘાતો (જન્મમરણ) તથા તેની સઘળી રમતો નષ્ટ થઈ જાય છે અને તેઓ સ્વયં પ્રભુતાવાળા અતિ સમર્થ સાક્ષાત્ અનુભવની ગતિવાળા થઈ રહે છે.

**सेज उपज घर अगमथी, सुगम सहित संसार;**
**कुवेरा करतव सबे, कीने शिर दीये सकार. ॥७॥**

કોઈ પણ પ્રકારનો ભાવ નથી એવા અગમ્ય બ્રહ્મમાંથી સહેજાસહેજ ઉત્પન્ન થયેલો

જગતરૂપ સઘળો સંસાર કૃતવી (નકલી) હોય તો પછી, મહાન સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે કર્તા તરીકેનો ભાર કોને શિર આપવો ?



## સકર્તા સિદ્ધાન્ત નરણેકો - અંગ -૧૩મું



**एही अनुसार सिद्धान्त वेदान्तनुं, व्यापक ब्रह्मनो लक्ष नेति;**
**पंड ब्रह्मांडनो एकता अनुभव, आतम पुनीं परमातम सेती. ।।१।।**

ઉપરનાં અંગોમાં અત્યાર સુધી જે સિદ્ધાન્તનું વર્ણન કરતા આવેલા છે તે વેદાન્તનું છે અને તે વ્યાપક બ્રહ્મના લક્ષ્યાર્થ તથા સાક્ષાત્કાર વિષે વેદે નેતિ પોકારેલી છે, આત્મા તથા પરમાત્માની એકતા એ જ પિંડ બ્રહ્માંડની એકતાનો અનુભવ છે. અર્થાત્ આત્મા એ જ પરમદશાને પામવાથી પરમાત્મા કહેવાયો છે અને એ જ પરમગતિ પામ્યો એટલે પરમગતિરૂપ થઈ ગયો જેથી એક કાળ ઉપર આત્મા તરીકે ઓળખાતો હતો તે જ આત્મા પરમગતિના સ્પર્શે કરી પરમેશ્વર રૂપ થયો. આ પ્રમાણે વેદાન્તની માન્યતા છે.

**निजपति परम कैवल कुल याहीपर, ब्रह्म अक्रतनो कारन कीरता;**
**अगणित अंश उद्योत अधिपतपति, अखिल अनुक्रमनो मरम धरता. ।।२।।**

ઉપર જે વેદાન્તનો સિદ્ધાન્ત વર્ણવ્યો છે તે વ્યાપક અકર્તા બ્રહ્મથી પર સકર્તા સત્યકૈવલનો સિદ્ધાન્ત છે અને તે અકર્તા બ્રહ્મના નિજ કારણરૂપે છે તથા તેઓ ગણી ન શકાય એટલા અંશોના ઉદ્યોતરૂપે અધિપતપતિ (સ્વામી) હોઈ અખિલ બ્રહ્માંડના અનુક્રમના મર્મને ધારણ કરવાવાળા છે.

**जीनु प्रकाश सरवज्ञ चैतन चिद, ब्रह्म आभासनो अनुप सुरीये;**
**आद्य ओरुअंतमध्य एक अद्वैतदिव्य, उदीतभव अस्तगति दोष दुरीये. ।।३।।**

સર્વજ્ઞ ચૈતનચિદ્ બ્રહ્મ એ જ કૈવલકર્તાનો પરમ પ્રકાશ છે. જેમ સૂર્ય અને તેનો પ્રકાશ, તેમાં સૂર્ય કર્તવ્ય શક્તિવાળો એકદેશી અને પ્રકાશનો પ્રકાશક છે અને પ્રકાશ નિઃસત્વ અને વ્યાપક છે. તેવી જ રીતે સકર્તા સત્કૈવલ સૂર્યવત્ ન્યાયે એકદેશી અને તેમનો પ્રકાશ જે બ્રહ્મ તે સર્વવ્યાપક છે અને એ બ્રહ્મપ્રકાશના પ્રકાશક કૈવલ કર્તા છે, જે કોઈ જાતની ઉપમા ન આપી શકાય તેવા હોઈ આદ્ય, અંત અને મધ્યમાં એક અદ્વૈત અતિ દિવ્યરૂપે રહેલા છે તથા જગતભરના ઉદય અને અસ્ત એ બંને દોષોથી દૂર રહેલા છે. અર્થાત્ સૂર્યોદયથી તે અસ્ત થતાં સુધી જગતભરના જીવમાત્ર વિલાસ કરે છે એટલે કે જે પ્રકાશ પામીને જે જે કંઈ પાપ પુણ્ય કરે છે તેનો પટ પ્રકાશને લાગતો નથી પણ પ્રકાશની

સત્તા પામીને જગત વિધવિધ પ્રકારે વિચરે છે; તેવી જ રીતે સકર્તા સત્‌કૈવલ પ્રકાશક હોઈ તેમનો પ્રકાશ બ્રહ્માંડભરમાં પ્રસરેલો છે અને તે પ્રકાશની સત્તા પામી ચૌદલોકના અંશો જીવન ભોગવે છે, તે જીવનરૂપ જે બ્રહ્મ તે બ્રહ્મમાં અંશોએ કરેલાં કર્મ અકર્મનો દોષાપતિધર્મ પહોંચતો નથી એથી જ કૈવલકર્તામાં કોઈ પણ પ્રકારનું દોષારોપણ ઘટતું નથી. તે અદ્વૈતપદ આદ્ય, અંત અને મધ્યમાં દિવ્યરૂપે રહેલું છે જેને ઉદય અસ્તની ઘટના લાગી શકતી નથી એવું તે નિત્ય અને અખંડ પદ છે.

**रज तज रचीत तनु खचीत खेपन कर, इंड कटाक्ष अणु आद्य अजनुं;**
**अतही अपरम वीनु पार विविधी विध, प्रबल पुरसातगति संच स्त्रजनुं ।।४।।**

અણુરેણુ તથા રજતજથી લઈને ઈંડકટાક્ષની આદ્યે ગુપ્તમાં ગુપ્ત હોય ત્યાં સુધીના સર્વ લોકોની રચના નિશ્ચયપૂર્વક ખેપ કરીને (લક્ષપૂર્વક) કૈવલકર્તાએ રચેલી છે, જેથી તે રચના વિધવિધ પ્રકારની દેખાય છે. તેનો પાર આવી શકે તેમ નથી. દરેકે દરેક ઘાટના સંચમાં અતિ પ્રબળ પુરુષાતનરૂપ ગતિ ભરીને સર્જનહારે તે સરજેલા છે.

**कीयेहु पयेपान पुनीखान जेही जीतजीनुं,तीत तीनुं तांही वांही चुगल देता;**
**केहं कुवेर सोही सकल शिर सांम्रथ, ताहीपद चीन बीनु सब अचेता. ।।५।।**

જગતભરના જે જે જીવો જે જે ખાણોથી ઉત્પન્ન થયા છે તેમને જોઈતાં ખાનપાન જે તે ઘાટોના જીવોને તે જ્યાં છે ત્યાં ચુગલ દેતા એટલે તે કૈવલકર્તા પોષણ આપે છે. આમ સર્વનું પાલન પોષણ કરનાર સર્વ શિરશ્રેષ્ઠ સમર્થ સર્જનહારનું જે પદ છે તે જાણ્યા સિવાય સર્વ લોક અચેત રહ્યા છે, એમ મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે.

**साखी–जेतनेभर ईश्वर तनु, तीनु दुरलभ एहीभेद;**
**ओर जीवनकी को गने, कहत नेति चहु वेद. ।।६।।**

આ જગતમાં અત્યાર સુધી જેટલા ઈશ્વરો થયા છે તેમને ઉપર કહેલા સકર્તા સત્‌કૈવલનો લક્ષ જાણવો અતિ દુર્લભ છે. તો પછી તેમના સિવાયના અન્ય જીવોની શું ગણતરી છે કે તેઓ તે લક્ષની ગતિ જાણી શકે ! કારણ કે ચતુર વેદ જેવા પણ નેતિ કહે છે.

**येसेही अति अदभुत पद, जिनके सकल पसार;**
**दिव्य परमगुरुथी सद, पावही दरस देदार. ।।७।।**

આ પ્રમાણે સકર્તા સત્‌કૈવલનું અતિ અદ્‌ભુત પદ હોઈ તેમનો જ પસારો સર્વત્ર પ્રસરેલો છે. આ જગતરૂપ પસારાના માલિકના દેદારનાં દર્શન મહાન સમર્થ દિવ્ય પરમગુરુ શ્રી ભગવાન કરુણાસાગરથી જ પ્રાપ્ત થાય છે.

## શાસ્ત્રપક્ષ નિવૃત્ત કરન સમજકો-અંગ-૧૪મું

**समज एवी विना बहु विधिमतमना, नवटले जीव सनातन याते;**
**वेद मुरजाद बहु बाध बुद्धि घडी, खलक तामे अडी चलक भाते. ।।१।।**

ઉપર પ્રમાણે જણાવેલી શુદ્ધ સમજના અભાવે જગતભરના જીવો મનના મત મુજબ બહુવિધ પ્રકારે ફસાઈ રહેલા છે અને પરંપરાની માન્યતાને લીધે 'હું' જીવ છું' એ સમજ બદલી શકતા નથી. વળી વેદે મહાન બુદ્ધિ વડે જે મર્યાદાવાળી હદ બાંધી તેમાં જગતભરના સર્વ લોકો વિધવિધ પ્રકારની ચળકતી ભાતો જોઈને અટકી પડેલા છે, એથી જ આગળ વધી શકેલા નથી.

**अलख सुजा नहि लक्ष बूजा नहि, पक्षकु रक्ष सारी जाहांन रोवे;**
**अनेक शास्तर मत पक्ष पोखे गत्य, सुणीत अनेरी अति चित प्रोवे. ।।२।।**

પરમ શ્રેષ્ઠ પરમગુરુના લક્ષને જાણ્યો નહિ એથી જ અલખ એટલે લખી ન શકાય વા કહી ન શકાય તેવા સકર્તા સર્જનહારને ઓળખી શકેલા નથી; કારણ કે જગતમાત્રના સર્વ જીવોને શાસ્ત્રકારોએ શાસ્ત્રોના મતવાળી ગતિનું પોષણ કરેલું છે. અને તે પોતાની વિજાતિ છે છતાં તેમાં ચિત્ત પરોવીને જે જે જીવની જે તે સમજ પ્રમાણે જે તે પક્ષનું રક્ષણ કરવાની પાછળ લક્ષાવધિ જીવો વળગી પડેલા છે અને સમસ્ત જગતના જીવો શાસ્ત્રકારોએ વર્ણવેલા (સગુણ) દેવતાઓને પ્રાપ્ત કરવા દીનતાપૂર્વક રૂદન કરે છે.

**व्याक्रण वेद अतिभेद भरमे भरी, देववाणी करी सरव साची;**
**प्राक्रत पूठथी मूठ छूट्या विना, समज विना शुध सर्व काची. ।।३।।**

અતિ ભ્રમ ભરેલી વ્યાકરણયુક્ત વેદભાષાને દેવવાણી ગણેલી છે. અને તે બધી સાચી છે એવી માન્યતાને લીધે પ્રાકૃતભાષાને પૂંઠ કરી છે. એટલે પ્રાકૃત ભાષાને મહત્ત્વ આપેલ નથી. પણ ઊંચનીચ ભાષા વિષેના ભેદવાળી ગ્રંથિ છૂટી ન જાય ત્યાં સુધી સઘળી સમજ ગમે તેટલા ઊંચા ભાવવાળી હોય તો પણ તે કાચી છે એમ જાણવું.

**अटपटी वाणी जाणी नव रीजीये, प्राकृत देखी नव पूंठ दीजे;**
**छेवट सदन अविगत पति अनुभवे, प्राकृत होय तो उर लीजे. ।।४।।**

વ્યાકરણ યુક્ત વેદની અટપટી વાણી જાણી રીઝવું નહિ અને પ્રાકૃત નિષિદ્ધ ભાષા છે એમ જાણી તેના તરફ દુર્લક્ષ કરવું નહિ કારણ કે પ્રાકૃત ભાષામાં આપણા સર્વના

છેવટ સદનમાં આવેલા અવિગત પતિનો અનુભવ થતો હોય તો તે પ્રાકૃત ભાષાને પોતાના ઉરમાં લેવા ચૂકવું જોઈએ નહિ.

**व्याक्रण भास अभ्यास वाणी लगे, पुरुष निरवाण तांहां केहेण कांही;**
**केहं कुवेर जांहां निगम नेति कहे, सतगुरु लक्षे जइ शकत तांही. ।।५।।**

વ્યાકરણનો ભાસ, અભ્યાસ કરવાથી આપણામાં પડે છે પણ તે ભાસ વાણી પહોંચે ત્યાં સુધી જ હોય છે, પરંતુ જ્યાં પરમ પુરુષ છે ત્યાં વાણી પહોંચતી નથી તો વ્યાકરણ યુક્ત વેદની કહેણીઓ (વાતો) ત્યાં કેમ કરીને પહોંચી શકશે ? જે પદની સમજૂતી આપતાં વેદ નેતિ પોકારે છે ત્યાં સદ્‌ગુરુના લક્ષથી જ જઈ શકાય છે એમ મહાન સમર્થ કુવેરસ્વામીજી કહે છે.

**साखी-ज्ञानी ते बुद्धिवंतको, देव नहि गतिवंत;**
**बुध जेसी बानी कहे, मत कोइ करो मतंत. ।।६।।**

સમર્થ બુદ્ધિવાળા જ્ઞાનીઓ કરતાં દેવની ગતિ ઉચ્ચ નથી છતાં જેનામાં જેવી બુદ્ધિ હતી તેણે તેટલું જ કહેલું છે એથી કોઈએ મતવાદ કરવો નહિ.

**देववाणी जाकु कहे, सुनत जीवपद जाय;**
**आन्य दशा सब पालटी, कैवल मोक्ष मेलाय. ।।७।।**

દેવવાણી તેને કહેવામાં આવે છે કે જેને સાંભળતાં જીવપણું જતું રહે અને બીજી ત્રીજી દશાઓ પલટાઈ જાય અને કૈવલમોક્ષ મળે.

## સિદ્ધાન્ત નિર્ણયકો-અંગ -૧૫મું

**वेदवेदान्त अनंत सिद्धान्तनुं, तंत नीरम्या पीछे जंत ठांने;**
**ऊंचकु ऊंच कहे नीचकु नीच कहे, जे जम ते तम घाट भाने. ।।१।।**

સકર્તા સત્‌કૈવલથી જે તત્ત્વોવાળા ઘાટો નિર્માણ થયા છે તેને વેદે અનંત સિદ્ધાન્તથી વર્ણવ્યા પછી જીવ માત્રે જાણ્યા છે. તેમાં ઊંચને ઊંચ કહી અને નીચને નીચ કહી જે ઘાટ જેવા હતા તેનું તે પ્રમાણે ભાન કરાવ્યું છે.

**शुभ अशुभनुं कर्म करीया क्रत, आक्रत जोइने तेज माने;**
**जीव परभावनी जुक्ति जाणी करी, व्यक्त वाणी धरी वेद ज्ञाने. ।।२।।**

કર્મકાંડની ક્રિયા કરાવવા શુભ અને અશુભ એમ વર્ગ પાડી ખૂબ લંબાણથી

આકૃતિવાળાં દેવતાઈ ફળોને બતાવી કર્મના પ્રભાવમાં જીવોને નાંખવા વેદે જાણીને જ જુક્તિ રચેલી છે અને એટલા જ માટે વેદે વાણીને વ્યક્ત એટલે ખુલ્લી કરેલી છે અને તેને જ જીવો માને છે.

**क्षीती पावक जल पवन पाणी नहि, पंचमु तत्त्व नहि व्योम थाने;**
**त्रिगुण शक्तने जोत जलमल नहि, देव नहि आद्य निरंजवाने. ।।३।।**

વેદે કહેલા આશાભર્યા કર્મના પ્રભાવમાં જગતના સર્વ જીવો તણાયા છે; પણ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને પાંચમું આકાશ તથા ત્રણ ગુણ, શક્તિ, જ્યોતિ અને નિરંજન વગેરે કોઈ અસ્તિત્વમાં રહેનારા નથી તો પછી જગતના જીવો કર્મ કરી નિવૃત્ત દશા કેવી રીતે પ્રાપ્ત કરી શકશે ? અર્થાત્ કર્મમાર્ગના પ્રવર્તકો અને તેની સાથે તણાતા જીવો પૈકી કોઈ ગતિને પામશે નહિ.

**निराकार निरधार नहि निरगुण, धरगुण स्वरूप समान शांने;**
**व्यास पंडित काजी मुल्लां नवलहे, कुरान पुरान लख्यो न पांने. ।।४।।**

નિરાકારરૂપ જે નિર્ગુણ તેનો નિરધાર એટલે નિશ્ચય કરેલો નથી તો પછી ધરગુણ એટલે પ્રથમથી ઉત્પન્ન થયેલા ગુણ યુક્ત સ્વરૂપવાળા ઈશ્વરોને નિજની સાથે શી રીતે સમાન એટલે એક સરખાપણાવાળા સજાતિ કહો છો ? અર્થાત્ આ બાબતનો ખરો ખુલાસો પંડિતો, કાજીઓ અને મુલ્લાંઓ પણ જાણતા નથી જેથી કુરાન તથા પુરાણોના કોઈ પાને, તેમણે નિર્ગુણની અને સગુણની સમાનતા (સરખાપણું) ક્યા આધારે કહેલી છે તે લખેલું નથી.

**नामने रूप पडनालीकानी परे, शुद्धनी समसा विरल जाणे;**
**जे पद आद्य अव्यक्त कैवलसदा, विन मुदाते सदा कुवेर माणे. ।।५।।**

નામરૂપની પ્રણાલિકાથી પર આવેલું જે શુદ્ધ સોહંગ પદ છે તેની સમસ્યા વિરલા સંતજનો જ જાણે છે. તે પદ આદ્ય અવ્યક્ત કેવલરૂપે સદા સદોદિત રહેલું છે. તે ગુણરૂપ મુદ્દા સિવાયનું હોવા છતાં મહાન સમર્થ કુવેર સ્વામીજી પોતાના સ્વરૂપે રહી તેનો આનંદ માણે છે એટલે કે અનુભવયુક્ત સુજાણ જાણથી ભોગવે છે.

**साखी :-अमल अलोकित अनुभव, सुरगति रहित समाज;**
**सुणतामां शांति करे, एहेवो उग्र अगाज. ।।६।।**

તે સકર્તા સત્‌કેવલનો અનુભવવાળો અમલ અલૌકિક છે. તેને દેવગતિવાળા દેવો પણ સમજતા નથી. આવો અતિ ઉગ્ર અગાધ અનુભવ સાંભળતાં શાંતિ પામે છે.

**धे धाता विन सनंध सद, प्राय पुरंजन धाम;**
**जंन जवरला जक्तमे, ते पदना अभिराम. ॥७॥**

ધ્યેય અને ધ્યાતા એટલે ધ્યાન ધરનાર સિવાયનું સકર્તાનું પુરંજનરૂપ ધામ છે. તે પદમાં જગતના વિરલા સંતજનો પોતાની નિજ સુરતા વડે અભિરામ (વિરામ) પામ્યા છે.

## અદ્વૈતાદ્વૈત રમણ દરશાવનકો-અંગ -૧૬મું

**मांण्यनी जांण कहु सांभळो संत सहु, वेष वरजीतनी तीत सांइ;**
**मन बुध चित अहंकार पहोंचे नहि, लक्ष अलक्षना पक्ष जांइ. ॥१॥**

મહાન સમર્થ પરમ શ્રેષ્ઠ પરમગુરુ સકર્તા સત્કૈવલના પદમા પરમ નિત્યાનંદ સુખ જે જાણ વડે માણે છે તે માણવાની જાણ હું તમને કહું છું તે સર્વ સંતજનો સાંભળો ! સર્વ જગતના ઉત્પાદક કર્તા ધણી તરફ મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત પહોંચી શકતાં નથી. તેમ જ લક્ષ અને અલક્ષનો ત્યાં કોઈ પક્ષ પણ નથી. આ બધાં કારણોથી નિજ પદ ન્યારું છે કારણ કે દેહાદિ સર્વ પ્રકારના વેષધારી (સગુણ) ઈશ્વરોથી તે પદ જુદું હોઈ સર્વ લોકની છેવટે આવેલું છે.

**पंच परपंचनी पारपर अधरधर, सधरपर अजर घरते पेहेंचांन्या;**
**आपही आप उलटी भइ सुलटमे, कुलटनी दष्ट गइ सुलट जांन्या. ॥२॥**

તે નિજધામ પંચતત્ત્વ તથા પ્રપંચયુક્ત ચૌદ લોકની પાર અને અધરધર એટલે કૈવલકર્તાનું જે શુદ્ધ અભિમાન સમસ્તલોકને ધારણ કરી રહ્યું છે તે શુદ્ધ અભિમાનથી પર અને તે શુદ્ધ અભિમાનને ધારણ કરનારી કૈવલકર્તાની જે બાહ્યવૃત્તિ તેનાથી પણ પર નિજપતિનુ અજરઘર એટલે અક્ષયધામ આવેલું છે. તે જાણીને પોતે પોતાના સ્વરૂપમાં સુલટ (ઊર્ધ્વગામી) દૃષ્ટિથી ઊલટીને પાછા વળી જોશો તો ચૌદ લોકને નીરખવા રૂપ કુલટ દૃષ્ટિ (અધોદૃષ્ટિ) નષ્ટ થઈ જશે અને નિજાનંદનું પરમસુખ પ્રાપ્ત થશે.

**सुरत भइ लीन समलीत समी नीरतमे, नीरत निरधार निसंग पागी;**
**अगम अविलोकमे समज एकता भई, निजपति न्याल गयो भर्म भागी. ॥३॥**

જ્યારે સુરતા બાહ્ય પદાર્થો પરથી સમેટી લેતાં શમ રૂપ થઈ નૂરતામાં લીન પામે ત્યારે તે નૂરતા નિરધાર એટલે નિશ્ચયપૂર્વક (નિર્ણયાત્મક દૃષ્ટિએ) નિઃસંગ એટલે એક અદ્વૈત સકર્તા સત્કૈવલના પદમાં પહોંચે છે; જેથી તે નિજ નુરતારૂપ દૃષ્ટિ અગમ્ય ગમનું અવલોકન કરવાની જે સમજ છે તે સમજની એકતા વડે નિજપતિની સાથે એકરૂપ થઈ કૃતાર્થ થાય છે એટલે સઘળો ભ્રમ ભાગી જાય છે.

**बंध ने मोक्षनी विगत तो वेषने, शेषपद समकनां रेख लागे;**
**आद्यने अंत मध्य निजपद ने नहि, जेम छे तेमनो तेम आगे. ॥४॥**

બંધન અને મોક્ષ તત્ત્વોવાળા વેશધારીઓને જ લાગે છે પણ આ બંધન અને મોક્ષ સર્વલોકથી ઊગરતા છેવટના નિજપદની સમીપ જરા પણ લાગતા નથી. તે નિજપદ આદ્ય, અંત અને મધ્ય સિવાયનું હોઈ પ્રથમથી જ જેમ છે તેમનું તેમ જ રહે છે.

**अच्युत अव्यक्तने वेष वीगती करी, आप निज मोज संकल्प पसारी;**
**तेही तनु मांही जिनु अंश उदये करी, कुवेर करुणेशने दीये विसारी. ॥५॥**

કદી પણ ન ચલાયમાન થાય એવા અવ્યકત સકર્તા સત્ કૈવલે આપ પોતે નિજમોજનો આનંદ આપવા સંકલ્પ વડે સર્વ સમૃદ્ધિ યુક્ત વિગતવાર વેશવાળાં શરીરોને ઉત્પન્ન કરી તેમાં જે અંશોનો ઉદય કર્યો છે તે અંશો, મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે ઉદય કરનાર કરૂણેશ કૈવલને વિસરી ગયા.

**साखी :–कीट पतंग विरंची ल्यौं, निजपति अंश सजात;**
**उभे विशेष समानही, एकतापणे विजात. ॥६॥**

કીટ પતંગથી લઈ બ્રહ્મા સુધીના નિજપતિ સકર્તાના અંશો સજાતિરૂપે એક છે; પણ વિશેષ ઘાટ અને સામાન્ય ઘાટના તત્ત્વ ભેદે કરીને વિજાતિરૂપે દેખાય છે એટલે કે વિશેષ ઘાટની સાથે જે અંશને એકતા થઈ તે અંશ વિશેષ લેખાયો છે અને સામાન્ય ઘાટની સાથે જે અંશની એકતા થઈ તે સામાન્ય લેખાયો છે. એથી જ બંને ઘાટોની દૃષ્ટિએ એકતારૂપે વિજાતિ છે પણ અંશરૂપે વિજાતિ નથી.

**जाहां जम जेहेवो तांहा तम, विविधी विचित्र प्रकार,**
**जक्तरूप निज तात अंश जुथ, करीतव करत अपार. ॥७॥**

અંશો સજાતિએ એક છે પણ જ્યાં જેવા ઘાટો છે ત્યાં તેવા ઘાટરૂપ અંશો દેખાય છે એથી જ તે વિધવિધ પ્રકારના વિચિત્ર જણાય છે. નિજ ધણીના અંશોનું જૂથ જગતરૂપ બની ગયું છે. આ પ્રમાણે કર્તાનું કૃત અપાર દેખાય છે.

## કર્તા અંશઆપ નિજ નિર્ણયકો-અંગ -૧૭મું

**तेही निजकरतनो करनकारनतुज, निजपति अंशतन जो तपासी;**
**आप उद्योत निज जोत नरणे करी, एही मम हंग जीनु हो अभ्यासी. ॥१॥**

હે ! અંશો ઉપર પ્રમાણે સમૃદ્ધિયુક્ત કર્તાથી જે શરીરો રચાયાં છે તેમાં તારો વાસ

થયો એથી તું મનસ્વી કર્મનો કર્તા થઈ તેં જ અહમપણાનો વાદ ઊભો કરેલો છે. એથી જ તું કહે છે કે આ સર્વ મારાથી થયું છે. પણ હે અંશ ! તું તારા શરીરને તપાસી જો એટલે સર્વ કૃતના કારણરૂપે જે નિજપતિ સકર્તા છે તેમનો તું અંશ છે એમ જણાશે અને આપ પોતાને ઉદય થવાનું કારણ સમજી તારી નિજ જ્યોતનો નિર્ણય કર અને સુજાણજાણ રૂપ હંગ વડે કર્તા કેવલના મહદ્ સુજાણજાણ હંગનો અભ્યાસી થા.

**गुन गए: इंद्री अंतस रस परहरी, आप अनभे थई अलग जीनसे;**
**शुध स्वरूप जेही अंश करतारके, ते तनु तुज कर सुज भीनसे. ॥२॥**

હે અંશ ! જુલ્મ ગુજારનાર ગુણ, ગણ, ઈન્દ્રિયો, અંતઃકરણના રસને છોડી દે અને તેનાથી અલગ થઈ તું પોતે નિર્ભય થા. તારું શુદ્ધ સ્વરૂપ તે જ કર્તાનો અંશ છે. હે અંશ ! જે શરીરમાં તું રહેલો છે તે શરીરમાં તું તારી સ્વજાણ જાણથી જોઈશ તો જણાશે કે હું આ જૂથ રૂપ શરીરથી ભિન્ન છું એમ તને સમજાયા સિવાય રહેશે નહિ.

**तरक होइ तलबथी फरक भवफंदसे, अनीत तज तत्त्व रहे सत्व असमी;**
**भइ नरवेद भल भेद पति परमके, हरमके करमकर भरम भसमी. ॥३॥**

હે અંશ ! તારા નિજ પતિને પામવાની આરત હોય તો ભવરૂપ ફંદથી જુદો પડવાનો તર્ક કર અને જે તત્ત્વ અનિત્ય છે તેને છોડતાં છેવટ ઊગરતું જે સત્વ (વિત્ત) રહે તે જ તારી સુજાણ જાણરૂપ અસ્મિ છે. તે અસ્મિરૂપ સ્વરૂપે થવા તારા શરીરમાં ઉત્તમ પ્રકારે નરવેદ એટલે નિરંજનના જેવો શુદ્ધ તીવ્ર વૈરાગ ઉત્પન્ન કર એટલે પરમપતિનો ભેદ પામી શકીશ અને એથી આ બાજુનાં પતિ વિયોગ કરાવનારાં જે કર્મ છે તે તમામ ભસ્મીભૂત થઈ જશે.

**थई निरालम्ब नरलेप सत सस्मता, धरमता तेही तने विगतवेसे;**
**उलट जो आप करी साफ कारज कुल, तो तुल्य कुण तुज इत इमेसे. ॥४॥**

હે અંશ ! નિરાલમ્બ **નિર્લેપ થઈને તારા સત્ય સ્વરૂપે થા. એ જ તારો આ શરીરને વિષે ખરો ધર્મ છે.** આ પ્રમાણેનો ખરો ધર્મ તે તત્ત્વોની વિગતવાળા વેશથી રહીત છે એમ જાણવું. તારાં સ ઘળાં કર્મ સાફ કરીને તું પોતે ઊલટીને તારા નિજ સ્વરૂપમાં જાય તો અહીં આ ભવને વિષે એવો કોણ છે જે તારી તુલના કરી શકે ?

**तदीपता ते तेहीतने रही जतमतसत, अखिलआनंदकर खलक मांही;**
**तो तुजो बाधकांइ साध्यगत सत हुते, उतहुते छुतनहि कछु न कांही. ॥५॥**

એટલા જ માટે હે અંશ ! તારા સત્ય સ્વરૂપે જતમત રહી ખલકભરમાં રહેવા છતાં

અખિલનો આનંદ ભોગવી શકીશ. વળી આ પ્રમાણે તારી સત્યરૂપમાં સાધ્યગતિ થવાને લીધે, હે અંશ ! તને કોઈ જાતનો બાધ લાગી શકશે નહિ તથા આ બાજુનાં છૂત-અછૂત એટલે કે કર્મ-અકર્મ કંઈ લાગી શકશે નહિ અને આ શરીરને છેવટે છોડીને જતાં પાછળ કોઈ પણ કર્મ ભોગવવાનાં રહેશે નહિ. વળી તું ઉત્તમ ગતિરૂપ નિજ સ્વરૂપમાં રહેવાને લીધે આ બાજુ કર્મ-અકર્મ તને ઢાંકી શકશે નહિ, એવી એ ઉત્તમ ભૂમિકા છે. માટે હે અંશ ! તું તારા નિજ ઘરમાં જઈને નિવાસ કર.

**एही परकार निज यार अनवे थइ, तरन तारन मही जन समेरू**
**केहं कुवेर नवेर कर भव भर, सरभर नहि न कोउ तनक तेरु ।।६।।**

હે અંશ ! આ પ્રમાણે નિજપતિની સાથે યારીનો સંબંધ બાંધી પરસ્પર એકમેક થઈ રહીશ તો તરણતારણ પુરુષોમાં તું મેરૂ સમાન શ્રેષ્ઠ થઈશ. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ બાબતનો નિવેડો લાવનારની સરભર થઈ શકે એવું ભવભરમાં કોઈ મળશે નહિ.

**साखी:-तदपि तुंय एक भवमही, पावन पुरुष अलेख;**
**ओर सकल गुन निगुनके, भवभर भेख सलेख.।।७।।**

એટલા જ માટે આ ભવની અંદર અલેખ પરમ પુરુષને પામી શકનાર તું એકલો જ છે અને ભવભરના બીજા જે લખી શકાય તે નિર્ગુણ અને સગુણના ભેખધારીઓ બધા સરખા જ છે.

**सलेखके जेही संतकु, क्रता करतके ज्ञान;**
**अलेखकी अविगत गति, पति परम अविलान. ।।८।।**

સગુણ નિર્ગુણના જે જે સંતજનો છે તેમને કર્તાના કૃતનું જ જ્ઞાન છે અને એથી જ તેમને સલેખના સંતજનો કહ્યા છે; પણ જે અલેખના સંતજનો છે તેઓજ લખી ન શકાય તેવી અવિગત ગતિના સકર્તા પરમપતિનું અવિલાન એટલે કે વંદન કરે છે.

 

## અભયમોજ દેખાવનકો - અંગ -૧૮મું



**कर अविलान पति परम के पदमसी, सगुन गुन व्रंदमें नहिन डोले;**
**कीट ब्रह्मा लगे घाट उपजे खपे, अधिकना नुन्य चहितन तोले.।।१।।**

હે પરમગતિની ઈચ્છા રાખનાર અંશ ! પતિના પદમાં એકમેક થઈ પરમપતિનું અવિલાન કર. તે અવિલાન કરનારો સગુણ નિર્ગુણના ઐશ્વર્યતાવાળા બળવાન જથ્થાને જોઈ ચલાયમાન થતો નથી, કારણ કે કીડી મહુરથી લઈ બ્રહ્માના ઘાટો સુધીના સર્વ જન્મ-

મરણવાળા હોઈ ચૈતન્ય પક્ષે કોઈપણ ઘાટ અધિક નથી તેમ જ સર્વ ઘાટો ન્યુનતાવાળા છે. કારણ કે ચૈતન વિના કોઈ પણ ઘાટ આપોઆપ ચલિત થઈ શકતો નથી.

**स्थावर जंगम लोक चतुरदश, सूक्ष्म स्थूल परक्रती कहावे;**
**जे धरे घाट ते ठाठ सर्व मायना, कायना ऋत देखीने धावे.॥२॥**

સ્થાવર જંગમથી લઈ ચૌદલોક સુધી સ્થૂલ સૂક્ષ્મ આદિ સર્વ સૃષ્ટિ પ્રકૃતિથી જ છે અને તેની અંદર જે જે ઘાટો મનુષ્યથી લઈ અવતારાદિ પુરુષોએ ધારણ કર્યા છે તે સર્વ ઠાઠ માયાવાળા છે અને તે દેવતાઈ માયાવાળા જે જે દેહધારી મહાપુરુષો થયા તે તમામના શરીરોનાં કૃત જોઈને લોકો દોડીને વળગી પડ્યા છે.

**जे थकी सर्व ए तेज ताहारुं स्दे, भात मूकीने जो पोत पाखे;**
**जांहांलगी आपनुं आप पेख्याविना, तांहांलगी मांहांरखी शब्द राखे.॥३॥**

ઉપર લખેલા મહાપુરુષોના હૃદયમાં, હે અંશ ! જે તેજ છે તેવું જ તારા હૃદયમાં છે. તું અને તે પુરુષોના હૃદયનું તેજ સ્વજાતિએ જુદું નથી. પણ આ માયાના ઠાઠવાળા ઘાટને લઈને તું તે તેજને નહિ જોતાં ઘાટને જુએ છે. આમ થવાનું કારણ તારી પોતાની ભ્રાન્તિ છે માટે માયાની બહુ વિધવિધ પ્રકારની ભાતને મૂકી દે અને તારુ મૂળ પોત (સ્વરૂપ) જો. આમ જ્યાં સુધી પોતાનું સ્વરૂપ જાણવામાં ન આવે ત્યાં સુધી જ થઈ ગયેલા મોટા પુરુષોની મોંરખી (શરમ, પક્ષપાત) છૂટશે નહિ.

**राख विश्वास परकाश सर्व तुजमे, भुजमे भास्कर जोने भाली;**
**कैवल अंश निजवंश तन ताहेरु, जाहेरु झगझगे ले निहाली.॥४॥**

ઓ શ્રેષ્ઠ અંશ ! વિશ્વાસ રાખ અને શરીર તપાસી જો. મહાપુરુષોનો જે પ્રકાશ જગત ઉપર પડે તેવો પ્રકાશ તારામાં હોઈ તું તારું પોત (સ્વરૂપ) તપાસીને જુએ તો તેવો જ પ્રકાશ પાડી શકે તેમ છે. એટલે કે આ સર્વ (પ્રકાશ જે પડેલો છે તે) તારામાં છે જ. સુજાણ દષ્ટિરૂપી હાથ વડે તારા સ્વરૂપની વૃત્તિરૂપી કાચને પકડીને જોઈશ તો તેમાં જે ભાસ દેખાશે તે ભાસ વડે ભાસ્કરને જો. જે ભાસ તારામાં છે તે કર્તા કૈવલનો અંશ છે અને તે તારું નિજ સ્વરૂપ છે જે આ શરીરમાં જાહેર ઝગમગી રહેલું છે તેને તું નિહાળીને જો.

**ध्रड मजभूत थइ तेही तने तदवत, अतिमत अस्ढता कर पतिसे;**
**केहं कुवेर कस्णेश कैवल पद, सोसद पाय जन एही मतिसे.॥५॥**

ઉપર જણાવેલા શુદ્ધ સ્વરૂપમાં દઢ મજબૂત થઈ તદવત્ તદાકાર બની પરમપતિ

સાથે એકતા કર. મહાન સમર્થ શ્રી કુવેર સ્વામીજી કહે છે કે આ પ્રમાણેના શુદ્ધ મતવાળા જનો કરૂણેશ કૈવલપદને પામી શકે છે.

**साखी :- सकल अंश समद्रष्टिसे, देखी परमपति चीन;**
**मोहोमन गुण ते गत हवो, निरभे भयो नचीन. ॥६॥**

જ્યારે સર્વ અંશોને સમદૃષ્ટિથી જોશો ત્યારે જ તમે પરમપતિને જાણી શકશો અને ગુણનો મોહ પણ ત્યારે મનથી નાશ પામશે; એથી નિર્ભય બની નચિંત થશો.

**सुर सुरपति हरिहर अज, गुण ग्रंथीना घाट;**
**गौलोकीक लीख तायमे, कैवल परम नीराट. ॥७॥**

દેવ, દેવોનો પતિ ઈન્દ્ર, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર અને ગૌલોક વગેરે ઘાટો ગુણોની ગ્રંથિવાળા છે અર્થાત્ ઘાટને વશ થયેલા છે અને કર્તા કૈવલ મહદ્ સજાણ જાણ સ્વરૂપે હોઈ તે સર્વથી પર ન્યારા છે.

## શીલવંત સાક્ષી દેખાવનકો - અંગ -૧૯મું

**शील संतोक विलोक विलासकर, हास्य कर हंग हंमेश संगे;**
**अहंगनी ओटमे लींगनुं आल छे, तांहा लगी हंग उमंग अंगे. ॥१॥**

હે અંશ ! શીલ, સંતોષને ધારણ કર અને તેને સાથે રાખીને સ્વરૂપ સાથે વિલાસ કર તથા તારી જાણ રૂપ હંગ વડે કર્તાના હંગની સાથે હમેશાં આનંદ કર. વળી જ્યાં સુધી અહંગની ઓથે લિંગ એટલે અજ્ઞાનરૂપ વાસનાનું આળ રહેલું છે ત્યાં સુધી શરીર ઉપર હંગનો ઉમંગ છે અને તે આપનપુ વચ્ચે અંતરાય કરાવનાર છે અને એથી જ તું કર્તાના મહદ્ હંગને પહોંચી શકતો નથી.

**आल विलायतो तुज ताहारे पदे, सीरगुण घाट अटाट जोते;**
**समजतां चोच मोहोंचन मन बुध्यनो, चीत अहंकारनी पार पोते. ॥२॥**

અહં પણું એજ વાસનાનું સ્વરૂપ છે. પ્રકૃતિના ભાવવાળું અહંપણું એ વિકારયુક્ત છે. અને તે અહંપણું હંગના ભાવવાળું થાય ત્યારે તેને શુદ્ધ અહંગ જાણવો. એ શુદ્ધ અહંગ હંગની એકતા સાથે કરવાથી થાય છે. જ્યારે હંગની એકતાથી અહંગ છૂટો પડે એટલે પ્રકૃતિના વિકારવાળો અહંગ થાય છે એથી પદાર્થની સઘળી વાસનાઓ અહંગમાં રહેવા પામે છે. આ પડદો મિસરીવત્ ભાવવાળો હોઈ જેનો ઉકેલ કરવો મુશ્કેલ છે, કારણ કે આ

આળ (અજ્ઞાન) અહંગની પાછળ રહેલું છે જે પરમગુરુ સિવાય પ્રત્યક્ષ કરી આપવા કોઈ સમર્થ નથી. અહંગ પોતે પણ આળ જોઈ શકતો નથી. એથી જ મહાન મોટા ગણાતા પુરુષો તપથી સ્ખલિત થાય છે. **અનુભવીઓ તથા તત્ત્વજ્ઞ પુરુષો સ્વરૂપાકારે ન થવાનું આ આળ જ મુખ્ય કારણ છે.** તે આળ પરમગુરુની ગતિ દ્વારા વિચાર કરતાં વિલસાઈ જાય તો પોતે પોતાના સ્વરૂપે થતાં રેખમાત્ર વાર લાગે તેમ નથી અને ત્યારે જ સગુણના સઘળા ઘાટો વ્યર્થ-બિન ઉપયોગી છે એમ દેખાશે. આમ સમજતાં હું પોતે, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારની પાર છું એમ સમજાશે. ઉપર પ્રમાણેની સમજવાળાને મોહ કદી પણ ચલાયમાન કરી શકશે નહિ.

**जे नहि साधन सांहांन मुद्रावती, ना गति तेजनी आद्य पंचे;**
**वचन विव्यक्तनी लक्त लेखे नहि, शब्द समशेरनी टेर बंचे.।।३।।**

ઉપર પ્રમાણે અહંગ હંગની એકતા વડે સકર્તા સત્ કૈવલના મહદ્ હંગની સાથે એકતા કરવી તે સાધન પંચ મુદ્રામાં નથી તથા યમ નિયમ આદિ પ્રત્યાહારોમાં નથી તેને ચાચરી, ખેચરી, ભૂચરી, અગોચરી અને ઉન્મુની આદિ સંજ્ઞાઓ આપી શકાય તેમ નથી તેમ જ તેજની આદ્ય લઈ પાંચે તત્ત્વોની જેમાં ગતિ પહોંચતી નથી તથા મોટી ગતિવાળા મહાપુરુષોનાં વચન લખી શકાતાં નથી. અર્થાત્ દરેક પ્રકારના મન, કર્મ, વચનોથી પર હોઈ વાણી માત્રથી તે પદ બચી ગયેલું છે. વળી નિજપતિ સાથે એકતા કેવી રીતે કરવી તેનો અદ્યાપી સુધી કોઈએ ઉકેલ કરેલો નથી.

**तेज ब्रह्मांड अनंतनो इशघर, शिशपर सर्वमां साक्षी रूपे;**
**अचल अनबोध संमबोध सदोदित, उत इत जीत तीत अक्ल ओपे.।।४।।**

તેજ સકર્તા સત્ કૈવલ અનંત બ્રહ્માંડોને ધારણ કરનાર સર્વશિર શ્રેષ્ઠ માલિક હોઈ સર્વમાં તેમના અંશો સાક્ષી રૂપે રહેલા છે. તે પદ અચળ, સમવત્ સ્થિર હોઈ સદા સદોદિત છે. તેનું સંબોધન કરી કોઈએ તેનો બોધ કર્યો નથી. આ બાજુ તથા તે બાજુ આવેલા સર્વલોક તે અકળ પદથી જ કળી ન શકાય તેમ શોભી રહેલા છે.

**दिव्य दृष्टि भइ समक समसा लही, कुंरांन पुरांनकी येब त्यागी;**
**केहं कुवेर भव फेरनी फरक गइ, ग्रक भइ तर्क जब अगम जागी.।।५।।**

જ્યારે કુરાનો તથા પુરાણોની મર્યાદાભરી એબને છોડી નિજપતિને પામવાના તર્કમાં ગરક થઈ જાય ત્યારે અગમ ગમ વડે જાગ્રત થવાય છે અને પરમગુરુનું યથાર્થ નિશાન સમજાય એટલે દિવ્ય દષ્ટિ થાય જેથી ભવમાં ફેરા ફરવાના ચક્રથી મુક્ત થવાય છે; એમ મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે.

**साखी-चीतनी चहु उपासना, अज वैकुंठ कैलास;**
**इष्ट नास्ति गौलोक ल्यौं, सहित समुलादास. ॥६॥**

જે દાસજનો, શિવ, બ્રહ્મા અને વિષ્ણુની ચાર અંતઃકરણ વડે ઉપાસના કરે છે તે ઉપાસનાના અધિનાયક દેવતાઓ તે દાસજનો સહિત નાશ પામવાવાળા છે.

**शब्द शरोडा साजका, करम कांडके बिन;**
**सो मत सोबत त्यागके, पकरो हक हकीन. ॥७॥**

શબ્દ માત્ર પ્રણવના સાજરૂપે છે અને આ શબ્દો અંશનો ભાવ હોય તો જ બોલી શકાય છે. વળી શબ્દોમાં જે ક્રિયાવાળો વળ નીકળે છે તે અંશના ભાવે કરીને જ છે. આ ભાવ અંશ પોતામાં પાછો ખેંચી લે તો પ્રણવમાં આવરણ રૂપે રહેલા શબ્દો કર્મકાંડ રૂપ ક્રિયા સિવાયના હોઈ એક બીજા સાથેના સંબંધથી છૂટા પડી જાય છે એટલે કે નિર્વિતરૂપે રહે છે; એ કારણને લીધે આ શબ્દોના મતને છોડી તેની સોબતનો ત્યાગ કરી આ શબ્દો જેના વડે રચાય છે વા બોલાય છે અને જેનો હક્ક તેના ઉપર પહોંચે છે તે રૂપ જે હકીમ એટલે કે 'અંશ' તેનો મત ગ્રહણ કરો.

## અંશ અનુસુત દેખાવન દૃષ્ટાન્તકો-અંગ-૨૦મું

**अगम अद्यावनी भावना भयेवनी, सेवनी सदगति सेसभावे;**
**द्वंदते दूर अंकुर रही अनुभवे, तो छवे पाग विभाग दावे. ॥१॥**

જે પદમાં ગમ પહોંચી શકતી નથી એવાં અગાધ બ્રહ્મની ભાવનાવાળો થઈ સર્વલોકથી છેવટ સ્વરૂપની શેષભાવે સેવા કર. તે સેવા કરવામાં જે અંકુર (પોતાનું સ્વરૂપ) છે તેનો બ્રહ્મના અથાહપણામાં રહી અનુભવ કરવાનો છે. તેને માટે માયા આદિના દ્વંધ (અંધકારમય) તત્ત્વોનો વિભાગ કરી તેનાથી દૂર થઈ નિજાનંદમાં પહોંચી અનુભવ કરવાનો છે.

**अरणव लेहेर बहुपेरे सुपसरे, तोय अद्वैतमे द्वैत भासे;**
**आछरे लेहेरतो पेर नव परभवे, इम अविनाशमे दास आसे. ॥२॥**

જેમ સમુદ્ર બહુ પ્રકારે પોતાની લહેરો વડે સારી રીતે પ્રસરતો દેખાય છે અને એથી જ એ દરિયાનું એક અદ્વૈતપાણી લહેરરૂપે ઓકળીયો પડતું દેખાય છે એટલે કે દરિયાથી લહેર જુદી નથી પણ મૂળ દરિયાની લહેરરૂપે બીજો ઘાટ બંધાવાથી તે લહેરનું પાણી છે એમ માને છે પણ વસ્તુસ્થિતિએ તો દરિયો જ છે, છતાં લહેર આછરી જાય એટલે કે

બંધ થઈ જાય તો લહેરની એક પણ પેર દેખાશે નહિ, એ જ ન્યાયે અવિનાશી પદમાં દાસનો આશય છે એમ જાણવું.

**दिव्य दरियावमे चाहाव तोरंग हे, हुस हीलोलनी मोल चाले;**
**तांहां लगी चीदमां चीत लटकां करे, पुष्ट प्रोढम जो मध्य माहाले. ।।३।।**

સચ્ચિદાનંદ રૂપ દિવ્ય દરિયામાં ઈચ્છા રૂપી તુરંગ (તરંગ) ઊઠે છે એથી હુસ એટલે આનંદનાં મોજાં એક પાછળ એક એમ અનેક ચાલ્યાં જાય છે ત્યાં સુધી ચિદ્દરૂપ બ્રહ્મમાં ચિત્ત લટકાં-ક્રિયા કરે છે. આમ જણાવેલી સર્વ ક્રિયાના બીજગરૂપે ઈચ્છા છે અને તે ઈચ્છાના મધ્ય ભાગે અંકુર છે અને તે અંકુરના મધ્યમાં અંશ મહાલે છે. (પરમશ્રેષ્ઠ પરમગુરુએ આ અંગનું નામ અંશ અનુસ્યૂત દેખાવન આપ્યું છે એટલે આનો એકંદરે અર્થ એવો છે કે કર્તાના પરમ પ્રકાશરૂપ જે બ્રહ્મ તે બ્રહ્મમાં કર્તાથી ઉત્પન્ન થયેલાં અંશોએ સ્થાન લીધેલું છે, એથી આપણા પરમ કારણ દેહમાં આવેલી નૂર ભૂમિકામાં અંશે નિવાસ કર્યો છે. નૂર ભૂમિકા એટલે બ્રહ્મ ભૂમિકા, તે ભૂમિકાથી અંશ જુદો નથી. એથી એને બ્રહ્મની સાથે અનુસ્યૂત કહ્યો છે. આ જગ્યાએ કર્તાની સાથે અનુસ્યૂત નથી પણ બ્રહ્મ સાથે છે. જેની સાથે અંશ અનુસ્યૂત છે તે બંનેની એકતા એકબીજા સાથે રહેલી છે તથા બંને પદ અવ્યક્ત છે. અવ્યક્તમાં અવ્યક્ત ભેગું થાય એટલે જેમ દરિયાનાં અનેક મોજાં ઊઠે છે તેમ અહીં બ્રહ્મની સાથે એકતાવાળો અંશ હોવાથી અંશની ઈચ્છારૂપ મોજાં ઊઠે છે. જેમ દરિયાનાં મોજાં સમાઈ જાય તો દરિયો અદ્વૈતરૂપે એક જ ગણાય તેમ અંશની ઈચ્છા પદાર્થભાવ ઉપરથી ઊઠી જાય તો અંશ પોતાના નિજમાં એકરૂપ થયો છે એમ ગણાય, તો એ પદ સ્પષ્ટ સમજાવવા દરિયાનો દાખલો આપી દિવ્ય બ્રહ્મરૂપની લહેર શાથી ઊઠે છે એ કારણોનો ખુલાસો અંશ અનુસ્યૂત દ્વારા પ્રગટ કરી જણાવે છે. અંશને આ બ્રહ્મની સાથેનો ખરેખરો જાણવાળો રંગ લાગશે ત્યારે જ પતિવિયોગ દૂર થશે અને પદાર્થ ઉપરની સઘળી વૃત્તિઓ ઊઠી જશે.)

**समज सिद्धान्त दृष्टांतना वृतमे, जे गम होय निरवृत संशे;**
**आन्य दूजो नहि सत सोहंग सही, शुध्य अविलोक समलित अंशे. ।।४।।**

ઉપર કહેલા દ્દષ્ટાંતના વૃત્તાંત ઉપરથી, હે અંશ ! સિદ્ધાંત તારવી સમજી લેજે. જે ગમ વડે સર્વ પ્રકારે નિવૃત્તિ થવા ઉપરાંત સંશયનો નાશ થશે તે ગમ ત્રણે લોકમાં અસ્તિત્વ ભોગવનાર તથા ચૌદ લોકના જીવનરૂપ હોઈ તેનું નામ સોહંગ છે. તે સોહંગ સમલિત એટલે કે બ્રહ્મરૂપ હોઈ તે દ્વારા હે અંશ ! સનાતન સત્ કેવલનું શુદ્ધ અવલોકન પૂર્વક ધ્યાન ધરજે.

**सकल समपुर हजुर रही हलमले, अरसपरसता एक लाइ;**
**केहं कुवेर ग्यम ग्रभ आसे भइ, ना कही जातके तात माइ. ॥५॥**

સર્વ પ્રકારે સંપૂર્ણ હજૂરમાં એકમેકરૂપે રહી સોહંગ બ્રહ્મમાં અરસપરસ થતાં એકતારૂપ થાય છે. તે એકતા થયા પછી અરસપરસનાં સંબંધવાળી જે ગમ તે ગમનો આશય ગર્ભિતરૂપે બંધાય છે જેની જાત માતા રૂપે છે વા પિતા રૂપે છે તે કહી શકાય નહિ. કારણ કે આ વિષય મનવાણીથી પર આવેલો છે અને બ્રહ્મ નિઃસત્વરૂપે છે તેમાં વિત્ત રૂપે અંશ રહેલો છે. એથી પર જવાને કોઈ આધારરૂપ તત્ત્વ નથી એટલે સંકલ્પ પણ થાય નહિ. આમ સંકલ્પ વિકલ્પ કોઈ નથી એવી આ બ્રહ્મ ભૂમિકા છે અને તે સુખ પણ અનહદ આનંદરૂપ હોવાથી જેમાં બીજો કોઈ પણ ભાવ સ્ફુરતો નથી. આવા એક અદ્વૈતભાવમાં અંશની છેવટ ગતિ વિષેના ભાવનો અહીં આ બાજુ પ્રકાશ થઈ શકે નહિ. માતા રૂપ બ્રહ્મ ભૂમિકામાં અંશ માતાનો જ થશે કે પિતા તરફ ઊધ્વ દૃષ્ટિ તારવી શકશે. આ બાબતનો ખુલાસો કરવો મુશ્કેલ છે. એથી જ અત્યાર સુધી જે કોઈ મહાપુરુષો થઈ ગયા તેમનો છેવટ પત્તો કોઈ મેળવી શક્યું નથી. આ બ્રહ્મરૂપ દરિયાને ઓળંગતાં આપાપણું ઓગળી જાય છે એટલે અંશના છેવટ ધ્યેય વિષેનો ખુલાસો આપી શકવો કઠણ છે. એથી જ મહાન પરમ શ્રેષ્ઠ કુવેર સ્વામીજી કહે છે કે આ ગમનો જે ગર્ભ બંધાયો તેનાં માતાપિતા વિષેની જાત કહી શકાતી નથી અને અત્યાર સુધી કોઈએ કહી નથી.

**साखी :-लक्ष कोश सिंधु मध्ये, मीन ना जांनत तीर;**
**आडा टेडा क्यौं कले, दधी मध्य गेहेर गंभीर. ॥६॥**

જેમ લાખ ગાઉના દરિયાના મધ્ય ભાગે રહેલું એક માછલું તે દરિયાના કિનારાને જાણી શકતું નથી; તે અંદર ને અંદર ગમે ત્યાં આડું અવળું ગમે ત્યાં ફરે તો પણ સમુદ્રના મધ્ય ભાગે ગંભીર ઘેરા પાણીમાંથી દૂર જઈ શકતું નથી.

**थाह नहि अविथाहनो, कारण लेहेर कलोल;**
**लोक समस्त उपरछला, अरणव ब्रह्म अडोल. ॥७॥**

તેવી જ રીતે જેનો પાર પામી ન શકાય એવું જે બ્રહ્મ તે અથાહ બ્રહ્મમાંથી ચૌદલોકના કારણરૂપે લહેર ઉત્પન્ન થઈ તે ચૌદલોક બ્રહ્મથી ઉપર છલા ઉપલક છે અને તે અર્ણવરૂપ બ્રહ્મ અડોલ ઠસરસ ભરેલું છે.

## બ્રહ્મ હિરણ્યગર્ભ દેખાવનકો - અંગ-૨૧મું

**गर्भगति सरवनी अष्टादश परवनी, पेच पडनाल पेहेचांनी पेखो;**
**जीव प्रकृतमे शीव समाध्यमे, स्वाद्य अवतार लेइ कोइ न सेखो.॥१॥**

જગતભરના સર્વલોકોથી લઈ મહાપુરુષો સુધીની ગતિ તપાસી જોતાં દરેકની ગર્ભગતિ એટલે વિકસિત ન થઈ હોય તેવી છે. જે કોઈની જગતદષ્ટિએ વિકસિત દેખાતી હોય તે પણ ગર્ભગતિ જ છે.અઢાર પુરાણનાં પર્વે પર્વમાં લખેલી વાતો ગર્ભિત છે. તેના પેચની પ્રણાલિકા જાણીને જોશો તો જરૂરથી ગર્ભિત દેખાશે. જીવ બુદ્ધિના જીવો પ્રકૃતિમાં વશ છે અને શિવબુદ્ધિના સમાધિવાન પુરુષો સમાધિને વશ છે. એમ જેનો જ્યાં જેવો આશય તેવો તેનો ત્યાં ગર્ભ બંધાયો અને તેને જ તે વળગી રહેલો છે; પરંતુ સ્વતંત્ર અવતાર લઈને જન્મ પામવાનું અત્યાર સુધી આ જગતભરમાં કોઈ શીખેલું નથી. વળી અવતાર આદિ ઈશ્વરો તે પણ પરંપરાથી ચાલતી આવેલી પ્રણાલિકામાં ગર્ભ વશ હોઈ જન્મ લેવો પડેલો છે. આમ નાના મોટા સર્વે અંશો ગર્ભવશના ફાંદામાં લપટાયેલા છે. ઊંચી બુદ્ધિના ડાહ્યા ગણાતા મહાપુરુષો કોઈ દેવતાના આશયની પાછળ સ્વર્ગ આદિ સુખ ભોગવવાના સોદાનો મંત્ર આવાહને ગર્ભ બાંધે છે ત્યારે સગુણ ભક્તજનો ભક્તિનો ગર્ભ બાંધે છે. કોઈ કર્મવીરો કર્મનો ગર્ભ બાંધે છે. તો પાપીઓ પાપરૂપ ગર્ભ બાંધે છે. આમ પૃથક પૃથક અનેક જનો પોતે પોતાની સમજ પ્રમાણે હિરણ્યગર્ભરૂપ બ્રહ્મમાં બાંધેલી ગર્ભગતિના આશયની પાછળ ચાલ્યા જાય છે.

**मछ कच्छ वांम वराह नरसंग हरि, राम फरसुधर कृष्ण सांइ;**
**बुध नकलंकी कलाभी चतुरदश, आइवसे निध्यके गर्भमांही.॥२॥**

મચ્છ, કચ્છ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ , રામ, કૃષ્ણ, બુદ્ધ અને નકલંકી આ બધા ચૌદે કલાયુક્ત અવતારો હિરણ્યગર્ભરૂપ બ્રહ્મમાંથી આવ્યા અને વસવાટ પણ તેમાં જ કરેલો છે.

**शेष माहेश विरंची विष्णु लगे, पंचमी शक्तिने जोत जोइ;**
**ए खट गर्भकी मांही कीला करे, प्रसवी पारणे झुल्यो न कोइ.॥३॥**

શેષજી, મહેશ, વિરંચી, વિષ્ણુ, શક્તિ અને જ્યોતિ આ બધાંએ હિરણ્ય ગર્ભ બ્રહ્મમાં રચ્યાં-પચ્યાં કલ્લોલ એટલે આનંદ કરે છે પણ તેમાંનો કોઈ આ હિરણ્યગર્ભ રૂપ બ્રહ્મમાંથી નીકળી સકર્તા સત્ કૈવલનો સ્પર્શ કરીને હું તેનો અંશ છું એમ કહીને પુત્રવત્ બાળકપણાનો ભાવ રાખી પારણે ઝૂલ્યા નથી.

**आन्य जीवनकी कुण गणती गणे, गर्भमां सर्व कोइ येसे येसे;**
**एही अंदेश काहु मन उपजे, खटदश चौद चेहेन्याज केसे.॥४॥**

ઉપર જણાવેલા છ દેવતાઓ અને ચૌદ કળાયુક્ત દશ અવતારો જેવા બ્રહ્મ રૂપ ઘરમાં રહેલા છે. તો બીજા જીવોની તો ગણતરી જ કોણ માત્ર છે ! વળી આ જણાવેલા દેવતાઈ પુરુષો જેમની ગતિ ગર્ભ બહાર નીકળી જ નથી તો પછી સકર્તાને કેવી રીતે જાણી શકે ? આ અંદેશો કોઈને ઊપજ્યો જ નથી.

**कोइ संसारमां उदरकी कहत हे, आये बीन कुंवर के कुंवरी ठाने;**
**केहं कुवेर आंहां संत शिरोमणि, गर्भमें जीव इश्वर जांने.॥५॥**

કોઈ સ્વરોદયના શાસ્ત્રી સ્ત્રીના ગર્ભમાં પુત્ર વા પુત્રી છે એમ કહે છે તેવી જ રીતે, મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે સર્વ શિરશ્રેષ્ઠ સંતગતિના સંતજનો હિરણ્યગર્ભરૂપ બ્રહ્મના ગર્ભમાં જીવ થશે કે ઈશ્વર થશે તે જાણે છે.

**साखी :-हिरण्यगर्भ हरि हारद, समग्रे पुंज पूजाय;**
**एक एक ते सेवा करे, कंचन काज न थाय. ॥६॥**

શાલિગ્રામ એ હિરણ્યગર્ભરૂપ હોઈ હરિરૂપ છે એમ સમજી સમસ્ત સંસાર દરેકે દરેક શાલિગ્રામને પૂજે છે છતાં પણ કાર્યરૂપ સોનું થતું નથી. કારણ કે આ પ્રમાણેની માન્યતા ખોટી છે. પરંતુ.

**शालंग शल्या संत तन, ज्ञान सोव्रत घट मांहांय;**
**नित्य बोध कंचन झरे, सेवक पावही जांहांय. ॥७॥**

સત્ય શાલિગ્રામ શલ્યારૂપ સંતનું સ્વરૂપ (શરીર) હોઈ જ્ઞાનરૂપ સુવર્ણ તેમના ઘટમાં સંપૂર્ણ ભરેલું છે તેમાંથી કંચન રૂપ બોધ નિત્યપ્રતિ ઝરે છે, જે આ સંતની સેવા કરનારા સેવકો જ પ્રાપ્ત કરી શકે છે.

 

## ગર્ભ વિવ્યક્ત પરિઉત્તરકો અંગ -૨૨મું



**सकल चराचर देव मध नाग नर, विश्व वैराटनु गर्भवासी;**
**ब्रह्म ते भिन्न कोइ जन जायो नहि, सर्वना गर्भनी कहुं प्रकाशी. ॥१॥**

સ્થાવર જંગમ આદિ દેવતાઈ માર્ગના નાગ, મનુષ્યો તથા વૈરાટરૂપ આખુંયે વિશ્વ

બ્રહ્મના ગર્ભવાસમાં છે. એ બ્રહ્મથી જુદો પડીને ચૌદલોક પૈકી કોઈ જન્મ પામ્યો નથી. તે સર્વ લોકોના ગર્ભનો પ્રકાશ કરીને કહું છું.

**जांहां लगी जेहनी प्रीछ पहेंचान गत्य, तांहां लगी तेहनु तेहज थापे;**
**तेज प्रक्रण प्रकाशी प्राये कहु, जे लहुं उग्र अनुभव अमापे.॥२॥**

બ્રહ્માથી લઈ આજ સુધી જેટલા મહાન ગતિના મોટા પુરુષો થયા છે તેમની માન્યતા વા સમજ પ્રમાણે જ્યાં સુધી તેમની ગતિ પહોંચી ત્યાં સુધી વર્ણન યુક્ત દેવતાઈ પદોનું સ્થાપન કર્યું છે અને પોતે સ્થાપેલા દેવતાઓની માન્યતામાં રહ્યા છે. તે જ વિષયના પ્રકરણનો પ્રાયે કરીને, એટલે બધી રીતે મારા અમાપ ગતિના ઉગ્ર અનુભવ વડે પ્રકાશ કરું છું.

**अमर वृक्ष फलमांही जंतु रहे, शुं लहे वृक्षने वेष विगते;**
**तेम आंहां जीव प्रकृतनी व्रतना, नां लहे शीव रहे माया लक्ते.॥३॥**

જેમ ઉમરડાના વૃક્ષના ફળમાં અનેક જંતુ રહે છે તે જંતુ વૃક્ષના વેશને તથા તેની વિગતને જાણી શકતાં નથી; તે તેમાં ને તેમાં ઉત્પન્ન થાય અને તેમાં ને તેમાં જ મરણ પામે છે. આમ લાખો વખત જન્મે અને લાખો વખત મરણ પામે તો પણ વૃક્ષાદિના વેશને કેવી રીતે ઓળખી શકે ? તેમ આ બાજુ જગતભરનાં જીવમાત્ર પ્રકૃતિના વર્તનવાળા હોઈ પ્રકૃતિ વશ પડેલા છે. તે જીવોની ચારે બાજુ પ્રકૃતિ છવાયેલી છે અને જીવ તેના પેટામાં છે. આ જીવ પ્રકૃતિનો પડદો ઓઢી અંદર જે કંઈ કલ્પના કરે તે ઉમરડાના જંતુ જેવી કલ્પના જાણવી. વળી સ્થાવર જંગમ આદિ ચૌદલોકમાં પ્રકૃતિનું સામ્રાજ્ય છે. કોઈ નરવીર ન થયો કે જે આ પડદાને તોડી બહાર નીકળી શકે. **લીલાનો વિસ્તાર કરનાર જે જે પુરુષો થયા તે તમામ માયાની ગોદમાં બેસીને બોલેલા છે** અને પ્રકૃતિનાં જ ગુણગાન ગાયાં છે અને ગાય છે. આમ તપાસતાં શાસ્ત્રો, પુરાણો અને વેદ તથા તે સિવાયના મતપંથના મતાવલંબીઓ અને તેમને માનનારાઓ આ તમામનું જે ધ્યેય તે પ્રકૃતિને આગળ રાખીને જ બોલેલા છે. આ ઉપરાંત વધારે ઊંચી ગતિવાળા તત્ત્વજ્ઞ પુરુષો જે સમાધિમાં અહોરાત્રિ રહેનારા તે સિદ્ધિઓ એટલે માયાની પુત્રીઓને યોગ દ્વારા પ્રાપ્ત કરી આ લોક અને પરલોક ગમન કરવાને જે શક્તિઓ ધરાવે છે તે પણ પ્રકૃતિનું બીજું સ્વરૂપ છે. આવા ઊંચા ગણાતા યોગીઓ પણ માયાની પાછળ લટકે છે એ જ એમનો સિદ્ધાંત છે. વળી શિવ આદિ દેવતાઓ તે પણ માયાવાળા હોઈ પૂજારી પણ માયાના જ છે; તે અવતાર આદિ પુરુષોના જીવન ઉપરથી તરવરી આવે તેમ છે. હવે આ બધાના આમ જુદાં પ્રકરણ છે છતાં માયાથી પર કોઈ થયું હોય તો તે જુઓ, અર્થાત્ આ ગર્ભમાંથી કોઈ બહાર નીકળેલું નથી.

**देवल एकमे दीप जोती जले, हद्यनुं तीमर तेज टाले,**
**देखी पतंग मन भंग थकीत भये, दिनकर कीरणीने ते न न्याले.॥४॥**

જેમ કોઈ એક દેવળમાં દીવો હોય તો તે દીવો દેવળના હદવાળા અંધકારને જ દૂર કરી શકે છે. તે દીવાને પતંગ આદિ જંતુઓ સૂર્યવત સમજી તેમાં ઝંપલાવી મરણ પામે છે એથી જ તેઓ સૂર્યનાં કિરણ જોઈ શકતા નથી.

**तेहनु सिद्धान्त ते शिव समाधमे, जोती स्वरूप नारायण दरसे;**
**केहं कुवेर सर्व सीध छकी रहे, निजपति परम सुरते न परसे.॥५॥**

તેવી જ રીતે શિવજી જેવા નિત્ય સમાધિ ભોગવનારાઓ બ્રહ્મરંધ્રમાં આવેલા જ્યોતિરૂપ દીવા જેવા નારાયણના સ્વરૂપને જોઈ પતંગવત્ અનેક સિદ્ધ પુરુષો ચકિત થઈ તેમાં ઝંપલાવે છે પણ તેઓ સૂર્યરૂપ નિજ પરમપતિને જોઈ શકતા નથી તેમ જ તેમનો સ્પર્શ કરી શકતા નથી.

**साखी-मसरीको मेरु भयो, मध्य कीटी घर ताय;**
**भोवनमे भोजन मील्यो, बहार लेने न जाय. ॥६॥**

જેમ મેરૂ જેવા ખાંડના ઢગલાના મધ્ય ભાગે કીડીએ ઘર કર્યું હોય તો તેને તેના ભુવનમાં ભોજન મળે તો પછી બહાર શા માટે લેવા જાય !

**व्यापक मे मापक मुदा, उपजावे अनुओज;**
**साम्रथ लेइ डोलत फिरे, इश्वरता शिर बोज. ॥७॥**

તેવી જ રીતે અનંત વ્યાપક બ્રહ્મનો અંશ આપણા માપવાળા શરીરમાં આવેલા બ્રહ્મરંધ્રમાં મુદ્દારૂપ દેવળના દીવાની માફક જ્યોતિરૂપે આવેલો છે. તેની સાથે સમાધિવાળા શિવ જેવા સિદ્ધપુરુષોએ પ્રણવ દ્વારા સ્પર્શ કર્યો એથી ઓજસ એટલે પ્રકાશ મેળવ્યો, એ જ યોગીની ઐશ્વર્યતા છે. તે ઐશ્વર્યતારૂપી બોજો માથે લઈ જગતમાં ફર્યા છે અને જગતની આંખો ઝાંખી કરી છે. મહદ્ બ્રહ્મનો જરાતરા મુદો હાથ લાગવાથી પોતે સમર્થ ઈશ્વરો થઈ બેઠા છે.

 

## ઈશ્વર ગર્ભ દૃષ્ટાન્તકો - અંગ-૨૩મું



**भांण उद्योत अविकाश परकाशते, लोक चतुरदश अंध टाले;**
**सुर काढी शके छेह न माहा अगन्यको, उलट फेर देखतां आप गाले. ॥१॥**

(શિવ જેવા યોગીઓએ ઐશ્વર્યતાનો પ્રકાશ જગત પર પાડ્યો તે માપક શરીરમાં

ગર્ભરૂપ જ્યોતિને સાધ્ય કરવાથી જ છે. આથી એમનું પોતાનું આપાપણું ઓગળી ગયું નહિ; એથી જ દુનિયાની મહત્તા પાછળ રોકાયા. જો હિરણ્યગર્ભરૂપ જે બ્રહ્મ તેની સાથે સ્પર્શ થયો હોત તો આ બાજુનું આપાપણું ઓગળી જાત; કારણ કે બ્રહ્મ ભાવ અભાવથી રહિત છે અને તેમાં ગયા પછી બોલી શકાતું નથી છતાં બોલે તો બ્રહ્મથી જુદો છે. માત્ર વાતો જ કરી જાણે છે. વળી પ્રકૃતિયુક્ત ગુણની ગ્રંથિ એટલી તો પ્રબળ છે કે ભલાભલાઓ જે આ વાસનારૂપ ગ્રંથિને છોડી શકતા નથી. તેમાં યોગસાધન ગ્રંથિ છોડાવવાવાળું નથી પણ ઊલટા ગ્રંથિના આંટા વધારે ચઢાવે છે. એથી આખરે એ માર્ગ ડુબાવનારો છે. આનો વધુ ખુલાસો આ અંગમાં આવે છે.)

જેમ : અવ્યક્ત મહદ્ અગ્નિનો અંશ સૂર્ય છે તે સૂર્ય અવકાશરૂપ આકાશમાં ઉદય થતાં સમસ્તલોકના અંધકારનો નાશ કરે છે. તે સૂર્ય પોતાનું અસલ પોત તપાસી જુએ તો નિરાકાર રૂપે દેખાય જેમાંથી જે ઉત્પન્ન થાય તે જ તેનું પોત છે તેવી જ રીતે સૂર્યની ઉત્પત્તિ મહદ્ અગ્નિથી થયેલી છે અને તે અગ્નિ નિરાકાર રૂપે છે; તે અગ્નિનો અંશ જે સૂર્ય તે પોતાના મૂળ સ્વરૂપ તરફ પાછો વળીને જાય તો તેનું પોતાનું વ્યક્ત સ્વરૂપ ઓગળી જાય એટલે તે અનંત અગ્નિનું માપ કાઢી શકતો નથી.

**तेम खट इष्ट ते स्त्रष्टमां श्रेष्ठता, चौद कलाभी अवतार दशना;**
**विश्व विलास प्रकाश करे ते खरा, ब्रह्म महा तेजना रेख क्रश्ना ।।२।।**

તેવી જ રીતે સૃષ્ટિના શ્રેષ્ઠ દેવતાઈ પુરુષો શેષ, મહેશ, વિરંચી અને વિષ્ણુ તથા પ્રકૃતિ અને પુરુષ તેમ જ ચૌદ કળાયુક્ત દશ અવતારો આ બધાઓ વિશ્વમાં વિલાસ કરવા ઐશ્વર્યતાનો પ્રકાશ પાડે છે. કૃષ્ણ પોતે પણ તે મહદ્ બ્રહ્મના રેખમાત્ર છે એમ બોલી ગયેલા છે એટલે ખરું જોતાં તેઓ પણ સ્વતંત્ર નથી.

**नीध्य महातंमनी गम जाणे सही, कैवल पार पावे न सोइ;**
**बोध अगाधमे संत समी रहे, आप अथाह गरकाव होइ.।।३।।**

ઉપર જણાવેલા દેવતાઈ મહાપુરુષો નિધિરૂપ બ્રહ્મના મહાત્મ્યની ગમ જાણે છે પણ બ્રહ્મથી પર આવેલા કૈવલ કર્તાનો પાર પામી શક્યા નથી. તે અગાધ બ્રહ્મનો બોધ આપતાં સંત પોતે તેના અથાહપણામાં ગરક થઈ સમાઈ જાય છે.

**बोलतां बेनमे चेहेन परख्या परे, ब्रह्मभर्यो शब्द ते भारेभारी;**
**डुबतां जन पोकार कोहु करे, वेगे परखाय मुखमांही वारी. ।।४।।**

જે સંતજન બ્રહ્મમાં ગરક બન્યા છે તેમની પરીક્ષા તેમનાં બોલાતાં વચનો ઉપરથી

થાય છે. જેનો શબ્દ બ્રહ્મથી ભરેલો હોય તે શબ્દનો ભાર ભારે લાગે અને જેનો શબ્દ બ્રહ્મ ભરાયા સિવાયનો હોય તેનો શબ્દ ચોખ્ખો લાગે. જેમ પાણીમાં ડૂબતો મનુષ્ય બચાવ માટે કોઈનો પોકાર કરે તો તેના મોઢામાં પાણી પેસી જાય જેથી તે સ્પષ્ટ બોલી શકે નહિ. આ પ્રમાણે બ્રહ્મથી ભરાયેલો કે બ્રહ્મ સિવાયનો ખાલી એ અવાજ ઉપરથી ઓળખાય છે.

**तेहने कष्ट पण संत उतकष्ट रहे, ब्रह्म जल भोवननी मध्य झीले;**
**केहं कुवेर को प्यास व्यापे नहि, सेहेजनी सेर सदाय पीले. ॥५॥**

આ અંગમાં સંત બે પ્રકારના વર્ણવેલા છે. એક તો બ્રહ્મથી ભરેલા હોઈ બ્રહ્મરૂપ બની ગયેલા છે જેના શબ્દો સ્પષ્ટ રીતે બહાર આવી શકે નહિ એટલે કે કંઈ પણ બોલી શકે નહિ. ડૂબતો માણસ જેમ પોતાનો હેવાલ કહી શકતો નથી તેમ અંદર તથા બહાર એમ ચારે બાજુથી ભરાયેલા બ્રહ્મથી તે સંત બ્રહ્મરૂપ થઈ રહેલા છે અને બીજા સંત જે બ્રહ્મને પોતાનું ઘર સમજી તેના અંતરપટમાં જેમ પાણીનો તારો (તરનાર) મજાથી પાણીમાં રહી શકે છે અને પાણીનો આનંદ લઈ શકે છે તેમ બ્રહ્મરૂપ પાણીમાં બ્રહ્મના તારા તરીકે રહેલા સંત બ્રહ્મમાં પણ સ્વતંત્ર રહી શકે છે. વળી બ્રહ્મ ભરેલા સંતને બોલવા જતાં જેટલું કષ્ટ છે તેવું કષ્ટ વધારે ઉત્કૃષ્ટ ગતિમાં રહેનાર આ બીજા પ્રકારના સંત મહાપુરુષને નથી; કારણ કે તે તારારૂપ હોઈ બ્રહ્મ જલરૂપ ભુવનની મધ્યમાં તેનું સુખ ઝીલે છે, મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે તેમને કોઈ જાતની તૃષ્ણારૂપી પ્યાસ (તરસ) વ્યાપતી નથી, પણ સહેજાસહેજરૂપ બ્રહ્મની સેર તેમના પોતાના મુખમાં જોઈતી આવે જાય છે અને બ્રહ્મરૂપ ભુવનમાં તે પીને મસ્ત રહી નિજપતિ કૈવલની સાથે અખંડ એકતા રાખીને રહે છે.

**साखी :- मणी मेरुज्यम कंगुरा, एसे हरि अवतार;**
**कैवलमां केहेवा लगे, जोतां अपरंपार. ॥६॥**

જેમ પારસમણિના મેરૂને જે કાંગરા હોય છે તે તેની રજકણરૂપ છે તેમ હરિના ઐશ્વર્યયુક્ત અવતારો કાંગરા જેવા હોઈ કૈવલ કર્તાની રજકણ જેવા જાણવા, તે અવતારોને કૈવલની સાથે સરખાવતાં કેવા લાગશે ? અર્થાત્ કૈવલ કર્તાની પારાવાર દૃષ્ટિએ જોતાં ક્યાં કૈવલ અને ક્યાં અવતાર ? આમ વિચાર કરી જોતાં જમીન આસમાન જેટલો ફેર દેખાશે.

**गुण दृष्टि गुणकु ग्रहे, प्राकृत परठे इश;**
**धे दृष्टे पति परमहे, गुणगत्य लेख चोवीश. ॥७॥**

મનુષ્યની પ્રકૃતિથી પોષાયેલી ગુણયુક્ત દૃષ્ટિ વડે ગુણયુક્ત શરીરવાળા પ્રાકૃત

પુરુષોને ઈશ્વર ઠેરવેલા છે. આમ ઠરાવવાનું કારણ પોતે ગુણવાળા છે એથી જ ગુણોવાળાં શરીરવાળાને પરમેશ્વર કહેલા છે, પણ જ્યારે ધ્યેયરૂપ પોતાના પરમપતિને જોવા હોય તો દૃષ્ટા રૂપે થઈ તેની દૃષ્ટિ વડે જ ઓળખી શકાય છે, પરંતુ ગુણગતિની દૃષ્ટિ વડે તો ચોવીસ અવતારોના લેખ વાંચી શકાય છે. તે લેખ દૃષ્ટાની દૃષ્ટિમાં નથી. જ્યાં સુધી ગુણનાં આવરણો છે ત્યાં સુધી જ પ્રાકૃત પરમેશ્વરો છે પણ તે આવરણો વિલસાઈ જતાં દૃષ્ટા પોતે જ રહે છે અને ત્યારે જ પરમપતિને જાણી શકે છે.

##  સંત રેહેશકો - અંગ-૨૪મું  10

**सेहेज सुभावनु भाव नित्ये चले, जेम छे व्योमने पवन आहार;**
**अमर आलोच करे नहि एहनो, आवी पोखाय अविरल धार. ।।१।।**

(આ અંગ સંત રહેશ એટલે સંતને રહેવાની અંતરદશા જે સંકલ્પ વિકલ્પ રહિત છે તેના વિષે છે.)

જેમ શૂન્યની ગતિમાં ફેરફાર થતો નથી પણ સહેજાસહેજ પવન તે શૂન્યના ઉદરમાં અવિરલ ધારાએ આવી પોષાય છે; આકાશ પવનનું આલોચન કરતું નથી તો પણ આકાશનો આહાર જે પવન તે આકાશને મળે છે.

**तेम अणलंगी अध्यात्म अनुभवी, पुरुष प्राज्ञान अडोल वरती;**
**जेम गजराज हये हहण हलके चले, खलक खलवल ध्रुजे न धरती. ।।२।।**

તેવી જ રીતે સંતદશાના સંતપુરુષો અણલિંગી એટલે કોઈપણ પ્રકારની વાસનારૂપ લિંગ સિવાયના મહાન અધ્યાત્મક અનુભવી, પ્રાજ્ઞ એટલે શ્રેષ્ઠ જ્ઞાન ધરાવનાર તેમ જ અડગ વૃત્તિવાળા હોય છે. તેઓ શરીરરૂપી રથમાં બેઠેલા રાજા જેવા છે અને તે રથે સોહંગરૂપ હાથી અને ઓહંગ રૂપ ઘોડો જોડેલો છે, જે બંનેની લગામરૂપ પ્રણવની દોરી તેઓ પોતાના હાથમાં લઈ બેઠા છે; જેથી આ રથ લઈને સમસ્ત લોકમાં કંઈ પણ ખળભળાટ થવા દીધા સિવાય ફરી શકે છે.

**स्थिति स्थिरवंत अतंत अगोचर, गोचर ग्यम करे ज्ञान भागे;**
**देह-विदेह विसरजन पलपल, होय विज्ञानतो ज्ञान त्यागे. ।।३।।**

તે સંતદશાના પુરુષની સ્થિતિ સ્થિરવંત, તત્ત્વથી રહિત અગોચર એટલે ઈન્દ્રિયો અંતઃકરણ આદિ સિવાયની છે. આવી દશામાં રહી ચૌદલોકરૂપ ગોચર જે માયા અને

ગુણથી વીંટાયેલું તેને નિજગમના જ્ઞાને કરીને તોડી તેમાંથી અંશોને બચાવે છે. વળી પોતે દેહભાનનું અતિ વિસર્જનપણું લાવવાને લીધે પળેપળ ઉનમૂનિ અવસ્થા થકી દેહને વીસરતા જાય છે. એ એમની વિદેહ દશા છે, આમ વિદેહ દશાના વિજ્ઞાની થાય તો જ જ્ઞાનનો ત્યાગ કરી શકે એટલે તેઓ વિજ્ઞાનદશામાં રહે.

**ब्रह्ममय भेख अलेख अरुढमत, अतिरत अविगत साथ समधी;**
**उरध उमेद अविन्यासी आपेहवा, तेहनी देह ब्रह्मान नमधी.।।४।।**

જે સંતનું વર્ણન કરીએ છીએ તે સંત, બ્રહ્મમય એટલે બ્રહ્મરૂપ ભેખ જેણે ધારણ કર્યો છે એવા તે સંત અતિ આરતે કરીને અલેખ એટલે લક્ષમાં ન આવે તેવા અવિગત પતિના સાથી હોઈ અરૂઢ મતવાળા નિજના સંબંધી છે. આમ ઊર્ધ્વ ઉમેદે કરીને તે પોતે અવિનાશીના સંબંધી થાય છે. આ પુરુષનો વિદેહ દેહ જેની સ્થિતિ વિષે આપણે ઉપર વર્ણન કર્યું છે તે દેહ બ્રહ્મના ઉત્પત્તિક્રમના તત્ત્વથી બંધાયેલો નથી; એ કારણે સચ્ચિદાનંદરૂપ બ્રહ્મમાં અનંત કાળ રહેવા છતાં તેમાં લબ્ધાતો નથી. એથી જ આ બાજુ આવેલા ચૌદલોકની અને છેવટે આવેલા કૈવલ કર્તાની હકીકત કહી શકે છે.

**सुगम गमन गत झलक प्रतिबिंबवत, निज स्वरूप महा निध मांही;**
**केहं कुवे़र एहेवा जन धन धन्य, संशे ना आणसो तेज सांइ.।।५।।**

આ સંતપુરુષને ચૌદલોકરૂપ સંસારમાં ગમન કરવાનો માર્ગ નિજ મહદ સુજાણજાણને લીધે સુગમ હોઈ તેમને સંસાર સહેલરૂપ છે. જેમ સૂર્યનું પ્રતિબિંબ જળમાં ઝલકરૂપે રહે છે તેમ મહાનિધિરૂપ બ્રહ્મમાં પોતે ઝલકરૂપે રહે છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આવા સંત પુરુષને ધન્ય છે. તેમના પરત્વે કોઈ જાતનો સંશય લાવ્યા સિવાય તેમને કૈવલ સ્વરૂપ માનજો.

**साखी :- द्वे लक्ष जोजन शून्यते, भूमे भासत चंद;**
**जो विलसे लयवारीते, सुरते एक समंध. ।।६।।**

જેમ પૃથ્વીથી બે લાખ જોજન દૂર આવેલો જે ચંદ્ર તે પ્રતિબિંબ રૂપે પાણીમાં દેખાય છે. આ પાણીનો જો વિનાશ થાય તો તેની અંદર વિલસતું (ઝળકતું) પ્રતિબિંબ સુરતાએ ચંદ્ર સાથે એક થઈ જાય છે.

**जे नहि आवन जानका, तोय वडे तन दोय;**
**देह वडे जन कैवल, समज सिद्धान्ते सोय. ॥७॥**

હવે ચંદ્ર તે જગતના પાણીમાં આવ્યો નથી પણ પાણીરૂપ કારણ વડે કરીને ચંદ્ર બે દેખાય છે. દૃષ્ટાંતે પ્રતિબિંબ રૂપે જે અવ્યક્ત વિભૂતિનો દિવ્ય દેહ લઈને પરમગુરુ આવેલ છે. જે સોહંગ બ્રહ્મ રૂપ ભૂમિકા દ્વારા પ્રત્યક્ષ દશ્યમાન થાય છે. આ સિદ્ધાંત સમજાય તો પરમગુરુ અને કૈવલ કર્તા એમ એક છે જુદા નથી એમ નક્કી થાય છે.

## સંતકર્તા અનુસ્યૂતસંશે દૂર પરિઉત્તરકો - અંગ-૨૫મું

**सांइ स्वे रहे सदा डगमगे नहि कदा, संत तेहनु रदा कहु द्रष्टांते;**
**जेम को जन निद्रावशमा पच्यो, जइ रच्यो सैन समे एकांते. ॥१॥**

સકર્તા સત્ કૈવલ સદા સંદોદિત પોતે પોતાના પદમાં ડગ્યા સિવાય નિજરૂપે અખંડ રહે છે અને સંત તે જ તેમનું હૃદય છે તે વિષેનું દૃષ્ટાન્ત આપી ખુલાસો કરું છું તે હે સંત સજ્જનો ! સાવધાન થઈ સાંભળો, જેમ કોઈ નિદ્રાવશ થયેલા મનુષ્યને ઊંઘમાં પચી ગયા પછી હું એકલો છું એમ અવસ્થાના પટે કરીને રચનાત્મક ભાવ સ્ફુર્યો; એટલે

**सुप्न तेहने हवे स्वरूप भयु नवुं, जाग्रत जुक्त सरखुय जाणे;**
**नित्यनींमत्य अति खटरस नवा नवा, विविधी प्रकारना भोगमाणे. ॥२॥**

તે પુરુષને સ્વપ્ન થવાથી બીજું નવું સ્વરૂપ બંધાયું; તેણે કરીને વિધવિધ પ્રકારનું સુખ જાગ્રત અવસ્થાની પેઠે માણવા લાગ્યો ને નિત્યપ્રતિ ખટરસના ભોગ વિધવિધ પ્રકારે ભોગવવા લાગ્યો.

**सैन स्थूल सांइने संत सुपन तन, भोगनो स्वाद ते द्वैज करते;**
**सैन स्वरुपने भिन्न नवु नहि, जुगल थइ जाण ते एक वरते. ॥३॥**

તેવી જ રીતે નિદ્રાવશ થઈ સૂતેલું સ્થૂલ શરીર તે સકર્તા જાણવા અને સ્વપ્નનું બીજું સ્વરૂપ એટલે પરમગુરુ તેને સંતરૂપ જાણવું. હવે સ્વપ્નની સઘળી લીલાનું સુખ તે સંત ભોગવે છે; અને બીજા સ્વરૂપે સંત જ લે છે. છતાં તે સંત (પરમગુરુ) નિજકર્તાથી જુદા નથી, અનુસ્યૂત રૂપે એકમેક છે. અને સૂતેલા સ્વરૂપથી ભિન્ન નવું થયું નથી. એટલે બીજા

સ્વરૂપે સંત ભોગવિલાસ કરે છે, પણ બંનેની જાણ એક જ છે. આમ દેખાતા ઘાટ બે હોવા છતાં જાણ એક જ છે.

**सुप्न पुरुषने जेम परजा बहु, त्यम आंहां संतने विश्व सारुं;**
**पुरुषने जाण प्रजा प्रीछे नहि, संत पहेचांणने विश्व वारु ।।४।।**

જેમ સ્વપ્નના પુરુષને ઘણી પ્રજા થઈ છે તેમ આ બાજુ બધુંયે વિશ્વ સંતનું જ છે. જેમ સ્વપ્ન-પુરુષ રચાયેલી પ્રજાને જાણે છે પણ પ્રજા પુરુષને જાણતી નથી તેવી જ રીતે સંત બધા વિશ્વની રચના જાણવા ઉપરાંત સ્વપ્ન પુરુષ કર્તાને પણ જાણે છે; પણ વિશ્વ સંતને જાણતું નથી, તો પછી તે સંતના આદિ કર્તાને વિશ્વ કેવી રીતે ઓળખી શકે ?

**तेज पुरुषने सूक्ष्म तुरीया भइ, सुपननी जाण गइ सर्व तेती;**
**केहं कुवेर आंहां विश्व विलायतो, एक करतार रहे नेति नेति. ।।५।।**

જે સ્વપ્ન-પુરુષ એકાન્તમાં સૂતો છે અને બીજા સ્વરૂપે સ્વપ્નને અનુભવે છે, તેને સૂક્ષ્મ તુર્યા અવસ્થા થઈ એટલે સ્વપ્રન મટી ગયું અને તે જાણ ગઈ; એથી સ્વપ્રના ઘાટો નેતિવત થઈ ગયા. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ બાજુ આવેલા ચૌદ લોક વિલસાઈ જાય (નષ્ટ થાય) તો એક સકર્તા સિવાય બીજા બધા નેતિરૂપ થઈ જાય. જેમ સ્વપ્નના ઘાટો સ્વપ્નું જવાથી નષ્ટ થાય છે તેવી જ રીતે સકર્તા સત્ કૈવલના સંકલ્પરૂપ સ્વપ્ન સંકલ્પથી નષ્ટ થાય ત્યારે બીજા સ્વરૂપે થયેલા સંતપુરુષથી લઈ જગતમાત્ર કશુંયે રહેવા પામતું નથી.

**साखी :- ज्यौं पवने परपोटडा, अपत्ये होत अपार;**
**त्यौं करताके संकल्पे, उपजत अंग आकार. ।।६।।**

જેમ પવન વડે પાણીમાં પારાવાર પરપોટા થાય છે. તેમ સકર્તા સત્ કૈવલના સંકલ્પ વડે અપાર શરીરોના આકારરૂપ ઘાટો બંધાય છે.

**अप थांनीक करता निज, संकल्प पवन परम;**
**जीव जंत तनु उदभवे, संकल्पे अनुक्रम. ।।७।।**

ઉપર પ્રમાણે પવન વડે પાણીમાં પરપોટા ઉત્પન્ન થાય છે. આ પાણીરૂપ નિજકર્તા જાણવા અને પવન રૂપ તેમનો પરમ સંકલ્પ જાણવો; આથી જીવજંતુ માત્રની ઉત્પત્તિ ક્રિયા સંકલ્પના અનુક્રમથી થયેલી છે.

## નેતિ નિરાજણ વિશ્વ ઉત્પન્ન દેખાવનકો-અંગ-૨૬મું

**प्रोजन प्राकम वाक वाणी विना, ज्यां नहि दरसना दर्श कोइ;**
**बिंब प्रतिबिंब आलंब चंबुक तन, ते विना रहे येन आप सोइ. ॥१॥**

(આ અંગમાં નેતિ નિરાજણ એટલે બ્રહ્માએ જે પદની નેતિ પોકારી છે તે પદને સ્પષ્ટ રીતે સમજાવવા ઉપરાંત વિશ્વની ઉત્પત્તિનો નિર્ણય કરી બતાવવામાં આવે છે.)

બ્રહ્માજીએ જે પદને માટે નેતિ પોકારી છે તે સકર્તા સતકૈવલના પદનું પ્રોજન એટલે દરજ્જો, મોભો વા મર્તબો કેટલો છે તે, તેમ જ તેમાં કેટલું પરાક્રમ રહેલું છે તે વાણીથી વર્ણવી શકાય તેમ નથી. તેમ જ તે ઘરમાં જોવાનું અને જોનાર નથી તથા બિંબરૂપે વા પ્રતિબિંબરૂપે નથી. વળી તે આલંબ એટલે કોઈના પણ આધાર કે ટેકા સિવાય તેમ જ ચમક એટલે કોઈ પણ પ્રકારના આકર્ષણ સિવાય યેન એટલે પોતાના નિજધામમાં સ્વરૂપાકારે રહે છે.

**बिंब प्रति लोह चले चमक जडता वडे, जड तन जीवन ते तोय तेजे;**
**तोय उष्ण गये तोल ते तो रहे, चमक जडता टले लोहो नहि जे. ॥२॥**

જેમ ચમકના આકર્ષણરૂપ બિંબનો લોઢામાં પ્રવેશ થતાં લોઢું ચલાયમાન થાય છે. આ જડરૂપ લોઢાના શરીરના જીવન (આધાર) રૂપ તેની અંદર આવેલા બિંબ (છાયા)ની શક્તિ છે જે જડ છે; છતાં તે વડે લોખંડની મૂર્તિ તોળાઈ રહેલી છે. આમ છે છતાં ચમક અને લોઢાની જે સ્વાભાવિક જડતા છે તે નષ્ટ થતી નથી. અર્થાત્ બંને જડ જ છે, છતાં વહેવાર રૂપ જે ક્રિયા થાય છે તે પણ જડ શક્તિ વડે જ થાય છે; તે પ્રત્યક્ષ જુઓ.

**तेम परमातमा तेज चंबुक तन, ल्होवत तत्वते पंच पुलके;**
**चमक जडता कही येम आतम महीं, शक्ति जडतायते जक्त उलके.॥३॥**

તેવી જ રીતે ચમકરૂપ જે શરીર કહ્યું તે પરમાત્મા જાણવા અને લોહવત્ તત્ત્વ તે પંચપુલકે એટલે જે લોઢું કહ્યું તે રૂપ પંચભૂતાદિ નખશિખ પર્યંતનું સર્વાંગ શરીર જાણવું. તે શરીરમાં પરમાત્મારૂપ ચમકનું જે બિંબ તે જ આત્મા છે. તે આત્માનો પંચભૂતાદિ શરીરમાં પ્રવેશ થવાથી તે શરીરમાં રહેલી જડતત્ત્વરૂપ સામગ્રીવાળી શક્તિમાં પ્રસરી ગયો જેથી તત્ત્વોમાં જે સ્વાભાવિક શક્તિ રહેલી હતી તેને આવેલા બિંબે જાગ્રત કરી છે. એથી જડ તત્ત્વોની સાથે આત્મા ઓતપ્રોત થતાં હિરણ્યગર્ભવત બનીને રહેલો છે. આમ તત્ત્વોની શક્તિ જડરૂપે હોઈ આત્મા પણ જડ છે છતાં આ બંનેની એકમેક ઐક્યતાને

લીધે પૂર્વે પોષાયેલી તત્ત્વરૂપ સામગ્રીમાંથી સર્વ જગતની ઉત્પત્તિ થવાનો માર્ગ ખુલ્લો થયો છે. (આ શક્તિ એ જ આત્માનાં મૂળ જાણવાં.)

**सोहंग ॐकार शक्ति जड जीवन द्वे, श्वास अरुप तो विश्व नांही;**
**वस्तु गते घटेना वधे उपजे, जेमनुं जेम छे तेम तांही. ।।४।।**

સોહંગ બ્રહ્મરૂપ પરમાત્માથી પ્રતિબિંબરૂપે ઉત્પન્ન થયેલો જે ઓહંગરૂપ આત્મા તે આત્માથી પંચભૂતાદિરૂપ જડ શક્તિ તોળાઈ રહેલી છે, અને શક્તિનું જીવન આ જણાવેલા ઓહંગ સોહંગ છે. અને તેનાથી જ સમસ્ત જગત વિકસિત થયેલું છે, પણ પરમાત્મારૂપ સોહંગના પ્રતિબિંબરૂપ જે ઓહંગ પ્રણવ તે ઊલટીને સોહંગમાં સમાઈ જાય તો જગતનો વિનાશ થાય છે. આમ ઉત્પત્તિ અને વિનાશ આ બંને પરમાત્મારૂપ સોહંગ દ્વારા થાય છે. આ ઉપરથી એ નિશ્ચય થાય છે કે આ સમસ્ત લોક સોહંગ બ્રહ્મ દ્વારા ઉત્પન્ન થયા છે અને વિનાશ પણ તેના દ્વારા જ થાય છે. તથાપિ તે ઘરમાં ઉત્પત્તિ થતાં ખોટ અને ઉત્પત્તિરૂપ પદાર્થનો લય થતાં તેમાં વૃદ્ધિ થતી નથી. અર્થાત્ તે પદ જેમ છે તેમનું તેમ જ એક સરખી દશામાં અખંડ રહે છે. જેમ ચમકનો અંશ લોઢામાં ગયો એથી ચમકમાં પાછું જતાં તેમાં વધારો થતો નથી; તેવી જ રીતે સોહંગ દ્વારા જગતની ઉત્પત્તિનો ક્રમ સમજવો. પણ છેવટે સોહંગમાં કોઈ જાતની વધઘટ નથી. આ સઘળી ઉપાધિની ઉત્પત્તિ અને વિનાશ જગતમાં છે. આમાંનું નિત કર્તામાં કંઈ જ નથી.

**आद्य पुरातन सकल समतां गये, जे रह्यो जेम तेहेवो ने तेहेवो;**
**केहं कुवेर में भास तेहेनो सही, सु परछांय कहे पुरुष केहेवो.।।५।।**

ચૌદલોકરૂપ સઘળી ઉપાધિ સમાઈ જતાં આદ્ય પુરાતન સકર્તા સતકૈવલ જેમ રહેલા છે તેમ ને તેમ જ રહ્યા છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હું તે સકર્તાના ભાસરૂપે છું, તે સકર્તા પુરુષની હું છાયારૂપે હોવાથી તેનું વર્ણન શું કરી શકું કે તે પુરુષ કેવા છે ?

**साखी :-जेसे छांया तंनकी, हलण चलण सब अंग;**
**सो जनकी गम ना लहे, निकट रहत निज संग. ।।६।।**

જેમ શરીરની છાયા જે સર્વાંગ શરીર જેવી હાલતી ચાલતી દેખાય છે તે છાયા જેનાથી છે તેની પાસે નિરંતર રહે છે; તો પણ તે મનુષ્યની ગમને જાણી શકતી નથી.

**छांया जडमें जड नहि, हम चैतन चलकाव;**
**परम अंश पति के जबी, दिव्य अनुभव गत फाव. ॥७॥**

હું કર્તાનો ભાસ છું એવું સાબિત કરવા જે છાયાનું દૃષ્ટાંત કહ્યું તે છાયા જડ છે; તેવો હું જડ નથી. પણ હું પતિના ચલકારારૂપ હોઈ ચૈતન છું તે ચૈતનરૂપે મારા પતિનો હું પરમ વિશેષ અંશ હોઈ છાયાની માફક સદાને માટે પાસે જ રહું છું; એથી જ મારા નિજપતિના દિવ્ય અનુભવની ગતિને જાણવામાં ફાવ્યો છું.

## આભાષ અન્વયકો-અંગ-૨૭મું

**भास विभास कीलास सहुनो कहु, श्रवण करजो धरी सुरत श्रोता;**
**देव जंजालमे दल डहेके नहि, समज एहेवी रखे शब्द खोता. ॥१॥**

(આ અંગમાં એક બીજાનો ભાસ પરસ્પર અનુક્રમના સંબંધવાળો છે એ સંબંધીની જાણ જણાવવામાં આવે છે. તે તેનો અભ્યાસ કરવાથી જણાઈ આવશે.)

મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે જે મેં મારા પતિના ભાસનું વર્ણન કરી બતાવ્યું તે પ્રમાણે બીજાં તત્ત્વોના એક બીજાથી એક બીજામાં પડતા ભાસનું વર્ણન કરું છું તે, હે શ્રોતાજનો ! સુરતા ધરીને સાંભળો ! હું જે કહું છું તે યથાર્થ જાણશો તો દેવોની દુઃખદ જંજાળમાં તમારું દિલ કદી ડહેકાશે એટલે કળી જશે નહિ. આવા ઉત્તમ પ્રકારની આ સમજને રખે ખોઈ નાખતા અર્થાત્ તેને અભ્યાસથી જાળવી રાખજો.

**शून्यनो भास समीर स्वे उपजे, पवन ते अग्न प्रकाश होइ;**
**तेज ते तोय अवनी अप ते हवी, एम अन्यो अन्य जक्त जोइ. ॥२॥**

મહાન અવિગત આકાશનો ભાસ તે જ ગત આકાશ વા શબ્દ આકાશથી ઓળખાય છે. તે શબ્દ આકાશનો ભાસ તે પવન અને તેનો ભાસ તે અગ્નિ, એ અગ્નિનો ભાસ તે પાણી તેમજ પાણીનો ભાસ તે જ પૃથ્વી છે. આમ એક બીજાના ભાસથી તત્ત્વો માત્રા રૂપે સ્વયં ઉત્પન્ન થયેલાં હોઈ તેના વડે જગત વિસ્તૃત થયું છે.

**सुरत समीप ते अग्न अवनी जल, शब्द सप्रस आकाश पवनां;**
**पंच ए तत्वनां धाम धरणी रच्यां, देव नर नाग वैकुंठ भवनां. ॥३॥**

નિજસકર્તા સત કેવલે પોતાની દૃષ્ટિ સમીપ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ આદિ તત્ત્વો તથા તે તત્ત્વોને રહેવાનાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ

માત્રાઓ એ તેનાં ઘર છે. / જેમ કે આકાશનું ઘર શબ્દમાત્રા, પવનનું ઘર સ્પર્શમાત્રા, અગ્નિનું ઘર તેજ માત્રા, જળનું ઘર રસ માત્રા અને પૃથ્વીનું ઘર ગંધ માત્રા છે. આમ પંચ તત્ત્વના ક્ષેત્રરૂપ ધામ બાંધીને અંદર વૈકુંઠ, ગૌલોક આદિથી મનુષ્ય પર્યંતનાં સ્થાવર જંગમ, સકર્તા પતિએ વસાવ્યાં છે.

**ए सहु दरस सांस्त्रत महाव्रतनो, लोक चौदेइ कटाक्ष मांही;**
**ओल राखी महा तत्त्वनी ने जुवे, ते थकी द्रष्टने कष्ट नांही. ॥४॥**

ઉપર જણાવેલા સર્વ લોકની સામગ્રી સાકારરૂપ દૃશ્ય તરીકે અવ્યક્ત મહાતત્ત્વોમાંથી સર્જાયેલી છે અને તે સામગ્રીરૂપ ચૌદે લોકનાં તત્ત્વો મહદ અવ્યક્ત તત્ત્વોના આધારે વર્તે છે. આ બધાએ લોક સકર્તા સત્ કેવલના કટાક્ષરૂપ માર્મિક દૃષ્ટિમાં ખડા થયેલા છે, વળી તે કટાક્ષરૂપ દૃષ્ટિમાં અવ્યક્ત મહદ તત્ત્વોની ઓલ એટલે પંક્તિ વા શ્રેણી (વર્ગ) રાખીને જુએ છે, એથી જ તેમની દૃષ્ટિને શ્રમ પહોંચતો નથી.

**द्रष्ट पर छांय परमेश्वर पुरुषनी, पुरुष विभास परिब्रह्म हेर्यो;**
**केहं कुवेर सहु भास विधि कही, अरथ कहु आतमा लक्ष केरो. ॥५॥**

પરમ પુરુષ સકર્તાનો જે છાંયારૂપ ભાસ તે જ પરબ્રહ્મ છે. અને તેમની દૃષ્ટિ બ્રહ્મથી જુદી છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ પ્રમાણે એક બીજાથી થતા ભાસની વિધિ કહી હવે પછીના અંગમાં આત્મલક્ષની કહું છું.

**साखी :-ए सहु मंडप मायनी, कायनी करम कलेश;**
**स्थावर जंगम जीवनी, उपजत परस परेश. ॥६॥**

સમસ્ત ચૌદે લોકનું મંડાણ આ પ્રમાણે માયાનું બનેલું છે, અને શરીરે કરી કરેલા કલુષિત કર્મના ભોગે કરી આમ સ્થાવર જંગમ આદિના સર્વ જીવો એક બીજાના સ્પર્શે કરી વૃદ્ધિ પામેલા છે.

**जीव शीखा कर दीपक, अन्यो अन्य अनेक;**
**उरमत शब्द अनंत ल्यौं, शून्य सरवाले एक. ॥७॥**

જીવ શિખાકર એટલે શિખા રૂપ હોય, દીવાની માફક જ્યોત રૂપે છે. જેમ દીવાની જ્યોતના સ્પર્શે કરી અનંત દીવાઓ થઈ શકે છે, તેમ જ્યોત રૂપ જીવના સ્પર્શે કરી એટલે એક બીજાના ભાસથી અનંત પ્રકારના ભાસ ભાસે છે, આમ છે છતાં છેવટે ઊગરતી

વસ્તુ ચૈતન્ય રૂપ જીવ એકલો જ રહે છે, જેમ દરેકે દરેકના ઉરમાં ભિન્ન ભિન્ન મતિ રૂપ ગતિના શબ્દો અનેક પ્રકારના રહેલા છે, અને તેમાંથી જ તે પ્રમાણે નીકળે છે. પણ આ સઘળા શબ્દોનું છેવટે પરિણામ એક બીજામાં લય થતાં સરવાળે શૂન્ય ઊગરે છે, તેવી જ રીતે આ સઘળો ભાસ જે પ્રકૃતિ રૂપ પાત્રમાં ચૈતન્યનો આવ્યો હતો, તે વડે ઘાટ બંધાયેલો હોય પરસ્પર વૃદ્ધિ પામ્યો હતો. તે ભાસનું છેવટે પરિણામ થઈ જાય તો માત્ર ઊગરતી વસ્તુ રૂપ જે ચૈતન્ય જ રહી શકે છે.

## આત્મા સર્વાંગ અનુસ્યૂત દેખાવનકો-અંગ-૨૮મું

**तरवर एक पये पेढथी परवरे, पात फल फूल रस एक पोके;**
**जातने वरण गुण नाम रुप जुजवां, त्रैण प्रकार त्रिगुण लोके.।।१।।**

(આખા શરીરમાં સર્વાંગરૂપે આત્મા અનુસ્યૂત એટલે જુદો ન પાડી શકાય વા અલગ ન થઈ શકે એવો એકમેક કેવી રીતે રહેલો છે તે આ અંગમાં બતાવવામાં આવ્યું છે.)

જેમ વૃક્ષો પેઢ એટલે મૂળકંદથી પોષાઈ મોટાં થાય છે ત્યારે પાંદડાં, ફળ, ફૂલ વગેરેમાં પોષાતો રસ એક જ પાણીમાંથી આવે છે અને તેનાથી જ જીવે છે. આ બધી સ્થાવર જાતિ એક પાણી રૂપ જીવન પામી અનેક પ્રકારે વિસ્તાર પામેલી છે. તેમાં રહેલા જુદા જુદા ગુણોને લીધે સ્વભાવ જુદા જુદા દેખાય છે; જેમાંથી અનંત ઔષધિ અનંત પ્રકારના ગુણ ધરાવનારી થઈ છે. આ બધા ગુણયુક્ત સ્વભાવ પાણીમાં નથી. પાણી તો માત્ર જીવનરૂપ છે, છતાં સ્થાવર પોતાના તત્ત્વ સ્વભાવ અને અંદર રહેલા ગુણને લીધે જુદા જુદા પ્રકારના દેખાય છે.

**वृक्षने शाखा ते भिन्न बीजी बहु, तेम ब्रह्मांड अनंत जोइ;**
**पोक्षण मूल महीमातणुं प्रीछतां, सरवमां आतमा एक सोइ.।।२।।**

ઉપર પ્રમાણે વૃક્ષની અનેક શાખાઓથી લઈ બીજી અનેક સ્થાવર જાતિ છે; તેવી જ રીતે આ તરફ અનેક બ્રહ્માંડ વિસ્તાર પામેલાં છે. આ બધાના પોષણનો મૂળ મહિમા તપાસી જોતાં તે સર્વમાં આત્મા સળંગ સૂત્રવત એક જ છે અને તે એક જ આત્માથી સર્વ પોષણ મેળવે છે.

**भार अढार वनराय घन एकते, होय हरीयां फल फूल लागे;**
**चाखतां सरवना स्वाद जुदा पडे, नीर विचारतां प्यास भागे.।।३।।**

જેમ અઢાર ભાર વનસ્પતિ સઘનઘનથી વરસાદ પામીને હરિયાળી હોઈ અનેક

ફળ, ફૂલ લાગે છે; જેમ ચાખી જોતાં સર્વના સ્વાદ જુદા જુદા જણાય છે. કોઈ ખાટો, કોઈ મોળો, તીખો, કડવો, ચરપરો કે ફિક્કો એમ સ્વાદ બેસ્વાદ દેખાય છે. આમ વિચાર કરતાં પાર આવે તેમ નથી, પણ આ સઘળી વનસ્પતિનું જીવન શું છે અને ક્યાંથી આવે છે એવું જોઈએ તો કલ્પનાનો અંત આવે તેમ છે. એટલે કે સઘનઘનમાંથી આવેલું પાણી જ એ બધાના જીવનરૂપ છે.

**तेम अविनाश अप एक ते उपजे, लोक चहुखाणना जीवजंत;**
**वेष वहेवार अहंकार मत जुजवा, वस्तु विचारतां होय अंत.।।४।।**

તેવી જ રીતે પાણીની જગ્યાએ અવિનાશીરૂપ એક ચૈતન્ય છે, જેના દ્વારા ચૌદ લોકના ચારે ખાણોના સઘળા જીવજંતુ ઉત્પન્ન થયેલા છે. તેમાં વેષધારી અવતારી પુરુષો તથા વહેવાર પક્ષના આચાર્યો, ધર્મગુરુઓ અને સંસારી જનો તથા પોતપોતાના કાલ્પનિક મત મુજબ ખેંચતાણ કરનારાઓ આદિ સર્વ અહંકાર યુક્ત માયાએ કરી જુદા દેખાય છે. આમ જગત દૃષ્ટિએ જોતાં પાર આવે તેમ નથી; પણ વસ્તુતઃ એ બધાનું મૂળ કોણ છે તેનો વિચાર કરીએ તો તેનો અંત આવે તેમ છે. આમ તપાસી જોતા અવિનાશી રુપ એક ચૈતનન્ય જ છે.

**वस्तु कैवल चैतन चराचर, एक अखंड अडंग घाडो;**
**केहं कुवेर पद तेह प्रीछाविना, जप तप साधन सर्व राडो.।।५।।**

સર્વમાં ચરાચર ચૈતન્ય વસ્તુ રૂપે છે અને તે ચૈતન્ય વસ્તુનું મૂળ એક અખંડ, ગાઢ, અડગ કૈવલ છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ કૈવલ પદ જાણ્યા સિવાય જપ, તપ, સાધન વગેરે સર્વ જૂઠી તકરારો છે.

**साखी :-घट मठ पट पडदा वडे, अमर अमापी एक;**
**जो अंतर आव्रण टले, तांहां करवा शा लेख. ।।६।।**

જેમ : - અવિગત અમર આકાશ અમાપરૂપે એક છે, છતાં ઘટ આકાશ, મઠ આકાશ, પટ આકાશ, આમ એક આકાશના જુદા જુદા નામ પાડવાનું કારણ ઘડો, મઠ અને પડદો આદિ પાત્રો છે. તે ઘટ આદિ પાત્રોનું આવરણ નાશ પામે તો આકાશ વિષે કંઈ લેખ લખી શકાય નહિ એટલે તેનું બીજું નામ પાડી શકાય નહિ.

**सुरत सरुपा कारवत, पक्ष रहित परवीन;**
**घाट गले गत धातकी, मोहोर रहे नहि भीन. ।।७।।**

વળી જેમ સોનાના અનેક ઘાટ થતાં નામ, રૂપ અને કિંમત જુદાં જુદાં થાય છે પણ

ઘાટવાળા દાગીના ઓગાળી નાંખવામાં આવે તો પાછું ધાતુરૂપ સોનું જ રહે છે. તે વખતે સોનાની મહોર સોનાથી જુદી ગણાતી નથી; તેવી જ રીતે ઘાટવાળા તમામ પક્ષોથી આપણે છૂટા પડીશું અને સુરતા સ્વરૂપાકાર કરીશું ત્યારે જ આપણે નિજ સ્વરૂપના જાણકાર થઈશું.

(ઉપરના અંગમાં આકાશના ઘાટે કરીને જુદાં નામ પાડ્યાં છે તે વિષેનું દૃષ્ટાંત આપેલું છે, તેનો વધુ ખુલાસો એ છે કે ઘડો એક જ માટીના દ્રવ્યથી બનેલો છે તથા મઠ અને પટ તે પણ એક જ વસ્તુનાં દ્રવ્યોથી થયેલાં છે. તે પાત્રોમાં રહેલું આકાશ પાત્રોનો નાશ થતાં મહદ્ આકાશમાં મળી જાય છે; તેવી રીતે આ સ્થૂલ શરીર રૂપ પાત્રમાં રહેલું ચૈતન્ય (અંશ) સ્થૂલ પાત્રનો નાશ થવાથી મહદ્ ચૈતન્યમાં મળી જતું નથી. કારણ કે જેને ચૈતન્ય રૂપ અંશ કહેવામાં આવે છે તેને સ્થૂલથી લઈ પાંચમા પરમકારણ દેહ સુધી પાત્રો છે. એટલે સ્થૂલ પાત્રનો નાશ થવાથી ચૈતન્ય બીજા દેહોથી જુદો પડતો નથી. કારણ કે સૂક્ષ્મ દેહનાં તત્ત્વો સૂક્ષ્મ છે; જે દશ પ્રકારની વાસનાથી તે દેહ બંધાયેલો છે તે વાસના પાંચ જ્ઞાન ઈન્દ્રિયો અને પાંચ કર્મ ઈન્દ્રિયોથી ઉત્પન્ન થયેલી છે અને તેનું ઘર બુદ્ધિ અંતઃકરણમાં છે, એટલે આ પ્રમાણેનો દેહ કે જેનો સબંધ સૂક્ષ્મ તત્ત્વો સાથે રહેલો છે તે સ્થુલદેહ નષ્ટ થવા છતાં નાશ પામતો નથી. આવા બીજા ત્રણ દેહ સૂક્ષ્મથી ઉપર આવેલા છે. આ દેહો વજ્રમય છે જેને તોડી શકાતા નથી; એટલે ચૈતન્ય જુદો પડી શકતો નથી. સુવર્ણનું જે દૃષ્ટાંત આપેલું છે તે પણ આ પ્રમાણે ઘટાવી લેવાનું છે)

##  વાદવંછીત (વંચત) વૈરાગકો-અંગ-૨૯મું 

**राढ रीती भइ द्वादश खट मांही, मारग सोइ माहाराज जांन्या;**
**पंथने पार कोइ सार प्रीछो नहि, सरव कोइ वाटने हाट रांना. ।।१।।**

જગતમાં ચાલતા બાર પંથો અને છ શાસ્ત્રો તે દરેકમાં જગત રોકાયેલું હોઈ કોઈએ કોઈ પણ પંથનો પાર પામ્યા સિવાય એક બીજાના નિંદાયુક્ત તકરારી ગ્રંથો રચેલા છે. વળી જે તે પંથે વાળનાર આચાર્યોએ મહારાજો (અવતારી પુરુષો)ના પંથ ખુલ્લા કરી તીર્થો આદિથી લઈ મંદિરો સુધી જગતને પહોંચાડ્યું છે; એટલે કે પોતાને એશારામ ભોગવવા મહારાજોના નામે તેમની મૂર્તિ પધરાવી મંદિરોના નામે દુકાનો ચાલુ કરી છે, તથા તીર્થોની પણ તેવી જ હાલત છે. આમ ચારે બાજુ જગતના વિત્તનું હરણ કરવામાં ધર્મના નામે ચાલતી સંસ્થાઓ રોકાયેલી છે. તે ઉપરાંત શાસ્ત્રોના મતાવલંબી આદિ આચાર્યોએ એક બીજા મતથી વિરુદ્ધ શાસ્ત્રોની રચના રચી જગતને પોતાની ખોટી મહત્તા દર્શાવવા જગત રૂપ બનેલા અજ્ઞાની જનોને વાદજાળમાં રોક્યા છે. જેથી ખરા પતિને નહિ જાણતાં જગત રખડી ગયું છે.

**एकथी एक विवेक जुदा रचे, आंन्यथी आपनो सत थापे;**
**मन मान्या तणा मत झाली करी, आचरे करमने जाप जापे. ।।२।।**

જે તે પંથના આચાર્યો અને ધર્મગુરુઓએ પોતપોતાના ધર્મની રૂઢિ જુદા જુદા પ્રકારે રચી બીજાઓથી મારો પંથ સારો છે અને હું કહું છું તે જ સાચું છે એમ જગતને મનાવ્યું અને જગત પણ તે વાતોને સાચી માની હાલરલકડીની માફક પંથને પકડી રાખી કર્મકાંડના આચરણવાળો જાપ જપે છે.

**भेख ने टेक वेहेवारना वेशमे, लोह फांसी तजी हेम पहेरी;**
**ज्ञान जाण्या विना ध्यान बीजुं नहि, तांहा हुतु कुटुंब आंहां मेरी तेरी. ।।३।।**

આચાર્યો તથા ધર્મગુરુઓ વહેવારિક વેશનો પાઠ ભજવવા ભેખનો ટેકો રાખે છે તેઓએ, સંસાર લોઢાની ફાંસીમાં છે તેને તેમાંથી મુક્ત કરાવવા દેવતાઈ માર્ગના કર્મકાંડવાળી સોનાની ફાંસી પહેરાવી છે. આમ બંને ફાંસી પ્રાણઘાતક છે. આથી જીવ તરી શકતો નથી, કારણ કે જ્ઞાનને પામ્યા સિવાય ધ્યાનને ધરવાનો માર્ગ કાલ્પનિક છે, જેણે જે જોઈને અનુભવ્યું નથી તે તેઓ લક્ષમાં લાવી શકતા નથી. જ્યાં સુધી જીવ સંસારરૂપ સંસારી હતો, ત્યાં સુધી તેને સંસારના વહેવારો વીંટાયેલા હતા. એથી બીજાના પોષણ પાછળ અને પોતાનો મહત્તાભર્યો માન-મર્તબો વધારવા પાછળ રોકાયો હતો. અને આજ વહેવાર ખરો છે એમ માની સંસારનું ગાડું ખેંચતો હતો; તેમાંથી ઉપર જણાવેલા ધર્મગુરુઓએ તેવા જીવોને વૈરાગનો માર્ગ ખરો છે એમ સમજાવી ભેખના ટેકા વાળી લકડી પકડાવી. આથી બકરીરૂપ સંસાર થઈ ગયો અને હું મહંત છું વા ધર્મગુરુ છું, હું જ્ઞાની છું વા ઉપદેશક છું અને હું કહું તે જ સાચું છે; આવું મેરીતેરીના અભિમાનવાળું ભેખરૂપ ઊંટ ઘૂસી ગયું. આથી તેઓ અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ જેવા થઈ રહેલા છે.

**न्याय पातांजलि मीमांसा वैशेसीने, शेष वेदांतने सांख्य काहाव्युं;**
**ए खट खटपट मांहांय खुपी रह्यो, हेजनुं हारद हाथ न आव्युं. ।।४।।**

સાંખ્ય, વેદાન્ત, મીમાંસા, ન્યાય, વૈશેષિક અને પાતાંજલી (યોગદર્શન) એ છ શાસ્ત્રો છ આચાર્યોએ એક બીજાથી વિરુદ્ધ રચેલાં હોઈ જેમાં ભારે ખટપટ કરેલી છે; અને તે દરેક તેમાં જ ખુંપી રહેલા છે. તે શાસ્ત્રો ખેરના ખીલા જેવાં હોઈ આ જગત તે ખીલે બંધાયું છે. તેમણે તકરારી મુદ્દા ઊભા કર્યા છે, પણ વિત્તરૂપ છેવટનો મુદ્દો તેમને હાથ લાગ્યો નથી.

**जेथी सरवे हवुं उपज नीपज सहु, तांहा नवुं शुं चवुं बुध्य नांही;**
**इष्ट उपासना आप थापी करुं, रहे अरु ते परु व्याप कांही. ।।५।।**

જેનાથી આ બધું જગત - ઉત્પન્ન થયું છે તેના સંબંધી નવીન શું કહી શકો ? ક્યાં તમારી પાસે એના સંબંધવાળી બુદ્ધિ છે ? અર્થાત્ નિજના સંબંધવાળી તમારી પાસે બુદ્ધિ ન હોવાથી વાસ્તવિક બોલી શક્યા નથી. આ બધી ઈષ્ટ-દેવોની ઉપાસના તમે (આચાર્યો) પોતે ઊપજાવી કાઢી તેની સ્થાપના કરેલી છે, પણ તે બધું આ બાજુનું હોઈ છેવટે પણ આ બાજુ જ રહેવાનું છે, પણ તેનાથી પર જે વ્યાપક ચૈતન્ય છે તે તમારા સ્થાપેલામાં આવતું જ નથી, પણ આ બાજુ જે રહ્યું છે તે અને તમો જેને કહો છો તે તમામ માપક છે, પણ તે સર્વથી પર જે અમાપ છે તે તમારા નક્કી કરેલા માપક મુદ્દામાં ક્યાં છે ?

**ग्रेहेवा ग्राहावा नहि समज सरखु सही, शुं कहे वाण नीरवाण जेहने;**
**केहं कुवेर ए समज जे संतने, मान अपमान न होय तेहने. ।।६।।**

જેને પકડીને ઘેરી શકાય એવું નથી અગર ગ્રહાવી એટલે પકડાવી શકાય તેવું પણ નથી, તે તો સુજાણ-જાણવા જેવું છે; અને સુજાણ જાણે કરી જાણી શકાય છે. આ પ્રકારે રહેલા તે નિર્વાણપદને વાણી કેમ કરીને વર્ણવી શકે ? મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ સમજ જે સંતને છે તેને માન અપમાન નથી.

**साखी :- जांहां लगी धारण धातकी, तांहां लगी भयो ना भेख;**
**वेश लिया तो क्या भया, उर रत नहि अलेख. ।।७।।**

જ્યાં સુધી ધાતુની બનાવેલી મૂર્તિનો આધાર છે તથા પંચભૂતાદિ શરીરવાળા પૈકી કોઈ દેવતાની માન્યતારૂપ આધાર છે, ત્યાં સુધી શુદ્ધ વૈરાગ્ય રૂપ ભેખવાળો થયો નથી, છતાં ભેખનો વેશ ધારણ કર્યો હોય તોય શું ? જ્યાં સુધી નિજને પામવાની આરતરૂપ થવાય નહિ ત્યાં સુધી અલેખનો લક્ષ આવતો નથી.

**ब्रह्मादिक भव भूपति, सरग भोग ल्यौं त्याग;**
**कारणने कल्पे नहि, सोही शुद्ध वैराग. ।।८।।**

જગતના ભૂપતિથી લઈને બ્રહ્માદિક સુધીના સ્વર્ગ આદિ ભોગ માત્રનો ત્યાગ કર્યા ઉપરાંત કારણમાત્રની કોઈ પણ કલ્પના જેના હૃદયમાં ઊઠતી નથી એ જ શુદ્ધ વૈરાગ્યવાન છે. આવા શુદ્ધ વૈરાગવાળા જ નિજ જાણના પદને પહોંચી શકે છે.

##  દ્વૈત સમાવનકો-અંગ-૩૦મું 

**क्रत आक्रतना व्रत वेजु नहि, मलीन इंद्री सुची आप मांही;**
**तेम वस्तु मांही विश्व सर्वे रह्युं, आंन्य अवेवना भेव कांही. ||१||**

(દ્વૈતમાત્ર નથી પણ આ બધું અદ્વૈતરૂપ છે, એટલું જ આ અંગમાં જણાવવામાં આવે છે.)

પવિત્ર આપનપુ તેમજ મલિન ઈન્દ્રિયો જેમાં રહેલી છે તેવા કૃતરૂપ આકૃતિવાળા આપણા શરીરની ઈન્દ્રિયોનું વર્તન આપણા પોતાથી જુદું નથી, તેવી જ રીતે ચૈતન્ય રૂપ સોહંગ બ્રહ્મમાં સમસ્ત વિશ્વ રહેલું છે. તેના સિવાય બીજો કોઈ અવયવ માત્ર નથી તો નિજનો ભેદ કેવી રીતે પાડી શકાય ? જ્યારે આમ ચૈતન્યરૂપ સઘળે હોય તો બીજી ત્રીજી ગણતરી થઈ શકે જ નહિ. કારણ કે ચૈતન્ય આકૃતિથી જુદો નથી અને આકૃતિ ચૈતન્યથી જુદી નથી. આ બધું ચૈતન્ય યુક્ત ઓતપ્રોત છે; જેથી નાના મોટા પરમેશ્વરોની આદ્ય લઈ જગત માત્રનો વિભાગ પાડી શકાય નહિ. આમ ચૈતન્ય દૃષ્ટિએ જોતાં છેવટ આકૃતિ દેખાતી નથી પણ ચૈતન્ય બ્રહ્મ જ દેખાય છે.

**आद्य जेमनुं जेम तेम जाहरे लह्युं, ना थयुं ते गयुं कोय बीजुं;**
**तत्त्व तोरंजना कंजना नालतां, छेक विचारतां सरव निजु. ||२||**

આદિ મૂળ ચૈતન્યરૂપ (સોહંગ બ્રહ્મ) જેમ છે તેમ જ્યારે જણવામાં આવ્યું ત્યારે થયું, રહ્યું અને ગયું, એવો બીજો ભાવ દેખાયો નહિ. એટલે કે જગત થયું, અત્યારે છે અને છેવટે નથી એ આ બાજુની ગતિ પલટાતા આમ જવા આવવાની ઘટના વિષેની ગણતરી થતી નથી. જેમ તત્ત્વોના રંગવાળું કમળ નિહાળીને તેના મૂળનો છેવટ વિચાર કરી જોતાં તે પોતે રંગ આદિ બધુંએ એકરૂપ જ છે; તેવી જ રીતે આ સમસ્ત લોકના ભિન્ન-ભિન્ન રંગને જોતાં તમામનું આદિ મૂળ ચૈતન્ય બ્રહ્મ એકલું જ છે.

**घाट अनेक जेम धातथी उपजे, मूलने तोल अधिक नुन्यां;**
**वर्ष पचीस पचास हवडे घडयां, द्रव्य विचारतां सरव जुनां. ||३||**

જેમ ધાતુથી અનેક ઘાટ ઘડાયા પછી તેનું તોલ તથા કિંમત અધિક ન્યૂન હોઈ પચીસ વર્ષનો દાગીનો વા પચાસ વર્ષનો દાગીનો કહેવામાં આવે છે. આમ આ બધા નામ ઘાટ ઘડાયા પછી પાડવામાં આવે છે, પણ એ બધાનું છેવટ તપાસતાં દ્રવ્ય રૂપે તે જૂની ધાતુ જ છે.

त्यम अलेखमां वेश नवा नहि, सरव प्रोढम पुरांणी प्रेरी;
संत महादेसना वेश जुवे नहि, वारक प्रेरक वस्तु हेरी. ॥४॥

તેવી જ રીતે અલેખમાંથી ચૌદલોકરૂપ વેશના ઘાટો નવીન નથી પણ દ્રવ્ય રૂપે જૂના છે. મહાદેશની મોટી ગતિવાળા સંતજનો આ પદાર્થ-યુક્ત વેશવાળાં તત્ત્વોને નહિ જોતાં અંદર પરોવાયેલા વારક પ્રેરકરૂપ મુદ્દાને જુએ છે.

दृढ गंभीर धेधीर धोरंधर, ब्रह्म हठ भगनमे मगन धुनी;
केहं कुवेर ए संतने श्रीहरी, सुतनी सुंदरी पोत तुनी. ॥५॥

ઉપર જણાવેલા જે મોટી ગતિના દૃઢ નિશ્ચયવાળા, ગંભીરપણે રહી પોતાના સ્વયં ધ્યેય ઉપર સંપૂર્ણ ધીરજવાળા, ધર્મ ધુરંધર, બ્રહ્મની નિશ્ચાત્મક હઠવાળા, અવિકારી આકાશમાં મનમસ્ત રૂપ બેઠેલા સંત તે, મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે જેમ સૂતરના કપડાની પૂતળીનું પોત જોતાં તે સૂતર જ છે તેમ તે સંતને શ્રીહરિ જ જાણવા.

साखी :-जनम नहि जीनु जक्तमे, काल कीनुकु खात;
अमर कोष आतम लह्यो, संत सोही साक्षात. ॥६॥

અહિં "પરમગુરુ" પોતે જ, જેમનો જન્મ નથી તે જાણવા. તે પોતાના સ્વરૂપે (સર્વજ્ઞ ગતિ રૂપે) છે. તો કાળનું જોર ત્યાં ચાલી શકતું નથી. તે જ પોતે અલખ (નિજ) સંત સ્વરૂપે છે.

पवन पलांठीनके वत्, उजले संत शरीर;
निज पदमे समरस भये, जीनका हुता सहीर. ॥७॥

સંત ઉલજણ એટલે પંચભૂતાદિ શરીરમાં પવનરૂપ રહેલી વાસનાને પલાંઠીની માફક શમદમ કરીને સમેટી લઈ ચૈતન્યરૂપે રહેલું શહીરરૂપ વિત્ત જેમાંથી આવ્યું હતું તેમાં તે મળી જતાં સંત નિજ સકર્તાના પદમાં સમરસ થઈ જાય છે.

## હરિ બોલત સંતમુખ દૃષ્ટાંતકો-અંગ-૩૧મું

पुतली पोत ते भिन्न जोया लगे, सलंग विचारता सुत्र एक;
भगत भगवंतमां तंत नीमंतहे, रुप स्वरूप मे एकमेक. ॥१॥

જેમ સૂતરની પૂતળીના રૂપને જોઈ ખુશ થવાય છે પણ તે પૂતળીનું મૂળ પોત

તપાસીએ તો તે સળંગ એક સૂતરની જ છે; તેવી જ રીતે ભકતજનો ભગવાનથી તત્ત્વના નિમત્તે જુદા દેખાય છે પણ (તત્ત્વની અસ્મી છૂટી જતા) સ્વરૂપાકારે જોતાં તે એકમેક છે.

आभ्र आकाश अरुपथी उपजे, रुप अनोपम स्वरुप दीशे;
श्याम सपेतने रक्त पीलो हरी, पंच परकार आकार वीशे.।।२।।

અરૂપ આકાશથી અનુપમ રૂપવાળું આભ્ર (વાદળ) રૂપ શરીર બંધાય છે. તેમાં શ્યામ, સફેદ, રાતો, પીળો અને હરિયાળો એમ પાંચ પ્રકારના રંગવાળા આકાર હોઈ તે અનુપમ રૂપવાળાં અનેક શોભાસ્પદ વાદળો બંધાય છે તથા,

वारधर विपुल तन पवन प्रेरणा करी, देश विदेश परवेश कीधुं;
पेचनी पार रही अमर वरस्या करे, जक्त रीझावन आभ्र सींधु.।।३।।

તે વાદળાં પ્રચંડ સ્વરૂપ ધારણ કરે છે; તેમાં પવન પ્રેરાવાથી દેશ-વિદેશમાં પ્રવેશ કરે છે. આ પ્રમાણે વાદળનો જે પેચ ગોઠવાઈ જાય છે તે જગતને રીઝવવા પૂરતો જ છે; પણ પાણી તો તે પેચની પાર રહેલા અમર આકાશમાંથી સઘન ઘન દ્વારા પૃથ્વી ઉપર પડે છે.

संत कैवल नभ अरुपथी उलसे, तत्त्व प्रकाशित हास मुरती;
गवन संसारमे हपन प्रकृतसे, चीत चोत्रप फेलाव सुरती.।।४।।

તેવી જ રીતે કૈવલકર્તા અરૂપ આકાશ જેવા હોઈ વાદળરૂપે તેમાંથી ઉત્પન્ન થયેલા તત્ત્વ (મુદ્દા) રૂપ સંત આનંદમય મૂર્તિરૂપે પ્રકાશે છે. તેમણે સંસારમાં પ્રાકૃત સ્વરૂપે ગમન કરેલું હોઈ જેમ પવનથી વાદળ ચારે દિશાએ છવાઈ જાય છે, તેમ આ સંતની સુરતા ચિત્તરૂપ હવા વડે ચારે તરફ ફેલાએલી હોય છે.

ज्ञान उमंग घन पारथी कैवल, घाट मे वाट पाडीने वरसे;
केहं कुवेर अवाचनी उपमा, संत उचारे मुख सरव दरसे.।।५।।

જેમ આકાશમાંથી પાણી વાદળાં-દ્વારા પડે છે, તેવી જ રીતે કૈવલકર્તા સંતરૂપ ઘાટમાં રસ્તો પાડીને તેમના દ્વારા આનંદકારી જ્ઞાનરૂપ વરસાદ વરસાવે છે, મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે જેમની ઉપમા વાણી વડે ન આપી શકાય એવા સકર્તા સત કૈવલની પરમગતિનો પ્રકાશ સંત-મુખ દ્વારા તથા ઉચ્ચારથી દશ્યમાન થાય છે.

**साखी :-संत सुभाव जमी जेसे, चीद घन नीर निवास;**
**आइ मीले कोइ आसकी, तुर्त मिटावे प्यास. ।।६।।**

જેમ પાણીનું નિવાસસ્થાન સઘનઘન છે, તેમ સંતનો નિવાસ ચિદ્દ બ્રહ્મમાં છે. એટલે સ્વયંમેવ અંશ શરીર, સોહંગ પ્રણવ તત્વ અને સહેજ શુન્ય અવસ્થા તથા તટસ્થતૂર્યા બ્રહ્મસંગી ભૂમિકામાં છે, જેને ચિંદ્દઅંતઃકરણ ધારણ કરીને રહેલું છે. તેના અધિષ્ઠા સકર્તા સતકૈવલ છે અને સંત સમેત એક મેક રહે છે. સંતનો સ્વભાવ ચિદ્દરૂપ પૃથ્વી જેવો છે; જેથી તે સંતને આ પદની આશાવાળા કોઈ હરિજન આવી મળે તો તેની તૃષ્ણારૂપી તરસ મટાડી જ્ઞાનામૃતનું પાન તુરત જ કરાવી આપે છે.

**अवनी अपते उपनी, फेरी अपके अतबार;**
**संत तोय कैवल हुते, पुनी कैवल आधार. ।।७।।**

જેમ પાણીથી ઉત્પન્ન થયેલી પૃથ્વી તે છેવટે ઊલટ સ્વરૂપે પાણીરૂપ પાણીના આધારથી જ રહે છે, તેવી જ રીતે કૈવલથી ઉત્પન્ન થયેલા સંતને આધારરૂપ કૈવલ જ છે.

## દેહ અવ્યક્ત સંતદ્દષ્ટાંત દેખાવનકો - અંગ-૩૨મું

**ब्रास तन वास ते भिन्न जुदी नहि, समल उभय तंम प्रमल आवे;**
**श्वेत पण वासने अमीत जामण जुथ, चारुमीली ते करी ब्रास क्हावे. ।।१।।**

(સંતનું અવ્યક્ત સ્વરૂપ દૃષ્ટાંત આપીને સમજાવવા આ અંગની શરૂઆત થાય છે.)

બરાસ (કપૂર)થી બરાસમાં રહેલી વાસના (સુગંધ) જુદી નથી, એટલે કે વાસના અને બરાસ એ બંને ઓતપ્રોત મળેલાં છે એથી જ પ્રમલ એટલે સુગંધી આવે છે. હવે સુગંધનું સ્વરૂપ અરૂપ છે અને બરાસનું સ્વરૂપ રૂપાળું છે એથી જ અરૂપરૂપ સુગંધી રૂપવાળા બરાસે કરીને પ્રાપ્ત થાય છે. તે બરાસનો રંગ શ્વેત છે, તથા દ્રવ્ય રૂપે બરાસમાં રહેલી સુગંધીના પરમાણુઓ બહારની હવા દ્વારા મળી જઈ આપણને તે હવા દ્વારા સુગંધીનું જ્ઞાન આપે છે તે ગંધયુક્ત બરાસ અમીત એટલે પાણીના રસ વડે બંધાયેલું હોઈ જૂથ રૂપે દેખાય છે, એટલે કે શ્વેતપણું, ગંધ, રસ અને જૂથ રૂપે બંધાયેલું બરાસ, આ ચાર વસ્તુ એકત્ર થવાથી બરાસનું રૂપ બંધાયેલું છે. આ પ્રમાણે ચાર વસ્તુ એકત્ર ન થાય તો બરાસરૂપ શરીરનો દેખાવ દૃશ્યરૂપ થાય નહિ અને તેમાં રહેલી ગંધ આદિનો લાભ જનતાને મળે નહિ. વળી આ બધાંએ અવ્યક્ત મહાતત્ત્વોની પ્રસાદીરૂપ વ્યક્ત રૂપવાળાં દેખવા માત્ર હોઈ જ્ઞાન વ્યક્તરૂપથી જ થાય છે. બીજું દૃષ્ટાંત

**तम दल पवन ते तेज नांखु नहि, पेच परबंधसे तोय जोइ;**
**पवनअप तेजने शून्यनी श्यामता, जुगल द्वे एकता आभ्रहोइ. ।।२।।**

મહાન અવિગત આકાશ એકસરખી સમરૂપ સ્થિતિવાળું હોઈ જેમાંથી ગતરૂપ

શબ્દ આકાશ થયેલું છે તે શબ્દ આકાશના અને અવિગત આકાશના ઘર્ષણ રૂપે પવન ઉત્પન્ન થયેલો છે. તે પવનથી અગ્નિ ઉત્પન્ન થયેલો છે તે અગ્નિ પવનથી જુદો નથી. અર્થાત્ બંને અરસપરસ છે.

વળી પવન અને અગ્નિ, આ બંનેના પેચ રૂપ યુક્તિ પરસ્પર બંધાય તો આકાશમાં દલવાળાં વાદળાં ઉત્પન્ન થઈ આભ્રરૂપ ઘનઘટા બંધાય છે; એટલે તેમાંથી પાણીનો ક્રમ ઉત્પન્ન થઈ જગતના કાર્યરૂપે પૃથ્વી પર પડે છે. અર્થાત્ અવિગત આકાશ અને ગત આકાશની ઐક્યતા છે એથી પવન ઉત્પન્ન થયો. પવનથી અગ્નિ ઉત્પન્ન થયો, તેથી અગ્નિની ઐક્યતા પવન સાથે છે; એથી પાણી ઉત્પન્ન થયું. આ બંને જોડી એક રૂપ થાય તો જ વાદળરૂપ આભ્ર થાય છે. શ્યામ સ્વરૂપવાળું ગત આકાશ, પવન, અગ્નિ અને પાણી, આ ચાર મળીને સ્વરૂપવાળું આભ્ર થયું છે. ત્રીજું દૃષ્ટાંત નીચે પ્રમાણે છે :

**भास प्रकाश ते किरण न्यारी नहि, समक संजोगते झलक झलके;**
**किरण प्रकाशने झलक झालंकर, एही चारु मीली भास भलके. ।।३।।**

ભાસ અને પ્રકાશથી કિરણ જુદું નથી. કારણ કે કિરણમાંથી જ પ્રકાશ પડે છે અને ભાસ પણ કિરણ દ્વારા ઊતરે છે; એટલે બંને કિરણથી જુદાં ગણાય નહિ. આ ત્રણેના પરસ્પર સમ્યક એટલે બરાબર યોગ્ય સંબંધથી ઝલકણરૂપ બિંબનો ચલકારો થાય છે, એટલે કે કિરણ, પ્રકાશ અને ઝલક એટલે પ્રતિબિંબ આ ત્રણેનો યોગ્ય સંયોગ થાય અને તે ઝાલંકાર રૂપ સૂર્યની સત્તા પામે એટલે ભાસ રૂપે પ્રતિબિંબ દેખાય છે. આ પ્રતિબિંબ કિરણની સાથે ઐક્યતાવાળું છે અને પ્રકાશ પણ કિરણ સાથે મળેલો છે. તે કિરણ નિજ સૂર્યમાંથી ઊતરેલું છે. તે સૂર્ય સ્વતંત્ર છે તો પણ કિરણ વડે જ પ્રતિબિંબ દેખાય છે. એથી જ તે પ્રતિબિંબ ઝલકણ માત્ર જ છે, તથાપિ તેને આપણે જોઈ શકીએ છીએ તેવી જ રીતે -

**संत तन ज्ञान व्रजीत प्रक्रत नहि, मीली त्रवेणी विज्ञान जेही;**
**ज्ञान विज्ञान प्रक्रत कैवल मीली, तब बनी हलमली संत देही. ।।४।।**

પ્રકૃતિ વર્જિત નહિ એટલે પ્રકૃતિને છોડી દીધા સિવાય એટલે પ્રકૃતિ સાથે મળીને રહેલું જ્ઞાન, એટલે કે પ્રકૃતિ અને જ્ઞાન પરસ્પરના સંબંધવાળાં હોઈ ઐક્યતાવાળાં છે. તે વિજ્ઞાનરૂપ બ્રહ્મ સાથે મળી સંતનું દશ્ય રૂપ શરીર થયેલું છે. તે જ્ઞાન, બ્રહ્મરૂપ, વિજ્ઞાન અને પ્રકૃતિયુક્ત શરીરની ઐક્યતામાં કૈવલ મળીને એકમેક રૂપે સંતનું દેહરૂપ શરીર થયેલું છે. અર્થાત્ જ્ઞાન, વિજ્ઞાન, પ્રકૃતિ અને કૈવલ, આ બધું હળીમળીને એક સંતરૂપે દેહ બંધાયો છે.

**तीन दृष्टान्त सिद्धान्त महापुरुषनुं, अरसनुं ओजस हाथ आव्युं.**
**केहं कुवेर फल आद्य अरुपनुं, संत स्वरुप धरी मोय फाव्युं. ।।५।।**

ઉપરના ત્રણે દષ્ટાંતો પરમ શ્રેષ્ઠ પરમગુરૂરૂપી સંતનું શરીર સમજાવવા આપેલાં છે; એટલે કે પ્રથમ બરાસનું દષ્ટાંત-નિરાકારમાંથી આકારરૂપ બરાસ બંધાયું. એથી જ નિરાકારની સમજ મેળવી શકાય છે. બીજું અવ્યક્ત આકાશમાંથી વાદળરૂપ આભ્ર બંધાયુ, એથી તે દ્વારા સઘનઘનનું ભાન થાય છે. ત્રીજું દષ્ટાંત કિરણ અને પ્રકાશની ઐક્યતા પામીને ઝલકરૂપ પ્રતિબિંબનો ભાસ થવાથી સૂર્યનું જ્ઞાન થાય છે. તેવી જ રીતે સંતરૂપ મહાપુરુષનું શરીર તે વિજ્ઞાનરૂપ હોઈ પ્રકૃતિ તથા જ્ઞાન તેમાં મળીને રહેલાં છે. તેમાં સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે અંતરિક્ષ રહેલા સકર્તા સત્ કૈવલનો ઓજસરૂપ ચૈતન્ય આવી રહેલો છે. આ પ્રમાણે સંતરૂપ દેહને ધારણ કરવાથી આદિ અરૂપના ફળરૂપ મુદ્દો મેળવવામાં હું ફાવી ગયો છું. વળી ચૌદલોકની ઝીણી ઝીણી પ્રક્રિયાથી લઈ વૈરાટનાં મહાતત્ત્વો સુધીની સઘળી જાણવાળું જે જ્ઞાન તે તથા વિજ્ઞાન એટલે મહદ્ બ્રહ્મરૂપ સ્વરૂપમાં સંતની એક સરખી સ્થિતિ છે; તેનું જ નામ સંત મહાપુરુષનું શરીર છે. આ શરીરરૂપ પાત્રમાં જેમ કિરણ દ્વારા પ્રતિબિંબ ઝલકતું દેખાય છે, તેમ હું નિજના ચૈતન્યરૂપ મહદ્ અંશ સ્વરૂપે રહેલો છું, તથાપિ વિજ્ઞાનરૂપ શરીરથી હું શુદ્ધ નિજ ચૈતન્ય જુદો છું.

**साखी :-संत स्वरुप अरुपते, हरि लीनो अवतार;**
**निरगुणना गुण जक्तमे, दीसत मनुष आकार. ।।६।।**

પોતાના સજાતિ અંશો જ્યારે સકર્તા પતિ કૈવલને ભૂલી સર્વ અંશો સગુણના ગુણ ગાવા લાગ્યા ત્યારે પોતે અદ્વૈત સ્વરૂપે હોવા છતાં જે નિર્ગુણરૂપે રહેલા સકર્તા પતિને ઓળખાવવા તથા નિર્ગુણના ગુણ ગવરાવવા પોતે નિજ સંત સ્વરૂપે એટલે કુવેર સ્વામીના પાત્ર રૂપે પ્રગટ થયા છે જેઓ મનુષ્ય સમાન દીસે છે જે આકારવાળું શરીર ધારણ કર્યું તે દેખાવ પૂરતું જ છે.

**यामे संशय ना कछु, संत स्वरुपे ब्रह्म;**
**कैवलनी कल करतव, छते पंड न्हें:क्रम. ।।७।।**

એમાં કોઈ પણ જાતનો સંશય નથી કે સંતસ્વરૂપ બ્રહ્મરૂપ છે; અને તે કૈવલ કર્તાની કળ પામીને કર્તવ્ય કરે છે એથી જ તે સંતદેહ કર્મ કરવા છતાં ન્હેઃ કર્મરૂપે તેમને કોઈ પણ પ્રકારનું આવરણ ભેદી શકતું નથી.

##  સંત સદેહ નિધિસમાવનકો - અંગ-૩૩મું 

**श्वेत जामन गये ब्रास अरुपही, पवन पाणी बिना आभ्रयेसे;**
**किरण प्रकाश बिन सुर जेसे रहे, ज्ञान प्रकृत बिना संत तेसे.।।१।।**

આપણે બરાસનું જે દૃષ્ટાંત ઉપર મુજબ આપી ગયા છીયે તે બરાસનો જમાવ કરનાર જામણરૂપ બંધારણ છૂટી જતાં બરાસનું શ્વેતપણું નષ્ટ થવા ઉપરાંત બરાસ અરૂપ થઈ જતાં પાણી રૂપે રહે છે. વળી પવન અને પાણી સિવાય આ આભ્રરૂપ વાદળાં મટી જઈને આકાશરૂપે રહે છે; તેમજ સૂર્ય મૂળ સ્વરૂપે થતાં કિરણ અને પ્રકાશ અદૃશ્ય થઈ જાય છે, તેવી જ રીતે પ્રકૃતિ અને તેના જ્ઞાનનો લય થતાં સંત મહાપુરુષનું શરીર વિજ્ઞાનરૂપે રહે છે; એટલે કે પ્રકૃતિયુક્ત પ્રક્રિયાનું જ્ઞાન વિજ્ઞાનની અંતરદશામાં લય થતાં સંત વિજ્ઞાનરૂપ બ્રહ્મ રૂપે રહે છે.

**श्वेत जामन गये ब्रासनो नाश नहि, नाम पलटीने अमीत कहावे;**
**आभ्र अनास यौं पवन पाणी विना, रुप अव्यक्त आकाश दावे.।।२।।**

ઉપર પ્રમાણે બરાસનું શ્વેતપણું પદાર્થરૂપે હતું તે ઓગળી જતાં પાણી રૂપ થઈ ગયું; પણ આથી કાંઈ બરાસનો નાશ થયો નથી. એનું માત્ર નામ પલટાઈ ગયું, એટલે કે બરાસ મટી જઈને પાણીરૂપ થઈ ગયું છે. એથી જ જગત બરાસ નહિ કહેતાં પાણી કહે છે, વળી તે પાણી વરાળરૂપે થતાં મૂળ સહિત પદાર્થ અદૃશ્ય થતાં નિરાકાર રૂપે રહે છે અને આભ્રરૂપ વાદળાં અનાયાસે એટલે કે અણધાર્યા વિખરાઈ જાય છે. એટલે એમાંથી પવન અને પાણી જુદાં પડી અરૂપ થઈ જાય છે. એથી રૂપવાળાં વાદળાં અવ્યક્તને પામી આકાશ રૂપે રહે છે.

**किरण प्रकाश विना सुर सदा सही, उलट पुलटाय महा अग्न जेसे;**
**ज्ञान प्रकृत बीन संत सदा सही, स्वयंग स्वरुप कैवल रहेशे.।।३।।**

જેમ સૂર્ય ઊલટરૂપે થતાં કિરણો અને પ્રકાશ સમેટાઈ જાય છે, એટલે કે કિરણ તથા પ્રકાશનો નાશ થાય છે; ત્યારે સૂર્ય વ્યક્તરૂપ ઘાટથી ઓગળી જઈ મહાઅગ્નિરૂપે રહે છે. તેવી જ રીતે સંત ઊલટ સ્વરૂપે થતાં પ્રકૃતિ તથા જ્ઞાન અદૃશ્ય થઈ જાય છે, એટલે સંતરૂપ દેહ બ્રહ્મરૂપ થઈ જાય છે; ત્યારે નિજ ચૈતન્ય સ્વરૂપ કૈવલ સાથે એકતા કરી કૈવલરૂપે રહે છે. અર્થાત્ પ્રકૃતિથી થતી પ્રક્રિયાનું સંપૂર્ણ જ્ઞાન જે સંતપુરુષના દેહમાં દેહરૂપ થઈ રહેલું હતું તે વિજ્ઞાનવત એટલે કે તે જ્ઞાન વિજ્ઞાનરૂપ થઈ ગયું; અને તે

વિજ્ઞાનરૂપ થતાં સર્વાંગ બ્રહ્મરૂપ થઈ જાય છે અને તે બ્રહ્મ (પોતાનો સ્વયં પરમ પ્રકાશ) નિજ કૈવલની ચારે તરફ વીંટાયેલું હોઈ એક કૈવલરૂપ રહે છે. આ પ્રમાણે સંત પોતાના દૃશ્ય શરીરને અદૃશ્યરૂપે કરી નાખી નિજ સ્વરૂપાકારે રહે છે. આ છેવટની હકીકતરૂપ સંતસ્વરૂપ સમજાવવા ઉપર ત્રણ દૃષ્ટાંતો આપી આ ગુપ્ત માર્ગ સ્પષ્ટ કરી બતાવ્યો છે. આ ઉપરથી શ્રોતાજનો સંતપુરુષરૂપે પરમશ્રેષ્ઠ પરમગુરુની મહત્તાને સમજી જશે, અને તે વિષે યોગ્ય વિચાર કરી પોતાનો પણ વિચાર કરી શકશે.

**विश्व सहु ए विधे नेट जोतां निधे, संत अधिक देह सरवे करते;**
**लक्ष तेनो कहुं सकल विधि सहु, सांभळो सुजन समन सरते.॥४॥**

આ પ્રમાણે સમસ્ત જગત બ્રહ્મમાં રહેલું છે. તે મહાનિધિરૂપ બ્રહ્મનો નિશ્ચયપૂર્વક વિચાર કરી જોનારને ચોક્કસ જણાશે. આમ ચૌદે લોક બ્રહ્મરૂપે છે, પણ પ્રકૃતિની લઘુ-દીર્ઘ પ્રક્રિયાઓને લીધે બ્રહ્મ જુદું દેખાય છે. આમ છે છતાં સમસ્ત લોકોના કૃતરૂપ શરીરો કરતાં પરમશ્રેષ્ઠ પરમગુરુનું શરીર ઉત્તમ પ્રકારનાં અંગોવાળું છે. કારણ કે પ્રક્રિયાને વશ થયેલા સંસારી જીવ જ્ઞાનને પામી ઉપરાંત થાય છે (દશામાં રહે છે), પણ બ્રહ્મને વટી શકતા નથી. અર્થાત્ ઓળંગી શકતા નથી એટલે હિરણ્યગર્ભરૂપ બ્રહ્મથી જુદા પડી શકતા નથી. એટલે અંદરના અંદર ઓગળી જાય છે. આમ થવાનું કારણ તેમનાં પોતાના શરીરનો ભાવ ઓગળી જતાં હું બ્રહ્મરૂપ છું એવી અસ્મિને લીધે તે બ્રહ્મને વટાવી નિજપતિ સાથે એકતા કરી શકેલા નથી. પરંતુ પરમ વિશેષ પરમગુરુરૂપ સંત સ્વયંસુજાણ જાણવાળા હોવા ઉપરાંત પ્રથમથી તે બ્રહ્મના દૃષ્ટા તરીકે રહેલા હોઈ જ્ઞાનયુક્ત પ્રકૃતિરૂપ શરીર ધારણ કરીને ચૌદલોકરૂપ જગતમાં વિચરી ગયેલા છે. એથી જ આ સર્વ હકીકત સહેલાઈથી જેમ છે તેમ જણાવે છે, અને છેવટે પોતે નિજ સ્વરૂપે કૈવલમાં એકતા રાખી અખંડ ગતિએ વિરામ પામી રહે છે. તેમના છેવટ લક્ષનો વિધિ કેવો છે તે હે શુદ્ધ મનવાળા શ્રોતાજનો ! કહું છું, તે સુરતા ધરીને સાંભળો.

**रवि कर तेज प्रकाश महा पुरुष को, शशीदल विश्व विलास परखो;**
**केहं कुवेर महा अगनमांही मले, तरुणी दल तेज कर एक सरखो.॥५॥**

જેમ સૂર્યનો પ્રકાશ પામી ચંદ્ર પ્રકાશવાળો થયો છે અને તે ચંદ્રનો પ્રકાશ પામી તારાઓ પ્રકાશવાળા દેખાય છે, તેવી જ રીતે તારાઓ રૂપ ચૌદલોકરૂપ જગત જાણવું અને સૂર્ય રૂપ કૈવલ કર્તા જાણવા અને તેના પ્રકાશરૂપ પરમ શ્રેષ્ઠ પરમ વિશેષ મહાપુરુષ રૂપ સંત એટલે ભગવાન કરુણાસાગર જાણવા. એટલે કે મહાપુરુષ રૂપ સંતના પ્રકાશ

વડે તારાની માફક સમસ્ત જગત પ્રકાશવાળું દેખાય છે. પણ સૂર્ય કૈવલ કર્તા પોતાની સૂલટ રૂપ દૃષ્ટિને ઊલટરૂપે એકમેક કરી દે એટલે કે સંકલ્પ રૂપ સૃષ્ટિને સમેટી લઈ ઉપજણને પોતાના નિજમાં સમાવી લે ત્યારે કૈવલ પોતે સ્વ સ્વરૂપે દ્વૈત દૃષ્ટિ સિવાયના એકલા રહે છે. જેમ સૂર્ય ઊલટરૂપે થતાં મહાઅગ્નિ રૂપે અદૃશ્ય થઈ રહે છે ત્યારે તરૂણી દળ એટલે રાત્રિના તારા રૂપ લશ્કરમાં રહેલો પ્રકાશ સઘળો ખેંચાઈ જઈને મૂળ શુદ્ધ મહા અગ્નિરૂપે રહે છે. તે વખતે તારા વગેરેનો પ્રકાશ ભિન્ન રૂપે રહેતો નથી; તેવી જ રીતે જગત માત્રનો કાર્યક્રમ ઊલટાઈ જતાં સંત સહિત સર્વ જગત અદૃશ્ય થાય છે. ત્યારે દ્વૈત ઉપજણ-ભાવ સિવાયના નિજ સકર્તા કૈવલ એક અખંડાકાર રૂપે રહે છે. આ પ્રમાણે પ્રકાશ રૂપ સંત મહાપુરુષોનો છેવટ લક્ષ હોઈ તે છેવટે નિજ કૈવલ કર્તામાં મળી જઈ એકરૂપ થઈ જાય છે.

**साखी :-संत परीक्षा पुरवनी, भवमां नहि ते भाल;**
**तात कहे पर तात की, पण नव जाणे बाल. ॥६॥**

સકર્તા સત્ કૈવલનું છેવટ સ્વરૂપ જે ઉપર કહ્યું તે સ્વરૂપની સંતને પ્રથમથી જ પરીક્ષા (એટલે યથાર્થ જાણે) છે, એટલે કે તેમણે તે સ્વરૂપ પહેલેથી પારખી લીધેલું છે, પણ જગતભરના સર્વ લોકો પૈકી કોઈને આ છેવટની જાણ નથી; કારણ કે બાપ પોતાના બાપને જાણે છે. પણ પુત્ર જાણી શકતો નથી; તેવી જ રીતે ચૌદલોકરૂપ જગત બાળકરૂપ હોઈ તેમના પિતા સોહંગ બ્રહ્મરૂપે રહેલા (પરમગુરુ) મહાપુરુષરૂપ સંત છે, જે પ્રપિતા તરીકે સકર્તા સતકૈવલને ઓળખે છે, તે ઓળખાણ જગતને નથી.

**उत्पत सर्वनी एकते, संत सहित संसार;**
**गर्भ मात शीर उद्रके, ए अंतर अतबार. ॥७॥**

ઉપર કહ્યા મુજબ આમ છે છતાં સંત મહાપુરુષના શરીરથી લઈને સંસારભરના જીવ માત્ર સુધી દરેકની ઉત્પત્તિ એકમાંથી હિરણ્યગર્ભમાં જ થયેલી છે, છતાં મહાપુરુષ (પરમગુરુ) સંત સ્વરૂપ શ્રેષ્ઠ એટલા જ માટે છે કે તેઓ પોતે હિરણ્યગર્ભરૂપ બ્રહ્મથી પર છેવટે સ્વરૂપાકારે રહે છે; ત્યારે બીજી બાજુ જગતના સર્વ જીવો માતારૂપ હિરણ્યગર્ભ બ્રહ્મના પડદામાં રહેલા છે. એટલે કે હિરણ્યગર્ભરૂપ માતાના ઉદરમાંથી બહાર જવા પામતા નથી. આ પ્રમાણે જગતના લોકોમાં અને સંત મહાપુરુષ વચ્ચે આટલું અંતર રહેલું છે. (રવેણી પદ ૯માં જોઈ લેવું)



## અદ્વૈત ત્રધા-પ્રસંગકો-અંગ-૩૪મું



**नांही तो जीवने शीव ईश्वरना, पक्ष जोतां तो परकार न्यारा;**
**जंत जंजालना जालमे आवर्या, ईश्वर विश्व करनार हारा. ।।१।।**

(એક અદ્વૈતમાં આચાર્યોએ તથા ગુરુઓએ કાલ્પનિક ત્રણ પ્રકાર ઊભા કરેલા છે, તે વાસ્તવિક નથી; તેનો ખુલાસો આ અંગમાં છે.)

ઉપર પ્રમાણે તપાસતાં જીવ, શિવ અને ઈશ્વરના ભેદ વિષેનો જે પક્ષ તે જોતાં જીવ, શિવ અને ઈશ્વરના ત્રણે પ્રકારો જગત-જંજાળના આવરણે કરીને દેખાય છે. જગત-જંજાળ એટલે જગતની ઉપાધિ. જેની પાસે થોડી સમૃદ્ધિ રૂપ ઉપાધિ હોય તે જીવ અને જેની પાસે મોટી સમૃદ્ધિરૂપ ઉપાધિ હોય તે ઈશ્વર. આ બંનેમાંથી છૂટા પડેલા હોય તે શિવ, એટલે કલ્યાણના કાલ્પનિક માર્ગે જનારા. આમ નાની મોટી ઉપાધિને લીધે જગતમાં નાના મોટા ભેદ પડેલા છે. આ ભેદને લીધે જગતમાં કોઈ નિજને શોધી શક્યા નથી, તેમ જ શોધાવી શક્યા નથી. દરેકમાં જે પ્રકાશ પાડી રહ્યો છે, તે નાના મોટા વર્ગવાળો નથી. વર્ગ તો સ્થૂલદેહે કરીને પડે છે અને સમૃદ્ધિએ કરી નાના મોટા દેખાય છે. આમ નાનું મોટું દેખાવાનું કારણ શુદ્ધ ચૈતન્યમાં જરાએ નથી, ચૈતન્યની દૃષ્ટિએ તો જીવથી ઈશ્વરો સુધી સર્વ સરખા જ છે.

**साहर एकने नीर जाति बहु, सर्वनु तोय ते एक प्रीछे;**
**कुप नदी जल पोखर वहेकला, भोमि विकारथी भीनदीसे. ।।२।।**

ભૂમિના વિકારે કૂવો, નદી, મુતરડી, ખાળકૂવો, વહેણ વગેરેનાં પાણી ભિન્ન ભિન્ન દેખાય છે, પણ એકંદરે સર્વનું મૂળ તપાસીએ તો સમુદ્રરૂપ એક જ પાણી દેખાય છે.

**एक पीवा लगे एक छीवे नहि, गंगजल अंगनु पंग खोइ;**
**अवनी विलायतो एक सरखुं सबे, अरणवथी नहि अलग कोइ. ।।३।।**

ઉપર જણાવેલાં જુદાં જુદાં પાણી પૈકી એક પીવાને કામ લાગે છે, ત્યારે બીજાને અડકવાનું દોષ રૂપ મનાય છે; અને વળી ગંગાનું પાણી શરીરના પાપોને નાશ કરનાર ગણાય છે. આમ ભિન્ન ભિન્ન પ્રકાર છે છતાં પૃથ્વીનો નાશ થાય તો એ બધુંય પાણી એક સરખું હોઈ અર્ણવ (સમુદ્ર)થી જુદું નથી.

**त्यम आहां पंड ब्रह्मांड प्रक्रतनो, वासना व्रजणी होय परले;**
**जीवने शीव इश्वरनु एकता, पक्षपाती नहि समन सरले.।।४।।**

તેવી જ રીતે આ બાજુ આવેલા પિંડ બ્રહ્માંડના પ્રકૃતિયુક્ત ઘાટોમાં રહેલી એક

બીજાના સંબંધવાળી વાસનાની વજ્રવત ગ્રંથિ છૂટી જતાં સમસ્ત બ્રહ્માંડના ઘાટ જુદા પડી જાય છે, એથી સર્વ ઘાટોનો પ્રલય થઈ જાય છે તે વખતે જીવ, શિવ અને ઈશ્વર એકરૂપ હોઈ પક્ષપાત સિવાયના સરલ સંબંધવાળા એકમેક દેખાય છે; અને છે પણ એમ જ.

**अंत आलोचता सर्वनु एम छे, मुजने आजथी याद आव्यु;**
**केहं कुवेर श्रीफल साकरनुं, गोटली चोलती सहित फाव्युं. ।।५।।**

આ સર્વ લોકનો છેવટ વિચાર કરતાં તે ઉપર કહ્યા પ્રમાણે છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે મને પણ આ પ્રમાણેની સમજ આદ્યથી જ છે અને તે ખરી છે. જ્યારે સાકરનું જ નાળિયેર હોય ત્યારે ગોટલી ચોટલી ક્યાં નાખી દેવામાં આવે છે ? એ તો સર્વ અવયવો સહિત સરખી રીતે ઉપયોગી છે.

**साखी :-जे पारस पारस करे, ताको बने न घाट;**
**संत पारस जीव शीव करे, अबहु जात अटाट. ।।६।।**

જે સંતરૂપ પારસ જગતના જીવને પારસ કરે છે તે પારસનો ફરી ઘાટ બનતો નથી અને ફરી ઘાટમાં આવતો પણ નથી. પરંતુ બીજા જે પારસરૂપ સંત સોનું કરવાવાળા છે તે આ જગતના જીવને શિવગતિનો કરે છે, તો પણ કોઈ પ્રસંગે અટાટ એટલે વ્યર્થ જાય છે. કારણ કે આ શિવરૂપ ઘાટ સોના જેવો ચોખ્ખો થયો છે પણ બહારની બીજી ધાતુઓ તેમાં મળી શકે છે. વળી તેનો ઘાટ કરવો હોય તો પણ થઈ શકે છે. આમ ઘાટ થવો વા ધાતુઓ ભળી જવી જેમાં ઘટતી હોય તેવું સોનું હોઈ તે શુદ્ધ રહી શકતું નથી; તેવી જ રીતે આ સુવર્ણ રૂપ શિવ થયો છે છતાં તત્ત્વરૂપ દ્રવ્યોથી શુદ્ધ ચોખ્ખો થઈ અંશ સ્વરૂપ થયો છે એમ કહેવાય નહિ. કારણ કે લોઢારૂપ તત્ત્વોની ગતિ મટી જઈને સુવર્ણ જેવી શુદ્ધ અંતઃકરણની ગતિ થઈ ગઈ એટલેથી કંઈ અંશ મુક્તરૂપ થયો છે એમ માનવાનું નથી. એથી જ ઘણાએ શિવરૂપ થયેલા જગતમાં પાછા આવ્યા છે, કારણ કે તેઓ પારસરૂપ સંત જેવા પારસ થયા નથી, પણ સોનારૂપ થયેલા (મહાકારણ દેહ સુધી ગયેલા) હોવાથી પાછા આવ્યા છે; પરંતુ પારસરૂપ સંતથી જ પારસ થયા તે આ જગતમાં પાછા આવ્યા નથી. એટલા જ માટે આ પારસ કરનાર સંત ઉચ્ચ કોટિના છે, અને જે પારસરૂપથી સંતથી જગતના જીવો સોનારૂપ બન્યા છે તે ઊતરતી કોટિના છે એમ જાણવું.

**कोटि तीरथ जपतप करे, जीवदशा नव जाय;**
**सो संतन नेकसे नमे, आवागवन मीटाय. ।।७।।**

કરોડો તીર્થ કરવા ઉપરાંત જાપ જપે વા તપ કરે તો પણ જીવદશા જતી નથી.

પણ જો કદાચ ઉત્તમ કોટિના પારસ બનાવનાર પારસરૂપ સંત પુરુષની પાસે જઈ પ્રમાણિકપણે નમન કરી તેમની સાનમાં સમજે તો તેના જન્મમરણરૂપ ભવના ફેરા ફરવાનું ટળી જાય છે.

 

## સંતસેવા નીતિકો-અંગ-૩૫મું



**तेज माटे कर सेवन संतनु, जंतनुं जाल विलाल आजुं;**
**पींड छते परमेश्वर पामवा, वामवा विघन ते कांम काजु.॥१॥**

એટલા જ માટે સંતની સેવા કરો. હે જીવ ! આવા સંતની સેવા કરીશ તો તારી આજુબાજુનાં તથા બહાર અંદરનાં સઘળાં કર્મ આજે જ વિલસાઈ જશે; માટે પિંડ છતાં પરમેશ્વર એટલે પરમગુરુને પ્રાપ્ત કરવા હોય તો કર્મકાંડ વિઘ્નરૂપ છે એમ સમજી તેનો ત્યાગ કર.

**सव्य कै सार निरधार देदारनी, आप टालीने हरि व्याप जोवे;**
**तरणनी आद्यना परभवे केहने, तेहनी पूज प्रमाण होवे.॥२॥**

હે શિષ્ય ! તારું અહંપણું દૂર કરી નિશ્ચયપૂર્વક સંતના દેદાર (દેહ)ની સેવા કર. તેમાં જ સઘળો સાર રહેલો છે, સંત સર્વ પાપનું હરણ કરનાર હોઈ તેમને તું વ્યાપકરૂપે જો. વળી ઘાસની સળીથી લઈ કોઈ પણ જીવને પરભવે એટલે પીડા કરે નહિ વા હણે એટલે નાશ કરે પણ નહિ તે જ સેવક વા શિષ્યની પૂજા પ્રમાણ પુરઃસર ગણાય.

**हास विनोद पर बोध प्रभुतणा, सीरगुण घाटना सरव पेखे,**
**शुद्ध प्रेमे करी सरवस रहे धरी, तन मन धन जांहां संत देखे.॥३॥**

હે શિષ્ય ! જગતના મનોરંજન પર પ્રભુનો જે બોધ તે બોધ વડે પ્રભુનાં ગુણગાન ગાજે. વળી સગુણ ઘાટ સિવાયના બ્રહ્મ( નિર્ગુણ )રૂપે સંત છે એમ જોવા ઉપરાંત જ્યાં આવા સંત દેખે ત્યાં તેમના શરણમાં શુદ્ધ પ્રેમ વડે તન, મન અને ધન આદિ સર્વ સમર્પણ કરી દેજો.

**हरख हीचोल मन भोल भावे फरे, गदगद कंठ गोविंद गावे;**
**दिवसने रेण्य परवेण्य पर सेवमे, देवमे द्वैत रहे दास दावे.॥४॥**

મનને આનંદના ઝોલે બેસાડી ભોળાભાવે ફરી ગદગદ કંઠે ઇન્દ્રિયો વડે જેનું વંદન કરી શકાય છે તે ગોવિંદ પરમગુરુ (સંત)ના ગુણ ગાજે. અહોરાત્રિ પર (પરમગુરુની) સેવામાં પ્રવીણ રહી ગુરુદેવમાં સદાને માટે હું તેમનો દાસ છું એવો દાવો રાખી દ્વૈતરૂપે રહેજે.

गलित वचन गरुवा गर सागर, नेत्र अम्रित रत प्रीत भरीयां;
केहं कुवेर ए लक्ष नेति तणो, भक्तनां जक्तमे काज सरीयां.॥५॥

પોતાના નેત્રમાં અમૃતસમ પ્રીતિ ભરી અતિ આરતભર્યાં ગલિત વચનોથી ગુરુના ગર એટલે મર્મરૂપ સાગરમાં ગતિ વડે પ્રવેશ કર. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે ઉપર જણાવ્યા પ્રમાણે વર્તનાર શિષ્ય વા સેવક હોય તો તેનો લક્ષ નેતિનો હોઈ તેવા ભક્તોનાં જગતમાં કાર્ય સિદ્ધ થાય છે.

साखी :- संत-सेवा गुरु-बंदगी, आठे पहोर अभ्यास;
प्रीत सहित पूजे हरि, सो कहीये निज दास. ॥६॥

આઠે પ્રહોર પ્રીત-સહિત સંતની સેવા, હરિ સ્મરણ તથા ગુરુની બંદગી કરનાર જ ખરો દાસ છે.

दासातन धंन तन मन, उपजे अति अनुराग;
तार मीले करतारसु, जीन शिर मोहोटे भायग. ॥७॥

આ પ્રમાણે જ્યારે તનમનમાં અતિ અનુરાગવાળું દાસાતનપણું ઉત્પન્ન થાય ત્યારે તેનો તાર કિરતારમાં મળે છે. આવાં જેનાં મોટાં ભાગ્ય હોય તે શિષ્યને ધન્ય છે !

## ભક્ત પડનાલિકાકો - અંગ-૩૬મું

प्रथम ही दास लघुताय गुरुते लइ, तिलक तुलसी जपमाल करमे;
अंग उछाह हरिचाह चंताभइ, दोदश धायना साहाय घरमे.॥१॥

ભક્તિની પ્રણાલિકા માટે શિષ્યે પ્રથમ દાસાતન ભાવે ગુરુ પાસે જઈને દીક્ષામંત્ર લેવો, જાપ જપવા, હાથમાં તુલસીની માળા ધારણ કરવી તથા તિલક કરવું; અને શરીરમાં ઉત્સાહ લાવી હરિની પ્રાપ્તિ માટે ચિંતા રાખી પોતાના શરીરરૂપ ઘરમાં જ્યાં સુધી વસ્તુરૂપ મુદ્દો એટલે સ્વ સ્વરૂપ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી શાન્ત થઈ બેસી રહેવું નહિ.

द्वितीयो सार असार जांन्यो परो, तांहां धरो चित जांहां वीत चीन्यो;
आंन्य उरजण गइ वस्तुनी वग लही, भेद पामी भयो भाव भीनो.॥२॥

આમ કરવાથી ભક્તિનો બીજો પ્રકાર હાથ લાગશે; જેથી સાર અને અસાર જાણી તેનાથી પર જ્યાં જાણરૂપ વિત્ત છે ત્યાં ચિત્તને ધારણ કરવું. જેથી આ બાજુની ઉરજણ

એટલે આવરણ માત્ર જતાં વસ્તુની વગનો એટલે સોહંગ સ્વરૂપની ગતિ મળતા એનો જાણકાર થતા પરમગુરુ પ્રત્યે ભાવ ઉત્પન્ન થાય છે.

**त्रितीयो प्रेम प्रकाश हुलास जे, दासनो दास थइ संत सेवे;**
**आदरमान अविलान सरधाभर्यो, धाइने दुरथी उर लेवे.॥३॥**

ભક્તિનો ત્રીજો પ્રકાર એવો છે કે ઉપર પ્રમાણે પ્રેમયુક્ત રહેવાથી પ્રકાશ થશે, તેમાં હિત છે એમ માનીને આનંદપૂર્વક દાસના દાસ થઈ સંતની સેવા કરવી; સંતને શ્રદ્ધાપૂર્વક આદરમાન આપી વંદન કરવું. જો તે દૂર હોય અને આવતા જણાય તો તેમની સામે દોડી જઈને ઉરમાં લેજો (પ્રેમપૂર્વક ભેટજો).

**ज्ञान चतुर्थो सेव करतो हवो, शब्दनी मोहोरखी सरव खोइ;**
**करम कलेश आवेशने परहरी, घटघट आतमा एक जोइ.॥४॥**

આમ સેવા કરતાં શબ્દની શરમ ટાળી દઈને કર્મકાંડ તથા કલેશ આદિ આવેશને દૂર કરીને સર્વ ઘટમાં એક આત્મા છે એમ જોઈ જ્ઞાનને પામવું એ ચોથો પ્રકાર છે.

**पंचमो संच विज्ञान वेत्ता भयो, निजपति परमगत सरल गावे;**
**कहें कुवेर ए दास दावे करी, आदरीने अविन्यास पावे.॥५॥**

આ પાંચમા વર્ગમાં જશો ત્યારે શરીરની સર્વ ગુપ્ત કરામતો જણાઈ આવશે અને વૈજ્ઞાનિક વેત્તા થશો; જેથી નિજ સકર્તા પતિની પરમગતિને સરલ રીતે કહી શકશો. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ પ્રમાણે સેવા આદરનાર દાસ અવિનાશી પદને પામે છે.

**साखी :-प्रथम दुती जीवदास पद, त्रितीयो ईश्वर आश;**
**चोथे वस्तु चराचर, पंचमे पोत प्रकाश.॥६॥**

ભક્તિનાં પાંચ પદમાં પ્રથમ જીવ, બીજો દાસ, ત્રીજો હરિની આશાવાળો અને ચોથો ચરાચર વસ્તુના જ્ઞાનવાળો અને પાંચમો પોતે પોતાના મૂળ પોતને જાણનારો હોય છે.

**सेवत हरि गुरु संतने, भरम गयो सब भाग;**
**अब स्थिति जामे कही, जांहां हुती निज जाग्य. ॥७॥**

આ પ્રમાણે હરિ-ગુરુ-સંતની સેવા કરતાં સર્વ પ્રકારના ભ્રમ ટળી જવા ઉપરાંત પોતે પોતાનું નિજસ્વરૂપ જ્યાં હતું ત્યાં સ્થિર થઈને સદાને માટે વિરામ પામે છે.

##  પ્રથમો આદરકો-અંગ-૩૭મું 

**बिन आदर ना काज एकु सरे, कायरसु नव राय रीजे;**
**शूर रणतुरमे शीश दीये बिनुं, अप्सरा तायना संग लीजे. ॥१॥**

કોઈ પણ કાર્ય આદર્યા સિવાય થતું નથી. રાજા કાયર પરત્વે રીઝતો નથી, પણ શૂરવીરની વીરતાને જાણીને જ બક્ષિસ આપે છે, તેમ જ સ્વર્ગની અપ્સરાઓ પામવાની ઇચ્છાવાળા શૂરવીરોને રણસંગ્રામમાં માથું આપ્યા સિવાય અપ્સરાઓ સંગમાં લેતી નથી.

**कुप खने विनु नीर ना पाइये, खेतकी बीच पाताल केरुं;**
**फेर नेजु बिना बाहेर आवे नहि, नाज ना होय करत वेरु ॥२॥**

ખેતરની મધ્યમાં પાતાળનું પાણી રહેલું છે, પણ કૂવો ખોદ્યા સિવાય પાણી પ્રાપ્ત થતું નથી. વળી કૂવામાં પાણી હોય તો નેજુ એટલે કોસ આદિ સાધન સિવાય બહાર આવતું નથી. આમ પુરુષાર્થ કરવાથી વસ્તુ પ્રાપ્ત થાય છે. પણ વિરુદ્ધ પુરુષાર્થ કરવાથી પ્રાપ્તિને બદલે હાનિ થાય છે. દરેક વસ્તુ પુરુષાર્થથી પ્રાપ્ત થાય છે, એ વાત ખરી છે. પણ પુરુષાર્થ કરનારે જે કાર્ય આરંભ્યું હોય તે કાર્યનું હિત-અહિત ન સમજતો હોય અને દેખાદેખી વા કોઈના કહેવાથી અગર અનુમાનથી કાર્યનો આરંભ કરે તો સત્ય સમજના અભાવે તે નિષ્ફળ જાય છે. જે જેની સાથે પુરુષાર્થ કરે છે તેણે તેના ગુણદોષ જાણવા જોઈએ. દરેક પુરુષાર્થને હદ હોય છે અને તે તે પુરુષાર્થની હદમાં રહીને જ તે પુરુષાર્થ કરવો જોઈએ, તો જ તે માર્ગ ફળદાયક છે. પણ રેતી વાવીને અનાજ પકવવું હોય, તો પાકી શકે નહિ; તેમ અવળો પુરુષાર્થ કરવાથી લાભ ન થતાં મહેનત નકામી જાય છે.

**पारस पायके जन भूखे मरे, लोहने लाय ना आंन्य मीले;**
**अल्प उद्यम सारुं रहे आलसी, भोगवे दारिद्र संग भेले. ॥३॥**

કોઈ એક દરિદ્રને સારા નસીબે પારસ પ્રાપ્ત થયો હોય તો પણ તેના મૂળ દરિદ્રપણાને લીધે લોઢાનો કકડો પણ લાવીને પારસ સાથે મૂકે નહિ અને સોનું કરવાની ઇચ્છા કરે નહિ, માત્ર અલ્પ ઉદ્યમ કરવામાં પણ તે આળસી થઈને આળસનો સંગ કરવાથી દુઃખ ભોગવે છે અને ભૂખે મરે છે.

**जांनवी तीर कोइ वीर वासो वसे, नेक बेठो जइ नीर आगे;**
**तांहीनो तांही मन मांही जलप्याकरे, बिन पीये नव प्यास भागे. ॥४॥**

ગંગા નદીના કિનારે કોઈ વીર પુરુષે વાસ કર્યો હોય અને પાણીની પાસે જઈ બેઠો

હોય તે વખતે તેને તરસ લાગી હોય અને ત્યાં ને ત્યાં બેસી રહી મનમાં બબડ્યા કરે, પણ હાથ લાંબો કરી પીએ નહિ તો પાણી પાસે બેસવા છતાં તરસે મરે છે.

**नाज नारी नर कंचन पावही, जांनवी नीरवे वीर तांही;**
**केहं कुवेर जो आदरे तो मीले, खुद घर आद्य करतार जांही. ।।५।।**

ઉપર જે અનાજ, અપ્સરા, પુરુષ સોનું, અને પાણીનું દૃષ્ટાન્ત આપીને દલીલો કરી, તે બિનપુરુષાર્થીને પ્રાપ્ત થતાં નથી; પણ પુરુષાર્થ કરનારને જ પ્રાપ્ત થાય છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ પ્રમાણે નિશ્ચયપૂર્વક પુરુષાર્થ આદરે તો તે આદ્ય સકર્તાના ઘરને મળે છે.

**साखी :-बुटी होत रसायणी, करे धातको हेम;**
**जीव मेटीने शीव करे, तेम आंहां आदर इम. ।।६।।**

રસાયણી બુટ્ટી પુરુષાર્થ કરી મેળવી હોય તો ધાતુને સોનું બનાવે છે, તેવી જ રીતે આ બાજુના આદર વડે જીવ ગતિને મટાડી શિવગતિના થવાય છે.

**सकल कलपना तज रज, भज मन आतम इश;**
**एक द्दष्ट अनुभव सबे, वस्तु वसवा वीश. ।।७।।**

હે મન ! તમામ પ્રકારની કલ્પનાને છોડી આત્માના ઈષ્ટનું એટલે સોહંગ સ્વામી સ્વરૂપે રહેલા શ્રી ભગવાન કરુણાસાગરનું ભજન કર. તે વસ્તુમાત્રમાં એટલે ચરાચરમાં રહેલો છે, તેને તું એક અદ્વૈત દૃષ્ટિના અનુભવે કરી ને જો.



## અતિ આદરકો-અંગ-૩૮મું



**आदर सो कर बाध रहो मंन, हार पामीश नहि हीज होइ;**
**जो कछु होय सो आदरसे मीले, बीन आदर ना होय कांइ. ।।१।।**

મનથી વળગી રહીને ઉપર પ્રમાણે આદર કર તેમ કરતાં હાર પામીશ નહિ. છેવટે હીજ એટલે જીત થશે. જે કંઈ મળે છે તે આદર કરવાથી મેળવાય છે. આદર સિવાય કંઈ પણ પ્રાપ્ત થતું નથી.

**आदरी अवनी पर इंद्र व्रख्या करे, नीपजे खेत वनराय खीले;**
**सुर उद्योत ते आदरीने करे, तेज प्रकाश होय तीम्र वीले. ।।२।।**

મેઘનો દેવતા ઈન્દ્ર આદર કરીને પૃથ્વી ઉપર વૃષ્ટિ કરે છે, એથી ખેતરોમાં ઉત્પન્ન

થતી અન્ય ઔષધિથી લઈને અઢાર ભાર સ્થાવર જાતિ ખીલી ઊઠે છે; તથા સૂર્ય આદરીને પ્રકાશ કરે છે, એથી તે પ્રકાશથી સમસ્ત અંધકારનો નાશ થાય છે.

**लइ करतार अवतार अवनीय पर, सहादर सरवनु काम कीधुं;**
**दुष्ट संहारीने दास निवारीया, आदरे गोरस झेहेर पीधुं. ।।३।।**

ત્રિગુણી કર્તાએ પૃથ્વી ઉપર અવતાર લઈ આદર વડે સર્વ સહોદર (ભાઈ)નું કામ કરવા દુષ્ટોનો સંહાર કરી પોતાના દાસોનો બચાવ કર્યો છે, તથા દેવતાઓએ સમુદ્ર મંથન કરતાં છેવટે જે ઝેર નીકળ્યું તે પૃથ્વીનો નાશ કરવાવાળું હતું, તે ઝેરને આદર કરીને મહાદેવ પી ગયા છે.

**सरजन एकनी जीव जाती सहु, ब्रह्म ते भीन नहि नुन्य कोनी,**
**कोटी अनंत विष्णु भये आदरी, नादरी ते रह्या जीव जोनी. ।।४।।**

આ સઘળી જીવની જાતો સકર્તા સર્જનહારથી થયેલી છે, તે બ્રહ્મથી જુદી નથી તથા અધિક ન્યૂન નથી. પણ તેમાંથી અનંતકોટિ પુરુષો આદરથી વિષ્ણુરૂપ થયા છે; અને જેઓ આદર ન કરી શક્યા તે જીવકોટિમાં રહ્યા છે.

**आदरे शक्ति स्वरूपथी देह धरे, त्रिगुण ते स्थकी काज मांही;**
**केहं कुवेर सहु आदर ते हवु, आदरसो बड़ी वस्त कार्हीं. ।।५।।**

આદ્યશક્તિ આદર કરીને પોતાના સ્વરૂપથી દેહ ધારણ કરે છે અને તેનાથી ત્રણ ગુણ ઉત્પન્ન થઈને કાજ રૂપે જગતમાં દેખાય છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ બધું આદરથી થયું છે. આદરથી કોઈ મોટી વસ્તુ નથી.

**साखी :-सावधान थई शुद्ध मने, अविगतसे रत लाय;**
**कबहुक गुरु कीरपा करे, देहे परमपद आय. ।।६।।**

શુદ્ધ મનથી સાવધ થઈને અવિગત એવા સકર્તા સત્‌કૈવલમાં રત લાવવી. આમ કરતાં કોઈ પ્રસંગે પરમગુરુની કૃપા થશે તો તે પરમ પદ પ્રાપ્ત કરાવી આપશે.

**आपापर मेरी मीटे, उपजे अनुग्ध ज्ञान;**
**फेरी मीलन म्न मोदना, जांन बूज अविलान. ।।७।।**

હું પણાની તાણાતાણ મટી જાય તો તેને ઉત્તમ પ્રકારની જ્ઞાનરૂપ સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે. એથી પતિને મળવાથી મનની ઉમેદ પૂરી પડી શકે છે અને સમજપૂર્વક વંદન કરી શકાય છે.

# બ્રહ્મમિલન આદરકો-અંગ-૩૯મું

आदरे धात पाषाणकी मूर्ति, सेवतां सेवतां देव जोइ;
आदरे ईक्षुक कौशनी होत है, आदरे भ्रोटनी बींग होइ. ॥१॥

ધાતુની વા પથ્થરની મૂર્તિમાં આદરપૂર્વક સેવા કરતાં દેવ દેખાય છે. આદર કરી કાશ (ઘાસ)ની શેરડી બનાવી છે તથા આદર કરી ભ્રોટંગડીની રીંગણી કરેલી છે.

आदरे काष्टथी होत हुताशन, आदरे तक्रपर तुप पावे;
आदरे भोमीनां भाजन नीपजे, लेइ भरे नीर मांही खांन खावे. ॥२॥

આદરથી લાકડા સાથે મંથન કરવાથી અગ્નિ પ્રકટ થાય છે. આદરથી છાશ ઉપર માખણ આવે છે. આદરથી કુંભાર વાસણો ઘડી શકે છે, કે જે વાસણમાં ખાવામાં આવે છે તેમ જ પાણી ભરવામાં આવે છે.

आदरे बाग वाडी बगीचा बने, वापीने कुप गोडे तलाइ;
अडसठ तीरथ आदरे तो करे, दुरथे सजन जै मेलाइ. ॥३॥

આદર કરનાર બાગ, વાડી, બગીચા, વાવ, કૂવા અને તળાવ વગેરે બનાવી શકે છે. વળી આદર કરનાર અડસઠ તીર્થ કરી શકે છે, તથા સજ્જન ગમે તેટલો દૂર હોય તો પણ આદર કરનાર જઈને મળી શકે છે.

खावतां आदर पीवतां आदर, आदरे हालने चाल होइ;
कामने काज सहु साज ते आदरे, आदरे उद्यम सरवे कोइ. ॥४॥

ખાવું, પીવું, હાલવું, ચાલવું, એ બધું આદરથી જ થાય છે. વળી કામકાજ આદિ સઘળી રકમોની પ્રાપ્તિ આદરથી થાય છે, તેમ જ સર્વ પ્રકારના ઉદ્યમ આદરવાથી થાય છે.

आदरे जक्तनो भक्त सहुको कहे, आदरे जीवनो शीव थावे;
केहं कुवेर ए आदर आगवो, निजपति परमसे जै मेलावे ॥५॥

આદરથી જગતમાં કોઈ જન ચેત્યો હોય તો સર્વ તેને ભક્ત કહે છે, આદર કરવાથી જીવનો શિવ થાય છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ આદર પોતાનો આગવો છે. જો ધારો તો એ વડે નિજ પરમ પતિને જઈ મળાય તેમ છે.

साखी :-हलण चलण जे जे रूची, सहु आदर ते होय;
ताते तुं आदर कर, प्रभु पद पावे सोय. ॥६॥

હાલવા ચાલવાથી લઈને જે જે રુચિઓ થાય છે તે તે તમામ આદરથી જ હોય છે. એટલા જ માટે તું આદર કર; તો પ્રભુ પદની પ્રાપ્તિ થશે.

आप रहित निजपतिनसे, द्वैत सहित चीत चाहाय;
भीन रह्या पण लीनसा, नीरख निरंतर ताय. ॥७॥

પોતાના અભિમાનથી રહિત થઈને દ્વૈતરૂપે રહી નિજપતિની ચિત્તથી ચાહના કર. આમ પતિથી ભિન્ન રહ્યા છતાં લીન જેવો હોઈ નિરંતર તેમને જ નીરખજે.



## આદર વિવ્યક્ત કરનકો-અંગ-૪૦મું



आदरो भेद कभेद सभेद जे, जे स्थकी जे पद शुद्ध पामे;
उत्तम आदरो ऊँच पदमी मले, मध्यम आदरो नीच खांमे. ॥१॥

આદરોના ત્રણ ભેદ છે. એક ઉત્તમ અને બીજો મધ્યમ તથા ત્રીજો કનિષ્ઠ આદર છે. ઉત્તમ આદરથી ઉચ્ચ પદવી મળે છે, અને મધ્યમ આદરથી નીચ ખાણના ઘાટોને પામે છે અને કનિષ્ઠ આદરથી સ્થાવર યોનીમાં જાય છે. આમ, જે આદરથી જે ઉત્પન્ન થાય છે તેને તે પામે છે.

आदर उपजे मनथी जेटला, तेटला घाटने ठाठ रीझे;
महेल मेडी अटारी झरुखा करे, संचवे द्रव्य के राज कीजे. ॥२॥

મન વડે જેટલા આદર ઉત્પન્ન થાય છે તેટલા મહેલ, મેડી, અટારી, ઝરૂખા વગેરે ઠાઠવાળા ઘાટથી મન રીઝે છે અને દ્રવ્યનો સંગ્રહ કરે કે રાજ્ય કરે એ બધો આદર પણ મનનો છે.

आदर होय अहंकारना अंगथी, अहंग थईने फरु जंग मांही,
जात्यने वरण आश्रमनुं उर धरी, आप बडाइमे आंन्य कांही. ॥३॥

જેટલા આદર અહંકાર રૂપ શરીરથી ઉત્પન્ન થાય તેનાથી અભિમાન ધારણ કરીને (લડાઈ કરી) જગતમાં ફરે છે અને જાતિ, વર્ણ અને આશ્રમનું અભિમાન ઉરમાં ધારણ કરી મારા સમાન બીજો કોઈ નથી એમ માને છે.

**आदर बुद्धथी साहदर सर्वको, जप तप साधन ध्यान कीजे;**
**आचरे कर्म सुधर्म शुची रहे, देह दमे इंद्रीको राज रीझे. ।।४।।**

બુદ્ધિથી ઉત્પન્ન થતા આદરથી જગત માત્રને સહોદર ગણી જપ, તપ, સાધન કરે અને ધ્યાન ધરે, તથા સત્કર્મ આચરે અને સુધર્મથી પવિત્ર રહે તેમ જ દેહને દમવાથી ઈન્દ્રિયોના રાજા (દરેક ઈન્દ્રિયોના જુદા જુદા દેવો) દેવતા રીઝે છે એટલે કે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.

**आदर सर्व ते श्रेष्ठ ते चीतनो, वित्तनो मीत थावाने इछे;**
**केहं कुवेर ए आदर चोधरा, पाज्ञ पामे नर सार प्रीछे. ।।५।।**

સર્વ આદરોથી શ્રેષ્ઠ આદર ચિત્તનો છે અને તે શરીરમાં રહેલા નિજ વિત્તની જાણ કરાવવાવાળો છે; અને તેનો (વિત્તનો) થવાની ઈચ્છાવાળો છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આમ આદર ચારે બાજુના છે, પણ તેનો પાર પામે તે જ નર સારને જાણી શકે છે.

**साखी :- हंस गति मत जेहनी, साहादर करे सनेह;**
**नीर तजी पीये खीरने, संत सह्यांना तेह. ।।६।।**

હંસ ગતિની મતિવાળા જે પુરુષો છે તે સાહાદરરૂપ બ્રહ્મનો સ્નેહ બાંધીને રહે છે. તેઓ જેમ હંસ પાણીને તજી ખીર પીએ છે તેમ વિકાર રૂપ સઘળાં તત્ત્વોને તજી ખીરરૂપ નિજાનંદનું પાન કરે છે અને તે જ મોટી ગતિના સંત છે.

**तत्त्वभेद त्राजे करी, सरी सराडे वस्त;**
**जुगजीवन पये पाइयुं, हलमल हस्तो हस्त. ।।७।।**

તત્ત્વોના ભેદને જાણી તેના ગુણદોષને ત્યાગ કરશો તો તમે સરાડે એટલે સીધા માર્ગે જઈ શકશો, એથી જગતના જીવનરૂપ પયરૂપે વિત્ત પ્રાપ્ત થશે; એથી જ અરસપરસ એકતારૂપે રહી શકશો.

## આદર અનુસૂત મોક્ષફલ ઉપજકો-અંગ-૪૧મું

**पेहेल परीयांण जे को करे चारुमे, वारुमे तरण रही भरण पोखे;**
**प्रेरक सर्व मली मत एकसु, उपजे जेहेनुं फल होय मोखे. ।।१।।**

ઉપર વર્ણવેલાં ચાર અંતઃકરણ પૈકી પ્રથમ જે અંતઃકરણ આદરનો પ્રારંભ કરવા

પ્રયાણ કરે તેમાં બાકીનાં ત્રણ પોષણ આપે છે અને પ્રથમ પ્રેરકમાં બીજાં બધાં મળીને એકમતરૂપે થાય છે, પણ ફળ પ્રાપ્ત થવાની બાબતમાં જે અંતઃકરણ મોખરે હોય તે અંતઃકરણના આદર પ્રમાણે ફળ મળે છે.

**प्रथम मन अहंमेव जो उपजे, तो चींत अहंकारा तांहा बुध जावे;**
**तेहनो वेष सरेस सराढवी, आढवी पेर सीर मन ठाहावे.॥२॥**

જો પ્રથમ મનનો અહમેવ ઊપજે તો મનના વેશને સરલતાપૂર્વક સીધામાર્ગે લઈ જવા આઢવી એટલે ભરવાડ જેમ ઘેટાંને ચારવા લઈ જાય છે તેમ ઈન્દ્રિયોરૂપી ઘેટાંને રખડવા લઈ જનાર ભરવાડ રૂપ મનને આગળ રાખીને બુદ્ધિ અહંકાર અને ચિત્ત ઠાવકાં થઈ તે મનની પાછળ જાય છે.

**आदर मोहोर अहंकारथी उपजे, तो भजे आदर तेज तेहेवो;**
**मन बुद्ध चित्त आवी वरते मही, उपजावे अति भेद भेहेवो. ॥३॥**

અહંકારથી આદર ઉત્પન્ન થાય તો તેનો ભજવાતો સઘળો પાઠ અહંકારરૂપ હોઈ તેની અંદર મન, બુદ્ધિ અને ચિત્ત આવીને મદદગાર તરીકે વર્તે છે અને ભેદબુદ્ધિવાળા કાર્યને પાર પાડે છે.

**नांहीतो आगल बुध्यथी उपजे, तो सजे आदर साज तेसो;**
**मन अहंकारने चित्त तामे मली, मेलवे जोग जेसेकु तेसो.॥४॥**

બુદ્ધિપૂર્વક ઉત્પન્ન થયેલો આદર જે કાર્ય કરવું હોય તે કાર્ય કરવા બુદ્ધિપૂર્વકનો જે સાજ સજે તેમાં બાકીનાં મન, અહંકાર અને ચિત્ત મળી જેનું જેવું કાર્ય હોય તેને તેવો યોગ મેળવી આપે છે.

**जो कदाचीकने चीतनी चाहना, होय मन बुध्य अहंकार आगे;**
**केहं कुवेर तीनु मीली तायमे, निजपति पद मही जैने पागे.॥५॥**

મન, બુદ્ધિ અને અહંકારથી પર આવેલા ચિત્તની ચાહના આદર કરવાની થાય તો મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ ત્રણે તેમાં મળી નિજપરમપતિના પદમાં પહોંચાડી દે છે.

**साखी :-आदरकी अनभे सबे, बहु विधि कही बताय;**
**जा पर सतगुरु की दया, तासु ए समजाय. ॥६॥**

આદર વિષેની નિર્ભય-વાતો ઘણા પ્રકારે કહી બતાવી છે પણ જેના ઉપર સદ્દગુરુ (પરમગુરુ)ની દયા થશે તે જ આ આદરનો વિષય સમજી શકશે.

**समजणकी समसा समी, रमी रले कोइ संत;**
**आपा पर अलगु वीत, संची भये सीमंत. ॥७॥**

સદ્‌ગુરુની સમજવાળી સમસ્યામાં સમાઈને કોઈક જ વિરલા સંત રમણ કરે છે. અહંપણાની દેહોસ્મિ આદિ કોઈ પણ અસ્મિમાં ન આવી શકે તેવું, અસ્મિથી અલગ આ મુદ્દારૂપ વિત્ત છે, તેનો સંચય કરીને સંતો શ્રીમંત થયા છે.

## આદર સાર સિદ્ધાન્તકો - અંગ-૪૨મું

**आदर जे थकी उपजे ते लखी, संत समजी शके जुक्त जेहेनी;**
**पेढनी आद्य लेइ साख्य जोतां सरे, ज्ञान दृष्टे फलदाय तेहेनी. ॥१॥**

જે અંતઃકરણોથી જે આદર ઉત્પન્ન થાય છે તેમના તે લક્ષની જે જુક્તિઓ છે તે સંત જ સમજી શકે છે. મન આદિ ચતુષ્ટ અંતઃકરણો સર્વ આદરોની મૂળ પેઢીઓ છે અને આદર શાખાઓરૂપ છે, જેનું ફળ તેના મૂળ પ્રમાણે જ મળે છે. આમ જ્ઞાનદષ્ટિએ જોતાં જે આદર જે અંતઃકરણનો છે તેનું ફળ તેના મૂળ અંતઃકરણના ગુણ પ્રમાણે જ પ્રાપ્ત થાય છે એમ નક્કી થાય છે.

**सार असार परकार सरवे लही, उदयेथी पदपाय सुधी;**
**एकथी एक अधिक नरणे करी, आचरीने भइ मोक्ष बुधी. ॥२॥**

જે આદર જેને માટે ઉત્પન્ન થાય તે આદરનું તે છેવટ પદ પામતાં સુધીનો સારાસાર સર્વ પ્રકારે જાણીને મન આદિથી લઈ ચિત્ત સુધીના એક બીજાથી અધિક આદરોનો નિર્ણય કરી, ચિત્તના શ્રેષ્ઠ આદરને આચરનાર મોક્ષ બુદ્ધિ પ્રાપ્ત કરે છે.

**लक्ष जथारथ जोइ परमारथ, आंन्य सवारथ सर्व टालु;**
**डाल कोलंभमे कुण ओलंभवे, मेदनी उपजनु मूल भालु. ॥३॥**

આ પ્રમાણે આદરનો યથાર્થ લક્ષ જોતાં ચારે પ્રકારના આદર જેના આધારે કરી શકાય છે તે પરમ અર્થરૂપ વિત્તને જાણવાથી આ ચારે અંતઃકરણોથી ઉત્પન્ન થયેલા ફળવાળા સ્વાર્થરૂપ આદરને છોડી દીધો. આ ચૌદલોકરૂપ જગત જે મૂળમાંથી ઉત્પન્ન થયું છે તેનું મૂળ કારણ ચિદ્દ છે તે ચિદ્દનો ભાસ ચારે અંતઃકરણોમાં આવવાથી તે ગતિમાન થઈ ક્રિયા કરે છે. આમ આ ક્રિયાનું છેવટ કારણ ચિદ્દ છે. તે ચિદ્દ અંશની ભૂમિકા છે. આ ભૂમિકા જેને હાથ લાગે તે અંતઃકરણ આદિ કુમળી કુમળી ડાળીઓ પકડીને શું કરવા બેસી રહે ?

**तांहां मली आप समाप सर्वे थई, निध्य उभु रही शुद्ध बोले;**
**अहंमम अंश निजवंश करतारनो, सारनो सार अनुभव सचोले.।।४।।**

ઉપર જણાવેલી ભૂમિકામાં જઈને મળતાં અંતઃકરણની સઘળી અસ્મિઓ સમાપ્ત થઈ જાય છે, અને નિધિરૂપ શુદ્ધ બ્રહ્મમાં અહંગરૂપ શુદ્ધ શરીર વડે શુદ્ધ સ્વરૂપાકારે ઊભો રહીને, હું એક નિજકર્તાનો અંશ હોઈ વંશ પણ તેમનો જ છું અને ચારે અંતઃકરણોનો જે સાર, તેમ જ તેના સારરૂપ જે અનુભવ તે રૂપ શુદ્ધ શરીરમાં હું રહેલો છું એમ બોલે છે.

**आतमा लक्षनो पक्ष जोतां असु, तांहां कशुं कारण आंन्य केहेवा;**
**केथी केहेने कहे ठेठ ठावुं लहे, एको हंग व्यापीतंग देवीदेवा.।।५।।**

આ પ્રમાણે આત્મલક્ષરૂપ ઓહંગમાં મૂળ પક્ષ તપાસી જોતાં સોહંગ બ્રહ્મ છે. આ અદ્વૈત ઘરમાં બીજું કહેવાને કંઈ કારણ રહેતું જ નથી. કારણ કે એકોહંગ એટલે સોહંગ બ્રહ્મ દેવી-દેવતા આદિ સર્વ જગતમાં વ્યાપક છે. આમ ઠેઠ જેમ છે તેમ જાણ્યા પછી કોણ કોને કહે કે 'હું કેવો છું ?'

**सांम्रथ भेद सुर देवदेवी बहु, ए सहु मुजथी चीन माहारु;**
**केहं कुवेर मम कैवल कारण थकी, आ रण में रच्युं विश्व सारु ।।६।।**

દેવતાઈ સમૃદ્ધિના ભેદે કરીને એટલે કે ભિન્ન ભિન્ન ઘાટોમાં પોષાયેલી ઓછીવત્તી વિભૂતિને લીધે દેવી દેવતા આદિ અનંત ભિન્ન-ભિન્ન પ્રકાર દેખાય છે. આ બધું ચિહ્ન (ભાસ) મારું હોઈ મારાથી જ છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે મારા કેવલ કર્તાનો હું (પરમવિશેષ) અંશરૂપ મૂળ કારણથી આ જન્મમરણના ઋણવાળું વિધવિધ પ્રકારના રૂપરંગવાળું ચૌદલોકરૂપ વિશ્વ મેં રચ્યું છે.

**साखी :- चहीतनता चीदनी मध्ये, तेहेनी ए निरवाण;**
**घाट रहित स्वे आतमा, ते करता हुं जाण. ।।७।।**

સકર્તા પતિ કેવલની દિવ્ય બાજ દૃષ્ટિના પ્રકાશ મધ્યે નિજ કર્તાની સર્વજ્ઞ મહદ સજાણ જાણ અંતરવૃત્તિનો જે ભાસ પડતા ચિદાનંદ સોહંગ બ્રહ્મનો ઉદય થયો તે સર્વ ઘાટના જીવન રૂપે છે. અને સર્વવ્યાપક હોઈ તે વ્યાપક અમલના અમલી ચકવે પતિ મહદ સજાણ સ્વરૂપે મહાન સમર્થ પરમગુરુ ભગવાન કરુણાસાગર પોતે છે અને તે જ સૃષ્ટિના સાચા સર્જનહાર છે.

**विश्व सकल वैकुंठ लगे, जीव तमोय जजंच;**
**पेखंतां कैवल पखे, म्हें करता ते रंच. ॥८॥**

જગતમાત્ર વિષ્ણુ આદિ દેવતાઓને ભજે છે અને વૈકુંઠ સુધી પહોંચ્યું છે, પણ કૈવલકર્તાની સાથે સરખાવતાં કહેવડાવનાર કર્તાઓ કૈવલકર્તાની રંચ માત્ર છે.

##  વિશ્વકર્તા નિયંતાયકો-અંગ-૪૩મું 

**कहुं अनुसार परकार दृष्टांतशें, शुद्ध सिद्धान्त समजाय एहेवुं;**
**जे विधे विश्व विलास सहु में रच्युं, ते सच्युं जेम जणाय तेहेवुं. ॥१॥**

મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હે અંશ જે પ્રમાણે મારાથી આ સમસ્ત જગત રચાયું છે તે જેમ છે, તેમ સત્ય રૂપે જણાઈ શુદ્ધ સિદ્ધાન્ત સમજાય એટલા માટે તેને અનુસરીને દૃષ્ટાન્ત આપી કહું છું.

**जेम गीरी लोहनो तेजथी होत हे, सांणसी हेरण्य ने हथेरी;**
**घाट अनेक घडाय बहु ते थकी, सोज लावी परवत केरी. ॥२॥**

જેમ કોઈ એક મહાન લોખંડનો પર્વત હોય અને તેમાંથી લોઢાનાં હથિયારોરૂપ એરણ, હથોડી અને સાણસી બનાવ્યાં હોય તો આજ હથિયારો વડે આ મહાન લોઢાના પર્વતમાંના લક્ષાવધિ દાગીનાઓ સદરહુ હથિયારો વડે ઘડી શકાય છે; અર્થાત્ જેનાથી જે ઉત્પન્ન થાય છે તે જ તેનો અંત લાવી અંતે તેમાં જ તે સમાઈ જાય છે. આ પર્વત અદ્વૈતરૂપે એક હતો પણ ઉપરના એરણ, હથોડી અને સાણસી વડે અનેક પ્રકારના દાગીના રૂપ ઘાટો ઘડાયા છે, એથી ઉપાધિ વા બીજા દ્વૈત રૂપે દેખાય છે પણ એકંદરે સઘળા દાગીનાઓનું છેવટ પરિણામ થતાં માત્ર લોહરૂપ પર્વત જ રહે છે. તેવી જ રીતે.

**तेम कैवल नग इछ्ते हवीतव, सोहं ॐकार एरण्य हथोडी;**
**गुण संजुक्त प्रक्रत ग्रही सांणसी, अनुभवकर मम रचीत पेहेढी. ॥३॥**

ઉપરના દૃષ્ટાંત મુજબ સકર્તા સત્‌કૈવલની પરમ શ્રેષ્ઠ શુદ્ધ ઇચ્છા વડે નગ એટલે લોહ ગિરિરૂપ પરબ્રહ્મ જાણવું, આ પરબ્રહ્મમાંથી હથોડીરૂપ સોહંગ જાણવો, અને એરણરૂપ ઓહંગ જાણવો, તેમ જ ગુણ પ્રકૃતિ યુક્ત સાણસી જાણવી. આ ત્રણ રકમો વડે સદર નિર્વાણરૂપે રહેલા પરબ્રહ્મમાંથી જ આ સઘળા ચૌદલોકના ઘાટો ઘડાયા છે. આ ઓહંગ સોહંગ અને પ્રકૃતિ એ ત્રણ સાધનો મહદ્ નિજ ચૈતન્ય અંશના હથિયારો છે, અને આ વડે જેનો પાર ના પામી શકાય એટલા ઘાટો રચાયા છે; આ રચનાત્મક

વસ્તુસ્થિતિની ગોઠવણી મારા નિજ અનુભવ રૂપ હાથે કરીને ઘડું છું. આ ઘટના કેવી રીતે ઓળખાય અને ક્યારે ઓળખાય તેવી છે ? તે આ ગ્રંથનો સંપૂર્ણ અનુભવ કોઈ મહાન અંતરદશાના અનુભવી વક્તા પાસે આ છેલ્લા લક્ષનો અનુભવ લક્ષમાં લે ત્યારે જ સમજી શકાય તેવું છે. એથી જ આ અંગમાં આ સઘળું મેં રચ્યું છે એ અર્થના ખુલાસા નો સાક્ષાત્કાર થશે. જ્યાં સુધી આ ન બને તથા મહદ્ અનુભવીનો સહેવાસ ન થાય ત્યાં સુધી હું કર્તા છું એ અર્થને સમજવો મુશ્કેલ છે.

**अनंत ब्रह्मांडनी बीच सरजुसद, लोक चहु ओरनी जीव जोनी;**
**अंत विनु अनंत समोह तनुं सरजीत, सोज कैवल नगइछसोनी. ॥४॥**

કેવલકર્તાએ અનંતબ્રહ્માંડોની વચ્ચે રહીને ચૌદલોકના જીવની યોનિ સર્જેલી છે. સોની જેમ પોતાની ઇચ્છા પ્રમાણે ઘાટ ઘડે છે તેમ નિજ કૈવલકર્તાની પોતાની ઇચ્છાથી અંત ન લાવી શકાય એવાં અનંત શરીરોનો સમૂહરૂપ સાજ (સામગ્રી) પર્વતરૂપ બ્રહ્મમાંથી સર્જાયેલો છે.

**लोहागिरि राछ कल करन कांइ द्वे नहि, कैवल इच्छ सोहंग श्वासा;**
**केहं कुवेर थई कारण कारजा, म्हें उपजाव्युं विश्व विलासा. ॥५॥**

લોહ ગિરિરૂપ બ્રહ્મમાંથી કળરૂપ જે સાજ રકમો ઉત્પન્ન થઈ તેનો કરનાર બીજો નથી, પણ સોહંગ શ્વાસમાં કૈવલની ઇચ્છાના ભેદે કરીને ઉત્પન્ન થયેલી દેખાય છે. મહાન સમર્થકુવેર સ્વામીજી કહે છે કે તે કારણથી કારજ થઈ કાર્યરૂપ જગત મારાથી જ ઉત્પન્ન થઈ વિલસેલું છે.

**साखी-चौद भोवन गौलोक ल्यौ, तेहेनो मे करतार;**
**सस्वरूप स्वे उचरे, निध्यमे रही निरधार. ॥६॥**

ગૌલોકની આદ્ય લઈ ચૌદભુવનો (કૈવલ કર્તાની ઇચ્છારૂપ પરમગુરુ પોતે) મારાથી એટલે મહદ્ ચૈતન્ય અંશથી થયેલાં છે અને હું પોતે શુદ્ધ સ્વરૂપે મહાનિધિરૂપ બ્રહ્મમાં રહી આ જાણનો ઉચ્ચાર કરું છું.

**अकल अंश जुगमे मम, कैवल घननो ओज;**
**एक अनेके हीलमील, मुगता रमु मनोज. ॥७॥**

કૈવલ સઘનરૂપે હોઈ કળી ન શકાય એવો હું આ જગતમાં તેના ઓજસરૂપે છું. તેવા અનેક અંશોની સાથે હળીમળી સોહંગરૂપે રમણ કરું છું.

##  ભવ ઉતપંન કારણ દેખાવનકો-અંગ-૪૪મું 

**कारण कारजा काज धेकारण, ते थकी उतपत्य सरव होइ;**
**कैवल कारण ते परापार है, सच्चिदानंदनो कंद सोइ.॥१॥**

કારણ, ધેકારણ, કારજ અને કાજ આ ચાર વડે જગત માત્રની ઉત્પત્તિ થાય છે. કેવલ રૂપ કારણ તે પરાપાર હોઈ સચ્ચિદાનંદના કંદરૂપે છે.

**ब्रह्म द्येकारण ते अनुधारण, जोति स्वरूप कारण कांइ;**
**कारजा शक्ति स्वरूप तेथी हवी, त्रिगुण ते थकी काज मांही.॥२॥**

ધેકારણરૂપ બ્રહ્મથી કારણરૂપ જ્યોતિસ્વરૂપ અને તે જ્યોતિસ્વરૂપ અને કારજરૂપ શક્તિનો પરસ્પર સમવાય એટલે સંબંધ થવાથી કાજરૂપ ત્રણ ગુણ થયા.

**अंत परले मले परम नेति पद, उपजे तो पुनी तदीप तांहांथी;**
**तेज कैवल कारण पद परमघी, अंश उपजांण वीत सरव जांहांथी.॥३॥**

આ બધાઓ છેવટ પ્રલય વખતે તે પરમનેતિ પદરૂપ બ્રહ્મમાં મળી જાય છે અને ફરી ઉત્પન્ન થાય તો તેમાંથી જ થાય છે. આ બધું કરનાર પરમ ધ્યેયરૂપ બ્રહ્મના કારણરૂપ કૈવલકર્તા હોઈ તેમાંથી જ થયેલા છે. અર્થાત્ ગુણનો આધાર પ્રકૃતિ છે અને પ્રકૃતિના આધારરૂપ પુરુષ છે. તે પુરુષ (જ્યોતિ)ના આધારરૂપ બ્રહ્મ છે. આ બ્રહ્મ પરમ મહદ્‌રૂપે હોઈ સર્વલોકની ઉત્પત્તિના ક્ષેત્રરૂપે છે, અને તે જ બ્રહ્મ સર્વલોકોના ધ્યેયરૂપ છે. તે ધ્યેયરૂપ બ્રહ્મને ધારણ કરનાર પરમ સકર્તા સત્‌કૈવલ છે. સર્વલોકનો અંત પ્રલય બ્રહ્મમાં થાય ત્યારે તે સકર્તાની ઉપજણ અને સર્વ લોકમાં વસતાં અંશો બ્રહ્મમાં મળી જતા નથી પણ સકર્તાના નિજ સ્વરૂપમાં સમાઈ જાય છે.

**ब्रह्म छे जे वडे तेथी ना को बडे, आप केथी भयो ना उद्योत;**
**नयंतानो अंत स्वांमीत सहुनो पति, इश्वराधीशनो धीश पोते.॥४॥**

જેના વડે બ્રહ્મ છે તે કૈવલકર્તાથી કોઈ મોટો નથી. કારણ કે તેઓ સ્વયં સર્વજ્ઞ પ્રકાશક હોઈ બીજા કોઈની પણ સત્તા તેમના ઉપર નથી. જગતને નિયમમાં રાખવા ઈશ્વરોના જે અવતારો થયા છે તે તમામનો અંત હોઈ તે સર્વના સ્વામીરૂપે નિજપતિ સકર્તા એકલા જ છે અને તે સકર્તા પતિ ઈશ્વરોના ઈશ્વરરૂપ જે બ્રહ્મ તેના પણ સ્વામી છે.

**कारण कारजा काज धेकारण, ए चहु अंतसकरण जाकु;**
**केहं कुवेर अपार अपारं गत, शुं वरणव करुं में ताकु.॥५॥**

કારણ, કારજ, કાજ અને ધેકારણ, એ ચાર અંતઃકરણો સકર્તા પતિ દ્વારા ઉદ્‌ભવે છે તે કેવલ કર્તાની પારાવાર ગતિનું, મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે શું વર્ણન કરી શકું ?

**साखी :-जांहां करता दुतीयो नहि, अविगत वस्त अकेल;**
**ज्यौं आदित उद्योतमे, उरगण सरव समेल.॥६॥**

સકર્તા સત્‌કેવલ એકલમલ હોઈ અવિગત સ્વરૂપે રહેલા છે, ત્યાં બીજા કોઈ કર્તા નથી. જેમ સૂર્ય ઉદય થતાં તારાઓનું તેજ નષ્ટ થવા ઉપરાંત સૂર્ય એકલો જ પોતે પ્રકાશરૂપે રહે છે, તેવી જ રીતે સકર્તા સત્‌કેવલ એકલમલ હોઈ અવિગત સ્વરૂપે રહેલા છે ત્યાં બીજા કોઈ કર્તા નથી.

**ज्यौं तरुवर तुचातन, त्यौं कैवलने इच्छ;**
**तुचा ते तरु पलवंन, इच्छे अखील भवीछ. ॥७॥**

જેમ વૃક્ષની ચામડીરૂપ ત્વચા વડે રસકસને ખેંચી લઈ વૃક્ષને વૃદ્ધિરૂપે ખીલવે છે, તેવી જ રીતે એટલે કે વૃક્ષની ત્વચારૂપ કૈવલ કર્તાની ઈચ્છા હોઈ તે અખિલ બ્રહ્માંડને ઉત્પન્ન કરે છે.

## નિધિ અંતસકરણ દેખાવનકો-અંગ-૪૫મું

(આ ગ્રંથનાં પાછળનાં અંગોમાં વખતોવખત બ્રહ્મ વિષે જે વર્ણન કરવામાં આવેલું છે, તે બ્રહ્મ, અત્યાર સુધીના લક્ષાવધિ વિદ્વાનોએ આ સમસ્ત જગતનું છેવટનું નિવાસસ્થાન છે અને તે કર્તા-ભોક્તાથી રહિત નિર્લેપ, નિરાલંબ હોઈ અનંત, પારાવાર, અખંડ, સદોદિત, નિત્યપદ છે એમ કહેલું છે. અને તેની સાબિતી માટે વેદાન્તના અનેક ગ્રંથો રચાયા છે, એથી જ આખી દુનિયા બ્રહ્મ અકર્તા રૂપ છે એમ માની, જગત પણ બ્રહ્મરૂપ છે એટલે કે બ્રહ્મથી જુદું નથી એમ માને છે. માત્ર ભ્રાન્તિને લીધે અવિદ્યા ઉત્પન્ન થઈ, એથી જ બ્રહ્મ અનંતરૂપે જુદા જુદા પ્રકારનું ભાસે છે. આમ નથી છતાં ભાસ થાય તેનું નામ અવિદ્યા.

આ અવિદ્યાએ આખા જગતને ભ્રાન્તિ વશ કરેલું છે, પણ વસ્તુતાએ 'બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા' એ વિષયનો સંપૂર્ણ ખુલાસો બ્રહ્મની અંતરદશામાં જનારાઓ કરી

શકે છે. જેઓ ઉપલકયા દૃષ્ટિથી જોનારાઓ છે તે બ્રહ્મના ખરા રહસ્યને જાણી કે જોઈ શકતા નથી. આમ અત્યાર સુધીના વિદ્વાનો કહેતા આવેલા છે. આ વિષયમાં સમર્થ સર્વશિર શ્રેષ્ઠ પરમ વિશેષ પરમગુરુ કહે છે કે ભિન્નતા એટલી જ છે કે જે બ્રહ્મને અકર્તા એટલે ત્રણે કાળમાં જેમાં કર્તવ્ય નથી એટલે કે સંકલ્પ રહિત બ્રહ્મ અકર્તારૂપે રહેલું છે, એમ વિદ્વાનોએ માનેલું છે, તે જ અકર્તા બ્રહ્મમાં કર્તવ્ય શક્તિ છે અને એનાથી જ આ સઘળા લોકોની ઉત્પત્તિ થયેલી છે અને થાય છે, એ વિષય માટે આ ગ્રંથ તૈયાર કરવામાં આવેલો છે. તેનું સૂક્ષ્મમાં અતિ સૂક્ષ્મ દૃષ્ટિ નાખી જોનારાઓ વિચારપૂર્વક અવલોકન કરી શકશે. આ વિષે ઘણો જ ખુલાસો સ્પષ્ટ કરવા જતાં પ્રકરણનો વિષય વધી જાય છે અને પરમગુરુનો કહેવાનો આશય રહી જાય છે; એટલે આ ગ્રંથની અનુસંધાનવાળી ચોપાઈઓ ઉપર લક્ષ્યબિંદુ રાખીને વિચારશ્રેણી ચલાવશે તો ઉત્તરોત્તર એક અંગથી બીજું અંગ શરૂ થતાં દરમિયાન વિષય તૂટ્યો નથી, તે અને તેની સાથે કહેવાનો ભાવ જરૂર સહેલાઈથી સમજી શકશે. એટલે અકર્તા બ્રહ્મ, એ વ્યાખ્યા દુરસ્ત નથી; એ જ પદ દૃઢ નિશ્ચયાત્મક કરાવવા કારણ, કારજા, ધેકારણ અને કાજ આ ચારેનો ખુલાસો શરૂ થતા અંગમાં અંતઃકરણરૂપે પરમગુરુ કહે છે. આ અંતઃકરણનું નામ નિધિ અંતઃકરણ આપેલું છે એટલે જેમ સમુદ્રનો અંત લાવી શકાય નહિ તેમ આ ચારે અંતઃકરણ નિધિરૂપ સમુદ્રના જેવા અનંત રહેલાં છે અને બ્રહ્મમાં તેમનું સ્થાન છે. તેથી બ્રહ્મમાં કર્તવ્યશક્તિ દેખાય છે. અંતઃકરણોનો સંચાલક પરમવિશેષ અંશ છે અને તેનાથી જ એ વિસ્તાર પામ્યાં છે.)

**अंतसकरण परकरण विचरण, जे स्थकी सफुणता होय जेहेनी;**
**ब्रह्म अनाद्यनी आद्य लेइने कहु, सुभग संजुक्त उपहास तेहेनी.॥१॥**

સમષ્ટિ અંતઃકરણો (કારણ, કારજ, કાજ અને ધેકારણ)નું જે જે પ્રમાણે વિચરણ થાય છે તે તે પ્રમાણે સ્થાવર જંગમથી લઈને દેવ, દાનવ, માનવ તથા શિવ, બ્રહ્મા અને વિષ્ણુ તેમ જ પુરુષ, પ્રકૃતિ અને છેવટે આવેલા બ્રહ્મ સુધીથી લઈને સઘળા પરિવર્તનની હકીકત જે તે અંતઃકરણથી થયેલી છે તે તે પ્રમાણે કહું છું. શુભગ એટલે અંતઃકરણો, એ જ ચૌદલોકરૂપ ઉત્પત્તિની મૂળ ખાણો છે અને તે એકબીજાથી સંયુક્ત એટલે જોડાણવાળાં હોઈ તેનાથી જ અસંખ્ય લોકનો હાસ્યવિનોદ પ્રસરી રહેલો છે.

**कैवलनुं चित्त चिदवत ब्रह्म जे, ब्रह्म स्फुरण अहंकार ज्योति;**
**जोत्य परकाश उपास शक्ति बुद्ध, शक्ति सभाव मन त्रिगुण पोती.॥२॥**

(આ ચોપાઈની શરૂઆતમાં વધુ ખુલાસા માટે પંચમ શ્વસમ વેદના અંગ પાંચમામાં

સકર્તા સત્‌કૈવલથી જગતની ઉત્પત્તિ વિષે જે ખુલાસો પરમગુરુ શ્રી ભગવાન કરુણાસાગરે આપેલો છે તે અત્રે મૂકવામાં આવ્યો છે. આદિ અનાદિના સકર્તા સત્‌કૈવલ પારાવાર શૂન્યને વિષે એક અદ્વૈત, અખંડ, અમર, પોતે એકાગ્ર દ્વૈત ઉપજણ ભાવ વિનાના બિરાજમાન અભિરામ કરીને (શુદ્ધ અદ્વૈત આનંદ મૂળસ્વરૂપે) હતા. તે કૈવલ કર્તાને પ્રથમ ઉપજણ ઊપજી. જેમ કોઈ પુરુષ નિદ્રામાંથી અચાનક કારણ સિવાય જાગ્રત થાય છે તેવી જ રીતે સકર્તા સત્‌કૈવલને આ ફેરા ઉપજણ ઊપજી આવેલી છે. તેના પહેલાં કર્તાએ અલૌકિક ઉપજણ તથા શુદ્ધ સંકલ્પ વડે કેટલાક કાળ સુધી પહોંચી શકે એવી સૃષ્ટિ કરેલી તેનો સંહાર (નાશ) કરીને તથા ઉપજણ સંકલ્પ સમેત લીન કરીને પોતે અભિન્ન ગતિરૂપ એકાએકી અદ્વૈતપણે અભિરામ અસંખ્યકાળ લેતા હતા. જેમ કોઈ નર પોતાનાં હથિયાર મૂકીને નિશ્ચિતપણે આરામ કરે છે તે જ નર પોતાની મેળે જાગ્રત થાય છે, તેમ સકર્તા સત્‌કૈવલને અચાનક ઉપજણ ઊપજી આવી. તે ઉપજણરૂપ જાગ્રત થયા અને ઉપજણને સંકલ્પ કહેવાય નહિ. સંકલ્પનું રૂપ તો હજી હવે થશે. હવે સકર્તા સત્ કૈવલને જે ઉપજણ ઊપજી આવી તે ઉપજણને પોતે જાણી કે આ મને અચાનક થયું છે તે ઉપજણને જાણવા પોતાના નિજસ્વરૂપથી સુજાણ જાણની સ્ફુરણા થઈ ત્યારે તેમણે તે ઉપજણને સુજાણ જાણરૂપ નેત્રથી જોઈ; તેને સકર્તા સત્‌કૈવલની બાહ્યદૃષ્ટિ જાણવી. તે બાહ્યદૃષ્ટિને વિષે તેમણે હેતુ ધારણ કર્યો. તે હેતુ બે પ્રકારનો, એક અંતર અને બીજો બાહ્ય જાણવો. એટલે કે એક અંતરવૃત્તિ અને બીજી બાહ્યવૃત્તિ. આ વડે અનંત અલૌકિક અવ્યક્ત તત્ત્વો ઉત્પન્ન થયાં તે બધાં તત્ત્વોને જોઈને ધારણા ઊપજી, તે ધારણા તે જ સકર્તા સત્‌કૈવલનું શુદ્ધ અભિમાન જાણવું. તે અભિમાન વડે સર્વ ઉત્પન્ન થયેલાં તત્ત્વોનો નિર્ણય કરીને જોવું તેનું નામ સકર્તા સત્‌કૈવલનો અકળ વિચાર જાણવો. તેમાં જોવા તથા જાણવાપણું એ રૂપ આરત જાણવી, આ પ્રકારે ઉપજણ ઊપજેલી છે. આ ઉપજણની જ્યારે સ્ફુરણા થઈ ત્યારે પોતાની મહદ સુજાણજાણે કરીને વિચાર કરતા હતા. જે આપણે એકાએકી અમસ્તા કેમ બેસી રહ્યા છીએ કંઈક કર્યું હોય તો સારું એવી ઈચ્છા થઈ, ત્યારે તેમને તે વિષે તેમાં ભાવના ઉત્પન્ન થઈ તે રૂપ સકર્તા સત્કૈવલે શુદ્ધ સંકલ્પ ઉત્પન્ન કર્યો છે એમ જાણવું. આ સંકલ્પને પોતે મહદ સુજાણજાણ વડે જાણીને અતિ વિશેષ અભિમાન ધારણ કરી, એક હું અદ્વૈત છું, જે ધારીશ તે કરી શકીશ, એવો સંકલ્પ ખુદ માલિકને જ્યારે થયો, ત્યારે પોતાની મહદ્ સુજાણજાણ દૃષ્ટિથી પોતાના દિવ્ય શરીર ઉપર જોવાને ભાવના કરી. તેમનું દિવ્ય શરીર એટલે તેમનો પોતાનો પરમ પ્રકાશ. તે પરમ પ્રકાશરૂપ આદિઅંગની જ્યાં સુધી ક્રાંતિ વ્યાપક છે ત્યાં સુધી મહદ્ સુજાણ જાણ વડે જોયું, જે આપણો પ્રકાશ પણ ઘણો જ

છે. એવું જોઈને ભાવના થઈ તેનું જ નામ પ્રકાશ બ્રહ્મવૃત્તિ, જે નિજ સકર્તા સત્‌કૈવલની પ્રકાશ બ્રહ્મવૃત્તિ જાણવી. તેમની મહદ્ સુજાણજાણની દૃષ્ટિરૂપ ભાવના પ્રકાશ બ્રહ્મને વિષે સમશક્તિરૂપે વ્યાપક થઈ છે. જેમ સૂર્ય જે એક દેશમાં રહેલો છે તેના પોતાના ભાસરૂપ પ્રકાશમાં શીતોષ્ણવૃષ્ટિ તથા કામકાજ તેના ગુણ વડે થયા જાય છે, તેવી જ રીતે સકર્તા સત્‌કૈવલનો પરમપ્રકાશ તે મહદ્ બ્રહ્મ, જેને અકર્તારૂપે શ્રુતિએ પ્રતિપાદન કરેલું છે, તેનામાં એકદેશીપણું તથા કર્તાપણું નથી. વળી તે બ્રહ્મ મહદ્આકાશને વિષે આકૃતિ વિનાનું છે, તે સહેજાસહેજ જેમ છે તેમ પ્રકાશરૂપે રહેલું છે. એ બ્રહ્મમાં સકર્તા સત્‌કૈવલે પોતાની અલૌકિક બાહ્ય દૃષ્ટિ વડે જોયું, ત્યારે તે બ્રહ્મને વિષે જેમ સૂર્યના પ્રકાશમાં તેનો ગુણ વ્યાપકરૂપે વાદળ આદિ આકૃતિવાળો જણાય છે, તેવી જ રીતે પ્રકાશ બ્રહ્મને વિષે કર્તાની સત્તા સમશક્તિરૂપે વ્યાપક થઈને ચૌદલોકરૂપ જગતની આકૃતિ બંધાયેલી છે.)

જે બ્રહ્મ કૈવલકર્તાની સમશક્તિરૂપ સત્તા પામીને હિરણ્યગર્ભરૂપ થયું છે તેમાં કૈવલ કર્તાનું ચૈતન્યરૂપ જે ચિત્ત તે ચિત્તની સત્તા પામવાથી બ્રહ્મમાં સ્ફુરણા સ્ફુરી. એથી જ્યોતિરૂપે અહંકાર ઉત્પન્ન થયો. તે અહંકારરૂપ જ્યોતિના પ્રકાશમાંથી બુદ્ધિરૂપે શક્તિ ઉત્પન્ન થઈ તથા મન તે શક્તિના સ્વભાવરૂપ હોઈ ત્રણે ગુણોના પોત (વિત્ત) રૂપે રહેલું છે. અર્થાત્ ત્રણે ગુણોના આધારરૂપે શક્તિ છે અને તેના સ્વભાવરૂપ મન છે. આ બધાંએ અંતઃકરણ એકબીજાથી સ્વભાવે જુદાં દેખાય છે.

**शब्द स्पर्श रूप रसने गंधजे, पंच ए मंनथी प्रगट जोइ;**
**इंद्रि एकादश बुद्धथी होतहे, सहित प्रक्रत सेहेव्रत होइ. ।।३।।**

ચારે અંતઃકરણોના પેટા વિભાગમાં મન અંતઃકરણથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચે તત્ત્વો દેખાઈ આવે છે. વિધવિધ પ્રકારના ઘાટ ઘડનાર એવું જે બુદ્ધિ અંતઃકરણ તે દશ પ્રકારની ઈન્દ્રિયો તથા મન ઉપર પોતાનો અધિકાર જમાવીને રહેલું છે. તે બુદ્ધિ પ્રકૃતિના સંબંધવાળી હોઈ પ્રકૃતિ તત્ત્વ મુજબ જ પરિવર્તન રાખે છે.

**अंतसकरण चारु अहंकारथी, सारथी पंड रथ प्रथक पाखे;**
**चितनी चेतना सर्व अंगे मळी, चलवली चाह्य तन जाग्र स्वाके.।।४।।**

બોતેર તત્ત્વોના સમુદાયથી તૈયાર થયેલું આ શરીર તે રથ રૂપે હોઈ અંશને બેસવાની જગ્યા છે અને તેની સત્તા પામીને આ શરીર રૂપ રથ ગમન કરે છે. આ શરીરરૂપ રથથી સારથિ રૂપ અંશ જુદો છે. આ પ્રકારના ચારે અંતઃકરણવાળું શરીર અંશના શુદ્ધ અહંકારથી તોળાઈ રહેલું છે. તેમાં ચિત્તરૂપ ચૈતન્યતા સર્વ શરીરરૂપ અંગમાં

વ્યાપકરૂપે મળી જઈને રહેલી છે. એથી જ ઈન્દ્રિયો અંતઃકરણવાળું શરીર ચળવળયુક્ત ચેષ્ટા કરતું જાગ્રતરૂપે દેખાય છે; તે તો પણ પોતે અંશ જાગ્રસ્વાકે એટલે શરીરરૂપ રથ ઉપર સવાર તરીકે જાગ્રત રહેલો છે જે કદી પોતાની નિજ ચૈતન્યતાને ભૂલી જતો નથી.

**अंतस एही कैवल चैतननां, आंन्यना मनन कोउ न जानो;**
**केहं कुवेर आ विश्व वस्तरवत, तेहेनो सरव ताणो ने वाणो. ॥५॥**

સકર્તા સત્‌કૈવલથી ઉત્પન્ન થયેલા મહદ્દ ચૈતન્ય રૂપ અંશનાં આ ચાર અંતઃકરણો છે, બીજા કોઈનાં નથી. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ ચૌદ લોકરૂપ વિશ્વ વસ્ત્રની મફક અંતઃકરણોના વાણા તાણાથી ગૂંથાયેલું હોઈ આ સઘળો વાણોતાણો મહદ્દ ચૈતન્ય અંશની સત્તા પામીને રહેલો છે.

**साखी :-जेसे तरीया तुपकी, ग्रथ सज्यो शणगार;**
**नीख शिख सरवे तुपहे, दीसत द्वैत आकार. ॥६॥**

જેમ એક સ્ત્રી જે ઘીની બનાવેલી હોય અને તેના અંગ ઉપર વસ્ત્ર તથા દાગીના વગેરેનો શણગાર તે પણ ઘીનો બનાવી પહેરાવેલો હોય એથી નખશિખ પર્યંતનું તે સર્વ શરીર ઘી રૂપ દેખાય છે, પણ ઘાટે કરીને દાગીના તથા વસ્ત્રો આદિ જુદા પ્રકારનાં દેખાય છે; તેવી જ રીતે બ્રહ્મરૂપ ઘીમાં કૈવલ કર્તાના મહદ્દ ચૈતન અંશની સત્તા મળવાથી ઈન્દ્રિયો અંતઃકરણ આદિ ઘાટે કરીને ભિન્ન દેખાય છે પણ વસ્તુસ્થિતિનો છેવટ વિચાર કરતાં નિજ કૈવલકર્તાના મહદ્દ ચૈતન્ય અંશ સિવાય બીજું કંઈ છે જ નહિ.

**पंचीकरण परोक्षनु, प्रत्यक्ष कहुं पोकार;**
**समजी स्वे रहेवुं सदा, आपनुं आप निहार. ॥७॥**

અત્યાર સુધીમાં જે જે પંચીકરણો રચાયેલાં છે તે તમામમાં પરોક્ષ અને અનુમાનવાળી વાતો લખેલી છે, પણ આ પ્રમાણે હું આ પ્રત્યક્ષ પંચીકરણ બતાવું છું; માટે હે અંશો ! તે સમજી સદા સદોદિત આપનું આપ નિહાળીને હંમેશાં સ્વસ્વરૂપે રહેજો.

##  વિશ્વ લીન-કરનકો-અંગ-૪૬મું 

**मनलये होय तो पंच अलुप्तही,अवन्य अप तेज आकाश पवनां;**
**देव नर नाग वैकुंठ गौलोक ल्यौं, भंग आनंद उमंग सउनां. ॥१॥**

સમષ્ટિ અંતઃકરણો પૈકી જો મનનો લય થાય તો પાંચ તત્ત્વ અને માત્રાઓનો લય

થઈ જાય છે; તથા મનુષ્યથી લઈ દેવ, દાનવ, નાગ, વૈકુંઠ અને ગૌલોક વગેરે ચૌદે લોકના આનંદભર્યાં ઉમંગનો ભંગ થતાં તે સર્વ નાશ પામે છે, એટલે કે મનની પ્રવૃત્તિવાળું કોઈ પણ તત્ત્વ રહેવા પામતું નથી.

**धीढल ते अलपाय अंगीक्रत, व्रत सांस्त्रत प्रकृत केरी;**
**इंद्री एकादशनी रस वासना, सासना शक्त उठे ना फेरी.।।२।।**

જ્યારે બુદ્ધિ અંતઃકરણ ઢળી જાય એટલે કે ઓગળી જાય ત્યારે પ્રકૃતિ યુક્ત સંસારના વ્રતવાળા બુદ્ધિનાં અંગીકૃત કર્મ નાશ પામે છે, તથા દશ ઈન્દ્રિયો અને મન એ બધાં ઉપર શાસન એટલે હુકમ કરનાર જે બુદ્ધિ તે પોતાને જોઈતા રસના સ્વાદ માટે હુકમ કરી શકતી નથી, એટલે કે શરીરરૂપ રથને હાંકનાર મન છે અને મન આદિથી લઈને અગિયારે ઈન્દ્રિયોને રસરૂપ આંજણ (પોષણ) આપનાર જે બુદ્ધિ તેનો નાશ થવાથી મનનાં સઘળાં કર્મોનો નાશ થાય છે. (આપણે આ બધી હકીકત સમષ્ટિ અંતઃકરણોને ઉદ્દેશીને લખીએ છીએ, એથી કોઈ શ્રોતાએ કોઈ એક વ્યક્તિમાં આ અર્થ ઘટાવીને સમતોલ કરી નાખવાનો નથી.)

**होय अहंकार अनुधार समागत, जीव अंकुर वीत सरव नास्ती;**
**जोत्य निरंजन कंज कालपवश, ना यश तेज त्रपुटी भास्ती.।।३।।**

મન તથા બુદ્ધિ એ બંને અંતઃકરણને અહંકાર અંતઃકરણે ધારણ કરેલાં છે. એ અહંકાર સમાઈ જતાં મન-બુદ્ધિને ધારણ કરવાની શક્તિ છૂટી જાય છે તથા જીવન પામી વિસ્તૃત પામવાનું અંકુરરૂપ જે વિત્ત તે નાશ પામે છે; એટલે કે પ્રકૃતિરૂપ આદ્યશક્તિ તથા જ્યોતિ નારાયણરૂપ પુરુષ આ બંને નાશ પામે છે. આ પ્રમાણે આ ચૌદ લોકના વિત્તરૂપ પુરુષ-પ્રકૃત્તિ જે ત્રિગુણાત્મક જગતને ધારણ કરવાવાળાં છે તે તથા અહંકાર અંતઃકરણ પીગળી જવાથી તેમાં ચિદ્દનો ભાસ આવ્યો હતો તે ચિદ્દમાં પાછો ખેંચાઈ જતાં અહંકાર અંતઃકરણ ચિદ્દથી છૂટું પડવાથી ઓગળી જાય છે; એથી સર્વલોકની પકડ છૂટી જાય છે, એથી જ જ્યોતિ નારાયણરૂપ નિરંજનનું કંજ એટલે ઘર કાળને વશ પડી નાશ પામે છે. એ કારણને લીધે જ્યોતિરૂપ નિરંજન તથા અવ્યાકૃતરૂપ પ્રકૃતિ અને અહંકાર, આ ત્રણેની ત્રિપુટી શુદ્ધ અહંકારના છેવટ દિવસે ભાસસહિત રહેવા પામતી નથી.

**चित निवृत पामे सहु पारजन, ब्रह्म नर वैश कैवल तुरिया;**
**त्रिगुणातम जाग्रत सुप्न शक्ति तन, ससोप्ती निरंजन अंज दुरीया.।।४।।**

મન, બુદ્ધિ અને અહંકાર આ ત્રણે અંતઃકરણોથી પર આવેલું જે ચિત્ત, તે ચિત્ત

નિવૃત્ત દશાને પામતાં બાકીનાં ત્રણે અંતઃકરણનો પારજન એટલે અંત આવી જાય છે અને બ્રહ્મ નિધિરૂપ અંતઃકરણ-યુક્ત હતું તેનો આ સઘળો વંશ સકર્તા સત્‌કૈવલને તુર્યા થતાં 'નિર્વંશ થઈ જાય છે. એટલે કે બ્રહ્મ જે નિજકર્તાની સત્તા પામીને સ્ફુરણા પામ્યું હતું તે સ્ફુરણા સહિત નિર્વંશરૂપે શુષ્ક દશાવાળું ખાલી ખગાકાર શૂન્યમાં શૂન્યરૂપ થઈને પૂર્વવત્ હતું તેવું ને તેવું થઈને રહે છે. તે કાળે ત્રિગુણાત્મક જગત તથા જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ આદિ પ્રકૃતિયુક્ત અવસ્થાઓ તથા નિરંજન તેમ જ અંજન એટલે માયા આદિ સઘળી સામગ્રીનો આ છેવટ દિવસ હોઈ એ સર્વ નાશ પામે છે.

**अदबदनी अवस्था कही ब्रह्म ल्यौं, अंतसकरणनी वर्ण आद्य;**
**केहं कुवेर कैवल चहीतन जे, ते स्थकी सरव ओहोरी उपाद्य.।।५।।**

અદબદ એટલે અત્યાર સુધી જેનો કોઈ નિશ્ચય કરી શક્યું નથી એવું જે બ્રહ્મ છે તેને પરમગુરુએ અદબદ બ્રહ્મ કહ્યું છે તેનું વર્ણન કર્યું તથા ચૈતન્યરૂપ ભુજ (હાથ)માં જે ઉપર વર્ણવેલાં ચતુષ્ટ અંતઃકરણરૂપ હથિયારોની આદ્ય લઈને જે તે અંતઃકરણની અવસ્થાઓ તથા તે સર્વની ચૌદલોકરૂપ સઘળી ઉપાધિ છે તે, પરમશ્રેષ્ઠ પરમગુરુ શ્રી ભગવાન કરુણાસાગર કહે છે કે સકર્તા સત્‌કૈવલના મહદ્ ચૈતન્યરૂપ અંશથી જુદી હોઈ આ બાજુની છે.

**साखी :-कैवलमां कहेवा नहि, कारण तांहां क्रत होय;**
**कारण महा-कारण परे, कैवल कहीये सोय.।।६।।**

મહદ્ સુજાણજાણરૂપ સકર્તા સત્‌કૈવલમાં કોઈ પણ તત્ત્વારોપણ ઘટાવી શકાતું નથી. તથા કાર્યકારણ એમ પણ કહી શકાતું નથી; એવું તે પદ પરમપ્રૌઢ, પરમશ્રેષ્ઠ છે. કારણ કે જ્યાં કારણ હોય છે ત્યાં તેનું કૃત હોય છે. આ કારણ અને કૃત બંને નિજમાં (સકર્તા સત કૈવલમાં) નથી. કારણ કે કારણરૂપ અવ્યક્ત શક્તિ તથા જ્યોતિનારાયણરૂપ પુરુષ એ આ ચૌદલોકના કારણરૂપ છે, અને તેના આધારરૂપ મહાકારણરૂપ એટલે ન્હેઃઅક્ષરરૂપે સચ્ચિદાનંદયુક્ત પરબ્રહ્મ છે. બંનેથી સકર્તા સત્‌કૈવલ પર આવેલા હોઈ જુદા છે અને તે આ બંનેના મુદ્દારૂપે હોઈ તેમને જ સકર્તા સત્‌કૈવલ કહેલા છે.

**इंद्री ग्राहाज इंद्री सबे, सकल कियो परित्याग;**
**बीन इंद्रीकी इंद्री ग्रह्यो, ग्रहणहार विभाग. ।।७।।**

જે ઇન્દ્રિયો વડે ઇન્દ્રિયો જ ગ્રહણ થઈ શકે છે તેનાથી બીજું કંઈ પણ ગ્રહણ થઈ

શકે નહિ. આ ગ્રહણ કરનારી ઈન્દ્રિયોનો ત્યાગ કરી જેમાં ઈન્દ્રિયો, અંતઃકરણ, ગુણ, પ્રાણ, પ્રકૃતિ નથી એવા પ્રકારની ઈન્દ્રિયને ગ્રહણ (એટલે જડ ઈન્દ્રિયોથી રહિત ચૈતન્ય સજાણ જાણરૂપી ઈન્દ્રિયોથી ગ્રહણ કરી શકાશે) કરો. આ પ્રમાણે ગ્રહણ કરનાર શ્રોતાજન સર્વ પ્રકારનાં તત્ત્વોની વહેંચણી વિભક્તિ દ્વારા કરી શકશે, તે જ જન ઈન્દ્રિને ઓળખી વા સમજી શકશે. આમ ઈન્દ્રિયો, અંતઃકરણ સિવાયનું સોહંબ્રહ્મ જે ગ્રહણ કરવા યોગ્ય છે તે બ્રહ્મ શુદ્ધ, નિર્વિકલ્પ હોઈ શુદ્ધરૂપે અંશને રહેવાનું મૂળ ભુવનરૂપ ઘર છે; અને આ બાજુ આવેલી સઘળી વૃત્તિઓને સમેટી લેતાં પોતાની નિજ જાણરૂપ દૃષ્ટિ સોહં બ્રહ્મમાં લીન કરી સોહં બ્રહ્મરૂપ થતાં દૃષ્ટારૂપ અંશ સ્વરૂપે થાય છે. આમ સ્વરૂપે થવાનો પરમલાભ પરમશ્રેષ્ઠ પરમગુરુથી જ પ્રાપ્ત થયેલો અમરમંત્ર જે શિષ્યો અર્થયુક્ત જ્ઞાનને સમજી લક્ષ્યાર્થરૂપે થાય તો ઉપર જણાવેલો પરમલાભ થયા સિવાય રહેશે નહિ.

## કેવલ અદ્વૈતા દ્વૈતરમણ સાક્ષીકો - અંગ-૪૭મું

**आद्य अनाद्य उपाध्य ते अविगत, स्वाद्य एकलमल तोज दरशे;**
**जेमनो तेम जथामत होत जो, केथी केहने केहे कुण परसे. ॥१॥**

આદિ અનાદિની ઉપાધિથી રહિત અવિગત રૂપે સકર્તા સત્‌કેવલ એકલમલ હોઈ સ્વસ્વરૂપે ગત પ્રકરણના સિદ્ધાન્ત મુજબ દેખાય છે. તે સકર્તા પોતાના નિજ સ્વરૂપે જથામત જેમ છે તેમ મૂળ સ્વરૂપે રહ્યા હોત તો કોણ કોને કહે અને કોણ કોનો સ્પર્શ કરી શકે ? અર્થાત્ એક અદ્વૈતમાં કોઈ પણ પ્રકારની ઘટના ઘટાવી શકાય નહિ; આ બધુંએ વર્ણન સકર્તાના દ્વૈત રૂપ ભાવને લીધે થયેલું છે અને થાય છે. પરંતુ પોતે નિજાનંદરૂપ સ્વસ્વરૂપે થઈ જાય ત્યારે આમાંની કોઈ પણ ઘટના ઘટાવી શકાય નહિ.

**आप अमाप जे तेज मापे थइ, जे समे जे गमे तेम खेले;**
**ख्यालक खेल उकेल अलवे करे, कलभरे कलप रही सदन छेले. ॥२॥**

ઉપર કહ્યા પ્રમાણે સકર્તા સત્‌કેવલ જે પોતે અમાપરૂપે હતા તે માપવાળા ઘાટોમાં અંશો દ્વારા, જે જે પ્રસંગે જે જે યોગ્ય લાગે તે તે પ્રમાણેના ભાવવાળો ચૌદલોકનો ખેલ ખેલે છે. પણ આ સઘળા ઘાટવાળા ખેલને ખેલવનાર ખ્યાલી રૂપે સકર્તા પોતે અલગ રહીને અંશો દ્વારા આ ચૌદલોક રૂપ જગતના ખેલનો ઉકેલ એટલે નિવેડો આણે છે. વળી આ ખ્યાલીનો ખેલ એક કલ્પની મુદતવાળો હોઈ તેમાં સર્વ પ્રકારે કળ કુંચીઓ વા યુક્તિઓ સકર્તા સત્‌કેવલે પોતાના છેવટે આવેલા નિજ ધામમાં રહીને રચેલી છે.

रुंधन राजीवन दोय नहि दिव्यने,अलगनो अलगने सलग दीसे;
तनुधर जंतु अणु आद्यनी जांण सहु, कृतनुं एक ना रेख वीखे.॥३॥

બંધન અને મુક્તિ આ બંને નિજ દિવ્ય મૂર્તિરૂપે સકર્તા સત્‌કૈવલના અંશને નથી. તે સર્વથી અલગ હોવા છતાં સૂત્રવત્‌ના વાણા તાણાના ન્યાયે કરીને સળંગ દેખાય છે. વળી અણુ રેણુથી લઈ ચૌદલોકના શરીર ધારી માત્રની જાણ જે તે ઘાટોના અંશોને છે અને તેમના પોતાના મૂળ સ્વરૂપમાં કૃતરૂપકર્મ રેખમાત્ર લાગતું નથી. પણ અંશરૂપ અલ્પજ્ઞ સાક્ષી પદાર્થોના આવ્રણને લીધે પોતાનું નિજ ભાન ભૂલી જવાથી બંધન રૂપ દેખાય છે.

जाग्रत जाचक सुप्न राइ भयो, दोय ससोपतिमा न रहेवे;
ते पर तुरियामां कहेवा ना कछु, सरव पहेचांन ते तेज लेहेवे.॥४॥

કોઈ એક માણસ જે ગરીબ હોઈ ભિક્ષાવૃત્તિ દ્વારા પોતાનો નિર્વાહ ચલાવતો હોય તેજ માણસ નિદ્રાકાળે સ્વપ્ર થતાં રાજા બની વિધવિધ પ્રકારના ભોગ ભોગવવા લાગ્યો હોય છે. તેને તેવા પ્રસંગે સુષુપ્તિ અવસ્થા થતાં જાગ્રતનું દુઃખ અને સ્વપ્નનું રાજાપણું એ બંનેના જ્ઞાનની જાણ રહેતી નથી. વળી તેનાથી પર આવેલી તુર્યા અવસ્થામાં આમાંનું કંઈ પણ કહેવાપણું રહેતું નથી. આ વિષયની ખરી હકીકત માત્ર તે જ જાણી શકે છે કે જેનાથી એ રચના રચાયેલી છે.

जाग्रत दुःख सुख सुप्न तुरी पदे, जाण पण माणने हाण आंही;
केहं कुवेर कैवल चैतनने, एम सेधांण वेधांण नांहि॥५॥

જાગ્રત અવસ્થાનું દુઃખ અને સ્વપ્ન અવસ્થાનું સુખ આ લાભ અને હાનિ બંને જાગ્રત તથા સ્વપ્ન અવસ્થામાં જ છે. તુર્યારૂપ થતાં આ સુખદુઃખ આદિ કંઈ જ રહેતું નથી. આ વિષયમાં મહાન સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે સકર્તા સત્‌કૈવલના ચૈતન્યરૂપ અંશને આમાંના કોઈ પણ સાંધાવાંધા નથી.

साखी-जेसे परजा पेचकी, रचे रायकी रीत;
हार जीत बाजी विषे, खेली रहत अतीत. ॥६॥

જેમ બાજીગર રાજાના લશ્કરની માફક બાજી ગોઠવીને પોતાની પેચયુક્તિઓ વડે પૂતળાં દ્વારા અવરનવર યુદ્ધ કરાવી હારજીત બતાવે છે, જે હારજીત બાજીમાં ગોઠવાયેલાં પૂતળાં દ્વારા જણાય છે; પણ આ બધીએ કરામતનો સંચાલક બાજીગર સર્વ બાજીથી

અલગ રહી, પોતે ખેલીરૂપ હોઈ બાજીરૂપ ખેલને ખેલાવે છે. આ બધી હારજીત બાજીમાં છે પણ ખેલાડીમાં તેમાંનું કાંઈ જ હોતું નથી.

**शब्दातीत तणु वीत, अनुभवतां नहि अंत;**
**वायक साह्यक ना शके, सांम्रथ शेष अनंत. ॥७॥**

છેવટના વિત્તરૂપે રહેલા મુદ્દાનો અનુભવ દ્વારા પણ અંત લાવી શકાય તેમ નથી. આમ, જેને વચનો દ્વારા સહાયતા મળી શકતી નથી એવું અનંત આ સમર્થ શ્રેષ્ઠ કેવલ પદ છે.

## કેવલ સ્થિર ઉપાધિ દરસ કલાકો-સંગ-૪૮મું

**चाह अचाह अघाह अरोकित, ना इत जाइत चीद घरसे;**
**पंच महाभूतनो भर्म अदभुत थइ, लोक परलोकमे दरस परसे. ॥१॥**

ચાહના, અચાહના અગાધ ચિદ્‌રૂપ બ્રહ્મમાંથી બહાર જતી નથી. તથા તેના ઉપર અંકુશરૂપે કોઈ જાતની રોકાવટ નથી, એવું એ ચિદ્‌ભૂમિકા રૂપ દિવ્ય ઘર છે. માત્ર આ બધો અદ્‌ભુત ભ્રમ પંચભૂતાદિ તત્ત્વોનો હોઈ આ લોક અને પરલોક વિષે દશ્ય સ્પૃશ્ય દેખાય છે.

**दीन मुखी सनमुख जेम कोहु धरे, प्रगट स्वे सकटमां वहन वरते;**
**प्रोक्ष प्रतक्ष थइ काज सहुनुं चले, सुर ना शेष आवे अधरते. ॥२॥**

જેમ દિનમુખી એવો જે સૂર્ય તેના સામે સૂર્ય-મુખી કાચ (સૂર્યકાંત) કોઈ મનુષ્ય ધરે તો સકટ એટલે લાકડાના ચાલતા ગાડામાં સ્વયં પ્રગટ થઈ અગ્નિ બળતો દેખાય છે. આ અગ્નિ પરોક્ષ હતો તે સૂર્યમુખી કાચ-દ્વારા પ્રગટ થઈ પ્રત્યક્ષ થયો. આમ અગ્નિ પ્રત્યક્ષ થવાથી સર્વલોકનું કામકાજ ચાલે છે, પણ અદ્ધર રહેલો સૂર્ય રેખમાત્ર આવતો નથી.

**त्यम आंहां जन अंतस चहितन मुखी, कैवल सूर समीप राखे;**
**कामना काष्ट जलीमल उजवल, चत्रुभुज मूरति थई दरस दाखे. ॥३॥**

તેવી જ રીતે સૂર્યરૂપ સકર્તા સત્‌કેવલ સન્મુખ કોઈ હરિભક્ત ચતુષ્ટ અંતઃકરણરૂપ ચૈતન્યમુખી કાચ વડે એકીકરણ કરે તો મનકામનારૂપ કાષ્ટ બળી જઈ અંતઃકરણો ઊજળાં હોઈ પ્રકાશવાળાં થાય છે, તેજ હરિજનને ચતુષ્ટય અંતઃકરણો ચતુર્ભુજરૂપે થઈ મૂર્તિરૂપે દેખાય છે.

पंड कलोलनुं काज तेथी सरे, विश्व विलास अतिहास अहीनुं;
चरमना धरमनो धारण धे भयौ, रंच आवे ना कैवल महीनुं.॥४॥

આ પ્રમાણે ચતુષ્ટય અંતઃકરણો સાથે સંયમબળ વધારી ચિત્તવૃત્તિઓનો નિગ્રહ કરી પરમગુરુના લક્ષ્યબિંદુ ઉપર ચિત્તવૃત્તિને સ્થિર કરે, તો ઉપર જણાવ્યા પ્રમાણે મૂર્તિરૂપે દિવ્ય અલૌકિક સ્વરૂપ દેખાય છે, એથી હરીજન એમ ધારે છે કે મને પરમાત્માના સાક્ષાત્ દર્શન થયાં અને હું ગતિને પામી ગયો. આમ માની શરીરમાં વધારે પ્રમાણમાં ઉત્સાહ મેળવતો જવા ઉપરાંત વિશ્વમાં વિલાસરૂપ અતિ હાસ્યવિલાસ ભોગવે છે અને પિંડરૂપ શરીરથી કલોલરૂપ ક્રીડાઓ કરે છે. આ બધો ચર્મનો ધર્મ છે. એટલે કે આ શરીર પંચભૂતાદિ તત્ત્વો દ્વારા ચર્મથી મઢાયેલું હોઈ તેમાં રહેલાં અંતઃકરણો તે પણ વ્યક્તરૂપે ચર્મવાળાં જ છે, અને અતિ સંકટે પ્રાપ્ત કરેલાં ઉજવળ અંતઃકરણો દ્વારા મેળવેલી ચતુર્ભુજરૂપ મૂર્તિ તે પણ ચર્મનાં પદાર્થયુક્ત ફળ આપે છે. આ પ્રમાણે હરીજન પરિણામે ચર્મનો ધર્મ સ્વીકારી તેને ધ્યેયરૂપ ગણી તેને ધારણ કરે છે; પણ આમાંનું કેવલકર્તામાંથી રંચમાત્ર કંઈ આવતું વા જતું નથી એમ જાણવું.

चरमनो धरम ते भोवन चतुरदश, चरमना चौद लौकिक नाथ;
केहं कुवेर अवतार किरतारना, वीत वतरेक सहु चरम साथ.॥५॥

પંચભૂતાદિ તત્ત્વોના ચર્મથી ચતુરદશ ભુવનો મઢાયેલાં છે તથા જે તે લોકોમાં વસતા દેવ દાનવ આદિ લોકના નાથ તે પણ ચર્મથી મઢાયેલા હોઈ મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે કિરતારના અવતારો તે પણ ચર્મથી મઢાયેલા હોઈ વિત્તરૂપ ચર્મને સાથે રાખીને જ વર્તી ગયેલા છે. આ બધો ચૌદલોકરૂપ ખેલ ઓછા વત્તા પ્રમાણવાળો હોઈ માત્ર ચર્મથી જ મઢાવેલો છે. આમાંનું કોઈ પણ સત્યરૂપ પદ નથી.

साखी :-जहां लगी जोवा झालवा, दरशन दरशीहार;
तहां लगी वस्तुता नहि, भासो आप विकार. ॥६॥

જ્યાં સુધી જોવાનું વા ગ્રહણ કરવાનું છે તથા જ્યાં જ્યાં સુધી દૃશ્ય જોઈ શકાય છે ત્યાં ત્યાં સુધી (જેને મળવાની ચાહના હોય તે પરમગુરુ રૂપે) મુદ્દારૂપ વસ્તુતા નથી, પણ તે પોતાના અજ્ઞાનથી થયેલો ભાસરૂપ વિકાર છે એમ જાણવું.

वैस विचारे व्रगनो, अरक वडे जेम किरण;
त्यम आपाथी ए सहु, देव हवु विचरण. ॥७॥

આ બધાયે વંશનો વિચાર કરીએ તો જેમ સૂર્યથી જ કિરણ છે અને તે કિરણ દ્વારા

સૂર્યમુખી કાચને લીધે અગ્નિ ઉત્પન્ન થાય છે, તેવી જ રીતે આપણા પોતાના સ્વ સ્વરૂપથી આ બધુંએ જ્ઞાન દ્વારા અનેક પ્રકારનું વિચરણ થાય છે; એટલે કેસ્વસ્વરૂપની અલ્પજ્ઞ સુજાણ જાણ વડે દૃષ્ટાની દૃષ્ટિ સોહં પ્રણવ ઉપર પડવાથી તે સોહં પ્રણવ ચેતન થઈ ઓમકાર પ્રણવને ચેતન કરે છે. આમ એક બીજાની ચૈતન્યતા એક બીજામાં ઊતરી અન્યો અન્ય ચતુષ્ઠય આદિ સઘળા શરીરને ચૈતન્યરૂપ બનાવી દીધેલું છે. તે ચૈતન્યરૂપ શરીરથી જે કંઈ રિદ્ધિ સિદ્ધિ મેળવવામાં આવી તે ખરી નથી, પણ જેના વડે તે રિદ્ધિ સિદ્ધિ મળેલી છે તે તમામ તત્ત્વો આદિ પ્રવૃત્તિનો દૃષ્ટા જુદો છે. આ પ્રમાણે નિજ વંશનો વિચાર કરવામાં આવે તો સમજાશે કે આ સર્વ રિદ્ધિ-સિદ્ધિ મારા પોતાથી જ છે; એટલે કે તે સમૃદ્ધિરૂપ હું પોતે નથી પણ તેનાથી જુદો છું.

## ચરમ સ્થૂલ સૂક્ષ્મ કારણ મહાકારણ બરનનકો-અંગ-૪૯મું

**चरम अप तेजने वनल अवनी नभ, चरम चिद शक्तिने त्रिगुण जोति;**
**देव निरंजन चरम चराचर, चरम चिद मांही निरगुण उद्योती.॥१॥**

ચર્મરૂપ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને ગત આકાશ છે તથા ચિદ્રૂપ પરબ્રહ્મ ચર્મવાળું હોઈ આદ્ય અવ્યક્ત શક્તિ તે પણ ચર્મવાળી છે. વળી જ્યોતિનારાયણ તે પણ ચર્મરૂપ હોઈ અવ્યક્ત રજો, તમો અને સાત્વિક ગુણો તે પણ ચર્મરૂપ છે તેમજ વ્યક્તરૂપે ત્રિગુણાત્મક ગુણો અને નિરંજન આદિ દેવતાઓ ચર્મરૂપ હોઈ સ્થાવર જંગમ આદિ ચરાચર ચર્મરૂપ જ છે. વળી ચિદ્રૂપ બ્રહ્મમાં નિર્ગુણરૂપે ઉદ્યોત થયેલું જ્યોતિસ્વરૂપ તે પણ ચર્મથી જ મઢાયેલું છે. એકંદરે ચૌદભુવન અને અસંખ્ય લોક ચર્મથી જ મઢાયેલા છે.

**चर्म स्थूल सूक्ष्म कारण न्हेकारण कहु, आत्मा जाग्य विभाग राखी;**
**अरधने उरध विषेइ दोउ चरमना, अधिकने न्यून वरतांत जाकी.॥२॥**

ચર્મરૂપ સ્થૂલદેહ, સૂક્ષ્મદેહ, કારણદેહ, ન્હેઃકારણ એટલે અવ્યક્તરૂપે મહાકારણ દેહ, આ બધા દેહો ચર્મથી મઢાયેલા છે. તેમાં રહેલો જે આત્મા તેનો વિભાગ બાદ રાખીને જ કહું છું. આ શરીરમાં અધો અને ઊર્ધ્વ ગમન કરતી નાડીઓ પોતપોતાના વિષયમાં ચર્મરૂપ હોઈ અધિક ન્યૂન વર્તનવાળી છે.

**पवनंनी आद्य लेइ नीर नाजु भखे, धरण आधार परिवार जाको;**
**दृष्ट पदारथ लिंग आलिंगन, तांहां लगी स्थूल सहु चरम ताको.॥३॥**

જેનાં શરીરો પવનની આદ્ય લઈ પાણી તથા અનાજનું ભક્ષણ કરે છે તે શરીરો

તથા તેમનો સઘળો પરિવાર જે પૃથ્વીના આધાર સિવાય વિચરી શકતો નથી તે તથા દૃષ્ટિથી દેખાતો પદાર્થો તથા લિંગ વડે આલિંગન કરતાં સઘળાં શરીરો જ્યાં સુધી છે ત્યાં સુધીનાં સર્વ શરીરો સ્થૂલરૂપ હોઈ ચર્મવાળાં જાણવાં.

**सूक्ष्म चरम अनुकरम अविलोकवुं, जे कहुं शब्द सप्रस सहित;**
**देव अवेव महातत्त्वनुं तात्वर, मूल पक्रत सांमृथ ग्रहित. ॥४॥**

ચર્મરૂપ સૂક્ષ્મદેહથી નાનાં-મોટાં સૂક્ષ્મ દ્રવ્યોનું અનુક્રમ પ્રમાણે અવલોકન થાય છે. શબ્દથી વા સ્પર્શથી જે જ્ઞાન થાય છે તે કહું છું તે સાંભળો. મહાતત્ત્વોના તાત્પર્યરૂપ દેવતાઓના અવેવ (શરીરો) મૂળ પ્રકૃતિના હોવાને લીધે તેમનામાં ગ્રહણ કરવાની સમર્થ શક્તિ વધારે હોય છે; એથી જ તેઓ દેવતાઈ તત્ત્વોને ગ્રહણ કરી શકે છે તથા સૂક્ષ્મચર્મમાં પણ આ શક્તિ સ્થૂલચર્મરૂપ દેહથી હજારો ઘણી બળવાન છે, એથી જ તેઓ મોટી ગતિના લેખાય છે.

**कारण चरम निरधार निरंजन, अंजन पुंज परकाश पाखे;**
**केहं कुवेर न्हें: कारण निरगुण, चरम चहीतनता मांही दाखे. ॥५॥**

નિરંજનના દેહ વિષે નિશ્ચયાત્મક કહું છું કે તે કારણરૂપ ચર્મથી બંધાયેલો છે, અને તેના પ્રકાશમાંથી અંજનરૂપ માયા ઉત્પન્ન થયેલી હોઈ તે પણ ચર્મની નિશાની દેખાઈ આવે છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે ન્હેઃકારણ એટલે નિર્ગુણ રૂપે મહાકારણ દેહ તે પણ ચર્મવત્ હોઈ ઉત્પત્તિનો કર્મ બંધાય છે, એથી જ ચર્મમાં ચૈતન્યતા દેખાય છે. એટલે કે મહાકારણદેહ ચર્મથી ઢંકાયેલો છે એથી જ ઉત્પન્ન થવાનાં કારણો મળી આવે છે. અર્થાત્ જ્યાં સુધી ચર્મ પહોંચે છે વા ચર્મથી અંકુર માત્ર ઢંકાયેલાં છે ત્યાં સુધી ઉત્પત્તિ ક્રમ રહેલો છે તથા જ્યાં જેવું ચર્મ છે ત્યાં તે તે પ્રમાણે ચૈતન્યતા દેખાય છે.

**साखी :-निरगुणनी आद्ये करी, इश्वरता बहु भेद;**
**चरमवडे कैवलथी, ताते नहि उछेद. ॥६॥**

ચર્મરૂપ નિર્ગુણ બ્રહ્મની આદ્ય લઈને ઈશ્વરોના બહુ ભેદ દેખાય છે. પણ કૈવલકર્તાના બ્રહ્મરૂપ ચર્મથી થયેલા છે, એથી જ તેનું ઉત્થાપન થઈ શકતું નથી. અર્થાત્ બ્રહ્મ એ કૈવલકર્તાનો પરમ પ્રકાશ છે અને તે પ્રકાશરૂપ ક્ષેત્ર તે ચર્મવત્ હોઈ તે કૈવલકર્તાને લપેટાઈને રહેલું છે, જેમ વૃક્ષ ચામડીથી ઢંકાઈને રહેલું છે તેવી જ રીતે બ્રહ્મ રહેલું છે.

એથી જ ઉત્પત્તિ વગેરે બ્રહ્મરૂપ ચર્મ વડે થાય છે, અને તેમાંથી જ ચૌદલોકરૂપ જગત થયેલું હોઈ એક બીજા તત્ત્વથી વૃદ્ધિ પામીને સમસ્ત સંસાર વિસ્તૃત થયેલો છે.

**सप्त दीप नव खंड ही, लेइ अवनी अंकुर;**
**नीकर जेमनुं जेम सदा, विन विध्य व्योम सफुर. ॥७॥**

પૃથ્વીમાં રહેલાં અંકુર માત્રથી લઈને સાત દીપ અને નવ ખંડ સુધીનાં સર્વ અંકુરો ચર્મથી ઢંકાયેલાં છે; એથી જ અનેક પ્રકારની ઉત્પત્તિ થાય છે. જો આ પ્રમાણેનું ચર્મ ગોઠવવામાં ન આવ્યું હોત તો સકર્તા સત્‌કૈવલની દ્રવ્યરૂપ સર્વ સામગ્રી જેમની તેમ સદાને માટે પડી રહેત. જેમ કોઈ પણ પ્રકારની વિધિ સિવાય આકાશ રહેલું છે, એટલે કે આકાશને ચર્મ લપેટાઈ શક્યું નથી; એથી જ તે આકાશને કદી સ્ફુરણા થતી નથી. તેવી જ રીતે અંકુરમાત્રથી લઈ ચૌદલોક સુધીની રચનાત્મક સ્થિતિની ગોઠવણીમાં ચર્મપણું ન હોત તો આકાશની માફક વંઝ રહેત; પણ સકર્તા સત્‌કૈવલે આ વિષયમાં અલૌકિક ખૂબી વાપરેલી હોય એમ ચર્મ વિષેની ગતિ જોતાં જણાઈ આવે છે.



## ઉપાધિ-રહીત કૈવલ નિર્ણયકો - અંગ-૫૦મું



**आतमा जाग्य विभाग कह्यो हुतो, अरध ने उरध दोउ चरम विषे;**
**ते अभिप्राय समदाय समजावहु, जे अपुरवर्ण रह्यो आ विषे.॥१॥**

ઉપરના પ્રકરણની શરૂઆતમાં અધો ઊર્ધ્વની નાડીઓના ચર્મ વિષે આત્માનો વિષય બાદ રાખી જે વાત કરી હતી તે નાડીઓમાં મળીને રહેલા આત્મા વિષેની અપૂર્ણ રહેલી સમજૂતી આપું છું તે સાંભળો. અપુરવર્ણ એટલે જેનું વર્ણન ન થઈ શકે જેના વિષે જાતભાત પણ કંઈ કલ્પી શકાય નહિ એવું જે બ્રહ્મ, તે બ્રહ્મના અંશો જેનું નામ ઓહંગ અને સોહંગ છે તે ઓહંગસોહંગ આ શરીરને વિષે રહેલા છે તેમના વિષે સમજાવું છું.

**अरध ते आतमा ऊरध परमातमा, उलट सुलटा थइ चरम चुंबे;**
**सूक्ष्म स्थूल द्वे आतमाने प्राय, कारण न्हें:कारण परमात्मा लुंबे.॥२॥**

શરીરના અધ વિભાગની નાડીઓમાં આત્મા તથા ઊર્ધ્વ વિભાગની નાડીઓમાં પરમાત્મા આવેલા હોઈ ઊલટસૂલટ થઈ નાડીઓ દ્વારા ચાસ્મિના વિત્તનું ચુંબન લે છે, એટલે કે સ્થૂલ તથા સૂક્ષ્મ આ બંને દેહો ઓહંગરૂપે આત્માને પ્રિય હોઈ તે તેનું ચુંબન કરે છે તથા કારણ અને ન્હેઃઅક્ષરરૂપ મહાકારણદેહ સોહંગરૂપ પરમાત્માને પ્રિય હોઈ

તે તેમાં થતી ચાસ્મિનું ચુંબન લે છે. એથી આ પંચભૂતાદિ દેહ રોમ રોમ ચૈતન્યતાવાળો દેખાય છે.

**चार परकारना चरम चरणजीवी, जांहां लगी आतमा परमातमा आंही;**
**आतमा जाइ परमातमामे मले, सूक्ष्म स्थूल दो चरम नांही. ॥३॥**

જ્યાં સુધી આત્મા અને પરમાત્મા ચર્મરૂપ સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ દેહમાં રહ્યા છે ત્યાં સુધી આ ચારે પ્રકારના દેહ ચરણજીવી (ચિરંજીવી) છે. જ્યારે શરીરના અર્ધ વિભાગમાં રહેલો ૐકારરૂપ આત્મા સોહંગરૂપ પરમાત્મામાં અનુસ્યૂતરૂપ થઈ જાય, ત્યારે સ્થૂલ સૂક્ષ્મના ચર્મરૂપ દેહ નાશ પામે છે. અર્થાત્ એ બંને ચર્મ પછી જીવન ભોગવી શકતાં નથી.

**तेज परमातमा अपुरवर्णमे जैमले, कारण न्हें:कारण दो चरम जावे;**
**अटल अनभोग अजमाल अमोघ रध, एक कैवलपद तोज कहावे. ॥४॥**

જ્યારે પરમાત્મા અપુરવર્ણ એટલે બ્રહ્મમાં એકમેક થઈ જાય ત્યારે કારણ તથા ન્હેંઅક્ષરરૂપ મહાકારણ દેહનાં ચર્મ નાશ પામે છે; ત્યારે ભોગ સિવાય, અટલ, અજમાલ, અમોઘરધ એટલે જેની કોઈ પણ પ્રકારે કિંમત આંકી ન શકાય એવી અખંડ સમૃદ્ધિરૂપ એક કૈવલપદ શેષ રહે છે.

**कैवलाकार आकार वीले हवे, छे छते तो पदे तंम तेहेवा;**
**केहं कुवेर में दास तेहेनो सही, गुरुहरदे ग्यम लही संम सेवा. ॥५॥**

કૈવલકર્તા કૈવલાકાર એટલે કૈવલરૂપે થાય ત્યારે તેમનાથી થયેલા બીજા આકારો વિલસાઈ જાય છે, ત્યારે તે પોતે પોતાના મૂળપદરૂપે રહે છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે ગુરુગમને હૃદયમાં ગ્રહણ કરી સમરૂપ સેવા ભાવે હું તેમનો દાસ સદાને માટે થયો છું.

**साखी - कैवलतानी महदता, गये चरमकी ओट;**
**सल काले सलिता नहि, सिंधु केथी मोहोट. ॥६॥**

ચૌદેલોકમાં વસતા સર્વ લોકો ચર્મથી ઢંકાયેલા હોઈ આખાયે જગતમાં ચર્મનું શ્રેષ્ઠપણું દેખાય છે અને જ્યાં ત્યાં ચર્મ જ જોવામાં આવે છે; એ કારણને લીધે પરમપતિ સકર્તા સત્‌કૈવલથી પરમશ્રેષ્ઠ મહદ્દતા (મહત્તા) ચર્મને ઓથે ઢંકાઈ રહેલી છે. તથાપિ નદી ચોમાસાના જોરદાર પાણીને લઈ કાંઠો છોડી બહાર પ્રસરી વળેલી હોય અને એથી

સમુદ્રની માફક દેખાતી હોય તો પણ તે મહાસાગર કે સમુદ્રથી મોટી ન લેખાય, તેવી જ રીતે ચર્મના બળે કરી દેવી દેવતાઓથી લઈ ઈશ્વરોના અવતારો વગેરે પુરુષ પ્રકૃતિ સુધી ચર્મના પ્રબળ બળે કરીને નદીની માફક ઊભરાઈ ગયેલા એટલે છલકાઈ ગયા હોય તથાપિ સમુદ્રની માફક સકર્તા સત્‌કૈવલથી કોઈ મોટું નથી.

**निगम निरूपण नव रहे, कहेवा कारण कोय;**
**पर नेतिपद अदबद, द्वैत रहित स्वे सोय. ॥७॥**

તે સકર્તા સત્‌કૈવલનું નિગમ જેવા નિરૂપણ કરી શકતા નથી અને કોઈ પણ કારણ કહેવાને મળી આવતું પણ નથી. એથી જ આ નેતિ ઉપરાન્તનું પદ અદબદ હોઈ દ્વૈત રહિત અદ્વૈત સ્વરૂપાકારે છે.

## કૈવલગુરૂ કુવેર શિષ્ય અંગતા લીખ્યતે સંત સાહેબ એકમેક જીવન જાની શક્તેકો-અંગ-૫૧મું

**गुरुतन ज्ञान विज्ञान वाणी वदे, चीद चैतन रदे अचल जेहेनुं;**
**गतिपद निर्गुण सीरगुण करसाह्यवत, व्योम सम श्रवण रुचि अगमनेनुं ॥१॥**

જેમના હૃદયમાં ચિદ્રૂપ ચૈતન્યતા અચળરૂપે રહેલી છે તેવા ગુરુ દિવ્ય રૂપે ઉત્તમ શરીર દ્વારા જ્ઞાન તથા વિજ્ઞાનરૂપ વાણી વદવાવાળા છે. તે ગુરુના ગતિરૂપ પગ નિર્ગુણરૂપે છે તથા તેમના સગુણરૂપ હાથ વડે સમસ્ત લોકને સહાયતા કરે છે, તથા વ્યોમસમ રુચિરૂપ કર્ણવાળા તથા અગમ ગતિરૂપ નેત્રોવાળા તે ગુરુના સ્વરૂપને નમસ્કાર કરું છું.

**सुघड नासा अति अधिक मारुतसे, रोमपर अगणित इंड जाके;**
**भ्रगुटी भव विष्णुनी अनंत शोभाअज, वस्तु व्यापीक जीत मुखक ताके. ॥२॥**

તે ગુરુની સુઘડ એટલે સ્વચ્છ, ચોખ્ખી, ઉત્તમ પ્રકારની નાસિકા જે મારુત એટલે હવાથી પણ અતિ અધિક વેગવાળી હોઈ ચારે તરફ પ્રસરેલી છે, તથા તેમના રોમ (રૂવાંટાં) પર અગણિત ઈંડ સર્જાયેલા છે તથા શુદ્ધ સત્વ ગુણવાળા ભવરૂપ વિષ્ણુથી અનંતઘણી શોભાવાળી તેમની ભ્રુકુટિ છે. અર્થાત્ તત્ત્વોના મૂળ વિત્તરૂપે રહેલા શિવ, બ્રહ્મા અને વિષ્ણુ રૂપ ત્રિપુટી તેમના ભ્રુકુટિ સ્થાને આવેલી હોઈ અનંત ઘણી શોભા આપનારી છે, તથા છેવટ આવેલું વિત્ત વસ્તુરૂપે વ્યાપક તેમનું મુખ છે. તે ગુરુને હું નમસ્કાર કરું છું.

**अजर अद्यापि घरवास सरवातीत, अधर आसन पर अकथ ध्यांनी;**
**ऋषि मुनि देव दैवत जाकु जजे, आंन्य उपासीने तांहां गम शांनी.॥३॥**

કોઈ કાળે જેમના ઘરનો નાશ નથી એવા અજર-અમર ગુરુનું મહાન અવ્યક્ત રૂપ આકાશમાં ઘર આવેલું છે એથી જ તેઓ સર્વાતીત લેખાય છે, તથા અધ્ધર આસન પર ધ્યાનસ્થ બિરાજેલા હોઈ જેને અધાપિ સુધી કોઈ કથી એટલે કહી કે સમજાવી શક્યું નથી; તથા મોટા ગણાતા દેવતાઓ તથા ઋષિ-મુનિઓ જેવા પણ તેમની દૈવતવાળી વિભૂતિનું જ ભજન કરે છે તો પછી બીજા ઉપાસકોને આ બાબતની જરા પણ ગમ શાની હોય ? આવા પરમશ્રેષ્ઠ ગુરુને હું નમસ્કાર કરું છું.

**जांहा नव मुक्तिनी जुक्ति छए सिधि, ना निध चतुरधा पंच परसे;**
**रवि शशी तेज परकाश पोहोचे नहि, अकल विराजीत अधुधु अरसे. ॥४॥**

જ્યાં ગુરુ બિરાજેલા છે ત્યાં જુક્તિપૂર્વક મેળવેલી ચાર મુક્તિઓ તથા આઠ પ્રકારની સિદ્ધિઓ પહોંચી શકતી નથી, તથા નવ પ્રકારના નિધિ પૈકી કોઈ પણ નિધિ તેમનો સ્પર્શ કરી શકતી નથી, તથા સૂર્ય ચંદ્રનો પ્રકાશ પહોંચી શકતો નથી એવા અકળરૂપે બિરાજેલા હોઈ અધુધુ એટલે આશ્ચર્યચકિત કરી નાખે તેવું તેમનું અંતરિક્ષ આસન છે; તેવા ગુરુને હું નમસ્કાર કરું છું.

**कैवलना परसासनुं भासन, नाम न्यारु धर्युं तत्त्व लेके;**
**केहं कुवेर अहेवा गुरु माहेरा, उलट उसास कैवल एके. ॥५॥**

આપણે ઉપર મુજબ જે વર્ણન કરી ગયા તે કૈવલકર્તાના પરસાસ એટલે તેમની શુદ્ધ ઈચ્છાનું છે. પરમગુરુ અને કૈવલ એકમેક છે. તત્ત્વોના લેખે કરીને પરશ્વાસ નામ બીજું પડેલું છે. પણ મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ શ્વાસરૂપ સોહંગ સૂલટરૂપથી ઉલટાઈને કૈવલ એકમેક કરી લે તો શુદ્ધ ઈચ્છારૂપ શિષ્યનું શરીર જુદું રહી શકતું નથી.

**साखी :- गुरु मेरा नहि घाटका, में शिष्य नहि तन काठ;**
**चैतनसु चैतन मील्या, दोनुं अंश अघाट.॥६॥**

પરમગુરુ કહે છે કે મારા ગુરુ "કૈવલ" સકર્તા પતિ ઘાટવાળા નથી તેમ જ હું શિષ્યરૂપે મહદ્ અંશ સ્વરૂપે હોય, હું પણ શરીર રૂપ કાઠ ( કાષ્ઠ)વાળો નથી એટલે ચૈતન

પક્ષે અમે બંને (અંશ અંશી) અઘાટ છીએ એટલે કેવલ કર્તાની સાથે હું (શિષ્યરૂપે) મહદ્ ચૈતન સ્વરૂપે હોઈ સ્વજાતિએ મળી જવાથી અઘાટ છીએ.

**अंश वंश उपासना, बाबज ओरली वात;**
**वस्तुतामे वग नहि, स्वयम रुप साक्षात. ॥७॥**

નિજસ્વરૂપ સ્વયંરૂપે સાક્ષાત્ છે, તે વસ્તુરૂપ મુદ્દામાં કોઈ જાતનો વર્ગ પડી શકતો નથી. આ બાજુ આવેલા વેશધારી અંશોની જે તે ઉપાસનાની બાબત ઓરલી એટલે આ તરફની હોઈ ખોટી છે.

## અદ્વૈતાદ્વૈત તીત લક્ષ દેખાવનકો-અંગ-૫૨મું

**कैवलनो परसास एहेवा गुरु, त्यम माहारेने गुरुने छेज एहेवुं;**
**उलट उसास गुरुतेज कैवल भये, शिष्य स्वामी कहीए भिंन केहेवुं. ॥१॥**

જેમ કેવલકર્તાથી થયેલી પરશ્વાસરૂપ શુદ્ધ ઇચ્છા (કેવલની સ્ફુરણા) કેવલથી જુદી નથી તેવી જ રીતે હું તેમની ઇચ્છારૂપ હોઈ જુદો નથી. જ્યારે તેમની શ્વાસરૂપ શુદ્ધ ઇચ્છા કેવલાકારરૂપ થઈ જાય ત્યારે હું શિષ્યરૂપ મટી કેવલ સ્વામીરૂપે અભિન્ન રહું છું.

**एक अद्वैत कैवल जाहारे रह्यो, ना कह्यो जात आहावो के तेहेवो;**
**के सरखो कहीये तेज कहेवा नहि, ए सरखो तो छे एज एहेवो. ॥२॥**

જ્યારે સકર્તા સતકેવલ એક અદ્વૈતરૂપે થાય છે ત્યારે તેમના વિષેની જાત ભાત આવી છે કે તેવી છે તે કહી શકાય નહિ. કોના જેવા કહેવા તે ન કહેવાતાં કૈવલ જેવા કેવલ જ છે.

**एक अद्वैत केहेवा गुरु जहां लगी, तांहां लगी शिष्य शाखा सरावे;**
**शिष्य शाख्या भये लीन कैवलमे, एक अद्वैत पद कुण काहावे. ॥३॥**

એક અદ્વૈત મારા ગુરુ છે એમ કહેવાનો હક જ્યાં સુધી પહોંચે છે ત્યાં સુધી તેમની શાખારૂપ શિષ્ય હું ગણાઉં છું પણ જ્યારે શાખારૂપ શિષ્ય કૈવલમાં લીન થઈ જાય ત્યારે ગુરુને અદ્વૈત છે એમ કોણ કહી શકશે ? કારણ કે ગુરુ સિવાય કોઈ બીજો ઉગરતો કે બચતો વા રહેતો નથી.

**एक जांहि नहि द्वैत केथी कहे, कुण केहेने लहे आप नांही;**
**वस्तुनी नास्ति नहि जांण्य जडता गई, पुरुष तुरीयामां लहे न कांइ. ॥४॥**

જ્યાં એક અદ્વૈત નથી તો દ્વૈત કોનાથી કહી શકાય તેમ છે ? જ્યાં આપ પોતે નથી

ત્યાં કોણ કોને જાણે વા કહે ? જેમ કોઈ એક પુરુષને તુર્યા થઈ જાય ત્યારે નીચેની ત્રણે અવસ્થાનું જ્ઞાન ભૂલી જાય છે. એટલે કે વસ્તુરૂપ મુદ્દાની નાસ્તિ નથી પણ જડ પદાર્થોની જે જાણ હતી તે જતી રહી, એથી જ તે બીજું ત્રીજું કહી શકતો નથી; તેવી જ રીતે સકર્તા સત્‌કેવલના પરશ્વાસરૂપ સંકલ્પ (શુદ્ધ ઈચ્છા) હતો તે પોતામાં લીન થઈ જતા સમસ્ત લોકની જાણ છોડી દે છે. એથી તેઓ તુર્યાની માફક વસ્તુના મુદ્દારૂપે એકમેક અખંડાકાર અદ્વૈત સ્વરૂપાકાર રહે છે.

**आपनी आद्य लेइ आंन्य तेहेने नहि, पण नहि पुरुषनी नास्ति केहेवा;**
**येम कैवल एकलपद प्रीछवुं, इछवुं ना तांहां चोज ग्रेहेवा. ।।५।।**

સકર્તા સત્‌કેવલ પોતાના નિજસ્વરૂપની જાણ સહિત સમસ્ત લોકની જાણ સાથે કોઈનો કંઈ પણ લક્ષ રાખ્યા સિવાય પોતે અંતરપટમાં એકમેક થઈને રહે છે. આમ છે છતાં પુરુષનો નાશ થયો છે એમ કહેવાને કારણ નથી. આ વખતે કોઈને એવી શંકા થાય કે વેદાન્તમાર્ગના પ્રવર્તકોએ બ્રહ્મ છેવટની આ જ લક્ષણાઓ વડે ઉદ્દેશેલું છે, તો પછી બ્રહ્મમાં અને કૈવલમાં શો ફેર દેખાય છે ? આનો જવાબ એ છે કે બ્રહ્મ સદાને માટે સંકલ્પ સિવાયનું છે અને સકર્તા સત્‌કૈવલ સંકલ્પવાળા હોઈ સદાને માટે નિજસ્વરૂપે જાગ્રત છે. દાખલા તરીકે એક સ્ત્રીને દશ બાળક થયાં હોય અને એક પાછળ એક એમ દશેયનું મરણ થઈ જાય, તો તેથી તે સ્ત્રી જન્મ-વંઝ ગણાય નહિ, તેમ સકર્તા સત્‌કૈવલ જગતના પ્રલય દિવસે એકલા એક અદ્વૈતરૂપે રહે છે તેથી કંઈ અકર્તા કહેવાય નહિ વળી ખેડૂત ખેતી કરે એટલા જ દિવસ ખેડુત ગણાય અને ખેતીનાં હથિયારો છોડી દીધા પછી કંઈ અખેડૂત ગણાય નહિ, તેવી જ રીતે સકર્તા સત્‌કેવલ ચૌદલોક રૂપ ખેતી સરજે અને જ્યારે તેનો નાશ કરી એક અદ્વૈતરૂપે રહે ત્યારે તેમની સર્જવાની શક્તિ કંઈ નષ્ટ થઈ નથી પણ છે જ. તેમજ યુદ્ધના હથિયારવાળો ક્ષત્રિય યુદ્ધના છેવટે હથિયાર ઉતારી મૂકે તેથી કંઈ અક્ષત્રિય ન ગણાય, તેવી જ રીતે સકર્તા સત્‌કૈવલમાં જે કર્તવ્ય શક્તિ છે તે શક્તિ છેવટ દિવસે સમેટી લેતાં કર્તાને અકર્તા કહેવાતા નથી. આ પ્રમાણે એક અદ્વૈત એકલમલ પરમપદને જાણી લેવું બીજા ત્રીજા ચોજ એટલે તર્ક કરી કેવલ સિવાય બીજું કંઈ પણ ગ્રહણ કરવાની ઈચ્છા રાખવી નહિ.

**साखी :- गीता आद्य एकादश, दुजा ग्रंथ अपार;**
**लक्ष पक्ष सहुने विषे, कही नहि निरधार. ।।६।।**

ગીતા પુસ્તકની આદ્ય લઈને ભાગવતના અગિયારમા સ્કંધ સહિત બીજા અપાર

ગ્રંથો આ સંસારભરમાં અસ્તિત્વ ભોગવે છે, પણ તે દરેકમાં પોતપોતાના લક્ષનો પક્ષ બાંધવા વિષે મજબૂતી કરી છે તેમાં અત્યાર સુધીના વિદ્વાનો નિશ્ચયાત્મક ખરી વાત કહી ગયેલા નથી.

**जे जेहनी उपासना, ते तेहेनुं वरणाम;**
**हद मापी अनहद विषे, पाम्या पंथ विराम. . ॥७॥**

જે ઉપાસકોએ જે જે ઉપાસનાઓની સ્થાપના કરી છે તેમણે તે પ્રમાણે જ તેમના ઈષ્ટ દેવોને વર્ણવ્યા છે. વળી અનહદ એટલે જેની હદ મપાય નહિ એવા શ્રેષ્ઠ સિદ્ધાન્તના આશ્રય નીચે હદવાળા માપમાં આવી શકે તેવા, ઘાટરૂપ શરીરોને ધારણ કરનારાઓને આ દુનિયાના કર્તા પરમેશ્વરો છે એમ સમજાવી, જગતભરના લક્ષાવધિ મનુષ્યોને પોતાના મનમાન્યા પંથમાં વિરામ પમાડેલા છે. અને પોતે પણ વિરામ પામ્યા છે.

**ઈતિશ્રી હંસતાલેવા ગ્રંથ સંપૂર્ણ.**

સંત ગુરૂ શ્રી તુળસારામ નો જય હો.

## હંસતાલેવા ગ્રંથની સાખીઓ પ્રારંભતે

**नाम रुप निरगुण लगे, वगे विलासीत वांण;**
**सकल शास्त्रतामे रमे, ता परते निरवांण. ॥१॥**

નામરૂપની સંજ્ઞાઓ નિર્ગુણ સુધી પહોંચે છે તથાપિ જે તે વિદ્વાનોએ પોતપોતાની માન્યતા પ્રમાણે વર્ગ રાખીને જ વાણીનો વિલાસ કર્યો છે. એથી જ આ સંસારના સર્વ શાસ્ત્રોમાં વગવાળા સિદ્ધાન્તો સ્થાપ્યા છે અને તેમાં જ તેમણે રમણ કર્યું છે, પણ સકર્તા સતકૈવલનું નિર્વાણપદ (કૈવલપદ) તેમના સમજવામાં બાકી જ રહી ગયેલું છે.

**जे हरि अक्षर ते लीख्या, कुरांन पुरांनकी मांय;**
**सोही चलक चेष्टा सबे, येन रह्यो निध्य सांय. ॥२॥**

જે અક્ષરો વડે હરિનાં નામ કુરાન, પુરાણ વગેરેમાં લખાયાં છે તે અક્ષરોથી આ સમસ્ત શાસ્ત્રોમાં વિધવિધ પ્રકારની ચેષ્ટા નામ, રૂપ અને ગુણના પ્રતિપાદનરૂપે કરાયેલી છે, પરંતુ આ સમસ્ત અક્ષરોના જથ્થાનું મૂળ ઘર પ્રણવની છેવટ આવેલા નિધિરૂપ બ્રહ્મમાં રહેલું છે. વળી જે અક્ષરો વડે હરિનાં નામ લખાયાં તે હરિ મહાનિધિસમ હોઈ બ્રહ્મમાં રહે છે અને તેમનું ઘર તે પણ બ્રહ્મ જ છે. તેઓ આ બાજુ આવી ચેષ્ટા કરી ગયેલા છે; તેમના જ નામ અક્ષરો વડે વર્ણવાયેલાં છે.

**निध चलकित इत सांम्रथ, लीना दश अवतार;**
**चौद कलाभी आद्य ल्यौं, विश्व सहित विस्तार. ॥३॥**

મહાનિધિ બ્રહ્મના ચલકારા તરીકે આ બાજુ ચૌદ કલાયુક્ત દશ અવતારો થયેલા છે તે તથા ચૌદ લોકરૂપ જગતમાત્ર એ જ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલું હોઈ વિસ્તાર પામેલું છે.

**इत चलकित निध द्वे नहि, एकमेक मल तांन;**
**ताते ते तेहेनी कहे, आप सहित पति जांण. ॥४॥**

આ બાજુ અવતારાદિ પુરુષોથી લઈ જગતમાત્ર બ્રહ્મના ચળકારારૂપ દેખાય છે, પણ એથી કંઈ બ્રહ્મ બે નથી પણ એકમેકરૂપ જ છે. એ જ કારણને લીધે ડાહ્યા ગણાતા વિદ્વાનોથી લઈ અવતારી પુરુષો સુધીના સર્વ લોકો પોતાસહ પતિરૂપ બ્રહ્મના યશ ગાય છે. (પંચભૂતાદિથી બંધાયેલાં સઘળાં શરીરોનું છેવટ નિવાસસ્થાન બ્રહ્મ છે એટલે કે આ શરીરો ઓગળી જતાં છેવટ બ્રહ્મ જ રહે છે. આ બ્રહ્મ ઉત્પત્તિનું આદિમૂળ ક્ષેત્ર છે તથા

કોઈ કોઈ વિદ્વાનો પણ આ બ્રહ્મને ભગરૂપે વર્ણવી ગયા છે એ ન્યાયે સર્વલોકનું મૂળ ક્ષેત્ર લેખાય, આમ છે છતાં આ ક્ષેત્રનો સંચાલક જે સકર્તા સત્‌કૈવલનો અંશ છે તેને કોઈએ સત્ય સ્વરૂપમાં જાણ્યો નથી. એથી જ તેમણે પોતપોતાના વગવાળાને પરમેશ્વરો માન્યા અને જગતને મનાવ્યા છે.)

**भर्म नहि भाषा मही, सकल चोज समजाय;**
**जो जांने जेसी कही, तो पद परम पसाय. ॥५॥**

પરમપદ સમજી શકે એટલા માટે સકર્તા સત્‌કૈવલે પ્રાકૃત ભાષા બક્ષિસ કરેલી છે. તે ભાષામાં કોઈ જાતનો ભ્રમ રહી શકતો નથી, પણ તર્કયુક્ત બુદ્ધિ વડે સર્વ બાબત જેણે જેવી કહી છે તે તેવી સમજાવવામાં સહેલ થઈ પડે છે; જેથી પરમપદ પ્રાપ્ત કરવાનું સુગમ થઈ જાય છે અને સામાન્ય બુદ્ધિના જીવ પણ સમજી શકે છે.

**कचवु बोले क्या भयो, संस्कृत अनुसार;**
**जेती वाणी वांकडी, वस्तु मांही विकार. ॥६॥**

પ્રાકૃત એ મૂળ ભાષા હોઈ સંસ્કૃત એ નકલ છે અને તેને અનુસરી જે જે કંઈ કચવું (સેળભેળ, ગરબડિયું, સફાઈ વિનાનું) બોલવામાં આવે છે તેથી તેમાં કંઈ અધિકપણું છે એમ માની આશ્ચર્ય પામવાનું રહેતું નથી. કારણ કે જે વાણી વાંકીચૂકી તથા ઘણા અક્ષરો ઘૂંટી રચવામાં આવેલી હોય તે સ્પષ્ટ સમજાય નહિ, જેથી સત્ય વસ્તુરૂપે મુદ્દો સ્પષ્ટ નહિ સમજાવી શકાતાં તેમાં વિકાર રહી જાય છે. એટલે પોતે સ્પષ્ટ સમજી શકતા નથી અને સ્પષ્ટ સમજાવી શકતા પણ નથી.

**सुध विना समजाय नहि, छेक सिद्धान्तनो अर्थ;**
**जो ना मानो तो जुवो, टीका सेती ग्रंथ. ॥७॥**

સિદ્ધાન્તનો છેવટ અર્થ ભાષા સિવાય સમજાતો નથી અને એ માન્યતા જગતમાત્રની છે, એથી જ પ્રાચીન ગ્રંથો સટીક કરવામાં આવ્યા છે તે ટીકાવાળા ગ્રંથો જોશો તો આ બાબતની ખાત્રી થશે.

**ते माटे में ना कथ्यो, वंक अंकनो वाद;**
**कैवल वस्तुता वदी, अलग करी अपवाद. ॥८॥**

એટલા જ માટે મેં વાંકાચૂકા અક્ષરોવાળો વાદ ઊભો થાય એમ કર્યું નથી. પણ

માત્ર આ વિષયનો સઘળો અપવાદ દૂર કરી વસ્તુતાએ સકર્તા સત્‌કૈવલરૂપ મુદ્દાનું જ વર્ણન કર્યું છે.

**हंसतालेवा ग्रंथ एह, तत्त्व दरसने तेह;**
**अद्‌भुत पद सद पामवा, सीडी सनमुख एह. ॥९॥**

તત્ત્વોના દર્શનરૂપ આ ગ્રંથ હોઈ હંસ (અંશ)ને સકર્તા પતિ સાથે એક તારરૂપ થવા આ ગ્રંથ રચવામાં આવેલો છે. વળી આ ગ્રંથ આશ્ચર્યચકિત કરી નાખે તેવા સકર્તા પતિના અદ્‌ભુત પદને પ્રાપ્ત કરાવવાવાળો હોઈ સમસ્ત અંશોની સામે સીડી (નિસરણી) તરીકે મૂકવામાં આવેલો છે.

**काव्य नहि कविता नहि, नहि गुण ग्रहेवा ज्ञान;**
**परम अंश पति परमके, काढु पोत निदान. ॥१०॥**

આ ગ્રંથ કાવ્યરૂપે તેમજ કવિતારૂપે નથી તથા ગુણરૂપે નથી, પણ જ્ઞાન ગ્રહણ કરાવવાવાળો હોઈ પરમ વિશેષ પરમ અંશે પરમપતિ સકર્તાનું નિશ્ચયાત્મક મૂળ (સ્વરૂપ) પોત કાઢીને તે સમસ્ત જગતની સામે ખડું કરેલું છે.

**काढनवाला कवन हे, कुन कवनको पोत;**
**अद्वैते द्वैता कसी, कोहोमें कुण उद्योत. ॥११॥**

આ પોત કાઢનાર કોણ છે ? અને કોણે કેવી રીતે કોનું પોત કાઢ્યું છે ? એનો જવાબ એ છે કે અદ્વૈત સાથે દ્વૈતને કસતાં ઉદ્યોત એટલે પ્રકાશ થયો, તે વડે મેં પોત કાઢ્યું છે. અર્થાત્ અદ્વૈત સાથે દ્વૈત કસાતાં જે ચળકાટરૂપ પ્રકાશ ઉત્પન્ન થયો તે રૂપ હું પોતે છું અને મારું મહદ મૂળ અદ્વૈત છે, એથી જ હું અદ્વૈતનું પોત કાઢી શક્યો છું.

**महाद अंश महाराजके, जनीत भिन रही भल;**
**तेही जनीतके जांनन, सो आपे कैवल. ॥१२॥**

મહારાજરૂપ સકર્તા સત્‌કૈવલના ચળકારારૂપે જનીત એટલે ઉત્પન્ન થયેલો હું તેમનો મહદ્ અંશ છું. આ પ્રમાણે ભિન્ન રહીને હું તેમની ભાળ (ખબર, પત્તો) જણાવું છું, પણ મારી ઉત્પત્તિ કેવી રીતે થઈ તે જાનન એટલે જાણનાર કૈવલ પોતે એકલા જ છે.

**कैवलता कारण मत, गति कोहो समजाय;**
**कुण देश मारग कवन, तुम जन क्यौं ओलखाय. ॥१३॥**

તમો જેને સર્વલોકના કારણરૂપ કેવલ કર્તા કહો છો તેમની ગતિ કેવી છે તે સમજાવીને કહો, તથા તેમનો દેશ કયો છે અને તેમનો માર્ગ કયો છે ? અને તે તમો કેવી રીતે ઓળખાવી શકશો તથા તમે કેવી રીતે ઓળખી શક્યા છો ?

**अरुढ मतागत अकथहे, विकट वाट विन ठाव;**
**निराधारका देशमे, टके पुरेका पाव. ॥१४॥**

ઉપરના પ્રશ્નનો જવાબ એ છે કે અરૂઢ તેમનો મત છે; કહી ન શકાય તેવી તેમની ગતિ છે, પૂરું ઠેકાણું ન આપી શકાય તેવો વિકટ તેમનો માર્ગ છે તથા કોઈના પણ આધાર સિવાયનો સ્વતંત્ર નિરાધાર તેમનો દેશ (કેવલ ધામ) હોઈ ત્યાં પૂરેપૂરા એટલે સર્વજ્ઞની ગતિ મળેલ હોય તેમનો જ પગ ટકી શકે છે.

**त्रधा त्रवेणी लेलाट जोती सम, येसे तिलक अगाध;**
**परमातम दरशी पुनी, सो मम देशी साध. ॥१५॥**

ભાલ ઉપર ત્રિવેણી આવેલી હોઈ જ્યોતિસમ આકૃતિવાળી છે. આ ત્રિવેણીના ઘાટમાં ઈંગલા અને પિંગલા એક થતાં સુષુમ્ણા થઈ જાય છે; તે સુષુમ્ણાનો માર્ગ અતિ સાંકડો હોઈ ભલભલાઓ ત્યાં જતા થાકી ગયા છે. જ્યારે એકલી શુદ્ધ અદ્વૈતરૂપે સુષુમ્ણા થઈ જાય ત્યારે સોહંગ ધ્વનિ એકલો જ રહે છે અને પ્રકૃતિના પાઠની રચના તથા નાના-મોટા વિચારો વગેરેના તરંગો ઓગળી જાય છે. તેવા પ્રસંગે સિદ્ધ, સાધકો વગેરે આ ઊર્ધ્વ માર્ગે ગમન કરવાનું આખરે છોડી દે છે, એટલે કે ત્યાં જઈ શકતા નથી કોઈ કોઈ આ વિષય કહી ગયા છે પણ આ ત્રિવેણીના ઘાટમાં રહીને જ બોલેલા છે. આગળ જતાં મન અને વાણી બંનેનો લય થાય છે એટલે દુરસ્ત કહી શકતા નથી તેમ જ અત્રે આ પ્રકરણમાં આ વિષય નથી એટલે વિસ્તારથી કહેવાની જરૂરિયાત દેખાતી નથી. હવે આપણે ભાલ ઉપર જે ત્રિવેણીનું વર્ણન કર્યું તે આભ્યંતર સમજવું. તે આભ્યંતરનું સ્વરૂપ યથાર્થ સમજવા માટે અને તેજરૂપે આપણે છેવટ રહેવાના છીએ એ બંને સ્વરૂપની એક સંજ્ઞારૂપે ભાલ ઉપર તિલક કરી હું અંદરનો ગુપ્ત નમૂનો તિલક દ્વારા દર્શાવી ગયો છું. આ વિષે વધુ પડતો ખુલાસો પંચમ શ્વસમવેદના ત્રીજા ચોથા

પ્રકરણમાં કરેલો છે, શ્રોતાએ ત્યાં જોઈ લેવું. વળી આ તિલક પરમાતમ એટલે પરમતત્ત્વને દર્શાવવાવાળું હોઈ મારા કહેલા નિજ માર્ગ પર જનારાએ એ સિદ્ધ કરી લેવું જોઈએ.

**सकल धरम अनुकरमना, नामे पंथ सराय;**
**भेद हमेरा राह का, प्रगट कहुं समजाय. ॥१६॥**

જેટલા જેટલા ધર્મ છે તે તમામ કર્મવાદી હોઈ નામ જપવાથી જ મોક્ષ માની બેઠેલા છે. અર્થાત્ જે તે પંથ નામવાળો હોઈ નામને જ ભજાવે છે અને તેમ કરવાથી જ મોક્ષ મળે છે એમ સમજાવેલું છે. આ વિષયમાં અમારા જ્ઞાનવાન માર્ગમાં શું ભેદ છે તે પ્રત્યક્ષ સમજાવીને કહું છું.

**नाम रूप निरगुण परे, सकल पंथके पार;**
**अब आवत वहेवारमां, कायम पंथ हमार. ॥१७॥**

અમારા જ્ઞાનનો કાયમ પંથ માર્ગ સર્વ પંથથી પાર આવેલો હોઈ નામ, રૂપ અને નિર્ગુણથી પણ પર આવેલો છે. હું તે કાયમપંથને આ સંસારરૂપ વહેવારમાં સમજૂતી આપી સાક્ષાત્કાર કરાવવા લાવ્યો છું.

**कायम पंथ हमारडा, कैवलका देदार;**
**सत कुवेर हे आगवा, आवोने कोइ यार. ॥१८॥**

હમારા કાયમપંથમાં કૈવલકર્તાનો દેદાર એટલે દેખાવ થશે. આ માર્ગને સ્પષ્ટ સમજાવવા મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે મેં આગેવાની લીધી છે, માટે આ પદ પ્રાપ્ત કરવાની આરતવાળા હે હરિજનો ! મને ઉતાવળથી આવી મળો. હું તે પદ તમને પ્રાપ્ત કરાવી આપીશ.

**ઈતિ શ્રી હંસતાલેવા ગ્રંથની સાખીઓ સંપૂર્ણ**

મહાન સમર્થ પરમવિશેષ પરમગુરુ

# ભગવાન કરૂણાસાગર

★ વિરચિત ★

# અગાધબોધ ગ્રંથ

પ્રકાશક

શ્રી ભગવાન કરૂણાસાગર મંદિર ટ્રસ્ટ - ઉમરા

પો. એસ.વી.આર. કૉલેજ, સુરત

महान समर्थ परमविशेष परमगुरु

# भगवान करुणासागर

विरचित

## અગાધબોધ ગ્રંથ બીજો.

### મંગલાચરણ

છપૈયા છંદ

**ॐ प्रथम प्रणाम धाम जीनुं सकल परापर;**
**सरल जाहाकी शक्त व्यक्त ब्रह्मांड सकलधर. ॥१॥**

કરુણાસાગરરૂપ પરમ વિભૂતિને ધારણ કરનાર પરમશ્રેષ્ઠ પરમવિશેષ પરમઅંશ ચૌદલોક આદિ સમસ્ત લોકમાં કરુણાસાગરરૂપે પ્રસિદ્ધ હોઈ તે સકર્તા સત્‌કૈવલને ઓળખાવવા આ અગાધબોધ નામના ગ્રંથમાં પોતે શુદ્ધ ૐકારરૂપ નિજ સુજાણજાણ દ્વારા પ્રથમ પરમપતિને પ્રણામ કરી સ્તુતિ કરે છે. હે સકર્તા સત્‌કૈવલ ! વિધવિધ પ્રકારની અનંત દિવ્ય વિભૂતિઓથી ઠસરસ ભરાયેલા આ ચૌદલોકથી તમારું નિજધામ પર આવેલું હોઈ આ અનંત બ્રહ્માંડોને આપની અતિ દિવ્ય શક્તિ વડે સરલતાપૂર્વક સહેજા-સહેજરૂપે ધારણ કરનાર આપને હું નમસ્કાર કરું છું.

**जे जे कैवलनाथ सनातन सर्व क्रतारन;**
**अखिलानंद अविनाश विलासक विविधि वधारन. ॥२॥**

હે સકર્તા સત્‌કૈવલ ! તમો સર્વના નાથ હોઈ સનાતન છો. વળી સર્વના કિરતાર છો, તેમજ તમો અવિનાશી હોઈ અખિલ જગતના સંપૂર્ણ આનંદરૂપ રહેલા છો. આ બાજુ આવેલા, અનંતકાળ વહી જાય છતાં ખૂટે નહિ એવા વિધવિધ પ્રકારના વિસ્તારવાળા આ સમસ્ત જગતને, હે સકર્તાપતિ ! શુદ્ધ સંકલ્પ દ્વારા આપે ઉત્પન્ન કર્યું છે અને ધારણ પણ આપે જ કરેલું હોઈ આ જગત રૂપ વિલાસના વિલાસી એવા આપને હું નમસ્કાર કરું છું.

लोक चतुरदश द्वंद फंद फना करन सधारन;
विविधि भात गुन ग्रंद व्रंद विद अलग उदारन. ॥३॥

હે સકર્તાપતિ ! આપથી સર્જાયેલા આ ચૌદલોકના દ્વંદ્વ એટલે પુરુષ પ્રકૃતિ આદિ જોડાંરૂપ જે ફંદ તે ફના કરવાવાળા છો તેમ જ વિધવિધ પ્રકારની ભાતવાળા ગુણ આદિ ગ્રંથિઓના વૃંદ એટલે ટોળાંથી વીંટાયેલા તથા પ્રકૃતિરૂપ મૂળથી પોષાયેલા આ જગતને તમો વિદ એટલે જાણનાર હોઈ તેનાથી અલગ હોવા છતાં અતિઉદારરૂપે ઉત્પત્તિ, પ્રલય અને સ્થિતિને ધારણ કરવાવાળા આપને હું નમસ્કાર કરું છું.

अगणित इंड कटाक्ष पाक्ष वसुतम पद परम;
अलग सलंग एक तास आस कोहु जांने न मरम. ॥४॥

હે સકર્તાપતિ ! આપના પરમ પદરૂપ બ્રહ્મમાં આવા અગણિત ઈંડ આપના કટાક્ષ એટલે અંતર બાજવૃત્તિની ઐક્યતાના કટાક્ષથી પ્રેમ ઉમંગના આકર્ષણથી વસાવીને આપ પોતે અલગના અલગ અને ચૈતન્યરૂપ લહેર વડે સળંગના સળંગ હોઈ આ ચૈતન્ય લહેર સાથે એકતારૂપે રહેલા છો, તથાપિ આ આશયના મર્મને કોઈ યથાર્થ જાણતું નથી.

हंस निवासन धामधणी तुम पुरुष पुरातन;
नमो नमो निरवाण प्राणपत सचर समासन. ॥५॥

હે કરૂણેશ ! આપના પરમધામમાં જ અનેક અંશોનો નિવાસ છે તે તમામના આપ ધણી છો, તેમ જ ૐકાર પ્રણવના પતિરૂપ સચરાચર સમાઈને રહેલું નિર્વાણરૂપ જે બ્રહ્મ પ્રકાશના (પ્રકાશક) આપ ધણી હોઈ, હે પુરાતન પુરુષ ! હું આપને વારંવાર નમસ્કાર કરું છું.

प्रकृति बिनु घंन पुरुष पलकमे खलक उपासक;
आंन्यधाम पतिदेव जुगल शक्तितन आशक. ॥६॥

પ્રકૃતિ સિવાયના એક અદ્વૈત હોવા છતાં અંતરબાજ વૃતિના દ્વૈત ઉમંગથી પળમાત્રમાં દ્વૈતરૂપ ખલકની ઉત્પત્તિ કરનાર હે પુરુષ ! આપને ધન્ય છે. કારણ કે આપ પ્રકૃતિ રહિત છો છતાં આપથી રચાયેલાં આ જગતનાં સઘળાં ધામોના પતિઓ તથા દેવો જુગલરૂપ એટલે સ્ત્રી-પુરુષની જોડીવાળા શક્તિના જ આશક છે. આમ આપની સઘળી રચના દ્વૈતરૂપે સ્ત્રી-પુરુષની જોડીવાળી છે છતાં આપ તેનાથી પર એક અદ્વૈતરૂપે છો; આ દ્વૈત રચનાથી આપ પોતે અલગ છો.

**तब देवनके देव सकल शिर हो तुम कैवल;**
**साक्षीवत सुत सलंग प्रौढ पद पुरुष एकलमल. ॥७॥**

એટલા જ માટે હે સકર્તા કૈવલ ! આપ દેવોના પણ દેવ હોઈ સર્વશિર શ્રેષ્ઠ નિહંગરૂપે છો. નિજ મહદ્દ ગતિરૂપ ચૈતન્ય લહેર વડે સળંગ સુત્રવત્ વ્યાપક હોઈ સર્વ અંશોના સાક્ષીરૂપ, હે એકલમલ પુરુષ ! આપનું પરમપદરૂપ ધામ અતિ પ્રૌઢ (અતિ વિશાળ પદ) છે. હે કૈવલ ! આપને નમસ્કાર કરું છું.

**जय करुणामये कंथ अंत मध्य आद्य परापर;**
**हंसरूप स्तुति कुवेर निज ग्रंथ करन स्वर. ॥८॥**

મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આદ્ય, મધ્ય અને અંતથી પર રહેલા, હે કરુણામય સકર્તા ધણી ! હું હંસરૂપ હોઈ નિજ સ્વરૂપ રહી આપના સ્વરૂપમાં એકમેકપણે અંતર હંગની સ્થિતિ દ્વારા આ અગાધબોધ ગ્રંથ શરૂ કરવા આપને નમસ્કાર કરી સ્તુતિ કરી છે.

**दोहा-मंगलाचरन प्रथम एही, धरन सजन उर ध्यान;**
**अब ग्रंथन प्रारंभहु, सुनहो संत सुजान. ॥९॥**

મંગલાચરણ એટલે પ્રથમ સર્વ જીવોનું પરમકલ્યાણનું જે સાચું સોહંગ ચરણ છે તે સજ્જનરૂપ હરિજનના ઉરમાં ધ્યાનરૂપે ધારણ કરવા પ્રથમ આ મંગળાચરણ રચેલું છે. હવે ગ્રંથનો આરંભ કરું છું તે હે સુજાણજાણવાળા સજ્જનો ! ચિત્ત દઈને સાંભળો.

**लोक असंख्य उतपंन गति, सप्तदीप सुरधाम;**
**सो सब ग्रंथमे भाखहु, विविधि भात गुण ग्राम. ॥१०॥**

અસંખ્યલોક જે ગતિએ ઉત્પન્ન થાય છે તે ગતિ તથા સાત દીપ (દ્વીપ) તેમજ અંતરીક્ષમાં રહેલા દેવતાઈ ધામો વગેરેનો આ ગ્રંથમાં વિધવિધ પ્રકારે ગુણગાન કરી પ્રકાશ કરું છું.

**सकल अंग भींन्न भींन्न गति, अर्थ बोध शुभसार;**
**केहं कुवेर करके कहुं, संशे हरन भवपार. ॥११॥**

આ ગ્રંથના દરેકે દરેક અંગ ગતિએ ન્યારાં ન્યારાં હોઈ તેમાં શુભ સારયુક્ત અર્થરૂપ વિત્તવાળો બોધ કહું છું. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ બોધરૂપ હાથ વડે સર્વ પ્રકારના સંશયોનો નાશ થતાં ભવપારંગત થવાય છે.

## અદ્વૈતથી દ્વૈતવિલાસ વિષેની સમજૂતી - અંગ-૧લું

**अद्वैते कहुं द्वैत विलास, तत्त्वभेद हारद प्रकाश;**
**ब्रह्मदरशीके वेत्ता ब्रह्मं, के ब्रह्मज्ञानी समजे मर्म. ।।१।।**

એક અખંડાકાર સોહંગરૂપ અદ્વૈત બ્રહ્મથી ૐકારરૂપ ત્રિગુણાત્મક જગતના દ્વૈતવિલાસવાળાં તત્ત્વો વિષેનો ભેદ તેમજ હાર્દરૂપે મુદ્દાવાળો પ્રકાશ કરું છું; તે બ્રહ્મદર્શી વા બ્રહ્મવેત્તા વા બ્રહ્મજ્ઞાની હશે તે જ આ મર્મને સમજી શકશે. સિવાય કોઈ સમજી શકશે નહિ.

**जीवदशा सद पामे मरण, इश्वरपद भागे जउ शरण;**
**जे जेहेनु आलंबन टले, तांहां तेहनु मन धरणे ढले. ।।२।।**

આ દ્વૈતવિલાસના ઉપાસકો ઈશ્વરપદનો વિયોગ ટાળી એકતા કરવા પ્રયત્ન કરે છે, તો પણ તેમની જીવબુદ્ધિ છેવટ મરતાં સુધી ગઈ હોય તેમ જણાતું નથી, કારણ કે જેણે જેણે જેની સાથે આલંબન એટલે આધાર વા આશ્રય લીધો ત્યાં તેઓનાં મન ચોટ્યાં છે.

**जीव तणुं आलंबन इष्ट, आ अनुभवमे जाय समष्ट;**
**ते माटे कहुं छुं आ गम, सुणशो नहि जे न पडे गम. ।।३।।**

જીવમાત્રનું આલંબન પોતાથી પર રહેલા કોઈ ઈષ્ટ સાથે છે, તે આ સમષ્ટિ અનુભવના પેટામાં આવી જાય છે. એટલા જ માટે હું આ અનુભવરૂપ ગમગતિનો પ્રકાશ કરું છું, જેને આ વિષે ગમ ન પડે તેણે તે સાંભળવું નહિ.

**अगमगति बोलुं छुं बोल, लक्ष अगाद अनाहद तोल;**
**श्रोतासो सनमुख चित रखो, शब्द हमारा जे ग्रही शको. ।।४।।**

તોલ કે કિંમત ન કરી શકાય એવો અગાધ અગમ્ય ગતિવાળો મહદ્‌લક્ષ કહું છું તે હમારા જ્ઞાનવાન શબ્દોને ગ્રહણ કરી શકે તેવા હે શ્રોતાજનો ! હમારી સન્મુખ ચિત્તવૃત્તિનો નિગ્રહ કરીને સાંભળો.

**आगळ छे वाणी अटपटी, अर्थीने थाशे चटपटी;**
**अनुभव उग्र अति वंकटो, अर्थी होय ते उठी शटो. ।।५।।**

આ ગ્રંથમાં શરૂ થનાર અંગોમાં મારી અનુભવવાણી ઘણી અટપટી, મુશ્કેલીથી સમજાય તેવી છે અને તે અર્થી એટલે કોઈ પણ અર્થરૂપ પદાર્થની ઈચ્છાવાળાઓના ઈચ્છિત

ફળનો નાશ કરનાર હોવાથી તેમને આ શબ્દો સાંભળતાં જ ચટપટી (અકળામણયુક્ત તાલાવેલી) થાય તેમ છે. આ અનુભવ ઉગ્ર ગતિનો હોઈ અતિ વંકટો એટલે વાંકોચૂંકો કષ્ટ સાધ્ય છે. આ માર્ગે જતાં પદાર્થ-ફળની ઈચ્છાવાળાઓ નભી શકે તેમ નથી, એટલે તેમણે આ અનુભવ માર્ગમાંથી દૂર ખસી જવું.

धीरजवंत धरो मन धीर, सकल समजनु कहुं ते हीर;
उरघ मति जिज्ञासु जन, सरल मुमुक्षु शुध चेतन. ॥६॥

હે ઊર્ધ્વમતિના જિજ્ઞાસુજનો ! હું સર્વ પ્રકારની સમજોના સમજરૂપ હીર (સત્વ, મુદ્દો) કહું છું તે ધીરજ રાખી અને મનને સ્થિર કરી સરલતાપૂર્વક મુમુક્ષુપણે શુદ્ધ ચૈતન્યરૂપે થઈ શ્રવણ કરી જિજ્ઞાસા તૃપ્ત કરો.

तेहेने उर टकशे टहंकार, जिज्ञासु होशे झाझकार;
हशे व्रत तो शास्त्र मने, सत कुवेर तेने नहि बने. ॥७॥

ઉપર જણાવ્યા પ્રમાણે અધિકારવાળો જે જિજ્ઞાસુ આ જ્ઞાનવાન ભક્તિ માર્ગમાં ઝઝુમ્યા (ઝુઝયા) કરશે તેના જ હૃદયમાં આ ચૌદલોક પર્યંતનો લક્ષરૂપ ટહંકાર સ્થિર થશે; અને તેજ પતિપદને પ્રાપ્ત કરી શકશે. વળી કોઈ મંદમતિવાળાની વૃત્તિ હશે, તથાપિ તેઓ શાસ્ત્ર તથા વેદની મર્યાદામાં રહેનાર હશે વા તેમણે મનાઈ કરેલા હુકમને લીધે અટકી પડશે તેમને મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે મારી સાથે બની શકશે નહિ.

 ## ઈશ્વરાદ્વૈત-અંગ-૨જું 

एक ब्रह्मथी दुजो भ्रम, तेनो कही समजावु मर्म;
जीव ईश्वरने हरिना जन, त्रिपरकार हवां वरतन. ॥१॥

શુદ્ધ અદ્વૈત એક સોહંગ બ્રહ્મને કોઈ સમજી શક્યું નહિ અને તે વિષેનું કોઈને ઓળખાણ પણ પડ્યું નહિ, એથી જ તે સોહંગ બ્રહ્મની સમજના અભાવે સોહંગ બ્રહ્મથી ઉત્પન્ન થયેલા ૐકારરૂપ ત્રિગુણાત્મક ચૌદલોક રૂપ જગતમાં વસતા અધિક અધિકારવાળા દેવતાઓને અતિ સામાન્ય જનોએ ઈશ્વરો ગણી શ્રેષ્ઠ ઈષ્ટ તરીકે માની તેમને જ ભજેલા છે અને એથી જ ત્રણ પ્રકારની કોટી જણાય છે; તે એક જીવ, બીજા ઈશ્વર અને ત્રીજા ભગવતીજનો. આ ત્રણેયનાં વર્તન ત્રણ પ્રકારે છે. તેમાં જીવકોટી અતિ અજ્ઞાનતાને લીધે ધર્મ માર્ગમાં આગળ ધસી શકતા નથી. બીજા ભગવતીજનો ઉપર કહેલા ત્રિગુણાત્મક જગતમાંના ઈશ્વરોમાં ચિત્ત રાખી ભક્તિપદનું વર્ણન કરી રહ્યા છે, અને તેમના

સિદ્ધાંતો તે પણ ભિન્ન ભિન્ન હોઈ બુદ્ધિમાપક દેખાય છે અને ત્રીજા પ્રકારના જે ઈશ્વરો જેમને મહાન અધિકારવાળા જોઈ સામાન્ય જનોએ ઈષ્ટદેવ તરીકે માનેલા છે. તે સ્વતંત્રપણે આ જગતમાં વિહાર કરી ગયેલા હોઈ તેમનાં વર્તન પણ ભિન્ન પ્રકારનાં છે. આમ જગત ભ્રમ એટલે ભ્રાન્તિવશ થયેલું હોઈ આ તેનો મર્મ છે.

**शिव ब्रह्मा विष्णु परजंत, शेष शक्ति ल्यौं आणो अंत;**
**जीवदशा वरते सर्व कोइ, एक एकनी समजण कहुं सोइ. ।।२।।**

શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે, જગતના ડાહ્યા ગણાતા વિદ્વાનોએ શિવ, બ્રહ્મા અને વિષ્ણુ તથા શેષજી અને શક્તિ સુધીની સ્થાપના કરી તેનાથી વિશેષ આગળ કંઈ નથી એમ કહી સમજાવી અંત આણેલો છે. પણ આ જણાવેલા દેવતાઓ જીવદશાના હોઈ વર્તન પણ તેવું જ કરી ગયેલા છે. તે વિષયની સ્પષ્ટ સમજવાળો ખુલાસો કરું છું તે સાંભળો.

**ब्रह्मा ब्रह्म स्तुति करे, कंकर ते माटे करगरे;**
**शिव समसान सेवे ते सदा, जोग जुगत पामे आपदा. ।।३।।**

વેદના આદિ વક્તા બ્રહ્માજીએ પરબ્રહ્મની ઘણી પ્રાર્થનાઓ તથા સ્તુતિઓ સૂત્રો દ્વારા કરેલી છે અને સ્થૂલ ધર્મ આદિથી લઈ સૂક્ષ્મ પર્યંતનાં દ્રવ્યોથી હું ચૈતન્ય પર છું એમ કહેલું છે, એટલે આ ઉપરથી બ્રહ્માજી સ્વતંત્ર વા સર્વજ્ઞ નથી; કારણ કે પ્રાર્થના આદિનો ધર્મ સર્વજ્ઞ વા સ્વતંત્રમાં હોતો નથી. વળી આ બાજુ આવેલા જગતના ભગવતિ માર્ગવાળા ઈશ્વરપ્રાપ્તિના દર્દમાં પીડાતા પોતે રંક છે એમ સમજી તેઓ પણ કરગરતા દેખાય છે; એટલે કે આ બંને જનો ખરા ઈશ્વરની પાછળ કંઈક શોધખોળમાં રોકાયેલા છે. એથી જ આ બંનેમાં ઈશ્વરની અપૂર્ણતા જણાય છે. અર્થાત્ આમાંના કોઈમાં અદ્વૈતપદની સમજ ઘટતી નથી. વળી બ્રહ્માજી પોતે અદ્વૈતપદનું પ્રતિપાદન કરી ગયા છે અને બીજી બાજુ જગતમાત્ર દ્વૈતઈશ્વરોને માને છે. આ માન્યતા બ્રહ્માજીના કથન અનુસાર વેદ વિરુદ્ધ છે. આનું જ નામ ભ્રમ એટલે ભ્રાન્તિ. વળી શિવજી જેમને જગતના વિદ્વાનોએ ત્રણેલોકના ધણી ગણેલા છે અને આ ભવરૂપ બંધનમાંથી છુટવા મુમુક્ષુવૃત્તિ રાખી તેમનું ધ્યાન ધરે છે, તે શિવજી સ્મશાન આદિ ભૂમીમાં જઈને યોગ વડે ધ્યાન ધરે છે. આમ ધ્યાન ધરવું એ સ્વતંત્રતાની ઊણપોની નિશાની છે, એટલે તેમને પણ સર્વજ્ઞ કહેવાય નહિ. આ પણ એક પ્રકારનો જીવ વાદ છે અને તે શ્રેષ્ઠ જ્ઞાન દ્વારા સમજાય તેમ છે. વળી શકરનું ધ્યાન તે દ્વૈત ગણાય. એકમેકમાં ધ્યાન હોઈ શકે નહિ. તેવું એકમેકપણું શંકરમાં હોત તો બંધનોથી છૂટી જવા ધ્યાન ધરત નહિ. બીજી બાજુ તેમના ઉપાસકો તે પણ બંધનોથી છૂટવા ધ્યાન ધરે છે

આમ ખરા ઈશ્વરની અપેક્ષાવાળા દેખાય છે. આનું નામ જ ભ્રમ છે, એટલે કે આ બંનેને ખરું પદ હાથ લાગ્યું છે એમ કહી શકાય નહિ. જે ઈશ્વરો ઈશ્વરોને શોધતા હોય તેમના ભક્તોની પરમ છેવટે આવેલી ગતિ શી રીતે થશે ? આમ જગતના ઈશ્વરો ગણાય છે, તો પણ તે યુગોના યુગોથી ઈશ્વરપદની શોધખોળ પાછળ આજપર્યંત રોકાયેલા છે.

**विष्णु देह धरणी परधरे, सकल विश्वनुं संकट हरे;**
**एक थापे एकनो उथाप, तांहां क्यांहां चेहनो अद्वैत व्याप. ॥४॥**

જગતમાં વિષ્ણુને માનવાવાળો એક ભારે અને સજ્જડ મત છે. તે વિદ્વાનો તેમને પણ સર્વજ્ઞ અને સંપૂર્ણ માને છે તે વિષે તેમનામાં સંપૂર્ણતા કેટલી છે તે ધ્યાનપૂર્વક સાંભળો. માનવા તથા જાણવા પ્રમાણે વિષ્ણુના મુખ્ય દશ અવતારો થયા છે. તે જગતભરમાં જ્યારે જ્યારે સંકટો આવી પડે ત્યારે ત્યારે દેહને ધારણ કરી સંકટ દૂર કરે છે. તેમાં એકની સ્થાપના અને બીજાનું ઉત્થાપન. આમ કર્તવ્ય જોતાં એક અદ્વૈતપદ નીકળતું નથી. (યદા યદાહિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત) આ શ્લોક શ્રીકૃષ્ણ બોલેલા હશે કે તેમની પાછળના ભગવત્‌જનોએ ઉપજાવી કાઢેલો હશે એ વિષે હજી સુધી ચોક્કસ થઈ શકેલું નથી. શ્લોકના ભાવ ઉપરથી એમ સમજાય છે કે દેશ આપત્તિઓમાં સંકટવશ થાય ત્યારે જન્મ લઈ તે દુઃખ દૂર કરે છે, એ વાત સત્ય હોય તો અત્યારે દિન-પ્રતિદિન ધર્મો તથા સિદ્ધાન્તો વખતોવખત બદલાતા જાય છે. પરધર્મમાં હજારો તણાઈ જાય છે. આમ આધુનિક સ્થિતિ જોતા ધર્મ ઉપર કોઈ સ્થિર નથી. મંદિરો, તીર્થો આદિ મોટી મોટી સંસ્થાઓ નામ માત્ર ઈશ્વરોને આગળ ધરે છે. તેમાંનું તેઓમાં લેશમાત્ર ચુસ્તપણું નથી. આ ગ્લાનિ દૂર કરવા અવતાર નહિ થતો હોય ? આજથી પૂર્વકાળ ઉપર હિંદુઓ અનેક પ્રકારે છુંદાયા છે ને છુંદાય છે, અને તે પાછળના ઈતિહાસો જોતાં જરૂરથી નીકળી આવશે. તેવા પ્રસંગે કેમ અવતાર થતો નથી ? પરદેશના પરદેશીઓ આ દેશમાં આવતાં લાખો હિંદુઓ વટલાઈને નષ્ટભ્રષ્ટ થયા તે વખતે તેમને બચાવવા તથા તે વખતે આખા હિંદુસ્તાનને સહાય આપવા કેમ અવતાર ન થયો ? આપણે અવતારની વાતો કાગળના પાના પર વાંચવાની કે દેશને થતા અનર્થ વા જુલ્મોને જોઈને બેસી રહેવાનું ? આ વિષે વિચાર કરવા ઊતરીએ તો કંઈ હજારો વર્ષ ઉપર શ્રીકૃષ્ણ થયા અને તે કાળના પ્રેમઘેલા ભગવતીજનો તેમની બાબતની પ્રેમઘેલી વાતો કરી ગયા હશે. તેમાંનું અત્યારે કંઈ પણ કામ આવે નહિ. માત્ર વાતો કરી ખુશ થતાં જે કંઈ રસ મળે તેટલાથી જ તૃપ્તિ માની લો. અત્યારનો ક્રમ અને તે કાળના સંજોગો બંને વચ્ચે કોઈ જાતનો સંબંધ નથી. કોણ જાણે કૃષ્ણ

પરમેશ્વર છે કે નહિ. આ બાબતમાં ભાગવત તથા ગીતા સિવાય પુરાવો નથી. વળી આ બંને પુસ્તકો ઉપજાવી કાઢેલાં છે, તો પણ ખરી વિગત શું છે તે ભગવાન કરૂણાસાગર કહે છે.)

**बलिराजाने जाचा जही, मागण थइने लीधी मही;**
**शुं पहेली पोतानी नती, कर ओढीने कीधी छती. ।।५।।**

પુરાણોના કહ્યા પ્રમાણે આ પૃથ્વી ઉપર ચિરકાળમાં બલિ નામના રાજા રાજ કરતા હતા. તેઓ સત્યવાદી, ધર્મમાં એક નિષ્ઠાવાળા હતા. તેમણે મહાન યજ્ઞો એક પછી એક એમ નવ્વાણું યજ્ઞ કર્યા. જ્યારે સોમો યજ્ઞ શરૂ કર્યો ત્યારે ઇન્દ્રપુરીમાં જે ઇન્દ્ર રાજ્ય કરતા હતા તેમને ભય ઉત્પન્ન થયો. આ ભયને લીધે તેઓ ઘણા દુઃખી થવા લાગ્યા. છેવટે વિચાર્યું કે આ દર્દ વિષ્ણુ ભગવાન સિવાય દૂર થશે નહિ. એમ ધારી વિષ્ણુ ભગવાનને તેમણે વિનયપૂર્વક ભલામણ કરી. તરત જ વિષ્ણુ વામનસ્વરૂપ ધારણ કરી પૃથ્વી ઉપર આવ્યા. તે પ્રસંગે બલિરાજાનો યજ્ઞ ચાલુ હતો, ત્યાં આવીને હું બ્રાહ્મણ છું એમ કહી દક્ષિણાની યાચના કરી. ભલા બલિ રાજાએ તેમને દાન આપવાનું કબૂલ કર્યું; એટલે બલિએ પૂછ્યું, "આપ શું દાન લેશો ?" ત્યારે વામન સ્વરૂપે ભગવાન બોલ્યા કે મારે વધારે કંઈ જોઈતું નથી, માત્ર સાડા ત્રણ ડગલા પૃથ્વી આપો. તે વાત સાંભળી ખુશીથી તેમ કરવા હા કહી એટલે વામનસ્વરૂપે આવેલા ભગવાને ત્રણ ડગલામાં સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ લઈ લીધું. અડધા ડગલાની ખામી રહી તેમાં બલિએ આજુબાજુના સંજોગ જોઈ ઘણો શોચ કર્યો. પણ પોતાની પાસે કંઈ રહ્યું નહિ એથી આવનાર યાચકને બાકીની પૃથ્વી ક્યાંથી આપવી. એ વિષે તેમને કંઈ સમજ પડી નહિ. એથી છેવટે નિશ્ચય કર્યો કે મારું શરીર તે પણ પૃથ્વી છે, એમ જાણી યાચકની પાસે સૂઈ ગયા. યાચકે તેમના પર પગ મૂકી બલિને પાતાળે મૂકી દીધા. ત્યારથી યાચક ત્રણે લોકના રાજા થયા છે. આ સ્થળ ઉપર ભગવાન કરૂણાસાગર કહે છે કે શું તે પહેલાં આ ત્રણે લોકની સઘળી પૃથ્વી તેમની ન હતી કે પગ મૂકીને માપી લેવાની જરૂર પડી ? આ પણ એક ગર્ભિત વિષય છે.

**रावणे कीधुं जानकी हरण, छल नव जांणो करता करण;**
**हवु रुदन धीरज नव धरू, जुवो चरितर जीवनुं करू ।।६।।**

શ્રી રામચંદ્ર જ્યારે વનમાં ગયા ત્યારે ત્યાં રાવણ છળ કરી સીતાજીને લઈ ગયો. આ પ્રસંગે શ્રી રામચંદ્રજી પરમેશ્વર હતા. તો રાવણના પ્રપંચને કેમ ન ઓળખી શક્યા ? વળી સીતા વિયોગે અતિશય મુક્ત કંઠે રૂદન કર્યું છે, જેમાં 'હું સર્વજ્ઞ છું' એ વિષેની જરા પણ ધીરજ રહી નહિ. આ ચારિત્ર્ય જીવવાદથી ભરેલું છે. આમ જ્યાં જીવવાદ છે ત્યાં સર્વજ્ઞતા હોઈ શકતી જ નથી.

**रावण मार्यो थाप्यो भक्त, स्वारथ सरखुं साध्युं व्यक्त;**
**एतो छे जीवनो वहेवार, कुवेर अधिक शो इश अतबार. ॥७॥**

આનું પરિણામ એ આવ્યું કે છેવટે રાવણને મારી આશ્રયે આવેલા વિભિષણને રાજ્ય આપ્યું. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ વહેવારિક પક્ષ હોઈ આમાં ઐશ્વર્ય વિષે અધિક વિશ્વાસ લાવવાને શું કારણ છે ?

## કલાદ્વૈતકો - અંગ-૩જું

**कालाग्रेहे कृष्ण जनमीया, गुप्त गोकुलमे जइने रमीया;**
**बलपामीने वाध्युं झेर, दुःख दीधानुं वाळयुं वेर. ॥१॥**

શ્રીકૃષ્ણનો જન્મ કારાગૃહમાં થયો હતો. તેમાંથી તેમને ઘણી જુક્તિથી ગોકુળમાં લાવેલા ત્યાં તે મોટા થયા. આમ મોટા થતાં બળ પ્રાપ્ત કરી દુઃખ દેનારા ઉપર જે ઝેરવેર હતું તે બદલ તેમને દેહાન્ત શિક્ષા કરી પોતાની વૃત્તિઓને તૃપ્ત કરી, એટલે કે કંસનો નાશ કરી પોતે નિશ્ચિત થયા.

**करी करोध जरासंघ चढ्यो, दीधी पूंठने केडे पड्यो;**
**कैंस मार्यानु कही गयुं जोर, मधराते थइ नाठा चोर. ॥२॥**

શ્રીકૃષ્ણના હાથે કંસ મરાયાના સમાચાર જરાસંઘને મળ્યા, એથી જ તે ક્રોધવશ થઈ કૃષ્ણની સામે થયો. આ જરાસંઘ અતિ બળવાન હોવાને લીધે કૃષ્ણ રણક્ષેત્ર છોડી નાઠા. આમ પરાસ્ત થયેલા કૃષ્ણની પાછળ જરાસંઘે જવું જોઈએ નહિ પણ કંસના મરણ સમાચારથી ચઢેલા ક્રોધને લીધે તે કૃષ્ણની પૂંઠ પકડી તેમની પાછળ પડ્યો. આ યુદ્ધક્ષેત્રમાં જરાસંઘનું અતિ અધિક બળ જોયું અને પોતે નિશ્ચિત થયેલી પોતાની છાવણીમાંથી સર્વને પડતા મૂકી નાસી ગયા. ભગવાન કરૂણાસાગર કહે છે કે પોતે સર્વજ્ઞતાનો દાવો કરી જે બળ વડે કંસનો વધ કર્યો તે બળ તથા સર્વજ્ઞતા જરાસંઘની સામે લડતાં ક્યાં ગયા જે ચોરગતિની માફક ગુપ્ત રીતે નાસી જવું પડ્યું !

**रणछोड़ी द्वारामती गया, बेट सागरमे सुखीया थया;**
**जोर करे नासे ते जीव, निरबल थइ जइ लडे सदैव. ॥३॥**

જરાસંઘના ભયને લીધે યુદ્ધક્ષેત્રને છોડી દ્વારકામાં ગયા. ત્યાં પણ સુખ પ્રાપ્ત ન થયું એથી જ ચારે તરફ દરિયો લાગેલા બેટમાં રહ્યા, જ્યાં તે નિશ્ચિત રહેવા પામ્યા છે.

જોર કરી લડવા જવું અને પરાસ્ત થતાં નાસી જવું એ ધર્મ આશાવાદી જીવનો છે. વળી નિર્બળ પરત્વે લડવું અને સબળ બળવાળાથી નાસી જવું એ ધર્મ ઈશ્વરોમાં ઘટતો નથી.

**तेहेवुं पण श्रीकृष्णे कर्युं, ईश्वरपद ते शुं नीसर्युं;**
**कोइ केहेशे ते अकलीत गति, आगल पण एहवी विद्या हुती. ॥४॥**

જ્યારે આ પ્રમાણે શ્રીકૃષ્ણે કરેલું છે તો પછી શ્રોતાજનોએ વિચારી લેવું જોઈએ કે આમાં ઈશ્વરપદ શું નીકળે છે ? કોઈ કહેશે કે તેમનામાં અકળગતિ હતી એથી જ તેઓ આવાં વિધવિધ ચારિત્ર્ય કરી ગયા છે. આ વાત સમજફેર છે. આગળ આ વિષયની વિદ્યા હતી, એથી જ તેઓ વિધવિધ રંગવાળી બાજીરૂપ ખેલ કરી શકતા હતા.

**दावानल पीधो महराज, कै जन अगन गले छे आज;**
**गिरि तोलो टचली आंगुरी, आज उखाडे वृक्ष समुरी. ॥५॥**

વળી પૃથ્વીના પ્રલય વખતે અગ્નિ ફાટી નીકળેલો તે પણ તેઓ આચમન કરી ગયા અને જગતને બચાવી લીધું, એ વાતથી આશ્ચર્ય પામવા જેવું નથી. કારણ કે અત્યારે પણ અગ્નિનું ભક્ષણ કરનારા છે. વળી કહેવાય છે કે ગોકુળ ઉપર અતિવૃષ્ટિ થતાં ગોકુળ તથા ત્યાંના નિવાસીઓનો નાશ થતો હતો તે તમામને બચાવવા પોતાના હસ્તની ટચલી આંગળી વડે ગિરિરાજને ઊંચો કરી તેની અંદર તેમને વસાવી બચાવ કર્યો છે. આજે પણ વૃક્ષોને સમૂળાં ઉઠાવનારાઓ તથા વૃક્ષોને ગુપ્ત રીતે ઢાંકી દેનારા પણ છે.

**ए सर्वे विद्यानो वाद, इश्वर पदने तो ए बाध;**
**शक्ति ते सरजे संसार, त्रिपद जाये त्रिया आकार. ॥६॥**

આ બધોએ વાદ વિદ્યાનો છે અને તે ઓછી વત્તી વિદ્યાના ગુણને લીધે ઓછા-વત્તા પ્રમાણવાળા ચમત્કારો આપી ગયેલા છે. પણ ઈશ્વરપદને તો આ બધું બાધકર્તા છે. વળી શક્તિ સર્વ સંસારને સરજે છે અને સંસારના હેતુ વધારવા રૂપે શક્તિ રહેલી છે, અને શિવ, બ્રહ્મા અને વિષ્ણુ વા રજો, તમો અને સાત્વિક આ ત્રણે ગુણો પ્રકૃતિયુક્ત હોઈ પ્રકૃતિને મળીને જ રહેલા છે એટલે કે તેમના હેતુરૂપ પ્રકૃતિ જ છે. એથી જ સ્વર્ગ આદિ ગમે તે લોકમાં વિચરે તો પણ પ્રકૃતિ સિવાય રહી શકે નહિ અને રહ્યા પણ નથી તે જુઓ.

**त्रिया तन तांहां जीव अधम, आगल थापन कियो निगम;**
**भे पामे भजनानंद शेष, केहं, कुवेर निरभे नहि लेश.॥७॥**

જ્યાં પુરુષપ્રકૃતિની એકતામાં તલ્લીનતા હોય ત્યાં જીવ અધમદશાનો લેખાય છે.

એવું આગળ બ્રહ્માજીએ સ્થાપન કરેલું છે, એટલે કે કહી બતાવ્યું છે. એથી જ ત્યાગી પુરુષો આ પ્રકૃતિના ફાંદામાંથી દૂર ખસેલા હોઈ યોગ વા જ્ઞાનની અંતઃદશામાં મસ્ત રહે છે; છતાં મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ માયા સૂક્ષ્મ, અતિ પ્રાબલ્યતાવાળી હોઈ સ્થાવર જંગમ આદિ સર્વને છાઈ રહેલી છે, જેથી મોટા મોટા યોગીજનો ભયને પામી યોગ સાધી બ્રહ્મરંધ્રની ભ્રમરગુફામાં સંતાઈને ભરાઈ રહેલા છે. વળી ભજનાનંદમાં રહેનારા તથા શેષજી જેવા પણ ભય પામતા હોઈ લેશમાત્ર નિર્ભય રહ્યા નથી.

## દાસત્વ દ્વૈતકો - અંગ-૪થું

**विष्णु कोट अनंत अनेक, भक्ति भाव धरीया बहु भेख,**
**दीन थइ सरवे दरदरे, अद्वैतपद कोइ उर नव धरे. ॥१॥**

ભકતજનોએ વિષ્ણુનાં અનંત કોટિરૂપો વર્ણવ્યા છે. તેમ જ તે પદને પામવા ભક્તિભાવથી બહુ પ્રકારે ભેખ ધારણ કરી વિષ્ણુની પ્રાપ્તિના દર્દમાં હજારો મનુષ્યો કરગરે છે, પણ એક અખંડાકાર અદ્વૈતપદને કોઈએ ઉરમાં ધારણ ન કર્યું.

**अद्वैत तांहां उगरे नव आप, आप विना परनो शो थाप;**
**पर थाप्युं पूर्वे सर्व कोइ, ईश्वर सहित कह्या में सोइ.॥२॥**

શુદ્ધ અદ્વૈતપદમાં આપું એટલે અહંપણાની અસ્મિ આદિ અભિમાનયુક્ત કોઈ લક્ષણા ઊગરતી નથી. એનું જ નામ એક અદ્વૈત છે, પણ તે વિષયની ગમના અભાવે આપારૂપ અભિમાન વડે બીજા ત્રીજાની સ્થાપના કરી છે. જો આ અભિમાન ન હોય તો કોઈ પણ પદની સ્થાપના થઈ શકતી નથી. એથી જ આ આપારૂપ અભિમાન વડે પૂર્વ કાળમાં થયેલા વિદ્વાનોએ પોતાનું નિજપદ નહિ જોતાં વા નહિ વિચારતાં બીજાઓની સ્થાપના કરી છે અને આ ઈશ્વરોને એથી જ જગત ભિન્ન દૃષ્ટિથી જોતાં શીખ્યું છે એથી ઈશ્વરોની આદ્ય લઈ તે આપણા પોતાના નિજ સ્વરૂપથી જુદાં હોઈ વિજાતિ છે.

**एक एकथी अदका बलवान, इश्वर तेहेना तेह निदान;**
**जे जेथी नीचे पद ग्रीव, ते तेहेना ते जाणो जीव. ॥३॥**

આ ગ્રંથમાં જે ઈશ્વરોનું હું વર્ણન કરું છું તેમને જગતના વિદ્વાનોએ એક બીજાથી અધિક બળવાળા લેખેલા છે છતાં તેઓ નિશ્ચયપૂર્વક કહે છે કે એકંદરે આ બધા જુદા છતાં એક જ છે. આમ ભિન્નતા બતાવે છે તે એવી રીતે કે પરશુરામ બે કળાના,

રામચંદ્ર ચૌદ કળાના તેમ જ કૃષ્ણસોળ કળાવાળા છે. જ્યારે એક જ રૂપમાંથી આ ભિન્નતાવાળો ભેદ પડ્યો હોય તો ઓછીવત્તી કળા ન હોવી જોઈએ, છતાં સ્પષ્ટ દેખાતું નથી. કારણ કે રામચંદ્રે સીતા સ્વયંવરમાં ધનુષ્ય તોડ્યાના સમાચાર સાંભળ્યા કે તરત જ રામચંદ્રની સામે પરશુરામ ધસી આવ્યા અને રામની સાથે મુકાબલો થતાં પરશુરામમાં રહેલી બે કળા ખેંચી લઈ તે સોળ કળાવાળા થયા છે. આ બે કળાની ઉણપ તેમની પાસે કયા સંજોગે રહી હશે તે વિચારવા જેવું છે. વળી બધાએ અવતાર વિષ્ણુના છે તો પછી ઓછીવત્તી કળાઓની ખામીઓ શા માટે દેખાતી હશે ? વળી એક કાળમાં અવતાર તરીકે પરશુરામ તથા રામ એમ બે પુરુષો પેદા થાય તે આ દેશના રક્ષણના કાર્યને એક જણથી પહોંચી વળાય એવું ન હોવું જોઈએ એમ જો આપણે વિચારીએ તો પણ સર્વજ્ઞતામાં ખામી દેખાયા સિવાય રહેશે નહિ. વળી એકમાંથી અવતારો થાય છે અને પૃથ્વી ઉપર આવતાં એક બીજા સાથે લડવાને મુકાબલા કરે છે, તો તેમની પોતાની જાણ નહિ હોય ? વા ભૂલી જતા હશે ? ને ભૂલી જતા હોય તો પ્રાચીનકાળના વિદ્વાનોએ તેમની ઈશ્વર તરીકે કઈ અધિકતા જોઈને સ્થાપના કરી હશે ? આ પણ એક વિચારવા જેવું છે. વળી વિષ્ણુપુરાણમાં શિવજી વિષ્ણુના દાસ હોઈ વિષ્ણુની ભક્તિ કરે છે ત્યારે શિવપુરાણમાં વિષ્ણુ શિવજીના દાસ હોઈ શિવજીની ભક્તિ કરે છે આમ પરસ્પર એક બીજાની સાથે વિરોધ વિદ્વાનોએ શું સમજીને કરેલો હશે ? વળી શિવજીના અધિકારમાં તેમ જ વિષ્ણુના અધિકારમાં ઘણો ફરક વર્ણવી બતાવેલો છે; એટલે કે વિષ્ણુના ઉપાસકો એ શિવપદ નીચું રાખ્યું છે અને શિવના ઉપાસકોએ વિષ્ણુનો અધિકાર નીચો રાખ્યો છે. ગમે તેમ હોય તો પણ આ સર્વ દેવતાઓ આદિથી લઈ ઈશ્વરો પર્યંત બધાય જીવ બુદ્ધિના છે; અર્થાત્ જીવ જ છે અને તે જીવ ઘટનાની ભિન્નતાને લીધે તથા તત્ત્વોના ઓછાવત્તા બળને લઈને જગતના સામાન્ય જીવો તેમની વિભૂતિને જોઈ અંજાઈ ગયા છે એથી જ સત્ય હકીકત આગળ લાવી શક્યા હોય તેમ જણાતું નથી.

**यामे नहि कोइ ब्रह्म सदैव, छोटा मोटा सरवे जीव;**
**नामरुप जेहेने जांहा पडे, जीवपणु जइने तांहां अडे. ॥४॥**

ઉપર વર્ણવેલા કોઈ ઈશ્વરો સદા સદોદિત બ્રહ્મરૂપ નથી. એથી જ નામ રૂપવાળા નાના તથા મોટા સર્વ જીવ જ છે, તેમ જ જ્યાં જ્યાં સુધી નામ રૂપની ઘટના ઘટાવી શકાય છે ત્યાં ત્યાં સર્વત્ર જીવપણું જ રહેલું છે.

**जीव जोतां तो सरवे जीव, लक्षे तो कैवल एक पीव;**
**ब्रह्मवेत्ता करतवथी अलग, शुद्ध सनातन वरते सलग. ॥५॥**

'ખલુ ઈદં બ્રહ્મ'માં ભરાયેલા સર્વ જીવો જીવગતિના જ છે. તેમાં સમર્થ સકર્તા સત્‌કૈવલનો પરમ શ્રેષ્ઠ જે લક્ષ તે જ પરમપતિની જાણ કરાવવાવાળો છે. વળી બ્રહ્મવેત્તા આદિ પુરુષો આ બાજુના કર્મમાત્રથી અલગ હોઈ શુદ્ધ સનાતને બ્રહ્મમાં સળંગ સૂત્રવત્ એકમેક થઈને રહે છે.

**ते में जीवमे गणीया नथी, हावे तेहेने कहु ते कथी;**
**अखा कबीर आद्ये जेटला, अयं ब्रह्म असमि तेटला. ॥६॥**

અત્યાર સુધી ઉપર જીવોની ગણતરીમાં બ્રહ્મવેત્તાને મેં ગણ્યા નથી. માત્ર ઈશ્વરોનો વાદ કરેલો છે એથી જ હવે તેમના વિષે કહી બતાવું છું. અખા તથા કબીરની આદ્ય લઈ જેટલા મોટા પુરુષો થયા છે તે સિવાયના કેટલાક નામનાં જ્ઞાનીઓ છે છતાં બ્રહ્મમાં સ્થિત થયેલ નથી 'અયંબ્રહ્મ અસ્મિ' રૂપે જ છે.

**नाम रुप कहेतां नव बने, दख लागे कहीये नहि जीने;**
**अखा कबीर बरन्या ते माट, कुवेर वेद शिरपाडी वाट. ॥७॥**

'અહં બ્રહ્મ અસ્મિ' વાળાઓ પૈકી કેટલાકનાં નામરૂપ જણાવતાં દુઃખ લાગે તેવું છે એથી જ તેમનાં નામ દેતો નથી. તથાપી અખા, કબીર વિષે વર્ણન કરી જે ખુલાસો કર્યો તેનું કારણ મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે તેમણે વેદની મર્યાદાથી બહાર નીકળીને રસ્તો પાડેલો છે.

## બ્રહ્મવેત્તા જ્ઞાની દરશીકો-અંગ-૫મું

**ते में नजरे दीठा नथी, मांहारे तेहेने शी मारथी;**
**पण वाणीमे वरत्या निध्य, साखी शब्द जक्त प्रसिद्ध. ॥१॥**

આ સ્થળે હું અખા અને કબીરની શરમ રાખી તેમને આગળ લાવું છું એમ શ્રોતાજનોએ માની લેવાને કારણ નથી. મારે તેમની સાથે શું નિસ્બત છે કે જેથી મોંરખી રાખું ? પણ તેમના સાખી-શબ્દો જગપ્રસિદ્ધ હોવાથી તેમનાં વચનોરૂપ વાણીને ઓળખીને કહું છું કે આ બંને પુરુષો મહા નિધિસમ બ્રહ્મરૂપ છે.

**जंबु सिंध जेम वनमां रहे, ते देखो कोइने नव दहे;**
**निसा नरणे नव देखीये, बोलंतां बेहुने पेखीये. ॥२॥**

જેમ શિયાળ અને સિંહ બંને વન નિવાસી છે અને દિવસે પોતાના અંગને ગુપ્ત રાખીને રહે છે એથી કોઈને દેખા દેતાં નથી. વળી રાત્રિના પ્રસંગે પણ આપણે તેમને જોઈ શકતા નથી તથાપિ તેઓ જ્યારે અવાજ કરે છે, ત્યારે સિંહ ગર્જના કરે છે કે શિયાળ બોલે છે તે તરત સમજી જવાય છે. આમ, આ બંનેની વાણી ઉપરથી સિંહ વા શિયાળનું જ્ઞાન થાય છે.

**अणबोल्या बीजा अद्भुत, शुनक आद्ये ऋषभ नव सुत;**
**शुक नारदने दत्त कपिल, सप्तभोम जेणे बांधी मील. ॥३॥**

આ સિવાય અણબોલ્યા એટલે કે વાણી દ્વારા વિલાસ નથી કર્યો તેવા જ્ઞાન મતના અદ્‌ભુત પુરુષો જેવા કે શનકાદિકોની આદ્ય લઈ ઋષભદેવ તથા તેમના પુત્રો તથા શુકદેવ, નારદ તેમ જ કપિલ જેવા મહાત્યાગીજનો મહાન ત્યાગી હોઈ સાતમી ભૂમિકામાં પોતે મીલ (મોરચો) બાંધીને રહેલા છે.

**अष्टावक्र जनक अजगर, छते पंड देहातीत पर;**
**बीजा बहु ज्ञानी छे खरा, हजु पाछळ थाशे परपरा. ॥४॥**

વળી અષ્ટાવક્ર, જનક અને અજગર આ ત્રણ વિદેહી પુરુષો હોઈ જીવનમુક્ત થઈ ગયા છે. અર્થાત્ તે દેહ છતાં દેહાતીત રહ્યા છે. વળી બીજા પણ ઘણા જ્ઞાની છે અને હજુ પાછળ પરંપરાએ ઘણા થશે.

**जाणी लक्ष रह्या अदबद, रेहेणी रह्ये कहाया सिद्ध;**
**रेहेणी लक्ष परे जंम जेह, ब्रह्मवेत्ता पद जाणे तेह. ॥५॥**

ઉપર કહ્યું કે બીજા કેટલાક જ્ઞાની છે તેમનું લક્ષજ્ઞાન અદબદ એટલે સંશયગ્રસ્ત હોવા છતાં માત્ર રહેણી-કરણીને લીધે જ સિદ્ધ પુરુષો છે એમ કહેવાયા છે, પરંતુ રહેણી તથા લક્ષ આ બંનેથી ઉપરાંત થયા તે જ બ્રહ્મવેત્તા પદને જાણી શકે છે.

**अद्वैत पण ते घर नथी, तो द्वैत शामेंथु काढे कथी;**
**शुं शाथी शामे रहे लक्ष, लक्षे तो होय पक्षापक्ष. ॥६॥**

બ્રહ્મજ્ઞાનીઓ જે અદ્વૈત બ્રહ્મને જાણે છે તે ઘરરૂપે નથી પણ સર્વવ્યાપકરૂપે છે. તે

વ્યાપકમાંથી માપક બનતું નથી અને બને પણ નહિ તો પછી આ દ્વૈતરૂપ જગત શામાંથી કથી કાઢ્યું છે ? વળી આ દ્વૈત એ શું છે ? અને શાથી છે ? આ વિષે સ્પષ્ટ ખુલાસાવાર ન સમજી શકો તો જેને તમે લક્ષ કહો છો તે શામાં રાખશે ? અને ચિત્તવૃત્તિઓને સ્થિર કરી શામાં લગાડશો ? વળી જ્યાં લક્ષ છે ત્યાં પક્ષાપક્ષ થવાનો સંભવ છે. કારણ કે એક અદ્વૈત બ્રહ્મમાં બીજું કંઈ પણ ઊગરી શકતું નથી તથા બીજો ભાવ પણ કરી શકાતો નથી, એવું શુદ્ધ અદ્વૈતબ્રહ્મ આકાશની માફક વ્યાપક છે. તે બ્રહ્મને બ્રહ્મજ્ઞાનીઓ કહે છે કે અમે જાણ્યું. જેને જાણ્યું કહેવામાં આવે છે તેનાથી જાણનારો જુદો છે. આમ જાણ્યું અને જાણનારો થાય તો અદ્વૈત કહેવાય નહિ પણ દ્વૈત જ લેખાય. જ્યારે દ્વૈત લેખાય તો પછી હું બ્રહ્મને જાણું છું એમ કહેવાનો તેમનો હક્ક ક્યાં પહોંચે છે ? આથી જ આ અદ્વૈત બ્રહ્મની સત્ય જાણના અભાવે પોતાના લક્ષ વડે પક્ષપાત ઊભો કરેલો છે કારણ કે શુદ્ધ બ્રહ્મરૂપમાં હું બ્રહ્મરૂપ થયો છું એવું બોલવાને પણ હક્ક પહોંચતો નથી તો પછી તેમના વિષે લક્ષપક્ષ તો હોય જ શાનો ? અને જો હોય તો આ વાત ઉપજાવી કાઢેલી છે એમ જાણવું.

**ए स्थल छे आसे अजमाल, वेत्ता होय ते पामे नाहाल;**
**अणवेत्ताने उपजे भरम, केहें कुवेर समजे नहि मरम.॥७॥**

આ સ્થળનો આશય સમજવો અતિ મુશ્કેલી ભરેલો હોઈ ગુપ્ત રહેલો છે પણ આ પદના વેત્તા હોય તો કૃતાર્થ થઈ જાય. પણ વેત્તા ન હોય તો ભ્રમ ઊપજે જેથી મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે તેઓ આ વાતનો મર્મ સમજી શકશે નહિ.

## જ્ઞાની દરશી દરશાવનકો-અંગ-૬ઠ્ઠું

**हावे कहुं लक्षी लक्ष भेद, द्वैत तीत संशे करुं छेद;**
**लक्षी ते मन बुध चित वडे, लक्ष जड नीधमे चितभडे.॥१॥**

હવે આ અંગને વિષે લક્ષી અને લક્ષ વિષેનો ભેદ સમજાવી દ્વૈતના દ્રવ્યોમાત્રથી વસ્તુસ્થિતિ અલગ છે એ વિષેના સંશયનો નાશ કરું છું. મન, બુદ્ધિ આદિ ચિત્ત વડે જેટલું આલોચન કરી શકીએ તે તમામ પ્રકૃતિ યુક્ત ગુણને સાથે રાખી પ્રકૃતિની વૃત્તિ દ્વારા પંચભૂતાદિ સર્વ શરીરોમાં ચિત્તરૂપ વૃત્તિ વડે વિચારણા ચલાવી શકાય છે. આ વિચારણાનું નામ લક્ષવાળી લક્ષણા જાણવી. એટલે કે સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ આ ચાર દેહ સુધીનું પોષણ વા પકડ પ્રકૃતિની છે અને ગુણરૂપ સાંણસી વડે પ્રકૃતિરૂપ હાથે દ્રવ્યોરૂપ તત્ત્વો પકડાયેલાં છે, એટલે આ ચાર દેહ સુધી પ્રકૃતિરૂપ અધિક બળવાન છે એથી આ ચારે દેહોમાં જે તે દેહમાં પ્રકૃતિ મુખ્ય છે. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ સુધી સદર પ્રકૃતિ

ગુણરૂપે દેખાય છે અને ચોથા મહાકારણ દેહમાં ગુણ છૂટી જાય છે ત્યારે ત્યાં પ્રકૃતિ મૂલરૂપે અધિક બળયુક્ત સ્વરૂપે રહે છે અને જે તે દેહમાં અતિ ચંચળતાવાળું જે ચિત્ત તે અતિ સૂક્ષ્મરૂપે ગૌણ તરીકે રહે છે. આ ચિત્તની પાર ભલાભલાઓ જઈ શકતા નથી. નીચેના ત્રણ દેહો કોઈ વીર ભક્ત ઇચ્છા કરે તો વટી શકાય તેવા છે. પણ ચોથા દેહમાં રહેલા ચિત્તને વટી જવું ઘણું જ મુશ્કેલ છે. આ અતિ બળવાન ચિત્તથી જ નીચેના સર્વ દેહો તોળાઈ રહેલા છે એટલે આ દેહથી ચિત્તને જુદું પાડી શકાતું નથી. એથી જ ચિત્તયુક્ત મન બુદ્ધિ વડે જેટલા પ્રમાણમાં દ્રવ્યો આદિ દેવતાઓનું જ્ઞાન થાય છે તે તમામ ચિત્ત અર્ધમાત્રારૂપે પોતાની નિજભૂમિકામાં વિરામ પામવાથી જ થાય છે. વિરામ પામવું એ સદાની નિવૃત્તિ નથી પણ અલ્પનિવૃત્તિ છે. આ અલ્પ નિવૃત્તિવાળા મન બુદ્ધિયુક્ત ચિત્તથી જે ધ્યાન ધરવામાં આવે છે તે ધ્યાનનું નામ લક્ષી છે. હવે પ્રકૃતિ આદિ ગુણગ્રંથિની ધારણાથી જુદું પડવું એ લક્ષણાનું નામ લક્ષ છે. આ લક્ષ પુરુષવાચક એટલે પ્રકૃતિથી પર આવેલો છે અને તે મૂળ પ્રકૃતિના સંચાલક તરીકે રહેલો છે અને તે લક્ષનું મૂળ ઘર સોહંગ છે. સોહંગ એ જ બ્રહ્મ તે 'ખલુ ઇદ બ્રહ્મ'થી ઓળખાતો હોઈ પ્રકૃતિઆદિ ચૌદલોકમાં વ્યાપકરૂપે રહેલો છે. આ વસ્તુસ્થિતિ સાથે કોઈ મહાન સમર્થ બ્રહ્મવેત્તા મહાપુરુષો એકતા કરે છે ત્યારે મન, બુદ્ધિ આદિ ચિત્તરૂપ લક્ષણવાળી લક્ષીનો સંબંધ આ મહાપુરુષના અંતરપ્રદેશમાં રહેતો નથી. કારણ કે તેઓ પ્રકૃતિનું છેવટ ઘર વટીને પર ગયેલા છે, એથી જ પ્રકૃતિ તેને ભેદી શકતી નથી તથા ભેદવા જાય તો પ્રકૃતિ પોતાની પકડથી જુદી પડી જાય છે એટલે કે ત્યાં પકડ નથી. વળી પ્રકૃતિનો દેહ મહાકારણરૂપે રહેલો છે અને પરમકારણદેહ સ્વતંત્ર છે એથી જ પાંચમા પરમકારણ દેહમાં મહાપુરુષો નિર્ભયપણે સ્થિર થાય છે. વળી પ્રકૃતિરૂપ લક્ષીનો સ્વામી પુરુષ છે અને તે પુરુષ સોહંગ બ્રહ્મમાં એકતારૂપે અખંડ રહે છે. એથી જ આ પ્રકૃતિ અતિ બળવાન હોવા છતાં સ્વતંત્ર નથી. તે પણ પુરુષની અપેક્ષાવાળી છે એટલે તેને માપક ગણેલી હોઈ છેવટ જતાં તેનો નાશ થાય છે. આમ પરિણામે પ્રકૃતિયુક્ત લક્ષીનો નાશ થતો હોવાથી પુરુષવાચક લક્ષ મહાનિધિ બ્રહ્મમાં સદાને માટે વિરામ પામી જાય છે. કારણ કે આ લક્ષની છેવટ દશાને મન-બુદ્ધિ-ચિત્તવાળાં લક્ષી પહોંચી વળતા નથી. કારણ કે જે તે તત્ત્વની વા જે તે દેહની હદ આવતાં કાર્યરૂપ વહેવાર મંદ પડી જઈ તત્ત્વ મૂળરૂપે થઈ જાય છે; તેવી જ રીતે પ્રકૃતિયુક્ત ગુણો પાંચમા પરમકારણમાં જતાં નિવૃત્તિ પામી જાય છે એટલે કે તેમના કાર્યવાહક ધંધાની લક્ષણા અટકી જાય છે. આમ થતાં બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ લક્ષ વડે દ્વૈતરૂપ લક્ષીથી નિવૃત્તિ પામ્યા બાદ એક અદ્વૈતલક્ષમાં સ્થિર થાય છે એનું નામ લક્ષ. જેને આ

લાધ્યો હોય તે જ બ્રહ્મના અંતર સ્વરૂપમાં બ્રહ્મની માફક બ્રહ્મની વ્યાપક વિભુમાં ઓતપ્રોત મળી જઈને સ્થિર થાય છે. આ સ્થિર થયેલાં અંતર પ્રદેશી મહાપુરુષોની ઐક્યતા તેનું નામ લક્ષ; અને તે લક્ષમાં ચિત્તની રહેલી અર્ધમાત્રાયુક્ત લક્ષી નિધિરૂપ બ્રહ્મમાં ઓગળી જઈને રસબસરૂપે થતાં હું એક અદ્વૈત છું અને દશે દિશામાં વ્યાપકરૂપે રહેલો છું એવો અંશના હેતુવાળો શુદ્ધ ભાવ થાય છે તે ભાવનું નામ લક્ષ છે, અને એ ભાવને બ્રહ્મજ્ઞાની વ્યાપકરૂપે સમજી તેમાં સ્થિર થાય છે.

(ઉપર પ્રમાણેના લક્ષરૂપ બ્રહ્મજ્ઞાનીઓ વા કહેવાતા બ્રહ્મના વેત્તાઓ છે એમ જાણવું. આ વેત્તાપણાના અંતરપટમાં પરમકારણ દેહ છે એથી જ ત્યાં એ દેહના પટથી જ અતિ સૂક્ષ્મ બ્રહ્મને બ્રહ્મજ્ઞાનીઓ ભૂલી જતા નથી એથી જ તેઓ અતિ શુદ્ધરૂપે કોઈ બોલ્યા છે અને કોઈ બોલ્યા નથી. આ બોલેલાઓમાં અને ન બોલેલાઓમાં છેવટ આવરણરૂપે આ પાંચમો પરમકારણ દેહ છે તેને તેઓ જાણી શક્યા નથી. કારણ કે આ સ્થળ ઉપર પરમકારણ દેહ વ્યાપકરૂપે રહેલો જણાય છે અને બ્રહ્મ પણ વ્યાપક છે. આ બંને અવિગતરૂપ અવ્યક્ત આકાશમાં વ્યાપક છે તેમાં બ્રહ્મજ્ઞાનીઓએ જે જાણ વડે વ્યાપકતા માની છે તે જાણનું નામ અંશની સુજાણ જાણ છે. આ સુજાણજાણને ભૌતિક તત્ત્વોએ સંકીર્ણ કરી ઘાટમાં માપકરૂપે એકત્ર કરી હતી એથી જ લક્ષીરૂપ મન, બુદ્ધિને ચિત્ત વડે જે ત ક્રિયાઓ થતી હતી તે લક્ષી મૂળરૂપે થતાં પીગળી ગઈ ત્યારે તેને કોઈ પણ જાતનું આવરણ દેખાયું નહિ. એથી મહાશૂન્યવત અવિગત બ્રહ્મમાં આ જાણરૂપ લક્ષ જે વ્યાપક થયો છે તે લક્ષને લીધે અંશની (આ સુજાણજાણરૂપ વૃત્તિ દ્વારા) એકતા થયેલી છે. આ સ્થળે બ્રહ્મજ્ઞાનીઓ આ જાણ દ્વારા હું વ્યાપક છું એવું બોલેલા છે, પણ આ જાણને પરમકારણરૂપ પાંચમા દેહની પકડ છે. આ પકડ બ્રહ્મજ્ઞાનીઓથી છૂટી શકે તેવી નથી. કારણ કે બ્રહ્મજ્ઞાનીના અંતરપ્રદેશમાં 'હું શુદ્ધ અવિકારી અદ્વૈત બ્રહ્મરૂપે છું' એ સમજ પરમકારણદેહરૂપ પટની સમજના અભાવે રહી ગયેલી છે. વળી આ દેહ અજરાયલ, નિત્ય અને અખંડ છે. આ બંને વસ્તુતઃ અખંડ રૂપવાળાં હોવાથી વા એક બીજા સાથે મળેલાં હોવાને લીધે બ્રહ્મજ્ઞાનીઓ આ ભાગ ત્યાગની લક્ષણામાં ઊંડા ઊતરેલા હોય એમ જણાતું નથી. વળી આ ભૂમિકા એવી છે કે ઊંડું ઉતરવાનું જ્ઞાન રહેવા પામતું નથી. કારણ કે જ્ઞાનનો અર્થ જાણવું થાય છે, અહીંયાં એટલે આ ઘરમાં જાણવા જેવી કોઈ ચીજ નથી એટલે જ્ઞાનનો અભાવ થતાં વિજ્ઞાનવત્ અતિ સૂક્ષ્મ માત્ર જાણરૂપે રહે છે. આ જાણ આ સ્થળ ઉપર સ્વતંત્ર જેવી દેખાય છે. કારણકે જાણને રૂંધન કરે એવું કોઈ તત્ત્વ નથી એથી જ બ્રહ્મજ્ઞાનીઓ પોતાને સ્વતંત્ર વા સર્વજ્ઞ માને છે. પણ પરમશ્રેષ્ઠ પરમગુરુનો મુદ્દો આથી

અલગ છે. આ જાણ જે સર્વને જાણવાવાળી હતી તે જાણરૂપ અંશ પોતે છે અને અંશનું સ્વરૂપ પણ જાણરૂપ છે છતાં અલ્પજ્ઞ છે. કારણ કે પરમકારણ દેહમાં અંશની બ્રહ્મ સાથે થતી ઐક્યતાને લીધે આ જાણ સર્વજ્ઞ દેખાય છે. પણ ખરી રીતે સર્વજ્ઞ નથીં; કારણ કે બ્રહ્મમાં પરમકારણદેહ બ્રહ્મનો વિજાતિ છે. આ વિજાતિ તત્ત્વ સાથે બ્રહ્મજ્ઞાનીઓએ ભાગ ત્યાગની લક્ષણા કરી નથી અને નહિ થવાનાં કારણ પણ ઉપર કહ્યા મુજબ છે. એટલા જ માટે કર્તાપદ આનાથી પર રહી ગયેલું છે. વળી આ જાણને સ્વતંત્ર વા સર્વજ્ઞ કહીએ તો પણ તેમાં અલ્પજ્ઞતા દેખાય છે અને જીવ માત્ર અલ્પજ્ઞ છે. સ્વતંત્રપદ અતિ વિશુદ્ધ હોય છે અને આવરણથી ઘેરાતું નથી ત્યારે બીજી બાજુ જીવપદ વિશુદ્ધ નથી અને આવરણ આવતાં ઘેરાઈ જાય છે જે પ્રત્યક્ષ દેખાય છે. આમ વધઘટવાળી લક્ષણામાં સ્વતંત્રતા જોવી વા સર્વજ્ઞતાનો ભાવ ભરવો એ અજ્ઞાનતાની નિશાની છે. વળી આ જાણરૂપ ચૈતન્ય સ્વરૂપને દશે દિશામાં વ્યાપકરૂપે ગણી લઈએ તો સઘળે એક જ ચેતન સિવાયની બીજી ઘટના વિષેનો ભાવ ભરી શકાય નહિ. પરંતુ દરેક પૃથક પૃથક દેખાય છે તે વિષેનો પરમ સિદ્ધાન્ત વા અચરતસાગર નામક ગ્રંથોમાં ખૂબ ખુલાસો કરેલો છે તે જરૂર પડ્યે વાચકે જોઈ લેવો. એકંદરે વસ્તુતઃ બ્રહ્મ સકર્તા સત્‌કૈવલનો પ્રકાશ છે. તે પ્રકાશ મહદ્‌ શૂન્યમાં ઘનરૂપે વ્યાપક રહેલો હોઈ જડ છે છતાં સકર્તા સત્‌કૈવલની સત્તા પામીને ચેતન થયેલો છે. આ વ્યાપકનું છેવટપણું ન હોય એથી જ બ્રહ્મજ્ઞાનીઓએ એ પદને પૂર્ણપાતળું માન્યું હોય તો તે બનવા જોગ છે પરન્તુ બ્રહ્મ અંશનું વિજાતિ છે એથી જ અંશ બ્રહ્મમાં ભળી જતો નથી. વળી આ વ્યાપકરૂપ પ્રકાશથી તેનો પ્રકાશક જુદો છે અને તે પ્રકાશરૂપ બ્રહ્મમાં સકર્તા સત્‌કૈવલે સામાન્ય, વિશેષ અને પરમવિશેષ એમ ત્રણ પ્રકારના અંશો દ્વારા આ ચૌદલોકરૂપ જગતનો વિસ્તાર કરેલો છે. જે ક્ષેત્રમાં ચૌદ લોક રચાયા તે જ ક્ષેત્રનું નામ બ્રહ્મક્ષેત્ર છે અને અંશોનો નિવાસ પણ તેમાં જ છે. તેઓ આ બ્રહ્મરૂપ ભૂમિકામાં રહી પ્રકૃતિયુક્ત ત્રિગુણાત્મક જગતની ઉત્પત્તિ કરે છે. જ્યારે કોઈ સદ્‌ગુરુના જ્ઞાનને પામી કોઈ વિરલ પુરુષ આ ભવરૂપ ખેતીની સાજરૂપ રકમોથી જુદો પડી પોતાના નિજ બ્રહ્મરૂપ ભુવનમાં પ્રવેશ કરે છે ત્યારે 'હું બ્રહ્મ છું' એમ બોલે છે તથાપિ ઉપર જણાવ્યા પ્રમાણે તેઓ સત્યરૂપ બ્રહ્મ છે જ નહિ પણ બ્રહ્મના પટે કરીને જ એમ બોલે છે.

**लक्षी लक्ष कहीये पद दोइ, अणबोल्यानो अनुभव सोइ;**
**बोल्या ते जाणो बुद्धिवंत, आप आपनी समजण ल्यौं अंत. ।।२।।**

ઉપર લક્ષી અને લક્ષ એમ બે પદ કહ્યાં તેમાં લક્ષીરૂપ પદના સિદ્ધાન્તવાળા બોલેલા

છે અને લક્ષરૂપ પદના સિદ્ધાન્તવાળા બ્રહ્મમાં ગરક બની ગયા કે જે બોલી શક્યા નથી. જે બોલી શક્યા છે તેઓ પોતપોતાની બુદ્ધિ અનુસાર જેની જેટલી ગતિ પહોંચી છે તેઓએ તેટલું જ બોલીને હદમાં અનહદવાળો ભાવ ઘટાવ્યો છે; એટલે કે જેની જ્યાં સુધી ઉપાસના હતી ત્યાં સુધી તેણે તે તે પદને અનહદની ઉપમા આપી માત્ર હદવાળાનું જ વર્ણન કર્યું છે.

**जे बोले बीजुं थापीयुं, पोतानुं निजपद नव लह्युं;**
**माटे अणबोल्या बोल्या बेहु द्वैत, ब्रह्मवेत्ता पाखे नीरहीत. ॥३॥**

જે બોલેલા બ્રહ્મજ્ઞાનીઓએ બીજાં ત્રીજાં પદની સ્થાપના કરી છે તેમણે પોતાનું નિજપદ જાણ્યું નથી. એટલા જ માટે બોલેલાઓ અને બોલી ન શક્યા તે બંને દ્વૈત છે એટલે કે બ્રહ્મથી જુદા છે. માત્ર બ્રહ્મવેત્તાઓનો પક્ષ સાચવી તેમની ઓથે રહીને બોલેલા છે. એથી તેમનું બોલેલું સત્ય નથી. પણ તેમના વિષે સત્યતા શું છે તે નીચે પ્રમાણે સમજાવું છું.

**कही समजावुं तेहेनो लक्ष, जांहा न मले लक्षी ने लक्ष;**
**व्यापके विश्व अयम उर धरी, उचरे शब्द आपे थइ हरी. ॥४॥**

આ વિષે તેમના લક્ષનો ખુલાસો કરું છું કે જેની અંદર લક્ષ અને લક્ષી બંને હોતાં નથી કારણ કે બ્રહ્મવેત્તા વિશ્વ સહિત વ્યાપક બ્રહ્મને સ્વયં પોતે ઉરમાં ધારણ કરીને હું જ બ્રહ્મ છું અને મારાથી જ જગત છે, હું જગતમાં છું અને જગત મારામાં છે એમ ઓતપ્રોત સમજીને પોતે હરિરૂપમાં શબ્દોચ્ચાર કરે છે.

**धे धाता न करे प्रतिपाद, त्यां शानो होय वादविवाद;**
**बीजा रहित कह्या ते माट, पद थाप्युं ते आंन अटाट. ॥५॥**

આ બ્રહ્મજ્ઞાનીઓ ધ્યેય અને ધ્યાતાનું પ્રતિપાદન કરતા નથી. આમ જ હોય તો ત્યાં વાદવિવાદ પણ સંભવતો નથી. એથી જ આ ઉત્તમ બ્રહ્મજ્ઞાનીઓ કરતાં બીજા બ્રહ્મની ઓથે રહીને બોલનારા ઊતરતા દરજ્જાના છે એથી જ તેઓ જે કંઈ સ્થાપના કરી ગયા તે સ્થાપેલાં પદ બિનપાયાદાર હોઈ ખોટાં છે.

**राखी लक्ष जाप लेइ जपे, ब्रह्मदरशी ज्ञानीमे खपे;**
**यांहां सुधी बेहुनो छे पाग, ब्रह्मदरशी ज्ञानीनी जाग. ॥६॥**

લક્ષનો પક્ષ રાખી જાપ જપનારા બ્રહ્મદર્શી એટલે બ્રહ્મના દર્શન માત્રથી સંતોષ માનનારાઓને જ્ઞાની કહેવામાં આવે છે. બ્રહ્મદર્શી વા જ્ઞાની વસ્તુતઃ અર્થ એક જ છે અને અહીં સુધી જ તેમની હદ છે.

**वस्तुताये भव निसतर्या, ब्रह्मवेत्ताथी नीचा खरा;**
**ब्रह्मवेत्ता स्वे जाणे ब्रह्म, केहं कुवेर पोते पद परम. ।।७।।**

જ્ઞાનરૂપ વસ્તુતા વડે બ્રહ્મજ્ઞાની વા બ્રહ્મદર્શી ભવને કિનારે પહોંચ્યા છતાં તેમનો અધિકાર બ્રહ્મવેત્તા પુરુષોથી ઓછો છે. કારણ કે બ્રહ્મવેત્તા સ્વયં સ્વરૂપે બ્રહ્મ જ હોઈ મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે પોતે પરમપદરૂપ પોતાને જાણે છે.

##  અથ શાસ્ત્રવેત્તાકો-અંગ-૭મું 

**विश्व तणा वेत्ता जेटला, शास्तरना करता तेटला;**
**प्रथम खट शास्त्रना कहुं, नामरुप गुण जेहना लहुं. ।।१।।**

જેટલા વિશ્વમાં વેત્તા થયેલા છે તેટલા શાસ્ત્રોના કર્તા છે તે પૈકી પ્રથમ નામ, રૂપ અને ગુણ જેનાં જાણું છું તે છ શાસ્ત્રોના કર્તા વિષે કહું છું.

**निगम चार उपासन करी, खट शास्तर वाणी विस्तरी;**
**रघुवेद गौतम उपास, न्याय तणो कीधो अभ्यास. ।।२।।**

ચાર વેદની ઉપાસના કરી છ શાસ્ત્રોનો વિસ્તાર કર્યો છે તેમાં મહામુનિ ગૌતમે ઋગ્વેદની ઉપાસના કરી ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે.

**जजुरवेद जयेमुनि जजे, शास्त्र मीमांसा लेइ भजे;**
**सामवेद व्यासे चित दीयुं, शास्त्र वेदान्त निरम्युं. ।।३।।**

યજુર્વેદની સાથે જૈમિનિએ મંથન કરી મીમાંસા શાસ્ત્ર રચ્યું છે તથા વ્યાસમુનિએ સામવેદ સાથે મંથન કરી વેદાન્તશાસ્ત્ર નિર્માણ કર્યું છે.

**अथर्वेद अदको सरवथी, त्रि शास्त्र काढयां ते मथी;**
**त्रण तणा करता ते त्रैण, पातांजलीना धरणी धरण. ।।४।।**

ત્રણ વેદથી ચોથો અથર્વવેદ મોટો છે અને તેની સાથે મંથન કરી ત્રણ શાસ્ત્ર રચ્યાં છે અને તે ત્રણેના કર્તા ત્રણ છે. તેમાં પતંજલિ કે જે પૃથ્વીને ધારણ કરનાર છે તેમણે પતંજલિશાસ્ત્ર યોગદર્શન રચ્યું છે.

**ज्ञानादिक विशेशी वदु, शास्त्र सांख्य कपिले सदु;**
**हावे कहुं खटनां वरतंत, सांभलजो सरवे धरी चंत. ।।५।।**

વૈશેષિક દર્શનના કર્તા કણાદમુનિ અને સાંખ્ય દર્શનના કર્તા કપિલમુનિ છે. હવે આ છ શાસ્ત્રોના કર્તાના વર્તન વિષે કહું છું તે સર્વ ચિત્ત દઈને સાંભળો.

**न्याय कहे न्याये चालते, निस्तरसो इंद्री जत मते;**
**मीमांसा कहे मनवश करे, पामे भोग सकलथी सरे. ॥६॥**

ન્યાયશાસ્ત્રના કર્તા ગૌતમઋષિ કહે છે કે આ ભવરૂપ સંસારનો નિસ્તાર લાવવો હોય તો ઈન્દ્રિયો આદિને જતમત રાખીને હું કહું છું તેનો અભ્યાસ કરવો તથા જૈમિની કહે છે કે મન વશ કરવાથી આ સંસારના ભોગથી વધારે અને ઉત્તમ પડતા શ્રેષ્ઠ ભોગ ભોગવવાના મળે છે.

**वेदांत कहे छे एमज वदी, दीसे क्रत मायानुं सदीं;**
**द्रष्ट पदारथ कहेवा काय, कुवेर नाम रुप गुण ते माय. ॥७॥**

વેદાન્ત પણ મન વશ કરવાનું કહે છે આ બધા શાસ્ત્રોનો એકંદર અર્થ માયાના કૃતવાળો દેખાય છે. કારણ કે જ્યાં સુધી નામ, રૂપ અને ગુણ વા દશ્ય પદાર્થ માત્ર જે કંઈ દષ્ટિગોચર થાય છે તે તમામને માટે મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે એ બધાંય માયાનાં રૂપ છે.

##  શાસ્ત્ર નિર્ણયકો-અંગ-૮મું 

**पातांजली ते पंडने ग्रहे, साधे प्राण कही दीन रहे;**
**सांम्रथ वधे सराये सीध, जांणो एज परमपद नीध. ॥१॥**

પાંતજલીશાસ્ત્ર (યોગદર્શન) કહે છે કે આ શરીરમાં રહેલા પ્રાણને સિદ્ધ કરવાથી સામર્થ્ય ઘણું વધે છે અને જગતમાં સિદ્ધ તરીકેની ભારે પ્રતિષ્ઠા મળે છે. અર્થાત્ આ યુગની સિદ્ધિઓ એ જ નિધિસમ પરમપદ છે એમ તે જણાવે છે.

**विशेशीनी विसीये गति, करम धरमनी धारण अति;**
**सरग नरक देखाडे रची, पाप पुन्य सुख दुःख कहे बची. ॥२॥**

વૈશેષિક શાસ્ત્રની વિષયી ગતિ છે. તે કર્મ ધર્મનું પ્રતિપાદન કરવામાં અતિ મજબૂત છે. વળી સ્વર્ગ, નર્ક તથા પાપપુણ્ય તેમ જ સુખ-દુઃખ વિષે ઘણી જ મોટી મોટી વાતો કરેલી છે. વૈશેષિક દર્શનમાં ઈન્દ્રજાળની માફક જગતમાત્રના જીવોને કર્મ-ધર્મની આશા પાછળ દોરેલા છે. વળી પાપ-પુણ્યની ભયાનક વાતો કરી જગતના જીવોને રુચિકર તેમ જ ભયાનક વાતોની પાછળ અટકાવી રાખેલા છે.

**सांख्य संख्या काहाढी केहे खरी, कंचित माया रही आवरी;**
**परिबोधे छूटे परसंग, शुद्ध सनातन अंश अभंग.॥३॥**

સાંખ્યદર્શનમાં કહ્યા પ્રમાણે તત્ત્વોનો સાંખ્ય ભાગ વહેંચતાં કિંચિત માત્ર માયાનું આવરણ રહી જાય છે અને તે માયા સૂક્ષ્મરૂપે રહેલી હોઈ તેને આ દર્શનના કર્તા સમજી શકેલા નથી. તે પ્રબોધ એટલે જ્ઞાનથી જીવને જાગ્રત કરીને માયા સાથેના પ્રસંગથી છોડાવી કહે છે કે જીવ સ્વતંત્ર, શુદ્ધરૂપ અભંગ વા સનાતન છે, આ પ્રમાણે તે માને છે.

**शास्त्रनो छे निजमत एह, संक्षेपमे कीधो तेह;**
**बीजग बीजग वरणु जथा, घणु कहे तो वाधे कथा. ॥४॥**

શાસ્ત્રોનો નિજ મત આ પ્રમાણે છે અને તે સંક્ષેપમાં સારરૂપે કહ્યો છે. ઝીણી ઝીણી વાતોનો પ્રકાશ કરું તો ગ્રંથનો વિસ્તાર વધી જાય.

**व्यास कपिल अदका बुद्धिवंत, हारद जेहेनु सांख्य वेदांत;**
**आत्मज्ञान नारदथी लहुं, एकादश तारे नीरमयुं. ॥५॥**

વ્યાસમુનિ તથા કપિલાચાર્ય બીજા બધાઓ કરતાં બુદ્ધિમાં મોટા છે અને તેમનો હાર્દરૂપ મુદ્દો વેદાન્ત તથા સાંખ્ય છે. તથાપિ આત્મજ્ઞાન મહામુનિ નારદથી થયું ત્યાર બાદ તેમણે (ભાગવતનો) એકાદશમો સ્કંધ રચ્યો છે.

**कपिलदेव समजाव्यां मात, भाग त्याग करता साक्षात;**
**पण नव कीधो जीव उथाप, खटे मळी सरज्यो संताप.॥६॥**

કપિલાચાર્યે પોતાનાં માતાપિતાને શરીરનો સાંખ્ય ભાગ વહેંચવાનો પાઠ ભણાવ્યો એટલે કે શરીરનાં ભૌતિકતત્ત્વો જે લઘુરૂપે શરીરમાં રહેલાં છે તે અને વૈરાટનાં મહદ્‌. તત્ત્વોની સાથે મેળવણી કરી બતાવી તથા અંશને આ શરીરમાંથી ઊગરતો સમજાવી તે નિત્ય વા અખંડ છે એમ સારી પેઠે સમજાવ્યું છે. આમ સમજાવવા છતાં જીવપણું ટળતું નથી અને જીવની છેવટ નિવૃત્તિ આ પ્રકારના પાઠ ભણવાથી મળતી નથી. આમ છ શાસ્ત્રોના છ પ્રકારના મત જે એક બીજાનો સંબંધ રાખ્યા સિવાય ખંડનની દૃષ્ટિએ રચાયા છે તેમણે ઝીણી દૃષ્ટિએ જોતાં જીવને કલ્યાણનો માર્ગ બતાવ્યો નથી. પણ જગત શાસ્ત્રોના જુદા જુદા મતોને લીધે અસ્તવ્યસ્ત થયું છે અને વિવાદની દૃષ્ટિએ ઝઘડો ઉત્પન્ન કર્યો છે.

**वेद सहित करे जंत वरणाम, तो शास्त्रनी शी पहोंचे हाम;**
**विश्व वेदशास्त्र पतियार, कुवेर वस्तु वेदानी पार. ॥७॥**

વેદની આદ્ય લઈ મોટા મોટા મહાપુરુષો નિજનું વર્ણન કરતાં થાકી ગયા છે તો પછી શાસ્ત્રો જેવાની હામ કેવી રીતે પહોંચી શકે ? આમ છે છતાં જગતમાત્ર વેદ તથા શાસ્ત્રોમાં જ પ્રતીતિવાળું છે; પણ મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે નિજરૂપ મુદ્દો વેદની પાર આવેલો છે.

## વેદ વિલોકન નિર્ણયકો-અંગ-૯મું

**शुं छे वेदने शुं छे वस्त, भेद बतावुं हस्तोहस्त;**
**वेद तणी सुणीयो विक्षात, उपनां जांहां ते मातने तात. ॥१॥**

નિજરૂપ મુદ્દો શું છે અને વેદ શું છે એ વિષેનો ભેદ હસ્તામલકવત્ બતાવું છું. વેદ જે સ્થળથી વિકસિત થયા તે સ્થાન નાભિ પ્રદેશમાં આવેલું છે. આ નાભિમાં ૐકારનું સ્થાન છે તથા ત્રણેલોકમાં તે વ્યાપક રૂપે પણ રહેલો છે; તો પણ જ્યાં જ્યાં નાભિ છે ત્યાં ત્યાં ૐકાર છે. આ ૐકાર પ્રાદુર્ભાવ પામ્યા સિવાય મૂળ સ્વરૂપના પરારૂપે રહેલો છે અને પ્રકૃતિ તેનાં મૂળિયાં છે. આ મૂળિયાંથી તે બંધાયેલો છે એથી છૂટો પડી શકતો નથી. આથી પ્રકૃતિ અને ૐકાર આ બંનેની એકતા એને હિરણ્યગર્ભ કહેલું છે. હિરણ્યગર્ભ એટલે પુરુષની વા પ્રકૃતિની જુદી વ્યાખ્યા થઈ શકે નહિ એટલે પુરુષમાં પ્રકૃતિનાં તત્ત્વો અને પ્રકૃતિમાં પુરુષનાં તત્ત્વો મળેલાં છે. આમ ભેગાં મળેલાં તત્ત્વોની રસબસ ગતિ જે છે તેનું નામ હિરણ્યગર્ભ. આ હિરણ્યગર્ભ યુક્ત ઓમકારની પ્રથમ ઉત્પત્તિ નાભિમાંથી થાય છે. આ પ્રકૃતિયુક્ત હિરણ્યગર્ભવાળો જે ૐ તે વેદનો પિતા છે અને મૂળરૂપે રહેલી પ્રકૃતિ તે વેદની માતા છે. આ માતાપિતાના સંયમથી પ્રણવ ઉત્પન્ન થયો.

**लोक समस्त दम दोरी जेह, इश्वर सहित कहुं छुं तेह;**
**श्वासारुप सकलमे रह्या, बोलत अक्षर बावन थया. ॥२॥**

જેને હું પ્રણવ કહી ગયો તે જ પ્રણવનું નામ શ્વાસા વા દમ છે અને મોટા મોટા ઈશ્વરોની આદ્ય લઈ જગતમાત્ર આ દમદોરીના આધારે જીવે છે અને તે સર્વ લોકના ઘટો ઘટમાં રહેલો હોઈ તેના દ્વારા બાવન અક્ષરો યુક્ત ઉચ્ચાર થાય છે.

**वा दंमना परठ्या ते वेद, मात्र फेर मींडानो छेद;**
**पुरवे परणायम अणघाट, चतुरनाम पडीयां शामाट. ॥३॥**

વાદંમમાંથી કાનો મીડું કાઢી નાખી માત્રા ચઢાવવાથી વેદ એવો અર્થ થાય છે. આ વેદનો અર્થ જ્ઞાન થાય છે અને જ્ઞાન એટલે જાણવું. આ જાણવાળું જ્ઞાન જે ઘરમાં સંપૂર્ણ રહેલું છે તે ઘરનું નામ ૐકાર. આ ૐકાર નાભિથી લઈ મુખ નાસિકા, દ્વારા રેચક પોરક થાય છે. આ રેચક પોરક થતો પ્રણવ સમસ્ત તત્ત્વોના વિદ્યુત રૂપે છે એથી જ ચૌદલોકના ઈશ્વરોની આદ્ય લઈ અગણિત શરીરો આ પ્રણવના જ આધારે રહ્યા છે તે પ્રણવનું પૂર્વ સ્વરૂપ ઘાટ રહિત છે છતાં આ જાણરૂપ જ્ઞાનના ચાર વિભાગ શાથી પડ્યા અને તેમ થવાનું કારણ શું મળ્યું તે નીચે પ્રમાણે કહું છું.

**करी समजावु तेहेनो अरथ, कंकण हाथ अरीसो तरत;**
**मध्यमा परा पश्यंति वैखरी, थांनक भेद नाम रही धरी.॥४॥**

જેમ હાથમાં આરસી પકડી મુખ જોતાં તેમાં જેમ છે તેમ દેખાય છે તેવી જ રીતે ચાર નામ પડવાનાં કારણ મુખ-આરસીની માફક બતાવું છું. પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી આ દરેક પોતપોતાના સ્થાનના ભેદે કરીને જુદાં જુદાં નામ ધારણ કરીને રહેલી છે.

**सरल सुतर स्वरनीकर एक, उपाधिमे विधि विवेक;**
**परा अथर पश्यंति साम, जजुर मद्यमा वैखरी रघुनाम.॥५॥**

સરલ સૂત્રવત્ પ્રણવરૂપ સ્વરની કળ એક જ છે પણ બ્રહ્માજીએ ચતુર (ચાર) વાણીની ઉપાધિને લીધે વિવેક બુદ્ધિ દ્વારા ભેદ જણાવ્યો છે. એટલે કે નાભિમાં પરાનું સ્થાન હોઈ પશ્યંતિરૂપ ૐકારનો ઊઠતો ધ્વનિ હૃદયસ્થાને આવવાથી મધ્યમાં વાણીરૂપે થયો અને ત્યાં જ તમામ શબ્દોનો ઘાટ ઘડાયો. તે શબ્દો વદન દ્વારા નીકળતાં વૈખરીવાણીરૂપ થયા છે એટલે પરાથી અથર્વવેદ રચાયો, પશ્યંતિ વાણીથી સામવેદ, મધ્યમા વાણીથી યજુર્વેદ અને વૈખરી વાણીથી ઋગ્વેદ રચાયો.

**वली कहुं पुरवे पारकी, शास्त्र नाम पड्यां शा थकी;**
**वदन गयोली रसना सर, सासातर माटे सास्तर.॥६॥**

હવે પૂર્ણકાળમાં વેદવક્તા સિવાય બીજાઓએ જે શાસ્ત્ર રચ્યાં તેનું નામ શાસ્ત્ર શાથી પડ્યું ? તે કહું છું. તે એવી રીતે છે કે મુખરૂપ ગોળીમાં રસનારૂપ સર એટલે રવૈયો આ બંને મળી શ્વાસાને વલોવતાં એટલે કે મંથન કરતાં શ્વાસાતર એટલે શ્વાસની તરરૂપ માખણ ઉત્પન્ન કર્યું છે. આ શ્વાસાતર ઉપરથી શાસ્ત્ર નામ પડેલું છે.

**स्वाद समज अक्षर माखण, सुरत अग्न अरथक तावण;**
**कैवल ज्ञान हवुं ते तुप, पावे कोइक संत अनुप.।।७।।**
**बीजे ग्रही तक्र आचार, कुवेर कर्मकांडी संसार.।।८।।**

આ તરરૂપ નીકળેલું વિત્ત તે વિત્તમાં સ્વાદરૂપે રહેલી સમજ જાણવી તથા બાવન અક્ષરોરૂપ માખણ જાણવું. આ માખણને અર્થરૂપ તાવણમાં સુરતારૂપ અગ્નિનો તાપ આપતાં જે ઘીરૂપ વિત્ત ઉત્પન્ન થયું તેનું નામ કેવલજ્ઞાન આ કેવલજ્ઞાનનું કોઈ વિરલ સંત જ આચમન કરે છે. મહાન સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે આ સંત સિવાય બીજાઓએ છાસરૂપ આચારને ગ્રહણ કરવાથી કર્મકાંડી સંસાર થયો છે.



## વસ્તુ વિકસિતકો-અંગ-૧૦મું



**हावे कहुं वस्तु विगती, वेद पार पूर्वे कही हुती;**
**दृष्टान्ते समजावुं सोइ, संशे रहे न पावे कोइ. ।।१।।**

વેદ શું છે તે વિષેનો ગત પ્રકરણમાં ખુલાસો કર્યો. હવે વેદ પાર જે વસ્તુ છે એ વિષેનો ખુલાસો સંશય રહે નહિ અને કોઈ તે પ્રાપ્ત કરી શકે તેટલા માટે દૃષ્ટાન્ત આપીને સમજાવું છું.

**जेम लुवारी घेर धमण, जडवत सदा चेतन नहि प्राण;**
**करे करी कल चापे कोइ, श्वासोश्वास चेतनवत होइ.।।२।।**

જેમ લુહાર ઘેર રહેલી ધમણ ચૈતન્ય વા પ્રાણરહિત હોઈ સદાને માટે જડ છે પણ કોઈ હાથ વડે ધમણ સાથે જોડેલી કળરૂપ સાંકળને પકડી ખેંચે તો ધમણ શ્વાસોશ્વાસની ક્રિયા કરતી ચેતનતાવાળી દેખાય છે.

**धमण पंडने श्वासावेद, बावन छे श्वासा तन कलेद;**
**ए सरवे जाणो जडवंन, परकरती ते कल सकंन. ।।३।।**

ઉપરના દૃષ્ટાન્તનો સિદ્ધાંત એ છે કે ધમણરૂપ શરીર સમજવું અને શ્વાસરૂપ વેદ જાણવા અને બાવન અક્ષરો તે શ્વાસારૂપ શરીરમાં કલેદ એટલે ભીનાશ વા ભેજરૂપે મળીને રહેલા છે અને પ્રકૃતિ તે કળરૂપ સકંચો હોઈ તેની પકડથી આ બધું બંધાઈ રહેલું છે, તો પણ એકંદરે આ બધી સાજરૂપ રકમો જડ છે.

**कैवल कर कलने जइ अडे, चैतंन थइ सरवे नीमडे;**
**निश्चलता कैवलपद जांण, चैतन ताते तेहेनी पांण. ॥४॥**

જ્યારે સકર્તા સત્‌કેવલનો હાથ પ્રકૃતિરૂપ કળને સ્પર્શ કરે છે ત્યારે દંડ સાંકળથી જોડાયેલી ધમણ શ્વાસોશ્વાસની ક્રિયા કરતી ચૈતન્ય જેવી નીવડેલી દેખાય છે. આ સકર્તા કેવલનું પદ નિશ્ચલ (ચળે નહિ તેવું) જાણવું અને તેમના જ હાથરૂપ ચૈતન્ય જાણવો. જ્યારે (અંશનો ભાસ) આ ચૈતન્યનો સ્પર્શ મૂળસ્થાનમાં આવેલી પ્રકૃતિ ઉપર ભાસરૂપે થાય છે ત્યારે પ્રકૃતિ ચેતન થઈ ધમણરૂપ શરીરમાં રહેલા શ્વાસને ગતિ આપે છે. એથી જ સર્વ શરીરો આ પ્રમાણેની ઘટનાવાળા હોઈ હલનચલનની ક્રિયા કરતાં દેખાય છે.

**धमण लुहारी अलग छे जेम, वेदपार वस्तु छे तेम;**
**चैतन तो जडनी गत लहे, पण जड चैतनने कहो केम ग्रहे.॥५॥**

જેમ દંડક્રિયા યુક્ત ધમણથી લુહાર અલગ છે તેમ વસ્તુરૂપ મુદ્દો વેદની પાર છે. વળી ચેતન જડની ગતિને જાણે છે એટલે ગમે તે વખતે જડને ગ્રહણ કરી પોતાનું કાર્ય કરી શકે છે અને કામ પૂરું થયે જડને છોડી પણ દે છે; પરંતુ જડ વસ્તુ ચેતનને ગ્રહણ કરી શકતી નથી, કારણ કે ગ્રહણ કરવાની જડમાં શક્તિ હોતી જ નથી.

**तेम वस्तु लहे वेदांमती, वेद ना जाणे वस्तु गति;**
**जड निगमने चैतन वस्त, तांहां क्यम लागे दलनो दस्त.॥६॥**

તેવી જ રીતે વસ્તુરૂપ મુદ્દાને વેદાંમતી એટલે વેદરૂપ પ્રણવમાં મતિ એટલે વૃત્તિ જે ચૈતન્યની પડી છે તે ચૈતન્ય વેદની ગતિને વૃત્તિ દ્વારા જાણે છે; પણ ચૈતન્યરૂપ વસ્તુને વેદ જાણતા નથી એથી જ નિગમરૂપ વેદો જડ છે અને વસ્તુ રૂપ મુદ્દો ચેતન છે. આ ચૈતન્યમાં દિલનો દસ્ત એટલે હાથ, વા સત્તા કે અધિકાર પહોંચતો નથી.

**दृष्टांते समजे सिद्धांत, ब्रह्मरूप होय सद टली जंत;**
**ब्रह्मरुप ब्रह्म वेत्ता लहे, केहें कुवेर सेवो तो कहे. ॥७॥**

આ ઉપર કહેલા દૃષ્ટાંત ઉપરથી સિદ્ધાંત સમજે તો વસ્તુરૂપ મુદ્દો સમજી શકે. જેથી બ્રહ્મરૂપ થાય અને જીવ સ્વરૂપની ભાવના ખરેખર ટળી જાય છે. આ બ્રહ્મ સ્વરૂપ માત્ર બ્રહ્મવેત્તા જ જાણે છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ દશાનું અંતરજ્ઞાન આ ઉત્તમ પ્રકારના બ્રહ્મવેત્તાઓની સેવા કરશો તો જ જાણશો વા પ્રાપ્ત કરી શકશો. (ભગવાન કરૂણાસાગરે વેદ તથા વસ્તુરૂપ મુદ્દાનો જે ખુલાસો કર્યો છે તેને યથાર્થ સમજાવવો મુશ્કેલ છે

અને આ વિષે સમજનારાઓ પણ ઓછા છે. આપણે વેદનો નિર્ણય સત્ય અને ખરી રીતે કર્યો હોત તો મુદ્દારૂપ વસ્તુ વેદથી પર છે એમ સમજ્યા સિવાય રહી શકત નહિ. દેશના ઘણા વિદ્વાનોની માન્યતા છે કે વેદ વિરુદ્ધ વચનો સાંભળવાં નહિ. અહીંયાં વેદ શાને કહેવામાં આવે છે ? પુસ્તકને વા અંદર રહેલા અક્ષરને ? જો આપણે વેદ પુસ્તક વા અક્ષરોને કહીએ તો તેનો વખતોવખત નાશ થાય છે તો અપવાદ એ નડે છે કે વેદ ઈશ્વર પ્રેરિત છે. જો ઈશ્વર પ્રેરિત હોય તો નાશ થવો જોઈએ નહિ. વળી પુસ્તકો ગમે ત્યારે લખી શકાય તેમ છે અને તે લખાણ જીવકૃત દેખાય છે. જીવ લખવા પ્રવૃત્ત ન થાય તો અક્ષર પડી શકતા નથી. આને ઈશ્વરકૃત ન કહેવાય, ત્યારે ઈશ્વરકૃત શાને કહેવું ? એ વિચારવા જેવું છે અને તે એ છે કે જગતમાત્ર કર્તાથી સર્જાયેલું છે. આ કૃતનું નામ કુદરત છે. કુદરત-પ્રેરણા તે કર્તાની કરેલી છે. આ કરેલી સઘળી કૃતિરૂપ ઘાટો જે છે તે તમામમાં પ્રણવ છે. તે જ પ્રણવમાં બાવન અક્ષરો છે અને તે બાવન અક્ષરો દ્વારા અવરનવર સ્વરયુક્ત વ્યંજનોથી વાક્યો રચાય છે, તે વાક્યો નામ, ઠામ, ગુણને સૂચવે છે. એ વડે આપણે જગતનો વહેવાર કરી શકીએ છીએ. જો આ રચના કર્તારે ગોઠવી ન હોત તો આપણે નવીન કરી શકત નહિ. એટલે કે આ પ્રણવ આદિ રચના કર્તાની જ કરેલી છે અને તેમાં અક્ષરો આદિ સામગ્રી ભરેલી છે, તે વડે આપણે આપણો વહેવાર કરીએ છીએ. એથી જ આપણા વહેવાર પણ ભિન્ન-ભિન્ન દેખાય છે. આ ભિન્નત, બુદ્ધિથી છે, જેનામાં ઓછી બુદ્ધિ તેનો વહેવાર ઓછો, અને જેનામાં વિશેષ બુદ્ધિ તેનો વહેવાર મોટો. આમ નાના-મોટા વહેવારો કર્તાની કૃતિ મુજબ છે. આ કૃતિને અંતર પ્રદેશમાં જનારા સમજી શકેલા છે અને અંતર પ્રદેશમાં નહિ જનારા માત્ર ઉપલક વાતો કરે છે. આ અંતર પ્રદેશની સઘળી સામગ્રી ઈશ્વર કૃત વા ઈશ્વર પ્રેરિત છે. એમાંથી કાઢી જે કંઈ રચનાત્મક સ્થિતિ ગોઠવવામાં આવે છે તે જીવકૃતિ છે. એથી જ વેદ આદિ પુસ્તકોની રચના મનુષ્ય કૃત છે તેને જ અંતર પ્રદેશના નહિ સમજનારાઓ બાહ્ય રચનાના પુસ્તકનાં પાનાંને ઈશ્વર-પ્રેરિત માને છે. આ તેમની માન્યતા ભૂલ ભરેલી છે. વેદનું રક્ષણ કરો એટલે પ્રણવનું રક્ષણ કરો, નહિ કે પુસ્તકનું. પ્રણવ હશે તો પુસ્તકો અનેક ઉપજાવી શકાશે. પણ પુસ્તક પ્રણવને ઉપજાવી શકશે નહિ. વળી પ્રણવ એ જ પ્રાણ છે અને આ પંચભૂતાદિ ભૌતિક શરીરો માત્ર આ પ્રાણરૂપ પ્રણવથી જીવતાં રહેલાં છે તે જ પ્રણવનું રૂપ બાવન અક્ષરોયુક્ત છે એટલે કે પ્રણવ એ જ સંપૂર્ણ જ્ઞાનનું સ્વરૂપ છે એમ કહીએ તો ચાલે તેમ છે. કારણ કે આ પ્રણવમાં સ્થિર થનારાઓ જ જ્ઞાનને પામેલા છે, આ જ જ્ઞાન ઈશ્વર પ્રેરિત છે કારણ કે જ્ઞાનના વિભાગ પડી શકતા નથી. એથી જ જ્ઞાનસ્વરૂપ વ્યાપક છે. આ બાબતમાં ઈશ્વરે પ્રેરણા કરી હોય તો માનવા જેવું છે અને તે

દરેકના ઘટોઘટમાં આ જ્ઞાન રહેલું જ છે. એથી જ જેણે જેણે આ ઘટમાં રહેલા પ્રણવ સાથે મંથન કર્યું તે તે જ્ઞાનને પ્રાપ્ત કરી શકેલા છે. જ્ઞાન કોઈ એક દેશમાં વા કોઈ એક વ્યક્તિમાં છે એમ માનવા જેવું નથી. જ્ઞાન તો ઈશ્વરનું લહાણું છે અને પ્રાણીમાત્રને એ છૂટથી આપવામાં આવેલું છે. જેણે આ જ્ઞાનનું લહાણું ઓળખી લીધું તેઓ આ ભવસાગરને તરી કિનારે બેઠા અને જેને આ વિષે ગમ ન પડી તેઓ સંસારમાં સ્થાવર જંગમ આદિમાં ભટકતા રહ્યા છે. વળી ઈશ્વર ગતિએ સર્વજ્ઞ છે. તેઓ કોઈ એક વ્યક્તિમાં પ્રેરણા કરી જ્ઞાનનો ઉદય કરે તો સર્વજ્ઞતાની ખામી દેખાય. કારણ કે તેમનામાં સમ વા વિષમપણું નથી અને જો હોય તો કિરતાર કહેવાય નહિ. એથી જ કોઈ વ્યક્તિ પરત્વે ઈશ્વર પ્રેરણા થવી અસંભવિત છે. તેમણે તો સ્થાવર જંગમ આદિ સર્વ લોકમાં પ્રણવ દ્વારા જ્ઞાનનું લહાણું શરૂઆતથી જ કરી દીધેલું છે અને તે અગણિત યુગો વહી જાય છતાં ખૂટે તેમ નથી. આ ચાલુ વિષયમાં એક વાત યાદ આવે છે કે એક શંખાસુર નામનો દૈત્ય બ્રહ્માજીથી રચાયેલા વેદરૂપ ગ્રંથો લઈ ગયો. આથી દેશમાં ભારે કોલાહલ મચી ગયો અને માન્યતા એ પ્રસરી કે હવે વેદ સિવાય શું કરીશું ! એ સંકટને દૂર કરવા ત્રિલોકીનાથ એકાએક દરિયામાં માછલારૂપે ઉતરી પડ્યા ને સદર દૈત્યને મારી વેદને પાછા લાવ્યા. આ માન્યતાવાળો લેખ જે કાળે કોઈ મહાશય લખવા બેઠા હશે ત્યારે તેઓ વેદ એ શું છે વા વેદ શાને કહેવો આ અર્થ વિષે ભેદ સમજ્યા હોત તો આ સાહસ બુદ્ધિ વડે આવી કલ્પના કરી ગોઠવી બેસાડત નહિ. વળી તેમને અંતર પ્રદેશના વેદ સાથે ક્યાં નિસ્બત છે ? જો હોત તો બહારનો આવો કૃત્રિમ વેશ ઉપજાવી કાઢત નહિ. વળી મનાવવામાં આવે છે કે વેદ વિરુદ્ધ વચન બોલવાં વા સાંભળવા નહિ. તેનો અર્થ એ જ નીકળે છે કે આ પ્રણવરૂપ વેદ બાવન અક્ષરોના જ્ઞાનથી ભરપૂર છે; તેની એકંદરે સામાન્ય ગતિ અજંપા તરીકે ઊઠબેસ ચોવીસ કલાકમાં મુખ્ય પ્રણવ એકવીસ હજાર અને છસો થાય છે. આ એકવીસ હજાર અને છસો ધબકારા (અજંપા) વધી જાય તેવાં બહારનાં વચનો સાંભળવાં વા માનવાં નહિ તેમ જ ક્રિયાયુક્ત વહેવાર કરવો નહિ એ કુદરતનો નિયમ છે. આ નિયમ મુજબ પૂર્ણ આયુષ્ય ભોગવી શકાય છે. આથી ઊલટા વર્તનારા આ ઈશ્વરી હુકમની આમન્યાનો ભંગ કરનારાઓ અંતર પ્રદેશની અખૂટ સમૃદ્ધિને નહિ ઓળખનારાઓ બહારનાં સ્વતંત્ર ઉપજાવી કાઢેલાં વચનોને વેદવચન માની પુસ્તક પાનાંનું રક્ષણ કરવામાં પોતાનો ધર્મ સમજેલા છે. આ ધર્મ તે ખરેખરો ધર્મ નથી પણ પ્રણવરૂપ વેદનું રક્ષણ કરી તેના દ્વારા આત્મસમૃદ્ધિરૂપ મુદ્દાને પ્રાપ્ત કરવો એ જ ખરો ધર્મ છે અને આ પ્રણવરક્ષક તે જ વેદરક્ષક વા વેદના વચનોનું પાલન કરનારા ખરા આર્યવીર હોઈ આ જ માર્ગે જનારા આત્મકલ્યાણ કરી શકે છે.)

## પ્રગટવેત્તા મિલનકો-અંગ-૧૧મું

**ब्रह्मवेत्ता देखाडे ब्रह्म, जीव शिवनो समजावी भ्रम;**
**बुध पोखे पोतानुं बल, भव उत्पन्न कर आपे कल. ।।१।।**

બ્રહ્મવેત્તા મહાપુરુષો જીવબુદ્ધિનો અને શિવબુદ્ધિનો મર્મ સમજાવી બ્રહ્મની પ્રાપ્તિ કરાવી આપે છે. વળી તેઓ બ્રહ્મજ્ઞાનથી પ્રાપ્ત થયેલી બળવાન બુદ્ધિ, આવનાર અધિકારી શિષ્યને પોષે છે અને એ જ બુદ્ધિ વડે સમસ્ત જગતની ઉત્પત્તિના (જગત રચનાની) કાર્યક્રમની કળરૂપ કુંચી તેના હાથમાં આપે છે, તે કુંચી વડે સમસ્ત જગતનાં તત્ત્વરૂપ દ્રવ્યો ખુલ્લાં કરી સમજી શકે છે.

**वातोमे दे वस्त बताय, दृष्टांते सिद्धांत मेलाय;**
**ते माटे सेवो ब्रह्मवेत, नहि तो भक्ति खाली खेत. ।।२।।**

આ મહાન સર્વ-શિરશ્રેષ્ઠ નિજપદ જે સર્વલોકની છેવટે આવેલું છે તેને અધિકારી શિષ્ય પરત્વે બ્રહ્મવેત્તાઓ માત્ર વાતો કરીને સમજાવી દે છે એ ખૂબીઓ તેમના અલૌકિક જ્ઞાનની છે. હજારો વર્ષના તપે જે પદની પ્રાપ્તિ નથી થતી તે પદની પ્રાપ્તિ આ બ્રહ્મવેત્તાઓ ઝીણા ઝીણા સંકેતો દ્વારા યથાર્થ સમજાવી કરાવી આપે છે. વળી તે પદને વધારે સ્પષ્ટ ખુલ્લું કરવા નાજુક કુદરતી તત્ત્વોનાં દૃષ્ટાન્તો આપી સિધ્ધાંત સમજાવી શિષ્યના અંતર હૃદયને વિકસિત કરે છે. એવું અતિ ઉત્તમ જાણપણાનું (બ્રહ્મજ્ઞાન) આ મહાપુરુષો પાસે વિત્ત રહેલું છે. તે વિત્તને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા હે ભગવતીજનો ! આ વિત્તને જાણનાર બ્રહ્મવેત્તાની સેવા કરો. અને આ પ્રમાણે આ મહાપુરુષને નહિ ઓળખો અને તેમને શરણે નહિ જાઓ તો મળેલા અમૂલ્ય મનુષ્યજન્મની ખેપ હારી જશો, કારણ કે પાંપળાંવાળી કર્મકાંડવાળી (દ્રવ્યપૂજા) ભક્તિથી આત્મકલ્યાણની તૃપ્તિ થશે નહિ; છતાં તેવી બાદલી ભક્તિ પાછળ તણાઈ જશો તો મનુષ્ય જન્મનો હાથ આવેલો દાવ ફરીથી મળશે નહિ અને ખાલી જશે.

**गयो अमल हाच मने मरे, तेनी आण्ये कुण उगरे;**
**तेम अवतार भजे नर लोइ, काल झाल बंच्यो नहि कोइ. ।।३।।**

જેમ કોઈ મોટા અધિકારવાળા (વિભૂતિવાળા દેવો) જે પોતાના સત્ય અધિકારથી ઊતરી ગયા હોય તેઓની આપત્તિકાળે આણ દેવામાં આવે તો પણ તેઓ બચી શકતા નથી. તેવી જ રીતે અવતાર આદિ મોટા અધિકારવાળા જાણીને આપણે સર્વે (સમસ્ત જગત) તેમને ભજે છે પણ ઉપરના દૃષ્ટાંત મુજબ કોઈપણ કાળઝાળના જંજાળરૂપ ત્રાસમાંથી બચી શકશે નહિ.

हाल अमल होय हमणे छतो, अरूढ ज्ञान अद्‌भुत गमतो;
तेहने शरणे जा तुं जंत, जन्म मरण आणवो होय अंत. ॥४॥

હાલ વર્તમાનકાળમાં જેનો જીવતો જાગતો અમલ હોય તથા અદ્‌ભુત અરૂઢ જ્ઞાનની અદ્‌ભુત ગતિવાળા હોય તેમના શરણમાં, હે જીવો ! જન્મ-મરણના ભવસંકટનો ફેરો ટાળવો હોય તો તમો જરૂર જજો.

ब्रह्मा विष्णु ने माहेश, जोत स्वरूप शक्तिने शेष;
प्रतमा तेहेनी पुंजे मांड, चरणोदिक आरोगे छांड. ॥५॥

ઉપર કહ્યા પ્રમાણે ઊંચા માર્ગમાં વળ્યા નહિ અને શિવ બ્રહ્મા, વિષ્ણુ, શેષ, પ્રકૃતિ અને (પુરુષ) જ્યોતિનારાયણ, આ નામધારી દેવતાઓની પ્રતિમાઓની સ્થાપના કરી અને તેની જ પૂજા કરવા લાગ્યા. વળી તેમના પગ ધોયેલું પાણી અતિ પવિત્ર ગણી સર્વાંગ શરીર પવિત્ર થશે એમ ધારી જગતના ભગવતીજનોએ આ પાણી પીવાનું શરૂ કરી દીધું. વળી ઠાકોરજીને થાળ ધરાવે છે અને તે પ્રસાદીને ઉચ્છિષ્ટ ગણી આ એઠું પ્રસાદરૂપે ગણી આરોગે છે.

एम करतां डुब्यो संसार, कोइ न उतरो भवजल पार;
मुक्त रूप जे जे ज थया, प्रगट गुरुनी पामी दया. ॥६॥

ચરણોદક પીવાથી તથા ઉચ્છિષ્ટ ભોજન કરવાથી તેમ જ ઉપલક તેમના નામના જાપ જપવાથી તથા તે જ્યાં હોય ત્યાં તેમના નામે યાત્રાઓ કરવાથી અમો કૃતાર્થ થઈએ છીએ એવી એવી માન્યતાઓને લીધે આ સંસાર આ પ્રમાણે કરતાં ડૂબ્યો છે એથી જ કોઈ ભગવતીજન આ સંસારરૂપ સાગર તરીને કિનારે પહોંચ્યા નથી. કારણ કે અત્યાર સુધીમાં જે કોઈ મહાપુરુષો મુક્તદશાવાળા થયા હોય તો તેઓ પ્રગટ ગુરુઓની અતિ દયાને પામીને જ ભવપાર થયા છે.

गया सधाम कृष्ण ने राम, तार पीछे केहेनु करुं काम;
कोइ कहेशे नामे करी सहाय, जेम जंखे पूर्वज दरसाय.
जे जेनु आलोचन करे, कुवेर मन रूप तांहां तेवु धरे.॥७॥

જ્યારે શ્રીકૃષ્ણ તેમ જ રામ આદિ આ દેશ ઉપર વિધમાન હતા ત્યારે તેમની હયાતીનો લાભ ભગવદ્‌ ભક્તોએ ઉઠાવ્યો હશે અને તેમણે ભક્તોનાં કામ પણ કર્યાં હશે એમ આપણે માની લઈએ, પણ જ્યારે તેઓ સ્વધામમાં ગયા ત્યાર પછી કોઈ

ભગવદ્ભક્ત તેમની પાસેથી કામ લઈ શક્યા હોય એમ જણાયું નથી અને ભીડ કે આપત્તિકાળે તેઓ આપણું કામ કરશે એવી આશા રાખવી તે બિનપાયાદાર હોઈ વ્યર્થ છે. અર્થાત્ તેઓએ પોતપોતાના ધામમાં ગયા પછી કોઈનું કલ્યાણ કર્યું નથી. કદાચ કોઈ કહે કે તેઓના નામ સ્મરણ માત્રથી ભક્તોને સહાય કરે છે તો તે વાત જૂઠી છે. કારણ કે ચતુષ્ટય અંતઃકરણમાં મન બાહ્ય તર્કવિતર્ક કરવામાં પહેલે નંબર છે. આ મન સંયમના બળે રૂંધન પામે છે ત્યારે અંદર રહેલું જે ચિત્ત કે ચિત્તના ચિંતવનનો ભાવ બહાર રહેલું મન ખડો કરે છે, સાધક અંતરપ્રદેશનો અભ્યાસી નથી એથી જ આ ચિત્તવૃત્તિઓના સ્વરૂપને ઓળખી શકતો નથી. જેમ મરણ પામેલા વડીલોના વિયોગે કોઈ માણસ અતિ સતત ઝંખના કરતો હોય તો તેને પૂર્વજો દેખાય છે તેવી જ રીતે ઈશ્વરોના ઉપાસક તથા મંત્ર આદિના જાપ જપનાર તથા જે દેવનું આલોચન કરનારાઓના મનનાં રૂપ, મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે તેના ભાવ પ્રમાણે ખડા થાય છે, પણ વસ્તુતઃ તેમાંનું કંઈ સત્ય નથી.

##  મન પ્રતીતિ દરશકો-અંગ-૧૨મું 

**अज्ञानीने दरशे भूत, तेम हरिजनने हरि अद्भुत;**
**ए बेहु एही चीतनां छे रूप, ज्ञानी समजे भेद अनुप. ॥१॥**

કોઈ અજ્ઞાની રાત્રિના પ્રસંગે રસ્તે જતાં કોઈ ઝાડનું ઠૂંઠું જુએ એટલે તેના અંતરમાં ભૂતનો સંચાર થાય છે અને તે જેમ જેમ આલોચન પૂર્વક નિહાળી જોવા પ્રયત્ન કરતો જાય તેમ તેમ ઠૂંઠારૂપે ભાસેલું ભૂત હાથપગના અવયવોવાળું દેખાતું જાય છે. આમ દેખાય છે છતાં હિંમત ભીડીને વા ભૂતના ભાસને દૂર કરીને આગળ ધસી જાય તો થયેલી ભ્રાન્તિનું નિવારણ તરત થઈ જશે, અને આ ભાસ ખોટો છે એમ તેના સમજવામાં આવે છે એવી જ રીતે હરિભક્તોને અદ્ભુત રીતે ભગવાનનો ભાસ થાય છે. આ બંને ચિત્તનાં રૂપ છે, આ વિષેનો ખરો ભેદ માત્ર જ્ઞાનીઓ જ સમજે છે. જીવ સામાન્ય છે અને આશાવાદથી ભરેલો છે તેને આ વાત ચમત્કાર જેવી લાગે છે પણ ખરી વસ્તુસ્થિતિ આમ જ છે.

**पोतानु मन स्फूरण हवुं, परचाने प्रभु कहे सहु;**
**यांहा सुधी अज्ञाने अंध, जांणी नहि ते आतम संध. ॥२॥**

ભક્તનાં પોતાનાં અંતઃકરણ સ્ફુર્યાં એથી તેણે ચિત્તનાં રૂપ જોયાં એથી તેઓ પોતાને પૂર્ણ ભાગ્યવાન સમજવા લાગ્યા અને આ દેખાયેલા રૂપને પરચારૂપ સમજી તેઓએ તેને

જ પ્રભુ કહેલા છે. અહીંયાં સુધીની આ બધી વાતો આંધળા અને અજ્ઞાનીઓને જ સારી લાગે છે. કારણ કે તેમને આત્મા સંબંધી જ્ઞાન હોતું નથી એથી જ તે આવી તેવી વાતો કરીને ખુશી થાય છે.

**दरपणमां जेम मुख दरसाय, निखशिख सुधी सरवे काय;**
**तेम दरपण भक्ति आदरी, मनमुखी दीसे थइने हरि. ।।३।।**

નખશિખ પર્યંતનું શરીર જેમ દર્પણમાં દેખાય છે તેવી જ રીતે ચતુષ્ટય અંતઃકરણરૂપ કાચ પંચતત્ત્વો આદિ કાષ્ઠથી મઢાઈ થયેલા દર્પણમાં જોવાથી સામું બીજું સ્વરૂપ ભાસે છે અને તે મનના આલોચન પ્રમાણે દેખાતા મનમુખી ભાસને હરિરૂપ છે એમ માને છે.

**प्रतमा पूजा नाम आधार, तेहेना फलनो ए अतबार;**
**जड प्रतमा ने जड छे नाम, पडे पंड नहि बोले राम. ।।४।।**

પ્રતિમાઓ સામે નામ માત્રની પૂજાઓમાં માનસિક ભાવ ભરી જે ધ્યાન ધરવામાં આવે છે તેનાથી ઉપર જણાવ્યા પ્રમાણેનું જ ફળ મળે છે. વળી આ પ્રતિમા અને અત્યાર સુધીમાં ઉપજાવી કાઢેલાં નામ આ બંને જડ છે છતાં તમે ચેતન થઈ આ જડની ઉપાસના કરશો અને નામમાત્રમાં કલ્યાણની આશા રાખી મરણની છેલ્લી પથારી સુધી તે નામનો પોકાર કરશો તો પંડ પડશે પણ કદીએ રામ, મૂર્તિમાંથી બોલશે નહિ અને તમને આપત્તિકાળમાંથી છોડાવી મુક્ત કરશે નહિ.

**परचा परची मनकी होड, पूर्ण पदने तो ए खोड;**
**चत्रुभुज ते मनरूप धरे, माग्य माग्य सहुकोने करे. ।।५।।**

પરચાપરચી એ મનની હોડ છે. આમ મનની હોડ બાંધવા છતાં પૂર્ણપદ પ્રાપ્ત કરવાની જે ખામી રહે છે તે ટળતી નથી. કારણ કે આપણી સામે જે રૂપ ખડું થાય છે અને ચતુર્ભુજરૂપે દેખાય છે તે રૂપ મનનું ધારણ કરેલું છે જે માગ માગ એમ સહુને કહેતું લાગે છે છતાં વાસ્તવમાં તે ખોટું છે.

**शुं माग्युं शुं दीधुं पद, अनंत कोट गया अदबद;**
**स्वप्ने जेम होय द्रव्य प्रकाश, जागे तो दमडो नहि पास. ।।६।।**

આ પ્રમાણે મનની ઊભી કરેલી મૂર્તિ પાસે લક્ષાવધિ ભગવતીજનો યાચના કરે છે,

તેની પાસેથી તેમણે શું માગ્યું અને વરદાતાએ શું આપ્યું એ કોઈએ ખુલાસો કર્યો નથી. પણ આ પ્રકારે ભ્રાન્તિવશ થયેલા ભગવદ્ભક્તો આવા માર્ગે અદબદ રીતે અનંત કોટી ગયા પણ તે કોઈ અખંડ પદને પામ્યા નથી. આ પ્રમાણેની ભક્તિનાં ફળ સ્વપ્નમાં જોયેલાં દ્રવ્ય જેવાં છે કે જે દ્રવ્ય પૈકી કશુંય જાગ્રત થતાં પાસે રહેલું હોતું નથી; તેવું જ ભગવદ્ભક્તોની ભક્તિનું ફળ છે.

**तेम चत्रुभुज जाण्य सुपंन, बाहेर भीतर दरशुं मन;**
**कोइ कहेशे ध्रु अविचल हुवा, केहं कुवेर क्यांहां नवलखमुवा.॥७॥**

આ ચતુર્ભુજ મૂર્તિ સ્વપ્નમાં જોયેલા દ્રવ્ય જેવી જાણવી. અંદર અને બહાર માત્ર મન જ સ્ફુરેલું છે. આપણે કાચમાં જોઈએ ત્યારે આપણાં બે સ્વરૂપ થાય છે, આપણું મૂળ સ્વરૂપ જો હાલે ચાલે તો કાચમાં પણ તેમ કરતું સ્વરૂપ દેખાય છે; તેવી જ રીતે અંદર રહેલું ચિત્તયુક્ત મન બહાર પોતાની પ્રતિમા જુએ છે અને અંદરના ખરા મનમાં જે જે ભાવ ભરાય તે તે પ્રમાણે તેની બહારની પ્રતિમા જવાબ આપે છે. હવે કોઈ એમ કહે કે, ધ્રુવ અવિચળ પદવી પામ્યા છે ત્યારે મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે બીજા નવલખ તારાઓ ક્યારે મરી ગયેલા છે ?

## ધ્રુવ અવિચલ દેખાવનકો-અંગ-૧ ૩મું

**वळी कोइ कहेशे चलता नथी, तेहेनी समजण कहुं ते कथी;**
**चौद पदम अरब ते अष्ट, चार संख नव लाख समष्ट.॥१॥**

ધ્રુવને ચલિત પણું નથી એમ લોકોનું માનવું છે તે વિષેની સમજનો ખુલાસો કરું છું તે સાંભળો. ચાર શંખ (શંકુ) ચૌદ પદ્મ, આઠ અરબ (અબજ) અને નવલાખ આટલું તારામંડલ છે.

**तारा मंडल एटला थया, आप आपने स्थाने रह्या;**
**ससुमार चक्रपर वास, अचल सबे करी रह्या निवास.॥२॥**

આ ગણતરી પ્રમાણેના તારાઓનું સ્થાન સસુમાર ચક્ર ઉપર હોઈ તેઓ પોતપોતાના સ્થાનકે અચળ નિવાસ કરી રહેલા છે.

**फरता दीशे चकरवडे, ध्रु अविचळ ते मध्य आखडे;**
**तेने पण फरवुं ते सही, दृष्टांते समजावुं कही.॥३॥**

આ બધાય તારાઓ સસુમાર ચક્ર વડે ફરતા દેખાય છે. આ સસુમાર ચક્ર જેને કહું

છું તે વૈરાટના મહદ્ પવનથી થયેલું છે અને ચૌદલોકનો વસવાટ સસુમાર ચક્રના મજલા ઉપર થયેલો છે. એથી જ આ ફરતા ચક્રને લીધે તારાઓ ફરતા દેખાય છે, તેમાં જેને આપણે અવિચળ ધ્રુવ કહીએ છીએ તે આ ચક્રના મધ્ય ભાગે ધરીરૂપે રહેલા છે અને તે પણ ફરે છે. આ વિષે દૃષ્ટાન્ત આપી સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો.

**जेम परजापति चक्री न्याय, कीटी बहोत फसी तांहां आय;**
**फरती बीजी मोले रही, एके मध्य कीधुं घर जही.॥४॥**

જેમ કોઈ કુંભારના ઘાટ ઉતારવાના ચક્ર ઉપર ઘણી કીડીઓ આવી ચઢી હોય તેમાં કેટલીક કીડીઓ તે ચક્રના આરા ઉપર તથા કેટલીક આજુબાજુ ગોળાકાર ભાગ ઉપર એમ ગોઠવાઈ જતાં તેમાંથી એકાદ કીડી ચક્રની ધરી ઉપર આવી ગઈ હોય તો તે મધ્યભાગે લેખાય; પણ

**फरे चाकतो सहुने फेर, मध्य घरवाळी दीसे घेर;**
**तेम ध्रुनी जाणो जांम, फरे खरा पण ठामना ठाम. ॥५॥**

જ્યારે કુંભારના હાથે ચક્ર ફરે છે ત્યારે બધીએ કીડીઓ ફરતી દેખાય છે. તેમાં ચક્રના મધ્ય ભાગે આવેલી કીડી તે ચક્રની મૂળ ધરી ઉપર સ્થિરરૂપે દેખાય છે. એકંદરે આ કીડીઓ ફરતી નથી પણ ચક્ર ફરે છે. તેવી જ રીતે આ સસુમાર ચક્ર ઉપર આવેલા ધ્રુવની હકીકત જાણવી તે સસુમાર ચક્રને લઈ ફરે છે ખરા પણ ધરી ઉપર મધ્ય ભાગે આવેલા હોવાથી પોતાના ઠેકાણેથી ચલિત થયેલા દેખાતા નથી. અર્થાત્ આ ધ્રુવ આદિ તારા માત્ર ફરતા નથી પણ વૈરાટનું ચક્ર ફરે છે અને તેની સાથે તે ફરતા દેખાય છે.

**अमर नथी अवधि ल्यौं रहे, पछे पंड छोडीने वहे;**
**त्रिगुण शक्तिने सुरशेष, अवधि उपर रहे ना लेश. ॥६॥**

આ તારા જેના વિષે વાત કરી તેમાંનું કોઈ અમર નથી પણ જે તેની અવધિ આવતાં આ મળેલું ઉત્તમ સ્થળ તેને પણ છોડીને જવું પડે છે. અર્થાત્ પોતપોતાની અવધિ પૂરી થતાં તેમના દેહ છૂટી જાય છે; તેમ જ ત્રણ ગુણ, શક્તિ, દેવતાઓ તથા શેષજી વગેરે અવધિ આવતાં તેમાંના કોઈ લેશમાત્ર રહેવા પામતા નથી.

**परले इंड क्रोड पंचास, ससुमार मेरुनो न्यास;**
**अव्याक्रत शक्ति गले गात्र, तो व्यक्त पंड ध्रुजी कुण मात्र.॥७॥**

**अविचल नहि रहे कोइ देह धरी, कुवेर अविचल वस्तु खरी. ॥८॥**

મહાપ્રલય વખતે પચાસ કરોડ ઈંડનો નાશ થાય છે તથા સસુમાર ચક્રનો પણ નાશ થાય છે. વળી લક્ષાવધિ તબક્કાને ધારણ કરનારી અવ્યક્ત મહદ્ શક્તિ જેવાનાં પણ ગાત્રો ગળાઈ જાય છે તો શરીરધારી વ્યક્તરૂપે રહેલા ધ્રુવ કોણ માત્ર છે, જે અચળ અમર રહી શકે ? જેણે દેહ ધારણ કરેલો છે તે પૈકી કોઈ અવિચળ રહી શકે નહિ. આ બાબતમાં મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે નિજવિત્તરૂપ (ચૈતન્ય) મુદ્દો જ અવિચળ રહી શકે છે.

## જ્ઞાની મહત્તાકો - અંગ-૧૪મું

**सांम्रथ भेद कायानुं क्रत, ए सरवे परकरती वरत;**
**ज्ञान वना करतव शुं करे, आद्ये अंते ज्ञानी सरे. ॥१॥**

કાયાના કૃત વડે સામર્થ્યતાના ભેદ દેખાય છે એટલે કે જે જે સિદ્ધલોકોએ જેટલી જેટલી શક્તિ મેળવેલી હતી તેટલી જ તેમનામાં ઐશ્વર્યતા જાણવી. આ ઐશ્વર્ય વિભૂતિ શરીર વડે જ મેળવી શકાય છે એટલે કે જેણે જેટલી પ્રકૃતિ સાધ્ય કરી તેટલું સમર્થપણું તેનામાં છે. એકંદરે આ સર્વ રિદ્ધિ-સિદ્ધિવાળી સમૃદ્ધિ પ્રકૃતિની વૃત્તિવાળી છે; એથી જ સમૃદ્ધિવાળાઓ સ્થિર બેસી શકતા નથી. આટલું બધું સામર્થ્ય મેળવ્યું હોય છતાં જ્ઞાન પ્રાપ્ત કર્યું ન હોય તો તે એકલા સામર્થ્યથી શું થઈ શકે તેમ છે ? આદ્ય અંત અને મધ્યમાં તપાસી જોતાં જ્ઞાની જ શ્રેષ્ઠ લેખાયા છે.

**तेनी समजण बतावुं सोइ, संशे रहेनन पावे कोइ;**
**अजेपाल राजा बलवंत, सत सामृथ प्राक्रत अनंत. ॥२॥**

કર્તવ્યશક્તિ કરતાં જ્ઞાનની મહત્તા વધારે છે તે વિષે સંશય ન રહે અને જ્ઞાનની મહત્તા સમજાય તથા પ્રાપ્ત થાય એવો ખુલાસો કરું છું તે સાંભળો. એક સમયે અજેપાલ નામનો એક રાજા બળવાન તેમ જ સત્યવાન હોઈ અતિ પરાક્રમી હતો.

**रामे पण जीतायो नहि, रावण दाम भरे तांहां जही;**
**राम राम कहे छे नर लोइ, तेने संभारे नहि कोइ. ॥३॥**

આ રાજાને શ્રીરામચંદ્રજી પણ જીતી શક્યા નથી. વળી રાવણ જેવા મહારથીઓ પણ તેને ત્યાં ખંડણી ભરવાવાળા હતા. આ પ્રમાણે અજેપાલ રાજા

સર્વ સમૃદ્ધિથી વીંટાયેલો સત્યવાન રાજા હોઈ પ્રકૃતિ સાધક હતો તો પણ તેનું પવિત્ર નામ દેશના વિદ્વાનોએ કલ્યાણકારી ગણ્યું નથી જગતનાં સ્ત્રી-પુરુષો રામનામને સંભાળી પોતાને કૃતાર્થ માને છે.

**राम ज्ञानी तेने नरु क्रत, करुं कराव्युं थइ गयुं व्यर्थ;**
**अगस्त्य पीधो अरणव अंजनी, शेष रह्यो धरीने अवनी. ।।४।।**

આ બંનેમાં ભિન્નતા એ હતી કે રામ મહાન જ્ઞાની હતા જ્યારે અજેપાળ પાસે ફક્ત પ્રાકૃતિક સામર્થ્ય હતું જેથી તેના વૈભવના ઉપભોગમાં તેનું કર્યું કરાવ્યું છેવટ વ્યર્થ ગયું. વળી અગસ્ત્ય મુનિ સમસ્ત સમુદ્રને અંજલિ કરીને પી ગયા તેમ જ શેષ સમસ્ત પૃથ્વીને ધારણ કરી રહ્યા છે.

**ते आगल दावानल गरी, कृष्णे ते शी अदकी करी;**
**इंद्री जीत बीजा बहु राय, सतवादी पर तरीया माय. ।।५।।**

અગસ્ત્ય તથા શેષજીના આ પરાક્રમ આગળ દાવાનળ (અગ્નિ) પી, વા ટચલી આંગળીથી પર્વતને તોળી શ્રીકૃષ્ણે શું અધિક પરાક્રમ કર્યું છે ? વળી જીતેન્દ્રિય, સત્યવાદી તેમ જ પરસ્ત્રીને માતા સમાન ગણનારા ઘણાએ રાજાઓ વગેરે આ દેશમાં થઈ ગયા છે.

**सोळ सहस्त्र विहारी कृष्ण, जुवो विचारी पंडित प्रश्न;**
**ते करता पोते केम लख्या, सतवादी नीचा केम रख्या. ।।६।।**

સોળ હજાર સ્ત્રીઓ સાથે વિહાર કરનાર શ્રીકૃષ્ણચંદ્ર હોવા છતાં તેમને કર્તા તરીકે ઓળખાવ્યા અને અખંડ નૈષ્ઠિક બ્રહ્મચર્યવાન તથા સત્યવાનને શ્રીકૃષ્ણચંદ્ર કરતાં ઊતરતા દરજ્જાના કેમ રાખ્યા ? એ પ્રશ્નનો હે પંડિતો ! આ સ્થળે વિચાર કરી જુઓ.

**करतव तो कृष्ननां नीच, ज्ञान थकी कहेवाया उंच;**
**ते माटे ज्ञानी ते सरे, केहं कुवेर देहातीत परे. ।।७।।**

જો કૃષ્ણમાં કર્તવ્યની દૃષ્ટિથી જોઈશું તો તેમનાં કર્મ વખાણવા જેવાં નથી પણ તેઓ મહાન જ્ઞાનવાન હતા એથી જ તેમની કક્ષા ઊંચી કોટીમાં મૂકવામાં આવી છે. આ ઉપરથી નિશ્ચય થાય છે કે જ્ઞાન એ જ સર્વોપરી સમૃધ્ધિ છે કે જેના વડે મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે દેહાતીત થવાની વા વિદેહ દશા ભોગવવાની ગતિ પ્રાપ્ત થાય છે.

## જ્ઞાની મિલનકો - અંગ-૧૫મું

**अमर रहे जो अदका थाय, तो लोमस कही दिन राखी काय;**
**जनक घेर इठयासी मल्या, लोमस पण ते भेला भल्या.।।१।।**

આ શરીરને અમર રાખવાથી જો મોટા થવાતું હોય તો લોમસ નામના મહર્ષિના એકંદર જીવનમાં શ્રીરામચંદ્રજીના એકસો આઠ અવતારો થયેલા એમ કહેવાય છે. આમ અતિ ચિરકાળ જીવન ભોગવનાર મહર્ષિ લોમસ તે પણ જનક જેવા વિદ્વાન રાજાને બ્રહ્મજ્ઞાન કરી શક્યા નહિ. તેનું પરિણામ એ આવ્યું કે તેમના પૂર્વે જનકની જેલમાં ઇઠયાસી હજાર વિદ્વાન બ્રાહ્મણોએ જનકને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ ન કરી શકવાને લીધે એક પાછળ એક બ્રહ્મદર્શી, બ્રહ્મજ્ઞાની, બ્રહ્મવેત્તા (રસબસ થયેલા પુરુષ) મહર્ષિ લોમસ સહિત તેમની સાથે જેલમાં નાખવામાં આવ્યા હતા.

**अष्टावक्र जाहारे आवीया, सहस्त्र इठ्यासी छोडावीया;**
**अति आवरदा तेहेनो नथी, विदेही कर्यो राजा ज्ञानथी.।।२।।**

આ વિદ્વાનોના સારા પ્રારબ્ધે મહાન અનુભવવાળા અષ્ટાવક્ર આવી પહોંચ્યા અને રાજા જનકને આત્મજ્ઞાન આપી વિદેહદશાવાળા કર્યા ઉપરાન્ત ઇઠયાસી હજાર બ્રાહ્મણોને જેલખાનામાંથી મુક્ત કરાવ્યા. આ સ્થળે વિચારવાનું એટલું જ છે કે આ દેવતા જેવા અષ્ટાવક્રે લાંબી જિંદગી ગુજારી ન હતી પણ પ્રબળજ્ઞાનના પ્રભાવ વડે ઇઠયાસી હજાર બ્રાહ્મણો કરતાં આ બાળવયના યુવકે રાજા જનક ઉપર ભારે છાપ બેસાડી. આમ વિચાર કરતાં લાંબો કાળ જીવન ગાળનારાઓ દૈવતવાન હોય છે અને ટૂંકું જીવન ગાળનારાઓમાં ઊંચું દૈવત નથી હોતું એવી માન્યતા પણ સત્ય નથી.

**एवा ज्ञानने मूकी दूर, करतवने शुं वळगो भूर;**
**अहो जीव ज्ञानीने मलो, तो जीवपणुं ततक्षण टलो. ।।३।।**

આ સર્વ બંધનોથી મુક્ત કરવાવાળું એવું જે જ્ઞાન-તે જ્ઞાનને દૂર મૂકી જપ તપ આદિ તથા કર્મ ધર્મ આદિ કર્મકાંડમાં રચ્યાપચ્યા રહેનાર હે ભૂર (મૂર્ખ) ! જ્ઞાનીઓને કેમ મળતા નથી ? જો જ્ઞાનીને મળો તો તમારું જીવપણું ક્ષણ માત્રામાં દૂર કરી જ્ઞાનનું પોષણ કરશે.

**देह सहित ब्रह्मवेत्ता जंन, तांहां जइने सोंपो तनमंन;**
**हजु थशे के थई जा परे, तेथी तो कारज नहि सरे. ।।४।।**

પંચભૂતના શરીરવાળા પ્રગટ બ્રહ્મવેતા મહાપુરુષોના શરણે જઈ તમારાં તનમન

સોંપી દો. પહેલાં થઈ ગયા હોય તે અને હજુ થનારની આશા રાખી બેસી રહેશો તો કાર્ય થશે નહિ.

**रहुं नामने प्रतमा यथा, फुटया कान सुणीने कथा;**
**प्रगट विना नव कहे कोई प्रष्ट, नाम भरोसे डूबी स्त्रष्ट. ॥५॥**

જે ઈશ્વરોનાં નામ રહ્યાં તેઓ પ્રતિમારૂપે થયા. તેમની કથાઓ સાંભળીને કાન બહેરા થઈ ગયા તો પણ બ્રહ્મજ્ઞાન કોઈને થયું નહિ. વળી પ્રગટ સિવાય કોણ સ્પષ્ટ કરી શકે તેમ છે ? આવા પ્રગટ પુરુષોને નહિ શોધવાથી અને નામ ભરૂંસે રહેવાથી સૃષ્ટિના જીવો ડૂબી ગયા છે.

**दत्तात्रय नारद जदुभूप, खडवांगद परीक्षित अनुप;**
**क्षडानंद उमिया गुण रघु, वालमीक शवरी कुल लघु. ॥६॥**

દત્તાત્રય, નારદ, જદુભૂપ એટલે કૃષ્ણ, ખડવાંગદ, પરીક્ષિત ક્ષડાનંદ; ઉમિયા, રઘુવંશી રામજી, વાલ્મીકિ અને શવરી આ બધાં લઘુકુળનાં છે તો પણ જ્ઞાનબળે શ્રેષ્ઠ કહેવાયાં છે.

**नाम प्रतमा तो ताहारे हती, पण प्रगट गुरुथी पाम्या गति;**
**केहं कुवेर प्रगट जम पत्या, थया गया पुरवेज ते मथा. ॥७॥**

જે કાળમાં ઉપર જણાવેલા મહાપુરુષો હતા ત્યારે આ નામ-પ્રતિમાઓ વિદ્યમાન હતી તો પણ તે પ્રગટ ગુરુઓથી જ ગતિને પામ્યા છે. આને માટે મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે પ્રગટ જ્ઞાની સિવાય પતાવટ કરી શકાય નહિ. પોતાનો સત્ય પ્રકાશ (સ્વરૂપનું જ્ઞાન) જેણે જાણવો હોય તેને પ્રગટ ગુરુ જોઈએ. જે પૂર્વકાળમાં થઈ ગયા તે તો આપણા પૂર્વજો થયા. હવે તે આપણું કલ્યાણ કરી શકશે નહિ.

## ગુરુકો-અંગ -૧૬મું

**गुरु खरा जे आपे ज्ञान, परकरतीनुं मोडे मान;**
**गुणातीत गुणमे दे लखी, राखे नहि मनमे मोहोरखी. ॥१॥**

જગતભરમાં ખરા સદ્‌ગુરુ જ સત્ય જ્ઞાનને આપી શકે છે અને તેઓ જ અતિ ચંચળતાવાળી પ્રકૃતિના માનનો ભંગ કરી શકે છે વા તે વિષે અધિકારી પરત્વે સમજાવી શકે છે. જ્યાં જ્યાં સુધી પ્રકૃતિની ગતિ દેખાય છે ત્યાં ત્યાં સુધી સ્થૂલથી લઈ સૂક્ષ્મ આદિ

દ્રવ્યોની અતિ ઉપાધિ રહેલી છે અને તે ઉપાધિની વાસના સૂક્ષ્મ રીતે અંતઃકરણમાં રહેલી છે. તે મિસરીવત્ ભાવવાળી હોઈ જીવને ઠરીને બેસવા દેતી નથી. જ્ઞાની ગુરુઓ આ વિષયનું સંપૂર્ણ સ્વરૂપ સમજાવ્યા ઉપરાંત ગુણાતીત પરમલક્ષ, ગુણયુક્ત શરીરમાં, કોઈ પણ પ્રકારની મોરખી (શરમ, પક્ષપાત) રાખ્યા સિવાય, યથાર્થ જેમ છે તેમ સમજાવે છે.

**स्थूल सूक्ष्म ने कारण देह, महाकारण समजावे तेह;**
**एक एकना तत्त्व विस्तरी, अधिष्ठान रह्या उरधरी. ॥२॥**

સ્થૂલ, સૂક્ષ્મ કારણદેહ તથા ચોથો મહાકારણદેહ જે ન્હેઃઅક્ષરરૂપે છે તે આ ચારે દેહોના તત્ત્વો તથા તેના અધિષ્ઠાન દેવતાઓ જે તે દેહના જે તે સ્થાનમાં આવ્યા હોય તે સ્થળે જેમ છે તેમ તે સમજાવે છે. (આ દેહોનાં તત્ત્વો વિષે સત્ય અને સંપૂર્ણ સમજ માટે ભગવાન કરૂણાસાગર સ્વરચિત પંચમશ્વસમવેદનું પંચીકરણ જોઈ લેવું.)

**जे जेने अस्थाने देव, तेनो उर लखावे भेव;**
**भिन्न भिन्न अरथावे भेद, नास्ती पदनो करी नीखेद. ॥३॥**

સ્થૂલ, સૂક્ષ્મ આદિ શરીરોમાં આવેલા દેવતાઓનાં સ્થાન તથા તે જ દેવતાઓ તથા તત્ત્વોના ભેદે કરીને ઓછીવત્તી ગતિવાળા દેહો દેખાય છે તે સઘળી મતલબનો ભેદ પરમ જ્ઞાની ગુરુઓ લખાવી શકે છે. વળી ભિન્ન ભિન્ન અવસ્થાઓ વિષેનો ભેદ સમજાવવા ઉપરાંત દેવતા આદિ નાસ્તિવાળાં પદ નિષિદ્ધ હોવા વિષેનો ભેદ પણ સ્પષ્ટ સમજાવે છે.

**चैतन चोज चेहेनावे वस्त, जांहा नव दिसे उदेने अस्त;**
**जाग्रत स्वप्न ससोपति थाय, चोथी तुरीया देह देखाय.॥४॥**

ઉપરનું જ્ઞાન સમજાવ્યા પછી શરીરમાં રહેલા ચૈતન્યરૂપ મુદ્દાને ચોજ એટલે તર્કબુદ્ધિની સૂક્ષ્મતા વડે ચીનાવે એટલે ઓળખાવે છે, ત્યારે તે ચૈતન્યના ઘરમાં ઉદય અને અસ્ત આ બંને જણાતા નથી. કારણ કે ઉદય અને અસ્ત અવસ્થાના ભેદે થાય છે; તેવી કોઈ અવસ્થા ત્યાં નથી પણ આ શુદ્ધદેહ ન્હેઃઅક્ષરરૂપ તુર્યા અવસ્થામાં આવ્યો છે. તે અવસ્થા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિથી પર આવેલી છે એટલે આ ત્રણની ઉપાધિનો તુર્યામાં લય થઈ જાય છે.

**चार अवस्थानां जे रूप, निख शिख सहित सरवे अनुप;**
**जे जेनुं कारण लइ स्फुरे, ते तेनुं बतलावे उरे.॥५॥**

આ ચાર અવસ્થાનાં રૂપ ચાર છે અને તે નખશિખ પર્યંત ઉપમા ન આપી શકાય

તેવાં એકબીજાથી અધિક દિવ્ય સંપત્તિવાળાં છે. તેમાં જે અવસ્થા જે જે કારણને લઈને સ્ફુરે છે તે તે કારણરૂપ મુદા તે તે અવસ્થાના ઉરમાં ખરા જ્ઞાની ગુરુઓ બતાવી શકે છે.

**परा पश्यंति ने वैखरी, मध्यमा घाट घडे छे खरी;**
**तेनी पर पद पुरणब्रह्म, हस्तांमल करी आपे म्रम. ॥६॥**

પરા વાણી નાભિસ્થાને અતિ સૂક્ષ્મ બીજગરૂપે રહેલી છે, પશ્યંતિ ૐકાર પ્રણવમાં રહેલી છે, મધ્યમાં હૃદયસ્થાને રહી શબ્દનો ઘાટ ઘડવાવાળી હોઈ વૈખરી જિહ્‌વાના અગ્ર ભાગે રહેલી છે. આ ચારે વાણીથી પર પૂર્ણ બ્રહ્મપદ આવેલું છે, આ બધાનો મર્મ ખરા જ્ઞાની ગુરુઓ હસ્તામલકવત્ (સહેલાઈથી તુરત જ) સ્પષ્ટ કરી આપે છે.

**जहदाजहद कहीये लक्षणा, धे धाता कहेतां नहि मणा;**
**महावायक वेदानी परे, नेति नेति जेहेनी करे.॥७॥**

તે બ્રહ્મપદની લક્ષણાને જહદાજહદ્ લક્ષણા કહેવામાં આવે છે તે ધ્યાતાના ધ્યેય રૂપે છે એમ કહેવામાં કંઈ હરકત નથી. કારણ કે વેદનાં મહા વાક્યોથી પર આ લક્ષણા છે અને એને જ માટે બ્રહ્માએ નેતિ નેતિ કહેલું છે, આ પરબ્રહ્મમાં કોઈ પણ લક્ષણા ઘટાવી શકાય વા સમજાવી શકાય તેવું તે નથી એથી જ એને જહદા જહદ્ લક્ષણા કહેલી છે. આ લક્ષણાયુક્ત પરબ્રહ્મને ધ્યેયરૂપ ગણીને કોઈ ધ્યાની ધ્યાનમાં લાવવા માગે પણ તે ધ્યાનમાં આવી શકે તેમ નથી; કારણ કે આ ધ્યેય સ્વયંરૂપે છે એથી જ તે ધ્યાનમાં આવી શકે નહિ.

**पंड ब्रह्मांड रहे अनुसुत, निरालंब अव्ये अद्‌भुत;**
**ते पद परखावे परु के नव अरु, केहं कुवेर ते ज्ञानी गुरु ॥८॥**

આ પરબ્રહ્મ સમસ્ત પિંડ-બ્રહ્માંડમાં અનુસ્યૂતરૂપે રહેલું છે છતાં નિરાલંબ એટલે કોઈના આલંબન, આધાર કે ટેકા સિવાય રહેલું તથા અવ્યય એટલે અવિનાશી, શાશ્વત તેમ જ અદ્‌ભુત છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે અરૂપરૂ એટલે આમતેમ આગળ પાછળ નહિ બતાવતાં પોતામાં આ પદનો સ્પર્શ કરાવી આપે તે જ ખરા પરમ જ્ઞાની ગુરુ છે.

## જ્ઞાનીગુરુરહેશ (દશાકો)-અંગ-૧૭મું

**ज्ञानीनी सुणवाने गति, चीत धरजो जे हो आरती;**
**खातापीता ने बोलता, गुणातीत गगनाकार गता. ॥१॥**

પરમ જ્ઞાની ગુરુઓની ગતિ અલિપ્ત છે જે સાંભળવાને આરતવાનો ચિત્તને સ્થિર

કરો. ખાતા, પીતા, બોલતા, ચાલતા હોવા છતાં તેઓ ગુણાતીત, ગગનાકાર એટલે આકાશવત્ ગતિવાળા છે.

**त्याग ना दिशत ग्रेहने ग्रहाग, समदृष्टि नहि द्वेषने राग;**
**इंद्रीना अनुकरमनी परे, निरालंब निरलेप विचरे. ॥२॥**

ઘરથી કે ગામથી જુદા પડેલા હોય અગર ન પડેલા હોય એટલા ઉપરથી જ કોઈ જ્ઞાનીઓનો ત્યાગ જોઈ શકાતો નથી. વળી તેમણે અમુક ચીજ ગ્રહણ કરી છે અને અમુક ગ્રહણ કરી નથી એટલા ઉપરથી પણ તેમનો ત્યાગ જણાતો નથી; પરંતુ તેઓ રાગદ્વેષથી રહિત હોઈ સમદૃષ્ટિવાળા હોય છે. વળી તેઓ ઈંદ્રિયોના અનુક્રમવાળા વર્ગથી પર થઈ એટલે ઈન્દ્રિયોને માત્ર અધ્યાત્મ માર્ગના સાધનરૂપ માની નિરાલંબ નિર્લેપ ગતિ વડે આ સંસારમાં વિચરે છે.

**ज्यौं पंकजपत जलमे रहे, तेम सरखा सहुमे थइ वहे;**
**पत्रे नहि जेम जलनो स्पर्श, तेम अनुभवी अवनि पर अरस. ॥३॥**

જેમ કમળપત્ર પાણીમાં રહે છે તેવી જ રીતે આ મહાજ્ઞાની ગુરુઓ સર્વ લોકો સાથે મળી જઈને ભેગા જ રહે છે તથાપિ જેમ કમળપત્રને જળનો સ્પર્શ થતો નથી તેવી જ રીતે આવા અનુભવયુક્ત જ્ઞાની આ પૃથ્વી ઉપર વસતા સર્વ લોકો સાથે ફરવા છતાં જળકમળના ન્યાયે જુદા રહે છે.

**इंदुनुं झलकण अपमही, पण जलमें इंदु कांइ नहि;**
**चंद रहे नभ मे निजगात्र, तेम जगमे जन झलकण मात्र.॥४॥**

જેમ ચંદ્રનું પ્રતિબિંબ પાણીમાં ઝળકતું દેખાય છે પણ આ પાણીમાં ઈંદુ પોતે નથી. ચંદ્ર પોતે તો વસ્તુરૂપે આકાશમાં રહેલો છે તેવી જ રીતે જ્ઞાની પુરુષો આ સંસારરૂપ જગતમાં બિંબવત્ ઝળકતી પ્રતિમા જેવા ભાસે છે પરન્તુ ગતિમતિની અરૂઢ લક્ષણાએ ચંદ્રની માફક પોતે નિજપદમાં ગગનવાસી હોઈ જગતથી અલગ રહી વિચરે છે.

**देहधारी सरखा सहु लखे, पण भाग त्याग चैतनवत अखे;**
**रहेणी करणी न पडे कल्या, भवमे दीसे भेला भल्या.॥५॥**

તેમને સંસારના બીજા દેહધારીઓ, પોતાના જેવા સરખાં શરીરોવાળા ગણી લે છે પણ તે જ્ઞાનીઓ ભાગત્યાગની લક્ષણા વડે ઊગરતા અખંડ ચૈતન્યમાં એકતા રાખીને રહે છે તેની ખબર સંસારીઓને નથી. વળી આ પુરુષોને રહેણીકરણી કેવી પાળે છે તે ઉપરથી

કળી શકાય તેમ નથી. કારણ કે તેઓ આ ભવરૂપ જગતમાં સર્વ લોકો સાથે ભેળા ભળેલા જ દેખાય છે. એથી જ આ સામાન્ય જીવ જ્ઞાનીની દીર્ઘ ગતિને ઓળખી શક્યા નથી.

**पण अनुभवथी दीसे अलग, शुद्ध चैतनमे सुतर सलंग;**
**જેમ अरणवनो थाह अथाह, म्हाता ज्ञानी गति अगाह. ।।६।।**

માત્ર આ જ્ઞાનીઓને કોઈ અનુભવ દૃષ્ટિથી જોનાર હોય તો જ તે સંસારથી અલગ છે એમ સમજી શકશે. તેઓ શુદ્ધરૂપે નિજ ચૈતન્યમાં પોતાની સુરતા વડે સળંગસૂત્રવત્ રહે છે; એથી જ તેમને કળી શકવા મુશ્કેલ છે. જેમ અગાધ અર્ણવ (સમુદ્ર)નો થાહ કાઢતાં તે અથાહ દેખાય છે તેવી જ રીતે મહાન જ્ઞાનીઓની ગતિ અર્ણવની માફક અગાધ છે.

**शून्य तणी संख्या कोइ कडे, तो ज्ञानीनो आसे जडे;**
**मानीनता नहीं कोइने मदे, विश्व चराचर वस्तु वदे.**
**एहेवो छे ज्ञानीनो लक्ष, केहं कुवेर नहि पक्षापक्ष. ।।७।।**

મહાશૂન્ય કેટલું લાંબું પહોળું છે એની ગણતરી કોઈ કાઢી શકે તો જ જ્ઞાનીનો આશય સમજી શકે. આ જ્ઞાનીની માન્યતા કોઈ માપવાળા મતપક્ષના મદવાળી નથી પણ ચરાચર વિશ્વમાં વિત્તરૂપે વ્યાપક રહેલા મુદ્દાને જ તે જણાવે છે. આ પ્રમાણે જ્ઞાનીનો નિજ લક્ષ છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આવા જ્ઞાનીઓને કોઈ જાતનો પક્ષાપક્ષ હોતો નથી.

## જ્ઞાની શોધનકો - અંગ-૧૮મું

**एहेवा ज्ञानी कोइक एक, बाकी बांना धारी भेख;**
**गलु पित्तल कंचनदे क्रांत, तेम नहातां धोतां दीसे संत. ।।१।।**

આવા જ્ઞાની કવચિત જ હોય છે. બાકી જે કોઈ જ્ઞાનના વેશધારી ભેખવાળા દેખાય છે તે જ્ઞાની નથી પણ બાનાધારી છે, જેમ ગાળેલા પિત્તળની ક્રાંતિ સોના જેવી દેખાય છે તેવી જ રીતે વેશધારી સાધુ-મહંતો ઉપલક ક્રિયાથી વા નહાવા ધોવાથી સંત જેવા દેખાય છે પણ તે ખરેખરા જ્ઞાની સંત નથી.

**मोल तोल करतां बहु फेर, तेम ज्ञानी सत बीजा सहु टेर;**
**त्रिया जात जेम सरखी सही, पतिव्रता कोइक ते मही. ।।२।।**

ગાળેલું પિત્તળ સોના જેવું દેખાય ખરું પણ મૂલ્યની દૃષ્ટિએ તુલના કરતાં પિત્તળની

અને સોનાની કિંમતમાં ઘણો જ ફરક છે તેવી જ રીતે માત્ર જ્ઞાનીઓ જ સોનાની માફક સાચા સંત છે અને બીજા બધા ગાળેલા પિત્તળ જેવા હોઈ જ્ઞાન સિવાયના વીણી કાઢેલા છે. સ્ત્રી માંત્રનો જાતિધર્મ એક છે પણ આ બધીએ સ્ત્રીઓમાં પતિવ્રતા ધર્મવાળી કોઈ કવચિત જ હોય છે.

**वनस्पतिमे चंदन जेम, हस्तीमे ऐरावत तेम;**
**परवतमे पारस उमडे, ज्ञानी पण एम शोध्या जडे. ॥३॥**

સ્થાવર જાતિની વનસ્પતિમાં ચંદન ઓછું થાય છે, હજારો હાથીઓના ટોળાઓમાં ઐરાવત હાથી કવચિત જ હોય છે. તથા પહાડોમાં પારસ પણ ગણ્યા-ગાંઠ્યા કવચિત્ મળે છે. ઉપરના આ દૃષ્ટાન્તોમાં કિંમતી દ્રવ્યો ઘણાં થોડાં હોઈ શોધવાથી ક્વચિત્ મળી આવે છે તેવી જ રીતે આ ભવસાગરરૂપ સંસારમાં જ્ઞાનીઓ શોધવાથી કવચિત્ મળે છે.

**चौद करोड जोतां मनुवेश, मनख कियावत नीकसे एक;**
**सप्तक्रोड जोतां मानवी, वेदोगत वांचीक एव कवि. ॥४॥**

ચૌદ કરોડ મનુષ્યો તપાસીએ તો તેમાંથી ક્રિયાવાન મનુષ્ય એક જ નીકળે, તથા આવા સાત કરોડ મનુષ્ય જોતાં વેદની ગતિને જાણનારો એક જ કવિ નીકળે છે.

**वेदोगत कोटी होय सत, तामे नीकसे एक भगत;**
**सप्त कोटी करे भक्ति विलासा, परचावै नीकसे एकदासा. ॥५॥**

વેદગતિના સાત કરોડ કવિઓ તપાસીએ તો તેમાંથી એક ભક્ત નીકળે અને આવા સાત કરોડ ભક્ત તપાસતાં હરિનો દાસ હોઈ પરચા આપી શકે તેવો એક નીકળે.

**सप्त क्रोड परचावै काहावे, कालजीत जोगी एक पावे;**
**कालजीत कोटि होय पंच, तामे एक परकाया संच. ॥६॥**

પરચા આપી શકે તેવા સાત કરોડમાંથી કાળને જીવતાવાળો એક યોગી નીકળે, આવા કાળજીત પાંચ કરોડમાંથી એક પરકાયામાં પ્રવેશ કરી શકે તેવો નીકળે.

**परकाया परवेशी क्रोड, तामे ज्ञानी एक हरि होड;**
**सप्त लक्ष ज्ञानी शोधीए, तामे एक ब्रह्मदर्शी ब्रह्ममये. ॥७॥**

કરોડ પરકાયા પ્રવેશી જોતાં હરિની સાથે હોડ બાંધી શકે તેવો જ્ઞાની એક નીકળે. આવા સાત લાખ જ્ઞાનીમાંથી બ્રહ્મરૂપ થયો હોય તેવો એક બ્રહ્મદર્શી નીકળે.

**चतुर लक्ष दरशी मेलवी, जोतां नीकसे एक अनुभवी;**
**मनस आद ज्ञानी ल्यौं भेख, ब्रह्मदर्शी अनुभवी विशेख. ॥८॥**

ચાર લાખ બ્રહ્મદર્શી જોઈએ તેમાંથી એક અનુભવી નીકળે, ઉપરની ગણતરી પ્રમાણે પ્રથમ મનુષ્યથી લઈને જ્ઞાની પર્યંતના સઘળા ભેખ તપાસી જોતાં બ્રહ્મદર્શી અને અનુભવી આ બંને સર્વથી મહાન મોટા છે.

**कोट ज्ञानी अनुभवी अनेक, तामे कैवलवेत्ता एक;**
**खंड खंड ल्यौं सहुनी गति, कैवलवेत्ता चकवे पति. ॥९॥**
**तारण तरण अभेपद दाता, केहं कुवेर ते कैवलवेत्ता. ॥१०॥**

કરોડો જ્ઞાની અને અનેક અનુભવી હોય તેમાં કૈવલવેત્તા એક જ હોય. વળી જ્ઞાની, દર્શી, અનુભવી આ બધાઓની ગતિ ન્યારી ન્યારી હોઈ નિજસ્વરૂપની સાથે એકતા કરતાં કરતાં એમની ગતિ ખંડિત થઈ ગયેલી છે અને કૈવલવેત્તા ગતિએ કરી ચકવે પતિ એટલે ગતિએ ચક્રવર્તી હોઈ ગતિના રાજા છે. આ કૈવલવેત્તા તારણતરણ હોઈ અભયપદ આપનાર દાતા છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આવા પુરુષને જ હું કૈવલવેત્તા કહું છું.

## જ્ઞાની દરસી સેવનકો-અંગ-૧૯મું.

**सप्तदीप नवखंडज मही, कैवलवेत्ता एक ज सही;**
**उग्र पुन्य तप जेनां होय, कैवलवेत्ता पावे सोय. ॥१॥**

સાત દ્વીપ અને નવખંડમાં કૈવલવેત્તા એક જ છે. જેનાં ઉગ્ર પુણ્ય તથા તપ હોય તે જ કૈવલવેત્તાને પ્રાપ્ત કરી શકે છે.

**ते क्यांथी घेर घेर डोलता, देश देश क्यम पहोंचे जता;**
**खंडमंडले ज्ञानी रह्या, कैवलवेत्ताना दोतीया. ॥२॥**

તે કૈવલવેત્તા ઘેરઘેર હાલતા-ચાલતા હોતા નથી તથા દેશદેશમાં પણ પહોંચી વળતા નથી; પણ કૈવલવેત્તાના દૂતો (જ્ઞાનીઓ) દરેક ખંડમાં રહેલા છે.

**जनम मरण संकट जीवनां, ज्ञानीने मलतां सहु फनां;**
**ते सतसंगमे जइ रसबसो, हरि जाणीने अंतर कसो. ॥३॥**

કૈવલવેત્તાના દૂતરૂપ જે જ્ઞાનીઓ છે તે તેમને મળતાં જીવનાં જે જન્મમરણ આદિ સંકટો છે તે સર્વ ફના કરી નાખશે, એટલા જ માટે તે પુરુષના સંગમાં સત્સંગ કરી

રસબસ થઈ જાઓ તથા તેમને હરિ સ્વરૂપે છે એમ જાણી તમારા અંતરમાં કોઈ પણ જાતનો ભિન્ન ભાવ રાખશો નહિ અને તેમની સાથે એકતારૂપે થઈ જવું.

**एकमेक थइ रहो मलतांन, अहमपणानुं मुकी मान;**
**जेम तेम करी ज्ञानी रीझवो, आपे पद पहोंचे भवभवो. ॥४॥**

હે જગતના જીવો ! અહંપણાનું માન મૂકીને આ જ્ઞાનીઓને મળી એકમેક થઈને રહેજો અને તેમને જે તે પ્રકારે રીઝવશો તો તેના બદલામાં ભવોભવ વહી જાય તો પણ ખૂટે નહિ તેવું પરમપદરૂપ ફળ આપશે.

**जो कदपी पावे अनुभवी, तेना फलनी शी कहुं चवी;**
**अनंत लोचन आपे ज्ञाननां, सुधारस पीवा पाननां. ॥५॥**

હે ભગવતીજનો ! કદાચ અનુભવી પુરુષ પ્રાપ્ત થાય તો તેનાથી શું ફળ મળે તે કહેવું મુશ્કેલ છે. તે તો જ્ઞાનનાં અનંત લોચન આપશે જેથી તે અનુભવીની ગુરુ સંજ્ઞા વડે પતિનો અમૃતરસ પીવા સાનરૂપ (ગુરુગમ રૂપી) જાણ મળશે.

**सर्वज्ञे सुध पोखे सद, नीमसमात्र रहे नहि अदबद;**
**जेने हस्त वस्त विशाल, भंजन घडन शब्द टंकशाल. ॥६॥**

તેઓ તમારામાં સર્વજ્ઞતાની શુદ્ધ જાણનું પોષણ કરશે. વળી જેના હાથમાં ચરાચર વસ્તુરૂપ વિશાળ મુદ્દો આવેલો છે અને જે ગમે તે વખતે શબ્દો ભાંગવા વા ઘડવાની ટંકશાળના માલિક (પરમગુરુ પોતે ) છે એવા તે તમોને પળ માત્ર પણ અદબદ રાખશે નહિ અને (સ્વરૂપે થવાનો) વસ્તુરૂપ મુદ્દો પ્રાપ્ત કરાવશે.

**ज्ञानी दरशी अनुभवी छेक, त्रैण मली वस्तुगत एक;**
**ज्ञानी दरशी समजा मने, तेहेवुं सुख कहेतां नव बने.**
**ते माटे रह्या उरधरी, कुवेर अनुभवी दाता वरी. ॥७॥**

જ્ઞાની, બ્રહ્મદર્શી અને અનુભવી આ ત્રણેયને ગતિ વડે છેવટે વસ્તુરૂપ એક જ મુદ્દો પ્રાપ્ત થયેલો છે એથી જ તેઓ પોતાને સમજી શકેલા છે, જેથી તેમને જે સુખ પ્રાપ્ત થયું છે તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. અર્થાત્ તે વિષે કહેવાનું બની શકે તેમ નથી એટલા જ માટે આ પુરુષોએ આ છેવટના સુખવાળા મુદ્દાને ઉરમાં જ ધારણ કરી રાખેલો છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ પુરુષો જ અનુભવના દાતારો છે.

#  કેવલવેત્તા અજમાલ જ્ઞાની દરશી અનુભવી મિલન કો - અંગ-૨૦મું 

**ज्ञानी दरशी अनुभवी कह्या, कैवलवेत्ता सहु शिर रह्या;**
**तेनी जो समजावुं कथा, त्रिपद ज्ञानी जाय सहु मथा. ।।१।।**

જ્ઞાની દર્શી અને અનુભવી જે કહ્યા તે સર્વને શિરશ્રેષ્ઠ કેવલવેત્તા રહ્યા છે. આ કેવલવેત્તા વિષેની સમજ જો કદાચ કહું તો આ ત્રણે જ્ઞાનીઓ આ વેત્તાની આગળ મિથ્યા (જૂઠ) જેવા દેખાશે, પણ આ ગુપ્ત વાતને ખુલ્લી કરવી એ દુરસ્ત જણાતું નથી. કારણ કે :

**उभय भ्रष्ट होय जीव निदान, समजी शके ना शुद्ध निशान;**
**ते माटे राखुं छुं गुप्त, देखी सहुनी बुद्ध अलुप्त.।।२।।**

જગત માત્રના જીવો (આપનપું અને પતિપદની જાણથી જે અજાણ છે તેવા) ઉભયભ્રષ્ટ હોવાને લીધે મારા આ શુદ્ધ નિશાનને (કૈવલપદને) સમજી શકે તેમ નથી. જેથી આ બધાય જગતની અલ્પબુદ્ધિ જોઈ મારા વિષે (કેવલવેત્તા વિષે)ની જાણને ગુપ્ત રાખું છું.

**ते पदना कोइ ग्राहागी नहि, तो केहेने समजावुं कही;**
**हशे कोइ जो भवमां असा, शब्द सुणीने आवशे धसा.।।३।।**

મારા નિજપદના (કૈવલપદની પ્રાપ્તિનું જ્ઞાન ગ્રહણ કરી શકે તેવો) કોઈ ઘરાક નથી તો પછી મારા અંતરભાવનો પ્રકાશ કોની આગળ કરું અને સમજાવું! વળી આ સારને જાણવાની જિજ્ઞાસાવાળા આ ભવરૂપ સંસારમાં જો કોઈ હશે તો શબ્દ સાંભળીને ધસી આવશે.

**जेम गारुडी मोहरने स्वरे, शुद्धनाग मंतर उर धरे;**
**पडल पइडवाने नहिं तमा, जक्त जीव ज्ञानीनी गम्या. ।।४।।**

જેમ ગારૂડી (મદારી) મોરલીના સ્વરમાં પોતાનો ભાવ ભરી વગાડે છે. ત્યારે શુદ્ધ મણિધર હોય તો આ મંત્રને ઉરમાં ધારણ કરે છે પણ સર્પ જેવાં દેખાતાં પડલ-પઈડવાં આ મંત્ર વિષે તમા રાખતાં નથી, તેવી જ રીતે આ જગતના જીવ માત્ર પઈડવાં જેવા હોઈ જ્ઞાની જનોની ગમને સમજતા નથી.

**जो जीव कोई आवे ममहाट, तो समजावी घालु घाट;**
**नीकरतो माहारे शी पडी, अभे अटल गढ बेठो चढी. ।।५।।**

જગતનો કોઈ જીવ મારી પાસે આવે તો તેને નિજજ્ઞાનની ગતિ આપી તેને નિજપદમાં

સ્થિર કરું. પણ મારે શરણે ન આવે તો પછી મને તેવા જીવોની શી પરવા ! કારણ કે હું પોતે તો અભય હોઈ અટલ ગઢ ઉપર બેઠેલો છું.

**हवे ज्ञानी दरशी मेलवुं, अनुभवीमे जइने भेलवुं;**
**अनुभवी छे बेथी मत गूढ, लीन भया देखी रसरूढ ॥६॥**

હવે જ્ઞાની બ્રહ્મદર્શીમાં ભળી જાય એટલે કે જ્ઞાની વિજ્ઞાનવત્ થઈ જાય ત્યારે બ્રહ્મદર્શીરૂપે રહે અને તે બ્રહ્મદર્શી અનુભવીમાં ભળી જાય ત્યારે બ્રહ્મદર્શીપણું છૂટી જાય છે અને અનુભવરૂપ બ્રહ્મમાં રસબસ થઈ જાય છે. અનુભવીનો મત બંને કરતાં અતિ ગૂઢ છે; કારણ કે બ્રહ્મરૂપ રસને જોઈને તે રસમાં રસરૂપ થઈ જાય છે.

**कहीश नहि जुदा बे नर्या, अनुभवी मे जो आणी भर्या;**
**त्रैण मली अनुभवी अधिपति, केहं कुवेर गुण गातां गति. ॥७॥**

જ્ઞાની તથા બ્રહ્મદર્શી આ બંને નર્યા જુદા નથી પણ અનુભવીમાં લાવીને ભેળવી દીધા છે. આ ત્રણે મળીને અનુભવી અધિપતિ છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હે જગતના જીવો ! આ અનુભવી પુરુષના ગુણ ગાતાં જ તમારી ગતિ છે.

## અનુભવી દશાકો - અંગ-૨૧મું

**अनुभवीनु पण ज्ञानी नाम, ते ज्ञानीनु करुं वरणाम;**
**कुल करीया नहि करमने काल, लोक चतुरदश पेखे आल. ॥१॥**

હું જેને અનુભવી પુરુષ કહું છું તે પુરુષનું નામ પણ જ્ઞાની છે અને તે જ જ્ઞાનીનું હું આ અંગમાં વર્ણન કરું છું. તેઓ કોઈ પ્રકારની ક્રિયા કરતા નથી તેમ જ જે તે ક્રિયાથી ઉત્પન્ન થતા ધર્મોની મહાનંદી માન્યતા રાખતા નથી તથા કાળ અને કર્મ તે પણ તેમને બાધ કરતાં નથી. વળી આ ચૌદલોક બ્રહ્મરૂપ મહાસાગરની લહેરરૂપ હોઈ તેઓ તેને આવરણરૂપ પડદા તરીકે જુએ છે.

**रोमरोम उजागर अति, अहंब्रह्म अस्मि गमगति;**
**जिवजंत करतापद आप, चरम सहित चिद चेहेनुं व्याप. ॥२॥**

તે જ્ઞાનવાન મહા અનુભવી પોતાની શુદ્ધ જાણમાં રોમેરોમ અતિ જાગ્રત-દશાના હોઈ 'અહં બ્રહ્મઅસ્મિ' રૂપ ગતિમાં ગરક થઈને રહે છે. તેમણે આ સમસ્ત જીવજંતુ માત્રનો હું પોતે જ કર્તા છું એમ માની પ્રકૃતિરૂપ ચર્મ સહિત ચિદ્ બ્રહ્મને સંપૂર્ણ ચીનેલું હોય છે.

**सेहेज दशा साहेब सुख शिर, धीरजवंत महागंभीर;**
**आड अटक अनुभवमे नहि, धरण गगन मध्य बोले रही. ॥३॥**

આ મહાન જ્ઞાનીની અંતરદશા સહેજાસહેજરૂપ હોઈ તે સર્વ સુખના સ્વામી તરીકે સાહેબરૂપ રહે છે. તેઓ ધૈર્યવાન, ગૂઢ ગતિના મહાગંભીર દશાના હોઈ તેમના આ અનુભવ માર્ગમાં કોઈ આડ કે અટકણની નડતર નથી. કારણ કે તેઓ પૃથ્વીરૂપ શરીરના ઊર્ધ્વ પ્રદેશમાં જ્યાં પ્રકૃતિનું છેવટ ઘર આવેલું છે ત્યાં રહી બોલે છે. અર્થાત્ પ્રકૃતિયુક્ત ૐકારના શિખરમાં પ્રકૃતિનું ઘર છે અને તે પર સોહંગબ્રહ્મ આવેલું છે; આ બંનેની મધ્યે રહી આ મહાજ્ઞાની જીવનની અંતરદશા ભોગવે છે અને ત્યાં જ રહીને દૃષ્ટા તરીકે બોલે છે.

**एवा पुरुष पोमी पर धन्य, विचरे जांहां तांहां करे पावन;**
**पुरण परम सुजाण सुलक्ष, देव सहित दुरलभ मुख दक्ष. ॥४॥**

આ પૃથ્વી ઉપર આ ઉત્તમ જ્ઞાનવાન મહાપુરુષોને ધન્ય છે ! તેઓ જ્યાં જ્યાં વિચરે છે ત્યાં ત્યાં વસતા લોકોને પાવન કરે છે, કારણ કે તેઓ પરમ સુજાણ-જાણના લક્ષવાળા હોઈ પૂર્ણરૂપ છે. તેમના વિષે વધારે શું કહું ! તેમનાં મુખનાં દર્શન દેવતાઓને પણ દુર્લભ છે.

**ते जननी ना जोइश जात, ज्ञानीनी तो ज्ञानी नात;**
**जात भातनु तांहां शु काम, जे जइने बेठा निज धाम. ॥५॥**

આ ઉત્તમ પવિત્ર જ્ઞાની કઈ જાતિના છે તે જોશો નહિ કારણ કે જ્ઞાનીઓ જાતના જ્ઞાની જ છે. વળી તેઓ પોતાના નિજ પરમ ધામમાં જઈને બેઠા છે તો પછી ત્યાં જાતભાતનું શું કામ છે ? એથી જ તેઓની જાતભાત શું છે તે જોવું એ તમારે શું કામનું છે ?

**ऊँचे कुल ऊँचा नव सदे, ज्यौं परवतपर वृक्ष न वधे;**
**सूरज चंद्र वंशी राय, तेणे अजवालु नव थाय. ॥६॥**

કોઈનાં કુળ ઊંચાં હોઈ એથી જ કંઈ ઉચ્ચ પુરુષો પાકતા નથી. દાખલા તરીકે પર્વતો ઘણા ઊંચા હોય છે પણ તેમની ઉપર થનાર વૃક્ષો તેમના જેટલાં ઊંચા વધતાં નથી, વળી આપણી ક્ષત્રિય કોમમાં સૂર્યવંશી અને ચંદ્રવંશી આ બે જાતો ઘણી ઊંચી ગણાય છે તો પણ આ મોટા વેશધારી રાજાથી અજવાળું થતું નથી.

**तिमिर तो जाहारे थाय दुर, शून्यमे प्रगटे साचो सूर;**
**तेम आगळ ब्रह्मदर्शी भया, तेमना कुलना ब्राह्मण थया. ॥७॥**

આખાયે દેશનો અંધકાર તો ત્યારે જ દૂર થાય છે કે જ્યારે આકાશમાં સાચા સૂર્યનો

ઉદય થાય છે. પરંતુ આ પ્રમાણે ચંદ્રવંશી વા સૂર્યવંશી નામ-ધારીઓથી અજવાળું થતું નથી. વળી આ જ પ્રમાણે કોઈ યુગમાં બ્રહ્મદર્શી મહાપુરુષો થયા હશે તેમના વંશમાં ઉત્પન્ન થનારાઓ બ્રાહ્મણ તરીકે ઓળખાય છે; પણ આ બ્રાહ્મણ જાતિવાચક શબ્દ નથી પણ બ્રહ્મવાચક છે. તે બ્રહ્મ બ્રહ્મદર્શીઓએ પ્રાપ્ત કરેલું છે. અત્યારના કહેવાતા બ્રાહ્મણો આ બ્રહ્મના અંતર પ્રદેશમાં રહેતા નથી પણ આ બ્રાહ્મણ નામ માત્ર અટક તરીકે સાચવી રાખેલું છે.

**रविकुल राजाथी तम जाय, तो उत्तम कुलथी कारज थाय;**
**तेहेना तेह प्रगटे जो फरी, तो हस्तांमल देखाडे हरि. ॥८॥**

નામધારી સૂર્યવંશીથી જો અંધકાર જતો હોત તો સાચા સૂર્યની જરૂર પડત નહિ, પરંતુ તેમ થતું નથી, તેવી જ રીતે ઉત્તમ કુળમાં જન્મેલા બ્રાહ્મણોથી કાર્ય થતું હોત તો બ્રહ્મદર્શી મહાપુરુષોની જરૂર પડત નહિ; પણ તેમ બનતું નથી. આ તો માત્ર બ્રાહ્મણ શબ્દની છાપ છે અને બ્રહ્મદર્શી તો પોતે બ્રહ્મરૂપ છે. આ બંને વચ્ચે જમીન-આસમાન જેટલો ફરક છે. કદાચ કોઈ કહે કે તે જ બ્રહ્મદર્શી પુરુષો ફરી વાર બ્રાહ્મણરૂપે પ્રગટ થયેલા છે તો તે વાત ખોટી છે અને જો કદાચ સાચી માની લઈએ તો હરિરૂપે પરબ્રહ્મનો હસ્તામલકવત્ સાક્ષાત્કાર કરાવી શકે; પરંતુ તેમ બનવું મુશ્કેલ છે.

**प्रगटे तो ते क्यम जाणीए, बोलतां प्रक्षा वाणीए;**
**तेनुं नहि पण डालने मूल, समदरशी शोधे नव कुल. ॥९॥**

બ્રહ્મદર્શી મહાપુરુષો ફરીથી પ્રગટ થયા છે. એ પરીક્ષા તેમની વાણી ઉપરથી થાય છે, પણ આ વિષે જાણવાનો ખુલાસો ડાળમૂળ સિવાયનો છે એટલે સત્ય કહી શકાય નહિ. વળી આ બાબતમાં સમદર્શી મહાપુરુષો કોણ, કેવા અને કયા કુળના છે એમ જોતા જ નથી.

**जे ते जातिमे देह धरे, सांम्रथथी थइ बेसे सरे;**
**ना मानो पण आगळ हवा, व्यास सकल शास्त्र आगवा ॥१०॥**

ભક્તિમાર્ગના સંસ્કારી ભગવતીજનો ગમે તે જાતિમાં દેહને ધારણ કરે તો પણ પોતાના સામર્થ્યને લીધે તેઓ સર્વ જાતિથી શ્રેષ્ઠ પંક્તિમાં જઈ બેસે છે. આ વાત સાચી ન માનતા હો તો પણ આગળ થયેલા જ્ઞાનીઓની હકીકત આ પ્રમાણે જ છે. જુઓ સર્વ શાસ્ત્રકારોમાં વ્યાસમુનિ આગવા ગણાય છે, તો આ સ્થળે ઉત્તમ કુળવાદનો લોપ થાય છે.

**वालमीक नारद वसिष्ठ, थइ बेठा सहुने शिर इष्ट;**
**तेमनां कुल सहुनां जंमतंम, केहं कुवेर देखो तम हम.।।११।।**

વાલ્મીકિ, નારદ અને વસિષ્ઠ, આ બધાયે મહાપુરુષોની ઉત્પત્તિ ઉચ્ચ ગણાતા કુળમાં નથી પરંતુ ગમે તે કુળમાં હોવા છતાં તેઓ સર્વ જાતિમાં શ્રેષ્ઠ ઇષ્ટ થઈને બેઠેલા છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે કુળની દૃષ્ટિએ મારા તરફ જોશો તો પણ તેમ જ છે.

## વિપ્ર-બિંદુ-વાદકો-અંગ-૨૨મું

**दिव्य दृष्ट महासुभट सुजाण, एहेवा जोइने करुं परमाण;**
**विप्र सकल सहु टोळे मली, एम कहो जे ऋषि बुंद फली. ।।१।।**

(બ્રાહ્મણ ગ્રંથોની માન્યતા છે કે બીજી ત્રીજી કોમમાં ઉત્પન્ન થયેલા વિદ્વાનો જેને આપણે ઉપર વર્ણવી ગયા તે બ્રાહ્મણ ઋષિઓના ઉત્તમ બુંદથી પેદા થયેલા છે. આ શંકાશીલ પ્રશ્નના નિવારણ માટે ઉપરના પ્રકરણમાં જાતિ વિષેનો ભેદ સમજાવ્યો છે, પણ ઋષિ-બિંદુથી જ મોટા પુરુષો પાક્યા છે આવી ખોટી માન્યતા આ ચાલુ પ્રકરણમાં સ્પષ્ટ રીતે ખુલ્લી કરવામાં આવે છે.) આ ઉપરના અંગમાં જણાવેલા મહાપુરુષો મહાન દિવ્યદૃષ્ટિના સુભટ હોઈ સુજાણ જાણને જાણવાવાળા હતા એવા તેમને જોઈને જગતમાં શ્રેષ્ઠ પ્રમાણભૂત ગણું છું. આને માટે બધા વિપ્રો ભેગા થઈને એમ કહેશો જે મહાન ગતિના જે જ્ઞાનીઓ પાકેલા છે તે ઋષિઓના બુંદનો જ પ્રતાપ છે તો તેને માટે નીચે મુજબ ખુલાસો કરું છું જે સાંભળો.

**परपंचे लीधो शिर भार, उत्तम कुल रहेवा अतबार;**
**सुपत कबीर नारद व्यालमी, रोहीदास बुंद विप्र क्यांहां जमी. ।।२।।**

બ્રાહ્મણોએ પ્રપંચ કરી ઉત્તમ જ્ઞાનીઓને કલંક આપી પાપનો બોજો માથે લીધો છે. આ પાપનો બોજો બ્રાહ્મણોએ માથે લેવાનું કારણ માત્ર પોતાના ઉત્તમકુળની અધિકતા જાળવી રાખવાનું જ છે. સુપત, કબીર, નારદ, વાલ્મીકિ અને રોહીદાસ વગેરે ક્યાં વિપ્રના બુંદથી જન્મેલા છે ?

**ऋषि सकल घेर जो होय गया, इंद्रीजीत ते शाना रह्या;**
**सांम्रथ जो कामी होय असा, तो अण सांम्रथ हमणे ना कसा.।।३।।**

ઋષિઓ આ બધાઓને ઘેર ગયા હોય તો તેઓ જિતેન્દ્રિય રહ્યા છે એમ કેવી રીતે

કહી શકાય ? વળી સમર્થ મહાપુરુષો જો આ પ્રમાણે કામી (વિષયી હોય તો આધુનિક સમયના જ્ઞાનીઓ અસમર્થ છે, એમ કયા કારણે કહો છો ? અને એમ કહેવાનો હક્ક શાથી ધરાવો છો ? અર્થાત્ જો આમ જ હોય તો આ સમયના પુરુષો અસમર્થ છે એમ કહી શકાય નહીં.)

जीतेन्द्रिय गीतामे कह्युं, तो तेमने शुं नहि होय हैयुं;
पोतानी काढीने खोड, ज्ञानीथी शुं बांधो होड. ॥४॥

ગીતા આર્યોને માનીતું પુસ્તક છે અને તેમાં જિતેન્દ્રિય રહેવાનું કહેલું છે તો આ વાત સમજવાને શું તેમને હૃદય નહોતું ? વળી આ ઉત્તમ ઋષિઓ વિષયવાસનાને રોકી શક્યા નથી એમ જણાવી તમારા કુળના ઉત્તમપણાને એબ લગાડી આવા સમર્થ જ્ઞાનીઓથી શા માટે હોડ બાંધો છો ?

जग समजाव्युं बिंदु कही, पण भक्ति महिमा नव लही;
उच्च थई एवडी शी भूल, ज्ञान नथी लहेता जडतुल. ॥५॥

જગતમાત્રને આ મહાન જ્ઞાનીઓ ઋષિબિંદુથી ઉત્પન્ન થયેલા છે એમ કહી સમજાવેલું છે. વળી ભક્તિનો પરમરસ જગતના મનુષ્યોએ ચાખ્યો છે, જે ભક્તિની પાછળ દ્રવ્ય આદિ સર્વસ્વનો ભક્તોએ ત્યાગ કર્યો છે અને પાછા વળીને રૂપગુણવાળાં દ્રવ્યો તરફ જોયું નથી, આ પ્રતાપ ભક્તિરૂપ રસનો છે. વળી દાસના દાસ થઈ સંતની સેવા કરી છે. આવું અતિ ઘણું ઝીણાપણું ઋષિઓમાં ન હતું તે ઋષિઓ અને ભક્તોની તુલના કરતાં જણાયા વગર રહેશે નહિ. આમ ઉચ્ચ થઈ વાસના તૃપ્ત કરવા જ્ઞાનને જાણો નહિ અને જડ તુલ્ય દેખાઓ એવી મહાન ભૂલ કરો છો.

बिंदुथी जो सांमृथ कह्या, तो ऋषिपत्नीने क्यम ना थया;
कृष्ण सनातन हरि अवतार, तेमना सुत सहु हवा गुमार. ॥६॥

ઋષિબિંદુ ઉત્તમ છે અને તેનાથી સમર્થ જ્ઞાનવાન સંતતિ પેદા થાય છે એ વાત સતત સાચી જ હોય તો તેવી સંતતિ ઋષિપત્નીઓને કેમ નહિ થઈ હોય ? એ વિચારવા જેવું છે. વળી સાક્ષાત્ હરિના અવતારરૂપ શ્રી કૃષ્ણચંદ્ર છે એમ તમે માનો છો, જો આમ છે તો પછી આવા સમર્થ ભગવાનના પુત્રો સમર્થજ્ઞાની ન થતાં ગતિએ ગમાર (મૂઢમતિ) શા માટે થયા કે જેથી તેઓ એક બીજા સાથે લઢી કપાઈ મૂઆ ?

**तो बिंदुनुं शुं छे जोर, वृथा शाने थाप्या चोर;**
**बिंदु तो साचो गुरुलक्ष, केहं कुवेर जो होय परक्ष. ॥७॥**

કૃષ્ણપુત્રો ગમાર તરીકે ઓળખાયા તો પછી બિંદુમાં જોર છે એમ ક્યાં માલૂમ પડે છે ? આમ બિંદુમાં વિત્ત દેખાતું નથી છતાં આગળના મહર્ષિઓ પર ઘેર ગયા એવો ચોરીનો આરોપ તેમના ઉપર વૃથા શા માટે મૂકો છો ? સમસ્ત જગતને ભવસાગરમાંથી તારવી કાઢી પાર કરે તેવો ગુરુલક્ષ હોઈ તે જ સત્ય બિંદુરૂપ છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે કોઈ સમર્થ સમજવાળા વીર હશે તે જ આ લક્ષ્યબિંદુની પરીક્ષા કરી શકશે.

## જ્ઞાન સાર સિદ્ધાન્તકો - અંગ-૨૩મું

**एक ब्रह्मथी सरवे थयुं, चैतन व्याप सकलमे रह्युं;**
**ब्राह्मण शूद्र क्षत्री वैश, सहुमे बोले हरिनो अंश. ॥१॥**

એક અદ્વૈત સનાતન બ્રહ્મમાંથી સ્થાવર જંગમ આદિ સર્વલોકોની ઉત્પત્તિ થયેલી છે અને સર્વ ઘાટરૂપે શરીરોમાં ચૈતન્ય વ્યાપકરૂપે રહેલું છે; એથી જ બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, આ ચારેય વર્ણમાં સકર્તા સત્‌કૈવલના સામાન્ય ગતિના અંશ જ બોલે છે.

**स्थावर जंगम बहुविध घाट, पंचभूतनो सरवे त्राट;**
**हाड मांस तुचा रग रुद्र, सरखुं छे कुण ब्राह्मण शूद्र. ॥२॥**

સ્થાવર જંગમના અનેક પ્રકારના ઘાટ છે અને પંચભૂતાદિ તત્ત્વોના મસાલાથી જ સર્વ રચાયેલા છે. તે ઘાટોમાં હાડકાં, માંસ, ત્વચા, રગો તેમ જ લોહી વગેરે જે છે તે બ્રાહ્મણથી લઈ શૂદ્ર પર્યંતના સર્વમાં એક જ સરખું છે, તો પછી બ્રાહ્મણ કોણ અને શૂદ્ર કોણ ? આવો ભેદ કર્તાના કૃતરૂપ જે ઘાટો તેમાં કેવી રીતે હોઈ શકે ?

**तेनुं ते शुं धरवुं मान, ऊचपणुं ते ज्ञान निदान;**
**आद्य अंत मध्य जोयुं मथी, ज्ञानीथी कोइ अदको नथी. ॥३॥**

આ બ્રાહ્મણ શૂદ્ર પર્યંતના શરીરોમાં તત્ત્વસામગ્રી ઓછીવત્તી નથી તો પછી કર્તાની સૃષ્ટિના ક્રમથી વિરુદ્ધ થઈ આ નાશવાન શરીરમાં ઉપલક ઉચ્ચપણાનું માન શા માટે ધારણ કરવું જોઈએ ? આખાયે જગતની ચારેય વર્ણમાં ઊંચામાં ઊંચું તથા મોટામાં મોટું જે ભવપારંગત કરી શકે તેવું માત્ર જ્ઞાન જ છે. વળી આદ્ય, અંત અને મધ્યમાં જેમ છે તેમ જોવા છતાં જ્ઞાનીથી કોઈ મોટું હોય એમ માનવાને કારણ જડતું જ નથી.

ते माटे ज्ञानी ते सरे, जे पभा कोइनी नव धरे;
मानो नहि जो प्राकृत भाष्य, तो कृष्णतणी गीतामे साख्य. ।।४।।

આ ત્રણેય લોકમાં કોઈની પણ પરવા ન રાખે તેવા ઉચ્ચ કોટિના માત્ર જ્ઞાનીઓ જ શ્રેષ્ઠ છે. આ વિષયમાં પ્રાકૃત ભાષા ઉપર માન ન હોય તેણે શ્રીકૃષ્ણની ગીતામાં જોવું જેથી આ વાત સત્ય છે એમ સમજાયા સિવાય રહેશે નહિ.

अध्याय सातमे जो जो जथा, रखे वलोवता बाधी कथा;
भक्त चार कह्या जे श्रेष्ठ, उत्तम मध्यम ने कनिष्ठ.।।५।।

આ જ્ઞાનીઓના વિષયનો સ્પષ્ટ ખુલાસો સાતમા અધ્યાયમાં જોઈ લેજો, આ વાતને જેમ જેમ વલોવતા જઈએ છીએ તેમ તેમ કથાનું રૂપ લંબાતું જાય છે. એટલા જ માટે ટૂંકમાં સારરૂપે સહેલાઈથી સમજી શકાય તેમ કહું છું. ગીતાના સાતમા અધ્યાયમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ ભક્તોના ચાર પ્રકારના ભેદ પાડેલા છે તે સર્વમાં જ્ઞાનીને શ્રેષ્ઠ કહેલા છે.

तामे ज्ञानी ते तदरूप, ब्रह्मज्ञान मये सत स्वरूप;
अहं ब्रह्म असमि ममदेह, ते ते हुंने हुंते तेह. ।।६।।

આ ચાર પ્રકારના ભક્તોમાં જ્ઞાની ઉત્તમ છે જે તદરૂપ એટલે બ્રહ્મરૂપ જ રહે છે. આ જ્ઞાનીનું જ્ઞાન બ્રહ્મમાં મળી જઈને બ્રહ્મરૂપ બનાવીને તે સત્ય સ્વરૂપે રહે છે ત્યારે 'હું' પણ બ્રહ્મરૂપ હોઈ એક અદ્વૈત અસ્મિરૂપે રહું છું. આ અસ્મિ તે જ હું પોતે છું એટલે કે તે જ્ઞાની જે તદરૂપ થયો છે તે અને હું એક જ છીએ અર્થાત્ તેનાથી હું જુદો અને મારાથી તે જુદો એમ છે જ નહિ.

ज्ञानी तो छे निज ममहृदे, वारंवार कृष्ण एम वदे;
आद्य सनातन ब्रह्मस्वरूप, धरी आव्या ज्ञानीनु रूप. ।।७।।

આ જ્ઞાનીઓ એ જ મારા હૃદયરૂપ છે અર્થાત્ જ્ઞાનીને તો હું મારો આત્મા જ માનું છું અને તે મને અત્યંત પ્રિય છે એમ શ્રી કૃષ્ણે વારંવાર કહેલું છે. તે આદિ સનાતન બ્રહ્મરૂપ હોઈ જ્ઞાનીરૂપે દેહને ધારણ કરી જગત કલ્યાણ અર્થે આવેલા છે.

उठ हाथ देहधारी थया, जक्त जीवपर करवा दया;
सोलकलावंत ज्ञानी सुर, अघोर निशातम करवा दुर. ।।८।।

**चिद नभमे रही दरशा चरण, केहं कुवेर धन्य अंशरण शरण. ।।९।।**

આ જ્ઞાનવાન મહાપુરુષ જગતમાત્રના જીવને તારવા તથા તેમના ઉપર દયા કરવા સાડા ત્રણ હાથ લાંબા દેહને ધારણ કરીને આવ્યા છે. તેઓ સોળકળાવાળા હોઈ દરેકે દરેક કળામાંથી વિભક્તિવાળા જ્ઞાનના સ્વરોનો ઉદય કરી ગયા છે. અર્થાત્ આ જ્ઞાનીના અંતઃહૃદયનો જે સ્વર તેમાં આ સોળકળા સંપૂર્ણ ગોઠવાયેલી છે તેને લઈને આ પૃથ્વી વિષે જીવમાત્ર જે અઘોર નિશામાં પડેલા છે તેમનો આ અંધકારનો પડદો આ સ્વરયુક્ત કળા વડે દૂર કરે છે. આ જ્ઞાનવાન મહાપુરુષ બ્રહ્મરૂપ છે. તે આકાશવત્ ચિદબ્રહ્મમાં રહ્યા છે પણ તેમના ચરણ દ્વારા તેઓ દેખાય છે. સોળ કળા યુક્ત આ ચરણ છે અને તેમને જરૂર જણાયે સ્વરદ્વારા વિકસિત કરે છે. મહાન સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે આ પુરુષો જે બ્રહ્મસ્વરૂપ હોઈ અશરણના શરણરૂપ છે તેમને ધન્ય છે !

##  કેવલ વેત્તાકો - અંગ-૨૪મું 

**कैवलवेत्ता पुरुष पराय, अब अस्तुति करुं मे ताय;**
**जयेति जयेति जुगतातन तमो, निरालंब निरलेप घरमो. ।।१।।**

હે કૈવલવેત્તા પુરુષ ! આપ પરાપાર છો. હું તમારી સ્તુતિ કરું છું. તમો જગતના તાતરૂપ હોઈ તમારા નિજઘરમાં નિરાલંબ; નિર્લેપ છો. આવા હે કૈવલવેત્તા પુરુષ ! તમે અખંડ જયરૂપ છો.

**महा मंगलमत परम उदारी, अनंत इंड पर सुरत तमारी;**
**अखे अमरपद कैवलधाम, तांहां वरती पामी विसराम. ।।२।।**

આપ મહામંગલમય છો અને નીડર હોઈ નિર્ભયપણે પોતાની મસ્ત સર્વજ્ઞ મતિ વડે વિચરો છો તેમ જ આપ પોતે પરમપદના અતિ ઉદાર દાતાર છો. વળી અનંત ઈંડથી પર તમારી સુરતા હોવાથી અખંડ અમર પદરૂપ કૈવલધામમાં તમારી વૃત્તિ વિશ્રામ પામેલી છે.

**एकमेक आंहांना आंहा त्हांय, सकल भेखना सतगुरुसांय;**
**पंचभूत सोता भगवंत, लहे नहि कोइ आद्य ने अंत. ।।३।।**

હે કૈવલવેત્તા ! આપ સકર્તા સત્કૈવલમાં એકમેકરૂપે હોઈ અહીંના અહીં અને ત્યાંના ત્યાં રહો છો. વળી ભેખમાત્રના સદ્‌ગુરુ હોઈ ધણી છો. તમો પંચભૂતયુક્ત ભગવાન છો પણ તમારી આદ્ય, અંત અને મધ્યમાં ગતિ કેવી રીતે રહેલી છે તેની કોઈને ખબર નથી.

सुरती समरती शुं कहे कथी, तोल तमारी बीजुं नथी;
तो उपमा शी दीजे तात, माटे रही अबाजग वात. ॥४॥

તમારી તુલના કરી શકે તેવું કોઈ નથી જેથી શ્રુતિ તેમ જ સ્મૃતિ પણ તમારું વર્ણન કરી શકતા નથી તો પછી હે તાત ! તમોને શી ઉપમા આપી શકું ! આમ હોવાથી મારા દિલની ગુપ્ત વાત મારા દિલમાં રહી ગઈ છે.

तम सरखा तो एक ज तमे, विश्व बर्फ अमी तुम जमे;
जेहेने उर अनुभव होय सार, ते पामे कांइ गति तुम्हार. ॥५॥

હે કૈવલવેત્તા ! તમારા જેવા તો તમે એકલા જ હોઈ આ વિશ્વમાં આપનું શરીર બરફરૂપ હોઈ તમારી જ પરમ અલૌકિક અમીદૃષ્ટિ વડે જામેલું છે. આ વિષેનો અનુભવરૂપ સાર જેના ઉરમાં હશે તે જ તમારી ગતિને ઓળખી વા પામી શકશે.

बीजा कवि बोले बहु बची, व्यापक हरि कहे मनना रची;
उपासकमे सहुनी हद, वाणीमे सरखुं सहु सद्.॥६॥

હે કૈવલવેત્તા ! આ સંસારી જીવો આપની ગતિને ઓળખી શકશે નહિ. કારણ કે બ્રહ્માની આદ્ય લઈ બીજા ઘણા કવિઓ બોલેલા છે અને તેઓ મનમાં આવ્યું તેમ હરિને વ્યાપક વર્ણવી ગયા છે. આ તેમનું જ્ઞાન મનમાપક હોવાથી જ તે સિદ્ધાન્તવાળાઓ પોતપોતાની હદમાં રહીને ઉપાસના કરી ગયા છે. વળી માપક દેવતાઓની ઉપાસના અને વ્યાપક હરિનું સ્વરૂપ આ બંને વાણી દ્વારા સરખું કહી ગયા છે અને આ બંને પદ સત્યરૂપ છે એમ સમજાવતા હોવાથી કોઈ નિત્યપદનો નીવેડો લાવ્યા નથી.

जेह जेहना उपासक देव, ते तेना अदका अहमेव;
दीपकने उपमा दिनकर, पडे पतंग मानी सरभर. ॥७॥

જે જે સિદ્ધાન્તવાદીએ જે જે દેવોની સ્થાપના કરી તેમણે પોતપોતાના સિદ્ધાન્તમાં મારા દેવ મોટા છે વા મારો સિદ્ધાન્ત શ્રેષ્ઠ છે એમ એક બીજાથી અધિકપણું મન મોદકના માફક બતાવેલું હોઈ તેઓ માત્ર અહમેવ વધારી ગયા છે. આ એમના સિદ્ધાન્તો દીવા જેવા હોવા છતાં સૂર્યની ઉપમા આપી ખાલી માન વધાર્યું છે. આ સિદ્ધાન્તોના દીવા જેવા દેવોને વ્યાપક હરિની સરભર ગણી જગતના જીવો પતંગની માફક તેમાં ઝંપલાવે છે.

**तेम कविता गुणने हरिगणे, मापक लेइ व्यापकमे वणे;**
**ताते कोइ तमने नव लहे, सौ पित्तल कंचन शुं रहे. ॥८॥**

તેવી જ રીતે જગતના કવિઓએ ગુણયુક્ત માપક ઈશ્વરોને અમાપ હરિરૂપ વર્ણવીને અમાપ વ્યાપક હરિને જે જે ઉપમાઓ આપેલી છે તે તે ઉપમાઓ ગુણયુક્ત માપક ઈશ્વરોને ઘટાવી જગતના ખરા સર્જનહાર સાથે તેમની સરખામણી કરી છે. આ પ્રમાણે માપકપદને અમાપ વ્યાપક હરિમાં વણ્યું એથી જ હે કૈવલવેત્તા ! આપને જાણ્યા જ નહિ જેથી આપની મહદ્‌ગતિનો લાભ કોઈ લઈ શક્યા નથી. જ્યારે ડાહ્યા ગણાતા વિદ્વાનોથી લઈ જગતમાત્ર પિત્તળરૂપ છે તો પછી કૈવલવેત્તારૂપ કંચનને ઓળખનાર કોણ હોય ? જે તેના સત્યસ્વરૂપને સમજી શકે.

**ज्ञान जवेरी जे कोई हशे, बाहर भीतर ते परखशे;**
**अण समज्यानो एज विवेक, ज्ञानी दरशी वेता एक. ॥९॥**

હે કૈવલવેત્તા ! આપને અંદરથી તેમ જ બહારથી સર્વાંગે એ જ પારખશે કે જે જ્ઞાનનો ઝવેરી હશે. બાકી નહિ સમજનારાઓ તો જ્ઞાની, બ્રહ્મદર્શી અને કૈવલવેત્તા, આ બધાયને એક જ માનવાની વિવેક બુદ્ધિ વાપરશે.

**पण ओरल्यो लक्ष सरवनो, तम सम कहे तेहेने बहु घनो;**
**ते माटे करी कहुं निरधार, ज्यांहां सुधी जेनो अधिकार. ॥१०॥**

ઉપર આપણે બાહ્ય સિદ્ધાન્તવાદીઓનો જે લક્ષ વર્ણવી ગયા છીએ તે લક્ષ ઓરલો એટલે આ બાજુના દેવતા તથા ઈશ્વરો આદિનો છે. હે કૈવલવેત્તા ! દેવતા આદિ ઈશ્વરો અને તમે એક સરખા છો એમ કહેનારાઓ ભારે ગુનેગાર છે. એટલા જ માટે જેનો જેટલો અધિકાર છે તેનો તે પ્રમાણે જ નિશ્ચયપૂર્વક કહી બતાવું છું. જેથી સત્ય હકીકત સમજાશે.

**जे जेने शरणांगत रह्या, ते तेना हरि व्यापक कह्या;**
**कैवलनाम सबे सीरदेही, गुण गावे धरी परम सनेही. ॥११॥**

જે જે લોકો જે જે દેવના શરણમાં ગયા તેમણે તે દેવને હરિ ગણીને વ્યાપક કહ્યા છે. આ સર્વ ઉપાસકો પોતાના ઇષ્ટ દેવતાને શ્રેષ્ઠ ગણી અમો તેમને જ કૈવલ કહીએ છીએ, તો નામ જ ફેર છે પણ સારરૂપે એક કૈવલ જ છે એમ માનીને પરમ સ્નેહ ધારણ કરીને તે ઇષ્ટ દેવોના ગુણ ગાય છે.

**बद्रीफल कहे अमृत सम, कैवल उपमा सहु शिर ईम;**
**सहुना देव व्यापक जे भेद, समजावी संशे करुं छेद. ॥१२॥**
**तेमनुं पण साचुं छे सही, सत कुवेर बतलावे कही. ॥१३॥**

કોઈ બોરડીનાં ફળ ખાતાં કહે કે તે અમૃત જેવાં છે તેમ તે બોરડીનાં ફળ જેવા આ બાજુ આવેલા તમામ દેવતાઓને ઉપમા કૈવલકર્તાની આપી સરખામણી કરી પોતાના ઇષ્ટોને વખાણે છે. પણ વસ્તુતઃ તે અમૃતસમ નહિ પણ બદરી ફળરૂપે છે. વળી અત્યાર સુધીના મત પંથવાળા જે જે સિદ્ધાન્તવાદીઓ છે તેમના જે જે ઈષ્ટદેવો છે તે બધાના વ્યાપકપણામાં જે ભેદ છે તે સમજાવી સંશયનો નાશ કરું છું. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે તેમનું કેટલું સાચું છે તે હું કહી બતાવું છું.

## બ્રહ્મ નિરંજન આદ્ય દેવ વ્યાપકકો-અંગ -૨૫મું

**विष्णुने व्यापक जे कह्या, पंड मध्ये नाभिमे रह्या;**
**स्थावर जंगम जाति सोइ, नाभि पंड विना नहि कोइ. ॥१॥**

આ શરીરના મધ્ય ભાગે નાભિ આવેલી છે અને તેમાં વિષ્ણુનો વાસ છે. આ પ્રમાણે સ્થાવર જંગમ આદિ કોઈ ઘાટ નાભિ સિવાયનો નથી એટલા માટે વિષ્ણુને વ્યાપક કહ્યાં છે.

**ज्यां ज्यां नाभि त्यां त्यां वास, माटे विष्णु स्वयं प्रकाश;**
**ए प्रकारे व्यापक वदी, साधु भक्त आराधे सदी.॥२॥**

જ્યાં જ્યાં નાભિ છે ત્યાં ત્યાં વિષ્ણુનો વાસ છે એથી જ આ સ્થળે રહી (વિષ્ણુ) સ્વયં પ્રકાશ કરે છે. આ પ્રમાણે વ્યાપક રહેલા વિષ્ણુને સાધુ તેમ જ ભક્તો આરાધે છે.

**प्रजापति सेवक येम कहे, इष्ट हमारा व्यापक रहे;**
**उपस्थान इंद्री मध्य जेह, देव तमारा कहीए तेह. ॥३॥**

પ્રજાપતિ બ્રહ્માના સેવકો પણ કહે છે કે હમારા ઈષ્ટદેવ વ્યાપક છે. ભગવાન કરૂણાસાગર કહે છે કે તમારા દેવ વિષે કહું છું કે શરીરમાત્રની ઉપસ્થ ઈંદ્રીના મધ્ય ભાગે જે દેવ આવેલા છે તેજ તમારા દેવ છે.

**जंगमने संतान परसरे, फल लगवे थावर तरुवरे;**
**ऋतु विभागे व्यापक खरा, ते माटे कीधी चरचरा. ॥४॥**

જંગમ જાતિમાત્ર સંતાન ઉત્પન્ન કરે છે તથા સ્થાવર જાતિ ફળને ઉત્પન્ન કરે છે.

આ બંનેની ઉત્પત્તિના ઋતુ વિભાગે વ્યાપક રહેલા હોવાને લીધે તેમને (બ્રહ્મા) ચરાચર કહેલા છે.

**सकलदेवमे अजमी वजे, घाट सकल सृष्टिना सजे;**
**वली कहुं उपासक सोइ, शिवने शक्ति समरे दोइ. ॥५॥**

આ બધા દેવોમાં બ્રહ્માજીનો રજોગુણ વિજયરૂપે રહેલો છે, જે સર્વ સૃષ્ટિના ઘાટને સર્જે છે. હવે શિવ અને શક્તિ એ બંને જેને જગત ઈષ્ટ તરીકે ઉપાસના કરવા ઉપરાન્ત ભજે છે તે બંને વિશે કહું છું.

**हरदाकमलमां तेमनो वास, जाणपणानो करे प्रकाश;**
**जाणपणुं अंतःकरण चार, चतुर अवस्था रही मोझार. ॥६॥**

આ શિવ-શક્તિનો હૃદયકમળમાં વાસો છે અને ત્યાં રહીને જાણપણાનો પ્રકાશ કરે છે. તે જાણપણું ચાર અંતઃકરણમાં છે અને તેના પેટામાં ચાર અવસ્થા રહેલી છે.

**जाग्रतमे मन सुपनमे बुध, ससोपति अहंकार ससुध;**
**तुरीयामे चीत सूक्ष्म रहे, भेद जवरला ज्ञानी लहे. ॥७॥**

જાગ્રત અવસ્થામાં મન, સ્વપ્નાવસ્થામાં બુદ્ધિ, સુષુપ્તિ અવસ્થામાં શુદ્ધ અહંકાર અને તુર્યાવસ્થામાં સૂક્ષ્મરૂપે ચિત્ત રહે છે. આ વિષયનો ભેદ કોઈ વિરલા જ્ઞાનીઓ જ જાણે છે. (આ અંતઃકરણની ગણતરી આવરણવાળા મનુષ્ય શરીરની એકલાની નથી પરંતુ સમગ્ર ઘાટોની છે.)

**मनस जातमे जाग्रत श्रेष्ठ, बीजी वरते थइ कनिष्ठ;**
**पशु जात सुपनामे वहे, त्रण अवस्था लघुता रहे. ॥८॥**

મનુષ્યમાત્રમાં જાગ્રત અવસ્થા શ્રેષ્ઠ છે અને બાકીની ત્રણ અવસ્થા ગૌણ તરીકે વર્તે છે. પશુ જાતિમાત્ર સ્વપ્નાવસ્થા ભોગવે છે અને બાકીની ત્રણ અવસ્થાઓ લઘુતારૂપે રહે છે.

**वृक्ष जाति वरते ससोपति, उदे अस्त जेने नहि गति;**
**बीजी तेथी निरबल रही, जाण नहि माटे जड सही. ॥९॥**

વૃક્ષાદિ સ્થાવર જાતિ સુષુપ્તિ અવસ્થામાં વર્તે છે તેથી જ તેને ઉદય અને અસ્તની એટલે કે રાતદિવસની ખબર નથી. આ સ્થાવર જાતિમાં કોઈ જાતની જાણ ન હોવાને

લીધે તેને જડ કહેલી છે. આ સુષુપ્તિ સિવાયની બીજી ત્રણ અવસ્થાઓ અતિ સૂક્ષ્મરૂપે રહેલી હોઈ નિર્બળ છે.

**परवतमे तुरीया ते सरे, तो बीजी गातर शुं करे;**
**अंतसकरण रह्यां येम त्हेमे, शिवने शक्ति वरते जेहेमे. ॥१०॥**

પર્વતોમાં તુર્યાવસ્થા શ્રેષ્ઠ થઈને વર્તે છે એથી બીજી અવસ્થાઓનું ત્યાં કંઈ જોર ચાલતું નથી. આ પ્રમાણે જે તે અવસ્થામાં અંતઃકરણ રહેલાં છે. હૃદયસ્થાને રહેલાં શિવ અને શક્તિના પેટામાં આ અંતઃકરણ અને અવસ્થાઓ આવેલાં છે.

**थावर जंग जड चैतन, यांहां ल्यों शिव शक्ति वरतन;**
**इंड पिंड ब्रह्मांडे रहे, व्यापक तेमने क्यम ना कहे. ॥११॥**

સ્થાવર જંગમ તથા જડચેતન તેમજ ઈંડ પિંડ અને બ્રહ્માંડ સુધી શિવ અને શક્તિ વર્તનવાળાં છે તો પછી તેમને વ્યાપક કેમ ન કહેવાય ?

**जोत स्वरूप उपासीक जेह, भमर गुफामे कहे छे तेह;**
**एम स्थानक पर ते सहु देव, आप आपणे अस्थळ अहमेव.॥१२॥**

જ્યોતિનારાયણના ઉપાસકો કહે છે કે અમારા જ્યોતિ સ્વરૂપનું સ્થાન ભ્રમરગુફામાં આવેલું છે. આમ જે તે સ્થાનકે આવેલા દેવ તે પોતપોતાના સ્થળના અહંમેવવાળા છે. એટલે જે સ્થળમાં જે દેવનો વાસ છે, તે સ્થળમાં તે દેવ પ્રકાશ કરી શકે છે.

**ज्ञानी दरशी अनुभवी भ्रम, तेमना इष्ट कहीये जे ब्रह्म;**
**एकावन आंगुल जे श्वास, शब्द ब्रह्मनो तेहेमे वास. ॥१३॥**

જ્ઞાની, દર્શી અને અનુભવીનો ઈષ્ટરૂપ મુદ્દો બ્રહ્મ છે. તે એકાવન આંગળ જે શ્વાસ તે શ્વાસમાં શબ્દ બ્રહ્મનો વાસ રહેલો છે.

**तेही पण चकवे पति नांहि, घर कीधुं एकावन मांही;**
**खंड खंड व्यापक जे देव, आगल कही समजाव्यो भेव.॥१४॥**

આ ઉપર કહેલા પૈકી કોઈ ચકવે (ચક્રવર્તી) પતિ નથી. કારણ કે શબ્દ બ્રહ્મ જે છે તેણે પણ એકાવન આંગળ શ્વાસમાં જઈને ઘર કર્યું છે. તેમ જ બીજા દેવતાઓ જે જે ખંડમાં રહ્યા છે તે જ ખંડમાં તે વ્યાપક છે અને તે વિષે આગળ કહી સમજાવ્યું છે.

**तेहेमना तो करता ए सही, ब्रह्म सनातन संशे नहि;**
**एक एक थानक सहु व्यापक, उपमा देइ वंदे सेवक. ॥१५॥**

એક એક સ્થળના વ્યાપક દેવોને ઉપમા આપી તેમના સેવકોએ જે તેમનું વર્ણન કર્યું છે તે તમામ ઈશ્વરો આદિ અવતારોના કર્તારૂપે શુદ્ધ સનાતન બ્રહ્મ છે.

**कैवलवेत्ता पण एम कहे, कैवल वस्त चराचर रहे;**
**जीव अजाण अधोगत भूल, सरवे गणे वेताने तुल. ॥१६॥**

આ સ્થળે કૈવલવેત્તા પણ કહે છે કે કૈવલ વસ્તુ પણ (ગતિએ) ચરાચર રહે છે. જીવ અજાણ્યા અધોગતિવાળા અને નિજ જાણથી ભૂલા પડેલા હોવા છતાં સર્વ પોતાને કૈવલવેત્તા તુલ્ય ગણી માનંદી રાખે છે.

**व्यापक तो त्हेमनु तो कह्यु, कैवलवेत्तानुं जे रह्युं;**
**ते व्यापक अव्यापक जुवो, केहं कुवेर सरखा शुं मुवो. ॥१७॥**

આ સર્વલોકોના ઈષ્ટદેવનું વ્યાપકપણું જ્યાં રહેલું છે ત્યાં તે કહી બતાવ્યું. હવે જે બાકી રહ્યું તે કૈવલવેત્તાનું (સોહંગપદ) વ્યાપકપદ છે. આ વ્યાપકપદમાં અવ્યાપક કેવા દેખાય તે જોવા જેવું છે. મહાન સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે જ્યારે આમ જ છે તો પછી હે મૂર્ખ ! આ બધાએ સરખા છે એમ શા માટે કહો છો ?

## કૈવલ વ્યાપકકો - અંગ-૨૯મું

**एक एक अंग देव सर्व ग्रहु, कैवलपद सरवांगे रहुं;**
**जेम चंदननी फोरे बास, पट बेसे ते आक पलास. ॥१॥**

જગતના વિદ્વાનોએ એક એક અંગની પ્રીતિવાળા દેવોને ગ્રહણ કર્યા છે પણ સર્વજ્ઞ, સ્વતંત્ર શ્રેષ્ઠપદ જે કૈવલની ગતિરૂપે સર્વાંગે રહેલું છે તેને કોઈ જાણી શક્યું નથી. જેમ આકડો તથા ખાખરો આદિ સર્વ વનસ્પતિને મલયાગરી ચંદનનો પટ બેસી જવાથી તે વનસ્પતિની વાસ ચંદનની પેઠે સ્ફુરી ઊઠે છે એથી જ :

**अलिपंखी वासे वलगे, मणिधर शुध चंदन जइ लगे;**
**कैवलचंदन बीजां वृक्ष, चेतन बास लगे समप्रक्ष. ॥२॥**

આ બધી વનસ્પતિમાં વાંસને ભમરાઓ ચંદન છે એમ જાણી વળગે છે જ્યારે મણિધર બીજી વનસ્પતિને નહિ અડતાં ચંદનને વળગે છે. આ ન્યાયે ચંદન રૂપ કૈવલ હોઈ

આ ચૌદલોકમાં નાના-મોટા દેવતાઓ તથા ઈશ્વરો વગેરે અન્ય વૃક્ષોરૂપ છે. જેમ ચંદનના પટરૂપ વાસ દરેક વૃક્ષમાં બેસી ગઈ છે તેવી જ રીતે આ સકર્તા સત્‌કૈવલની ચૈતન્યરૂપવાસ સામાન્ય રીતે દેવતા આદિ દરેકમાં સરખી બેસી ગયેલી છે.

**पण कैवल तो निजपद एक, बीजा देव अनंत अनेक;**
**सहु कैवलने परसे करी, पूजाया जुगमे थइ हरि. ॥३॥**

પરંતુ નિજપદરૂપે કેવલકર્તા એક જ છે અને બીજા દેવતાઓ અનંત હોઈ અનેક છે તે બધા ચંદનરૂપ કેવલચૈતન્યના સ્પર્શે કરી હરિરૂપે ઈશ્વરો થઈ જગતમાં પૂજાયા છે.

**वळी कहुं दृष्टांते करी, लेजो लक्ष सबे उरधरी;**
**लुहातणी मूरति बहु करी, ते पर राखो चंबुक धरी. ॥४॥**

બીજાં દૃષ્ટાંત કહું છું તે ઉરમાં લક્ષપૂર્વક ધારણ કરજો, જેમ લોખંડની ઘણી મૂર્તિઓ બનાવી તેના ઉપર લોહચુંબક ધરે તો :

**चंबुकनो चलकारो ग्रही, जड मेटी चैतन थइ रही;**
**जीव सकल जोवा तांहां वळे, चंबुकने कोइए नव कळे. ॥५॥**

આ લોહચુંબકનો ચળકારો સર્વલોહમૂર્તિઓને ગ્રહણ કરી લે છે જેથી જડપણું મટી જઈને ચૈતન્યવત્ થઈને તે હાલતી ચાલતી દેખાય છે. આ હાલતી-ચાલતી જડ લોહમૂર્તિઓને જોવા જગતના જીવો ભેગા થાય છે અને તે લોકો આ મૂર્તિઓનાં વખાણ કરે છે પણ આ મૂર્તિઓને ચેતના આપનાર લોહચુંબકને તે કોઈ જાણતા નથી.

**कैवल चंबुक बीजा मुरत, अनंत कोट हेर्या जोइ हुरत;**
**महेता तुलसी सुर जे देव, व्यासादिक गाया गुण भेव. ॥६॥**

ઉપરના દૃષ્ટાંતનો સાર આ પ્રમાણે છે કે લોહચુંબકવત્ સકર્તા સત્‌કૈવલને જાણવા અને લોખંડની મૂર્તિઓવત્ દેવતા આદિ ઈશ્વરો જાણવા. જેમ લોખંડની મૂર્તિઓને જોનાર જગત ચમકની સત્તાને કળી શક્યું નહિ તેમ દેવતા આદિ ઈશ્વરોની ઉપાસના કરનાર ભગવતીજનો સકર્તા સત્‌કૈવલને કળી શક્યા નથી. એથી જ અનંતકોટિ ભક્તિ ભાવવાળા ભગવતીજનો ખોટી રીતે આશા રાખી આ મૂર્તિ આદિ દેવતાઓ તથા ઈશ્વરોમાં હેરાયા છે. એથી જ નરસિંહ મહેતા, તુલસીદાસ, સૂરદાસ તથા વ્યાસ આદિએ તેમના જ બહુ પ્રકારે ભેવ એટલે મર્મ ભર્યા ગુણો ગાયા છે.

**वालमीक नारद देवनामा, उनसब मीली गाय गुन ग्रामा;**
**गुन निरगुन पर अधर अमोही, बीन कैवल वेत्ता नहि कोइ. ।।७।।**

વાલ્મીકિ, નારદ, નામદેવ આદિ મહાપુરુષો પણ આ પ્રમાણે જ તેમના ગુણ ગાઈ ગયેલા છે. પણ મારું (કેવલવેત્તાનું) નિજસ્વરૂપ અમોહી (માયારહિત) ગુણ નિર્ગુણથી પર અધર રહેલું છે. આ મહાપુરુષોએ જેના ગુણ ગાયા છે તે કેવલ નથી અને કેવલને ઓળખી શકે તેવા કોઈ વેત્તા એમાં થયેલા નથી.

**कैवलपद जेम सहुथी सरस, तेम वेत्ता तेमना महाद पुरुष;**
**ते सरखा कहो क्यम जाय कह्या, एकमेक कैवल थइ रह्या. ।।८।।**

આ દેવતા આદિ ઈશ્વરોનાં પદથી જેમ કેવલપદ શ્રેષ્ઠ છે તેવી જ રીતે સમસ્ત મત પંથના મહાપુરુષો તથા જ્ઞાનીઓ અને બ્રહ્મદર્શીઓથી કેવલવેત્તા મહદ્શ્રેષ્ઠ પુરુષ છે. તે વેત્તા અને આ બાજુના મહાપુરુષો સરખા છે એમ કેવી રીતે કહી શકાય ! અર્થાત્ કહેવાય જ નહિ. કારણ કે આ પરમશ્રેષ્ઠ કેવલવેત્તા કેવલકર્તામાં એકમેકને થઈને જ રહેલા છે.

**बीजा तो तेमना सहुदास, गावे गुण उरधरी विश्वास;**
**क्यां कंकर ने क्यां किरतार, केहं कुवेर एतना फेरफार. ।।९।।**

આ બાજુ આવેલા બીજા જ્ઞાનવાન મહાપુરુષો પરમ શ્રેષ્ઠ કેવલ વેત્તાના દાસ હોઈ ઉરમાં વિશ્વાસ રાખી ગુણ ગાય છે. તેમ જ અત્યાર સુધી જગતે માનેલા ઈશ્વરો સકર્તા સત્કેવલની આગળ કંકરરૂપ છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે કંકર અને કિરતાર વચ્ચે જેટલો ફેર છે તેટલો જ કંકરરૂપ જગતના ઈશ્વરોમાં અને કેવલકર્તામાં રહેલો છે.



## કેવલ કર્તાકો - અંગ-૨૭મું



**कैवल करता कंकरदेव, तेनो कही समजाव्यो भेव;**
**त्रिगुण शक्ति जोत स्वरूप, बोलनहारो ब्रह्म निरुप. ।।१।।**

સકર્તા સત્ કેવલ અને કંકરવત્ દેવો તથા ઈશ્વરો વચ્ચે જે ભિન્નતા છે તેનો મર્મ તમોને કહી સમજાવ્યો છે. વળી ત્રણ ગુણ, શક્તિ, જ્યોતિ નારાયણ અને છેવટે બ્રહ્મ સુધીનું નિરૂપણ કરીને બોલેલા છે.

**ए सहु बांधा कारण कले, कैवल चैतनथी चलवले;**
**तेमनुं व्यापकतो वगवगे, कैवल व्याप सकलतन लगे. ॥२॥**

ઉપર જણાવેલા બધાય કારણની કળ વડે બંધાયેલા હોઈ સકર્તા સતૂકેવલનાં ચૈતન્યથી જગત તથા દેવો આદિ ઈશ્વરો હાલતા ચાલતા થયેલા છે. આ જગતના વિદ્વાનોએ સ્થાપેલા ઇષ્ટ દેવો વગેવગે વ્યાપક છે. એટલે શરીરના જે સ્થાન પર જે દેવનો અંશ આવ્યો તે અંશ તે જ સ્થાનમાં વ્યાપક છે અને સકર્તા સતૂકેવલનું વ્યાપક ચૈતન્ય સર્વ શરીરોમાં સર્વાંગે વ્યાપક છે. આ વ્યાપકના પેટામાં દેવતા તથા ઈશ્વરો રહેલા છે.

**सुणीयो तेनुं कहु दृष्टांत, सुणतामे पामे मन स्वांत;**
**ज्यौं रविके तपसे अपहीर, समेटी भये सिंधु के नीर. ॥३॥**

આ વિષે એક દૃષ્ટાંત કહું છું જે સાંભળતાની સાથે જ મન શાંત થઈ જશે. જેમ સૂર્ય અતિ તપે છે ત્યારે તેનાથી હીરરૂપે પાણી ઉત્પન્ન થાય છે, તે પાણી વૃષ્ટિ દ્વારા પૃથ્વી ઉપર પડે છે અને તે પડેલું સમસ્ત પાણી સમેટાઈને નદીઓ દ્વારા સમુદ્રમાં ભેગું થાય છે.

**बोहोरु परे तीनमे रविभासु, जिनते जंत अंत नहि तासु;**
**मच्छ मगरादिक संख समेति, जात अनंत अंत कहुं केती. ॥४॥**

જ્યારે સૂર્યનો ભાસ આ સમુદ્રના પાણીમાં પડે છે ત્યારે આ સૂર્યના ભાસ તથા જળના સંયમે કરી અનંત જીવો ઉત્પન્ન થાય છે. તેમાં મચ્છ મગરાદિકથી લઈને તેમની અનંત જાતો થાય છે જેનો અંત કહી શકાય તેમ નથી.

**पण दिनकरके भास भलीतसे, उपजे तंत तोय समलीतसे;**
**आप आपनी हदमां सहु फरे, मोटा मच्छ अमल आचरे. ॥५॥**

સૂર્યનો ભાસ પાણીમાં ભળી જવાથી આ મચ્છ મગરાદિકનાં શરીરો ઉત્પન્ન થાય છે. તે ઉત્પન્ન થયેલા મચ્છ મગરાદિ પોતપોતાની હદમાં રહી પાણીમાં આમતેમ ફરે છે અને નાના જીવજંતુઓ ઉપર આ મોટા મચ્છ મગરાદિકો પોતાનો અમલ ચલાવે છે, એટલે કે તે તેમને પકડીને તેમનું ભક્ષણ કરી જાય છે.

**तेथी डरता रहे सहु जंत, भे पामी आधीन अनंत;**
**पण सर्वनुं जीवन ते तोय, जीवनपक्षे न्यून नहि कोय. ॥६॥**

આ કારણને લીધે દરિયાના અનંત નાના જંતુઓ મોટા મગરમચ્છ આદિના ભયથી

ડરતા હોઈ તેમના ભયને લીધે જ તેમને આધીન થાય છે. આમ છતાં પણ એકંદરે તપાસી જોતાં નાના-મોટા સર્વ જળચળ જીવોનું જીવન માત્ર પાણી જ છે. આ જીવનપક્ષથી વિચાર કરી જોતાં કોઈ અધિકતા વા ન્યૂનતાવાળું નથી.

**जीव जंत जाती मत बहु, जल जीवनथी चैतन सहु;**
**त्यौं कैवल रविके ब्रह्मनीरू, साव सतंतर शुध सहीरू ॥७॥**

દરિયાના અનંત જીવો અનેક જાતિ મતવાળા છે અને તે એકબીજા ઉપર અમલ આચરે છે, પરંતુ પાણીરૂપ જીવનથી જ આ બધા ચેતન રહેલા છે. આ પ્રમાણે જ સૂર્યરૂપ કેવલથી બ્રહ્મરૂપ પાણી છે અને તે બ્રહ્મરૂપ પાણી સાવ સ્વતંત્ર અને શુદ્ધ શહીરરૂપે રહેલું છે.

**लोक चतुरदश मछ कछवाद, ब्रह्मा विष्णु मकर महाद;**
**शक्त जोत तेथी बलवंत, चौद लोक मे अमल अनंत.॥८॥**

આ બ્રહ્મમાં મચ્છ કચ્છ વગેરેની માફક ચૌદલોક ઉત્પન્ન થયા છે તેમાં બ્રહ્મા, વિષ્ણુ આદિ મહદ્ મકરધ્વજ (મગરમચ્છ) જેવા છે અને શક્તિ તથા જ્યોતિ નારાયણ તેમનાથી પણ અધિક બળવાળા હોઈ આ ચૌદે લોકમાં તેમનો અનંત અમલ ચાલે છે.

**कहु एकावन आंगुल म्रम, ज्ञानी दरशीना जे ब्रह्म;**
**ते लहेरी ब्रह्म के अपतणी, जड चैतन मध्य अणीये अणी. ॥९॥**

હવે એકાવન આગળ વિષેનો મર્મ કહું છું જેને જ્ઞાનીઓ તથા બ્રહ્મદર્શીઓએ બ્રહ્મ કહેલું છે અને તેનું જ વર્ણન કર્યું છે. આ એકાવન આંગળ જે શ્વાસ તે બ્રહ્મરૂપ પાણીની લહેરીરૂપે છે અને આ લહેરીરૂપ એકાવન આગળનો શ્વાસ જડ તથા ચૈતન્ય આદિ ઘાટોની મધ્યમાં અણી એ અણી એક બીજાને વળગેલી હોય એવી રીતે ઊઠે છે. જેમ દરિયાની ઊઠતી લહેરો એકબીજાની લગોલગ ઊઠે છે તેમ અહીંયાં આ ઘાટ આદિ શરીરોમાં એકાવન આંગળના મર્મવાળો અજંપો (અજંપાજાપ) એક બીજા સાથે લગોલગ અણીએ અણી ગોઠવીને ઊઠે છે.

**सांम्रथ भेद पटंतर कह्युं, ब्रह्महीर अप व्यापक रह्युं;**
**कैवल अंश जीवन सरवनुं, ब्रह्मा आद्य शक्ति जोतनुं. ॥१०॥**

હીરરૂપે બ્રહ્મરૂપ પાણી જે વ્યાપક રહ્યું છે તેમાં સામર્થ્યવાળા દેવો તથા ઈશ્વરો આદિનાં જુદાપણાંનો ભેદ કેમ અને કેવી રીતે છે તે આ અંગને વિષે કહી સમજાવ્યું છે અને આ સર્વ લોકોથી સકર્તા સત્‌કેવલ જુદા છે તે પણ સમજાવી દીધું છે. આ સકર્તા

સત્‌કૈવલનો જે અંશ તે જ આ બ્રહ્માથી લઈ શક્તિ તથા જ્યોતિ સુધીના ચૌદે લોકના સર્વ શરીરોમાં ચૈતન્યરૂપે રહેલો હોઈ તેણેજ સર્વ ઘાટરૂપ શરીરોને ગતિવાળાં કર્યાં છે. આ ચૌદેલોકના જીવનરૂપ આ હિરરૂપ બ્રહ્મ જ છે. આ સહીર બ્રહ્મરૂપ પાણીમાં ઉત્પન્ન થયેલાં ચૌદેલોક શરીરતત્ત્વોના ઘાટે કરી જળચરની માફક નાના-મોટા દેખાય છે છતાં સર્વનું જીવન માત્ર એક સોહં બ્રહ્મ જ છે.

**माटे कैवल चकवे व्याप, आद्य अंत मध्य एक अद्याप;**
**सतकुवेर वेत्ता तेहना, करुणामये कैवलपद सना.॥११॥**

આદ્ય, અંત અને મધ્યમાં અદ્યાપિ સુધી એક સકર્તા સત્‌કૈવલ જ આ અંશો દ્વારા ગતિએ સર્વવ્યાપક રહેલા છે. અર્થાત્ સકર્તા સત્‌કૈવલ પરબ્રહ્મ (સોહંગ) વિભુ વડે સર્વવ્યાપક હોઈ ચકવેપતિ છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હું આ કરૂણામય સનાતન કૈવલપદનો વેત્તા છું.

## કેવલ સનાતન ચૈતનકો-અંગ-૨૮મું

(સનાતન એટલે પ્રાચીન કાળથી ચાલતું આવેલું હોય તેને સનાતન કહેવામાં આવે છે. આ સ્થળે તેવો અર્થ નથી. પણ સંપૂર્ણ સકર્તા સત્‌કૈવલને ઉદ્દેશીને તેમના પરમ પ્રકાશરૂપ પરબ્રહ્મને સનાતન કહેલું છે. કોઈ મત પંથને ઉદ્દેશી સનાતન કહ્યું નથી; કારણ કે જૂના થયેલા મતપંથોને આપણે સનાતન કહીએ છીએ, પણ વાસ્તવમાં તેમને સનાતન કહેવાય નહિ. કારણ કે જે કાળે તે ઉત્પન્ન થયેલા તે કાળ પર તે મતપંથ જૂના ન હતા. તો તે મતપંથોનાં નામ તેમના ઉત્પત્તિકાળે ક્યાં હશે તે વિચારવા જેવું છે ! વળી સનાતનનો અર્થ એ થાય છે કે જેને ઉત્પત્તિ વા નાશ હોતા નથી. તે પ્રમાણે મત પંથના નિયમોમાં જણાતું નથી. કાળે કરી મતોની ઉત્પત્તિ થાય છે અને કાળે કરી મતપંથોનો નાશ થાય છે. આમ ઉત્પત્તિ અને નાશ સનાતન શબ્દમાં ઘટતાં નથી. એથી જ આ સનાતન શબ્દનો અર્થ નિત્યપદનો ઉદ્દેશ (નિર્દેશ) કરવાવાળો છે.)

**सनातन पद सदोदित, सचराचर व्यापक उतईत;**
**स्थावर जंगम जलथल जात, द्दष्ट पदारथ जे जे भात. ॥१॥**

જે પદ સચરાચર સ્થાવર જંગમ આદિમાં સર્વવ્યાપક છે તે જ સનાતન સદોદિત જાણવું. અર્થાત્ દષ્ટ પદાર્થ માત્રમાં આ સનાતનપદ વ્યાપક રહેલું છે એટલે કે આ લોકથી લઈ અગણિત લોકની ઉત્પત્તિમાત્ર તથા તે તે લોકોની ઓછા-વત્તા પ્રમાણવાળી ભિન્ન-ભિન્ન

ઐશ્વર્યતાવાળી અનંત ભાતયુક્ત દિવ્ય પદાર્થોની વિભૂતિ જે છે તે તમામ દૃષ્ટ પદાર્થ સનાતન નથી એમ જાણવું.

**ते सरवे जडनु वरतांत, चैतनता मही कैवलक्रांत;**
**क्रांते कारज कारण थयुं, चैतन थई सरवे नीरमयु. ॥२॥**

આમ વર્ણવેલું દૃષ્ટ પદાર્થમાત્ર જડ છે, તેમાં ક્રાંત(કાંત) રૂપ સકર્તા સત્‌કૈવલનો ચૈતન્ય અંશ આવવાથી જ સમસ્ત દ્રવ્યરૂપ શરીરો પરિવર્તનવાળાં થયાં છે. આમ ક્રાંતરૂપ સકર્તા સત્‌કૈવલના અંશની સત્તાથી પિંડમાં રહેલ પરબ્રહ્મરૂપ પરમ પ્રકાશ ચેતન હોઈ આ પરમપ્રકાશ એ જ અનંતલોકની ઉત્પત્તિના મૂળ કારણરૂપે છે. તે કારણરૂપ બ્રહ્મમાંથી કારજરૂપ દ્રવ્યોની ઉત્પત્તિ થઈ છે. તે તે દ્રવ્યોમાં બ્રહ્મ વ્યાપક રહેલું છે એ કારણને લીધે જડ દ્રવ્યો અને બ્રહ્મ એકમેકતાવાળાં દેખાય છે. એથી જ તેને જડ ચેતન કહ્યાં છે. એટલે કે દ્રવ્યો માત્ર જડ છે અને અંશસત્તા વડે બ્રહ્મ ચેતન છે. આ બંનેની એકતા વડે જગતના સર્વ જડચેનત ઘાટો નિર્માણ થયાં છે. આનું જ નામ હિરણ્યગર્ભ છે.

**पंचभूत परकरती सहित, गुन तीनु चैतन मये भइत;**
**हिरण्यगर्भ चैतन थयुं माट, अन्योअन्य उपजे बहु घाट. ॥३॥**

પંચભૂત, ત્રણગુણ અને પ્રકૃતિ સહિત તમામ તત્ત્વરૂપ દ્રવ્યોવાળાં ઘાટો સોહંગ બ્રહ્મરૂપ ચૈતન્યથી ચેતન થયેલાં છે. આ વિષયના વધુ પડતા ખુલાસા માટે પંચમ શ્વસમ વેદમાં જ્યાં સકર્તા સત્‌કૈવલે છ વૃત્તિઓ પૈકી પાંચમી ચૈતન્યવૃત્તિ ઉત્પન્ન કરી સમસ્ત તત્ત્વરૂપ દ્રવ્યો વિષે જે ઘટના ઘટાવેલી છે તે સંબંધી વર્ણન કરેલું છે. ત્યાં યથાર્થ જોનારે જોઈ લેવું જેથી સંપૂર્ણ ખુલાસો થશે. આ જડચેતનની એકતાનું નામ હિરણ્યગર્ભ છે. આ હિરણ્યગર્ભને લીધે એક બીજાના અન્યોઅન્ય સંબંધથી એક પાછળ એક એમ અનંત ઘાટો ઉત્પન્ન થાય છે. આ ક્રમ પ્રમાણે પ્રકૃતિયુક્ત રહેલાં પદાર્થ માત્રમાં સોહંગ બ્રહ્મવ્યાપક રહેલું છે અને આ વ્યાપક પદયુક્ત ઘાટોની રચના થયેલી છે. ('હિરણ્યગર્ભ' શબ્દમાં હિરણ્ય અને ગર્ભ આ બે શબ્દો રહેલા છે. તેમાં હિરણ્ય શબ્દમાં હરિરૂપ મુદ્દાવાળું સોહંગબ્રહ્મ તે સકર્તા સત્‌કૈવલની બાહ્ય દૃષ્ટિરૂપે પ્રકાશયુક્ત વ્યાપક રહેલું છે, આ વ્યાપક ચૈતન્યમાં સમસ્ત તત્ત્વરૂપ દ્રવ્યોમાંથી સ્થાવર જંગમ આદિ ઘાટોની રચના કરવા જે તે લોકનાં શરીરોમાં ઓછોવત્તો તે તે લોકના પ્રમાણે મસાલો આ સોહંગ બ્રહ્મરૂપ ભૂમિકામાં જમાવ્યો છે. આ સોહંગ બ્રહ્મથી જમાવેલું જામણ પરિપક્વ થઈ ઘાટો ઉત્પન્ન થાય છે એથી આ ઉત્પન્ન થયેલી ભૂમિકાને ગર્ભ કહેલો છે. અર્થાત્ સોહંગબ્રહ્મ માતારૂપ હોઈ ચૌદલોકના

સર્વ ઘાટોને ઉત્પન્ન થવાની મહાન વ્યાપક ખાણરૂપ છે. જેમ માતાના ગર્ભમાં રહેલું બાળક માતાની એકતા પામી મોટું થાય છે તથા તેની એકતા વડે પયપાન કરી આનંદપૂર્વક રહે છે તેવી જ રીતે સનાતનરૂપ સોહંગબ્રહ્મમાં સમસ્તલોક રહેલાં છે અને એ વડે વિધ વિધ પ્રકારનો આનંદ લે છે. એથી જ આ બ્રહ્મને તે જગતમાત્રના ગર્ભરૂપ હોઈ હિરણ્યગર્ભ કહેલું છે.)

**कैवल अंश अलग सरवथी, तनमे तन ज्यौं गत सारथी;**
**एम सभावे सृष्टि थाय, करता कैवल आद्य पराय. ॥४॥**

આ હિરણ્યગર્ભ ગતિવાળા સોહંગ બ્રહ્મમાં ઘાટરૂપ શરીરથી શરીર ઉત્પન્ન થાય છે એટલે કે ઘાટોમાં પોષાયેલી તત્ત્વસામગ્રીના નિયમ મુજબ શરીરમાંથી જ શરીર ઉત્પન્ન થાય છે; તથાપિ સકર્તા સત્‌કૈવલનો અંશ ઘાટરૂપ શરીરથી જુદો છે. જેમ બળદથી વા ઘોડાથી નાંગરાયેલા રથનો હાંકેડું રથથી જુદો હોઈ રથને ચલાવે છે તેવી જ રીતે આ પંચભૂત, પુરુષ, પ્રકૃતિ તેમ જ ગુણયુક્ત શરીરવાળાં પિંડરથરૂપ ઘાટનો સારથિરૂપ અંશ અલગ હોઈ આ શરીરને ચલાવે છે. આ પ્રમાણેના નિયમથી જોતાં તત્ત્વયુક્ત શરીરવાળા ઘાટના પ્રભાવે કરીને સૃષ્ટિનો વિસ્તાર થાય છે અને સકર્તા સત્‌કૈવલ પરંપરારૂપ સોહંગ બ્રહ્મથી જુદા હોઈ સર્વના આદિ કારણરૂપ છે.

**कहेशो कैवल करता क्यम, तेहेनी समज बतावुं त्यम;**
**જेम जलने हेजे बहु जंत, जात्य भात्य अनेक अनंत. ॥५॥**

કદાચ કોઈને એવી શંકા થાય કે જ્યારે આ સઘળાં ઘાટો એક બીજાના સંગે કરી ઘાટથી ઘાટ રચાય છે એટલે કે શરીરમાંથી શરીર ઉત્પન્ન થાય છે ત્યારે આમાં સકર્તા સત્‌કૈવલે શું કર્યું ? તેમ જ આ સ્થળે તેમને કર્તા નથી એમ કહેવાને શું હરકત છે ? તો જવાબમાં જણાવવાનું કે આ વિષય ખુલ્લો કરી સમજાવવા આ ગ્રંથમાં આગળ કહ્યું છે કે જેમ પાણીના હેજ વડે અનેક નાનાવિધ ઘાટો જેની જાતભાત અનંત હોઈ બહુ પ્રકારે ઉત્પન્ન થાય છે તેમ-

**जलमे करता जलनुं हेज, जीनते तन बंधाय सपेज;**
**त्यौं कैवल संकल्पथी थयु, पूंठल एकएकथी नीरमयु. ॥६॥**

તે પાણીમાં ઉત્પન્ન થતાં સઘળા ઘાટોના કર્તારૂપે પાણીમાં રહેલો હેજ (વિત્ત) રૂપ સૂર્યનો ભાસ હોઈ તેનાથી જ પાણીમાં યુક્તિઓવાળાં ઘાટરૂપ સર્વ શરીરો બંધાય છે તેવી

જ રીતે સકર્તા સત્‌કૈવલના સંકલ્પથી આ ચૌદલોકરૂપ જગત ઉત્પન્ન થયેલું હોઈ એક પાછળ એક એમ નિર્માણ થયેલું છે.

**संजमथी सृष्टि सरजाय, पुरुष प्रकृतिथी जे प्राय;**
**तेहेवुं पण संजम छे आज, पशु पंखी मानव देवराज. ॥७॥**

પ્રાયે કરીને પુરુષ-પ્રકૃતિના સંયોગથી સૃષ્ટિમાત્ર સરજાય છે તે જ પ્રમાણે તેવી જ રીતે અત્યારે પણ પશુ, પક્ષી, માનવ, દેવ, રાજા વગેરેની ઉત્પત્તિ સંયોગથી થતી દેખાય છે.

**तो इश्वर शिर शानो बोज, सहु सृष्टि एक एकनो ओज;**
**एम जोतां करता सब कोइ, कीट पतंग आद्ये अज सोइ. ॥८॥**

આ પ્રમાણે હોય તો જગત ઉત્પત્તિનો બોજો ઈશ્વરને માથે શા માટે મૂકવો જોઈએ ? કારણ કે આ સમસ્ત જગત એકબીજાના ઓજસથી ઉત્પન્ન થયું છે. આ પ્રમાણે જોતાં દરેકે દરેક ઘાટ કીટ પતંગથી લઈ બ્રહ્મા સુધીના સર્વ કર્તા રૂપ દેખાય છે.

**मानवथी मानव उपजे, दानवथी दानव नीपजे;**
**थावरथी होय थावर जात, भार अढार बहु विधि भात. ॥९॥**

મનુષ્યોથી મનુષ્યો ઉત્પન્ન થાય છે અને દાનવોથી દાનવોની ઉત્પત્તિ થાય છે તેમ જ અઢારલક્ષ સ્થાવર જાતિથી વિધવિધ પ્રકારના તમામ સ્થાવર જાતિ જન્મ પામે છે.

**पंखीथी पंखी होय सार, पशु थकी पशुनो अवतार;**
**कीटीथी कीटी परसवे, ब्रह्माथी ब्रह्मा संभवे. ॥१०॥**

પક્ષીઓથી પક્ષીઓ પેદા થાય છે અને પશુઓથી પશુઓ પેદા થતાં દેખાય છે. વળી કીડીઓથી કીડીઓ ઉત્પન્ન થાય છે અને બ્રહ્માથી બ્રહ્મા પેદા થાય છે. (શાસ્ત્રકારો લખી ગયાં છે કે જગતનાં નિમિત્ત પ્રલયમાં એક પાછળ એક એમ હજારો બ્રહ્મા ચાલ્યા જાય ત્યારે વિષ્ણુની માત્ર પળ જ થાય છે. આ ઉપરથી એમ નીકળે છે કે બ્રહ્માથી થયેલાં બ્રહ્માઓ એક પાછળ એક ખપી જાય છે.)

**देव थकी देवे तन धरूं, तो ईश्वरथी ते शुं सरूं;**
**वळी कहेशो ते पुरवे रच्युं, एतो वृथा पुराणे बच्युं. ॥११॥**

વળી દેવશરીરોથી દેવતાઓ જન્મે છે. જયારે આમ જ એક બીજાથી ઉત્પત્તિ થતી હોય અને આ પ્રમાણે જ પરંપરાથી ચાલતું આવતું હોય તો પછી ઈશ્વરથી શું સર્યું વા

ઈશ્વરમાંથી શું આવ્યું ? કદાચ કહેશો કે પૂર્વ કાળમાં ઈશ્વરે આ જગત રચ્યું છે; પરન્તુ પુરાણોના કર્તાઓ આ બાબતમાં વ્યર્થ બકવાશ કરી ગયા છે. સત્યને જોયેલું નથી તેમ જ જગતને ઓળખીને બોલેલા નથી.

**जो कहेशो कविता वादसे, तो इश्वरना कर्ता कुण हशे;**
**पुरवे तो कैवलथी थयुं, ते आगल समजावी कह्युं. ॥१२॥**

કદાચ પૂર્વકાળમાં જે શાસ્ત્રોના કવિઓ થયા તેમણે રચેલા વાદને લીધે ઈશ્વરે જગત રચ્યું છે એમ કહેશો તો તે ઈશ્વરના કર્તા કોણ હશે ? સર્વલોકની આદિમાં સકર્તા સત્‌કૈવલ છે અને તેમનાથી જ આ જગત સર્જાયેલું છે, તે જ વિષય આગળ કહી સમજાવેલો છે તેને યથાયોગ્ય સમજવામાં ન આવે ત્યાં સુધી જગત કોણે રચ્યું ? શાથી રચાયું અને આનો રચનાર કોણ છે ? તે સમજવું મુશ્કેલ છે. એટલા જ માટે પૂર્વ કાળના અનાદિ સિદ્ધ અક્ષયરૂપ સકર્તા સત્‌કૈવલના સંકલ્પના અનુક્રમને જાણ્યા સિવાય આ બાજુની તથા તે બાજુની વાતો નિરૂપયોગી છે.

**माटे कैवल छेलुं पद, मान मूकीने समरो सद;**
**बीजा तो अमले करतार, केहं कुवेर ना सरजनहार. ॥१३॥**

સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે જગતમાં ઓળખાતા વા મનાતા જે જે ઈશ્વરો છે તે તે ઈશ્વરોની, તેમનાં પ્રકૃતિના અધિક દિવ્ય ગુણોવાળાં પ્રભાવશાળી શરીરોને લીધે, વિશેષ ઐશ્વર્યતા દેખાય છે પણ આ ઐશ્વર્યતા શરીરરૂપ પાત્રના અમલે કરીને મળેલી છે. આ અધિકપાત્રવાળા શરીરનો અમલ તેમનામાં ન હોય તો તેઓ કંઈક કરી શકતા નથી, માટે અમલવાળા ઈશ્વરોને સર્જનહાર માની કર્તા તરીકે ગણો છો એ મહાન ભૂલ થાય છે. આ બધું માન મૂકી દો અને સર્વલોકની છેવટે આવેલા સકર્તા સત્‌કૈવલના અદ્વૈતપદને ઓળખી ભજન કરો.

##  અમલીકો-અંગ-૨૯મું 

(આ અંગમાં જે અમલે કરી મોટા અધિકારવાળા ઈશ્વરો જેવા જગતને દેખાય છે તેમનું વર્ણન સત્ય વસ્તુ સમજાવવા માટે શરૂ કરવામાં આવે છે.)

**प्रथम अमली जोत स्वरूपा, जोतिथी भइ शक्ति अनुपा;**
**जोत शक्त मीली कीया विलासा, तीनु पुत्र भये ताय प्रकाशा. ॥१॥**

સમસ્તલોકની અલગ અલગ ઐશ્વર્યતા તથા ભિન્ન ભિન્ન પ્રકૃતિયુક્ત વિભૂતિઓ

વગેરે જેમાંથી ઉત્પન્ન થયું તે આ ભવના આદિ મૂળરૂપે અમલી છે. જે સકર્તા સત્કૈવલનો પ્રકાશ છે, તેને અમલી કહેલો છે અને તે અમલીરૂપ બ્રહ્મમાંથી પ્રથમ અમલવાળા જ્યોતિનારાયણ ઉત્પન્ન થયા. તે જ્યોતિનારાયણથી શક્તિ ઉત્પન્ન થઈ. આ જ્યોતિ-નારાયણ અને શક્તિએ મળીને જે વિલાસ કર્યો તેનાથી ત્રણ પુત્રો ઉત્પન્ન થયાં.

तीन पुत्र पुत्री भइ तीनुं, पुत्र पुत्रीके भये सांमीनुं;
ब्रह्माकु सावंत्री संगी, विष्नुकु लक्ष्मी अरधंगी. ।।२।।

વળી આ પુરુષ-પ્રકૃતિના વિલાસે કરી બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ આ ત્રણ પુત્રો તેમ જ સાવિત્રી, લક્ષ્મી અને ઉમિયા (ઉમા) એ ત્રણ પુત્રીઓ ઉત્પન્ન થયાં, આ પુત્રીઓનું લગ્ન આ ત્રણ પુત્રો સાથે કરાવ્યું; તેમાં સાવિત્રી બ્રહ્મા સાથે અને લક્ષ્મી વિષ્ણુ સાથે તથા :

शंकरकु उमया भइ नारी, तीनुं देव भये घरबारी;
विषे विलास उने पण कीना, त्रिया संग लागी रंग भीना. ।।३।।

ઉમિયાનું લગ્ન શંકર સાથે કરેલું હોઈ આ ત્રણે દેવ ઘરબારી થયા છે. આ બધા સ્ત્રીઓનાં રંગથી રંગાયેલા હોઈ વિષયવિલાસમાં પડેલા છે.

बिंदुथी बेटा उतपाना, प्रथम सनक सनंद सह्याना;
तार पीछे बीजा बहु पुत्र, कीनो तप छांडी घरसूत्र. ।।४।।

બિંદુથી ઉત્પન્ન થતાં વિસ્તારમાં પ્રથમ બ્રહ્માથી સનત, સનક, સનંદન અને સનાતન આ ચાર શાણા શુર સુભટ પુત્રો થયા. તે તથા ત્યાર પછી બીજા ઘણાં પુત્રો થયા તે તમામ બ્રહ્મપુરીનું શ્રેષ્ઠ સુખ છોડીને અમારો કોઈ પતિ છે જેને જાણવા તથા પામવા જોઈએ એમ સમજી તપ કરવા ચાલી નીકળ્યા.

एकादिक तामे घरमंडा, तीन परजा एकवीश ब्रह्मांडा;
परजाकी परजा परिवारी, चारु बरन आद्य संसारी. ।।५।।

આમ અનેક પુત્રો તપ કરવા ચાલ્યા ગયા પછી એક સ્વયંભૂ નામનો પુત્ર અને શતરૂપા નામની કન્યા થઈ. આ બંનેએ ઘરસંસાર માંડ્યો. તેમનાથી થયેલી પ્રજા અને તે પ્રજાની પ્રજાનો વિસ્તાર ચાર વર્ણની આદ્ય લઈ સઘળો સંસાર હોઈ તે એકવીશ બ્રહ્માંડ સુધી વિસ્તૃત થયો છે.

एक एक पुरुषने एक एक नारी, एही विधि विश्व सकल विस्तारी;
शंभुकु परजा भयी थोरी, त्यागी होइ हरि सुरत जोरी. ॥६॥

આ ચૌદલોકરૂપ સંસારમાં એક એક પુરુષ એક એક નારીથી જોડાયેલો હોઈ આ વિધિ પ્રમાણે સમસ્ત જગત વિસ્તાર પામેલું છે. મહેશના શરીરમાં તમોગુણની અહંકારયુક્ત વિભૂતિ વધારે હોવાને લીધે તે કૈલાસના વૈભવને ઉત્તમ પ્રકારે છોડી દઈ સ્મશાન (સમસ્યા, સંજ્ઞા, ગુરુવચનની સંજ્ઞા)માં રહેતા હતા. (આ સંજ્ઞાને વા સમસ્યાને જગતના વિદ્વાનો સમજી શક્યા નહિ હોવાને લીધે શિવજી સ્મશાનમાં રહે છે તેવું ગાઈ ગયેલાં છે. આ સમસ્યાની લક્ષણા ત્યાગને સૂચવે છે.) એથી જ તેઓ આ અહંકાર ગણના પટે કરીને ત્યાગની ઉત્તમ દશા ભોગવે છે. તેમાં તેઓ રહી આ સર્વ પાપનું હરણ કરનાર હરિમા સુરતનુરતને જોડીને તપ કરે છે જેથી તેમને થોડી પ્રજા થયેલી છે.

वंझ रहे विष्नु मेहेमंत्ता, पर पुत्रे आपे सुतवंता;
परजा पोक्षण करे पराइ, माटे विष्नु श्रेष्ठ सराइ. ॥७॥

વિષ્ણુ લક્ષ્મી સાથે લગ્ન કરીને રહ્યા પણ તેમને કોઈ પુત્ર ન થયો એથી તેઓ વંઝ રહ્યા. આ વંઝપણું દૂર કરવા દત્તપુત્રો લઈ તેઓ પોતે પુત્રવાળા કહેવાયા છે. આ વિષ્ણુમાં સત્વગુણ મુખ્ય હોવાથી તે બ્રહ્માની પ્રજાનું પોષણ કરતા હોઈ ગુણોમાં શ્રેષ્ઠ ગુણ તરીકે ઓળખાયા છે.

नारी तो तीनुके घेर हुती, विष्णु घेर रही अणपरसवती;
ज्यां ज्यां नार त्यां त्यां मोहा, मोह तांहा तांहा आत्म द्रोहा. ॥८॥

વિષ્ણુને ઘેર સ્ત્રી હતી પણ તેઓ સત્વગુણી હોવાને લીધે અત્યાર સુધી વિચારમાંને વિચારમાં જ છે જેને લીધે તેમનાં પત્ની પુત્ર આપી શક્યા નથી. આ પ્રમાણે શિવ, બ્રહ્મા તથા વિષ્ણુ તેમ જ ઉમિયા, સાવિત્રી તથા લક્ષ્મીનો સંક્ષેપમાં વિસ્તાર કહી બતાવ્યો છે. આમ જ્યાં જ્યાં સ્ત્રીઓ છે ત્યાં ત્યાં મોહનાં કારણો હોઈ સંસાર મોહવશ થઈને મોહનો જ પાઠ ભજવે છે. આ પ્રમાણે જ્યાં મોહ રહ્યો છે ત્યાં જ (સ્ત્રી સંગ કરવાથી) આત્મદ્રોહ હોઈ જેના પરિણામે લક્ષચોરાશીના ઘાટો રિબાતે હાલે ફરવા પડે છે.

आत्मद्रोह तांहां नहि ज्ञाना, ज्ञान विनातो जीव निदाना;
माटे करता नहि तीन गुना, उनहु संग कीना नारीयोना. ॥९॥

જ્યાં આત્મદ્રોહ થાય છે ત્યાં જ્ઞાન હોય જ નહિ અને જ્ઞાન ન હોય ત્યાં જીવ નિદાન

અધોગતિ પામે છે. એટલા જ માટે કહું છું કે ત્રણ ગુણ પૈકી કોઈ જગતનો કર્તા નથી, કારણ કે તેઓ એટલે શિવ, બ્રહ્મા અને વિષ્ણુએ સ્ત્રીઓનો સંગ કરેલો છે અને સ્ત્રીસંગ કરનારની અધોગતિ થાય છે તે ઉપર કહેલું છે.

**करता जोत स्वरूप भी नांही, जाकी सुरत शक्तमे हेरांही;**
**जो जो करत नारीके संगा, सो सो पुरुष न रहत अभंगा. ॥१०॥**
**भंग सोतो करता नांही, सत कुवेर कहे समजांही ॥११॥**

વળી જ્યોતિનારાયણ તે પણ દુનિયાના સર્જનહાર નથી; કારણ કે તેમની સુરતા પણ રતયુક્ત આરતવાળી થઈ શક્તિમાં હેરાઈ ગઈ છે. એકંદરે કહું છું કે આ જગતમાં ઓળખાતા વા કહેવાતા ઈશ્વરો સ્ત્રીના સંગવાળા હોઈ તેમાંના કોઈ અભંગ પુરુષ નથી. જેટલા જેટલા સ્ત્રીસંગથી ભંગ થયા છે તે પૈકી, મહાન સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે, કોઈ કર્તા નથી એટલે કે સર્જનહાર નથી.



## આદ્ય પુરુષ અકલકો-અંગ-૩૦મું



**अबका ज्ञान सुनो धर भावु, आद्य अंत वरतांत सुनावुं;**
**कोहुना जानत पुरुष पुरांना, निगम पोकारत अगम अयांना. ॥१॥**

હે ભગવતીજનો ! હવે હું આદ્ય, મધ્ય અને અંતના પરિવર્તનવાળા જે જ્ઞાનનો પ્રકાશ કરું છું તે ભાવ ધરીને સાંભળો. જગત રચનાની શરૂઆતથી લઈ અત્યાર સુધીના પરિવર્તનમાં કોઈ પુરાણા પરમપતિ સર્જનહારને ઓળખી શકેલું નથીં; કારણ કે આ અગમ્યપદમાં વેદોની ગતિ ન પહોંચવાને લીધે નેતિ પોકારી છે.

**नयेति नयेति करी पीछे लटक्या, ब्रह्मा जाय कमलमे भटक्या;**
**शंकर जइ समसांन बसाया, शुंन शिखरका ध्यान लगाया. ॥२॥**

વેદનિજગમને પ્રાપ્ત કરી શક્યા નહિ એથી જ પાછા પડીને બ્રહ્માજીએ ઘણો કાળ તપ કર્યું તથાપિ નિજપદની પ્રાપ્તિ થઈ નહિ વા સમજી શક્યા નહિ; એથી જ તેમને કમળમાં નિવાસ કરી ઘણો કાળ ભટકવું પડેલું છે અને ભટકે છે. શંકર પણ નિજપદની ખોજ કરવા સ્મશાન વત દશામાં વાસ કરી પરમગતિ પ્રાપ્ત કરવા શૂન્યશિખરમાં ધ્યાન લગાવીને સમાધિ ચઢાવીને બેઠાં છે.

**जोत स्वरूप किया निरधारा, यांहा ल्यौं शिवका ज्ञान समारा;**
**विष्णु पण उनके अनुरागी, जीनुं सुरत जोतमे पागी. ।।३।।**

આ શંકરે ધ્યાન ધરી છેવટે જ્યોતિનારાયણનો નિશ્ચય કર્યો છે અને તેમનો છેવટ સુમાર પણ એટલા સુધી જ છે; તેવી જ રીતે વિષ્ણુ પણ આજ પદના અનુરાગી હોઈ તેમની માન્યતા પણ અહીં સુધી જ છે. જેથી તેમની છેવટ માન્યતા જ્યોતિનારાયણ હોઈ સુરતનુરત પણ તેમણે તેમાં જ પરોવી છે.

**यांहां ल्यौं चारवेदके भेवा, खटशास्त्र यांहां ल्यौं अहंमेवा;**
**यांहां ल्यौं पुरान कतेब कुरांना, जामे अटके सकल जांहांना. ।।४।।**

ચાર વેદનો ભેદ તથા છ શાસ્ત્રનો અહંમેવ તેમજ પુરાણો તથા કુરાનો વગેરેની માન્યતા જ્યોતિનારાયણ સુધીની હોઈ આટલામાં જ જગતમાત્ર અટકેલું છે.

**यौं जांहां तांहां वलगे नर लोइ, आद्य पुरुष चीना नहि कोइ;**
**आद्य पुरुष अवनाश अभंगा, आपही आप नारी नहि संगा. ।।५।।**

આ પ્રમાણે પુરુષ, પ્રકૃતિ, જ્યોતિનારાયણ વા શિવ, બ્રહ્મા અને ઈશ્વરોમાં જગતના લોકો ભટકતા થઈ જવાને લીધે, તેમ જ તેઓ સર્જનહાર નથી છતાં સર્જનહારની માન્યતાને લીધે જ ખુદ આદ્ય પરમ પુરુષને (સકર્તા સત્ કૈવલ) કોઈ ચીનીને ઓળખી શક્યા નથી. જે આદિ પુરુષ અવિનાશી હોઈ અભંગ અને અખંડ છે; તેમ જ પોતે આપોઆપ એક અદ્વૈતરૂપે હોઈ પોતાના શુદ્ધ સંકલ્પ વડે સ્ત્રીના સંગ સિવાય જગતમાત્ર ઉત્પન્ન કરેલું છે.

**बिन नारी जीने खलक उपाया, बोहोरुघटघट आंन समाया;**
**नहि आया नहि जात जनाता, हे ज्यौं का त्यौं नाथ सनाता. ।।६।।**

તે સકર્તા સત્કૈવલે એક નિહંગરૂપે અદ્વૈત રહીને સ્ત્રીસંગ સિવાય જગતમાત્રની ઉત્પત્તિ કરી પોતાના નિજચૈતન્યરૂપ અંશને દરેકે દરેક ઘાટરૂપ શરીરમાં સમાવેલા છે, પણ તેમાં પોતે આવ્યા નથી પરન્તુ અંશો વડે જ ઘાટ ચલાયમાન કરેલા છે છતાં અંશ કેવી રીતે આવ્યા તે પણ જણાતું નથી તથા તે , કેવી અને કઈ જાતના છે તે પણ જણાતું નથી છતાં દેહમાં છે અને તે સર્વના સહેજાસહેજરૂપ જેમ છે તેમ તેમના પરમધામમાં સનાતન નાથરૂપ સકર્તા સત્કૈવલ ધણી બિરાજે છે.

**सो करता चीनोरे भाइ, बिन चीने परले सब जाइ;**
**कहेत कुवेर अनुप विचारी, ज्ञान हमार चीनो नरनारी.॥७॥**

આ પ્રમાણે ચૌદલોકરૂપ જગતની ગોઠવણીને ગોઠવનારને, હે ભગવતીજનો ! તમો ચીનીચીનીને ઓળખો. આમ ચીનીને નહિ ઓળખો તો તમો સર્વલોક પ્રલયકાળમાં ખપી જશો એટલા જ માટે મહાન સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે આ મારું નિજજ્ઞાન અનુપ એટલે કે ઉપમા ન પહોંચી શકે તેવું ઉત્તમ પ્રકારનું હોઈ તે જ્ઞાનની તમો સ્ત્રીપુરુષો વારંવાર કરીને ખોજ કરો.

## અથ પરલાકો - અંગ-૩૧મું.

**परले जाय कीट पतंगा, परले मानव देव दानंगा;**
**परले थावर जंगम जेता, जीवा जो जन जलथल तेता. ॥१॥**

કીડી, પતંગ, દેવ દાનવ, માનવ સ્થાવર, જંગમ તથા જળ સ્થળ વગેરેમાં વસતા સર્વ જીવો પ્રલય આવતાં ખપી જાય છે.

**परले जाय व्योम घन तारा, बंचे नहि चक्र ससुमारा;**
**परले जाय चंद ओरुसुरा, जाकी जोत सकल भरपुरा. ॥२॥**

પ્રલયકાળે આકાશમાં વસનાર વરસાદ અને તારાઓ વગેરે પણ ખપી જાય છે તથા સર્વને ધારણ કરનાર જે સસુમાર ચક્ર તે પણ બચતું નથી. વળી જેની જયોત સર્વલોકમાં ભરપૂર રહેલી છે તેવા ચંદ્ર સૂર્ય પણ બચતા નથી.

**परले जाय विरंची शेषा, परले जाय विष्नु माहावेशा;**
**परले जाय धरण आकाशा, परले जाय अग्न परकाशा.॥३॥**

પ્રલયકાળે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને શેષ, પૃથ્વી અને આકાશ ખપી જતાં હોઈ અગ્નિ તથા પ્રકાશ માત્રનો પણ નાશ થાય છે.

**परले जाय पवन ओरुपांनी, जाते प्रथम स्त्रष्ट मंडानी;**
**परले जाय मेर समेरा, चौदलोक ल्यौं काल हनेरा. ॥४॥**

પ્રલયકાળે જેનાથી આ સૃષ્ટિનું મંડાણ થયું છે તેવાં પવન, પાણી પણ પ્રલયકાળે ખપી જાય છે. વળી મેરુ પર્વત કે જેના ઉપર અનંત દેવતાઓએ વાસ કર્યો છે તે પણ સમૂળગો નાશ પામતો હોઈ આ ચૌદલોકને કાળ હણી નાખે છે.

परले जाय शक्त ओरु जोति, आंन जीवनकी कुन गनोती;
नामरूप गुण जांहां जांहां धारा, तांहां तांहां ल्यौं कालनका चारा. ॥५॥

પ્રલયકાળે શક્તિ અને જ્યોતિનારાયણ પણ ચાલ્યાં જાય છે તો પછી આ જગતમાત્રના બીજા જીવોની તો ગણતરી કોણ માત્ર છે ? અરે ! જ્યાં જ્યાં નામ, રૂપ ગુણ ધારણ થયેલાં છે ત્યાં ત્યાં સુધી કાળનો ચારો છે.

मन बुध चित आलोचन जेता, द्रष्ट पदारथ परले तेता;
परले काल न बंचे केहु, जो करता धरी आवे देहु. ॥६॥

મનથી તથા બુદ્ધિથી દૃષ્ટ પદાર્થ માત્રનું જે જે આલોચન કરવામાં આવે છે તે તમામ કાળના ચારા આગળ બચી શકતું નથી. વળી આ જગતમાં હું કર્તા છું એવો દાવો કરનારાઓ, આ દેહને ધારણ કરીને આવ્યા છીએ એવું કહેનારાઓ પણ પ્રલયકાળે બચી શકતા નથી.

परले नहि एक आतमरामा, सकल चराचर व्यापक धामा;
परले कह्या सकलका देहा, पंचभूत धरी जो जो वेहा. ॥७॥

જેનું સ્થાવર જંગમ આદિ ચરાચર વ્યાપક ધામ છે એવા આ શરીરોમાં રહેલા આત્માનો જ પ્રલય નથી; પણ પંચભૂતાદિ શરીરોરૂપ વેશધારી જે ઘાટો છે તે તમામનો પ્રલયકાળે નાશ થાય છે.

चैतनकु नहि परले काल, आद्य सनातन वस्त निराल;
हे कैवलपद अखे अलंक, जाकु नहि हे काल कलंक. ॥८॥

આ અનંતલોકના ઘાટરૂપ શરીરોમાં રહેલા ચૈતન્ય અંશનો પ્રલય થતો નથી; તેમ જ સર્વલોકની છેવટે આવેલા આદ્ય સનાતન વસ્તુરૂપ સકર્તા સત્કૈવલ વસ્તુતાએ નિરાળા હોઈ કોઈ પણ પ્રકારના અલંકાર સિવાયના અક્ષયરૂપ હોવાથી તેમને કાળ કલંકિત કરી શકતો નથી.

सो कैवल निज आद्य परापर, चैतन जाकी लहेर चराचर;
लेहेरी कैवल जात सरेखु, जाने सो जन संत ववेकु. ॥९॥

આ સકર્તા સત્કૈવલ નિજરૂપે સર્વની આદ્યમાં પરાપર હોઈ તેમની ચૈતન્યરૂપ (સોહંગ બ્રહ્મ) લહેર સ્થાવર જંગમ આદિમાં ચરાચર વ્યાપક છે. વળી આ ચૈતન્ય

સોહંગ બ્રહ્મરૂપ લહેર સકર્તા સત્કૈવલની જાત જેવી છે અને એથી જ આ લહેરરૂપ ચૈતન્ય સંત તે પોતાના સ્વયં પરમ વિવેકે કરીને સકર્તાને જાણે છે. (આ સંત જે કહ્યા તેમને જ કૈવલવેત્તા જાણવા).

**चैतन द्दष्ट जुवे जगदीशा, आप व्याप भइ परम परीक्षा;**
**चैतननुं चैतन जे चोज, सुरत अघाद जाकु वा खोज. ॥१०॥**

સકર્તા સત્કૈવલની સોહંગ બ્રહ્મરૂપ લહેર એ જ તેમનું ચૈતન્ય અને તેમની ઈચ્છાવૃત્તિ પણ તે જ છે. આ ઈચ્છાવૃત્તિ વા ચૈતન્યરૂપ લહેર તે સમગ્ર વ્યાપક હોઈ તે ચૈતન્યની ચૈતન્યરૂપ દૃષ્ટિ, તે જ દૃષ્ટિરૂપ તર્ક કરી જગતના સર્જનહાર પરમ સકર્તાને નીરખે છે વા પોતાની અગાધ સુરતા વડે ખોજ કરીને પોતાની સ્વજાતિરૂપ નિજ મહદ્ સર્વજ્ઞ ચૈતન્યને પારખી લે છે.

**सो खोजीका खोजनीयारा, सब ज्ञानी शिर परम पीयारा;**
**कैवलवेत्ता वाकु कहीये, ता करुणाये ताकु लहीये. ॥११॥**

આ ખોજીરૂપ સકર્તા સત્કૈવલની જે ખોજ કરનાર છે તે આ ચૌદલોકરૂપ ભવમાં જેટલા જેટલા મહાન જ્ઞાનીઓ થયા છે તે તમામને શિર પરમ શ્રેષ્ઠ હોઈ સર્વલોકના પ્યારા છે અને તેમને જ કૈવલવેત્તા કહી શકાય છે. આ કૈવલવેત્તાની પરમ મહદ્ કરુણા વડે જ સકર્તા સત્કૈવલને જાણી શકાય છે.

**कैवलवेत्ता पाइये आपु, तो हरि मिलनको नहि संतापु;**
**केहं कुवेर सुनो नर लोइ, कैवलवेत्ता करता सोइ. ॥१२॥**

જે કોઈ કૈવલવેત્તાને પ્રાપ્ત કરે તેને જ આપનપુરુપ પોતાના નિજસ્વરૂપની પ્રાપ્તિ થાય છે પછી તેને હરિસ્વરૂપ કૈવલકર્તાને હું કેવી રીતે પ્રાપ્ત કરીશ એવી ચિંતા રહેતી નથી. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે, હે સ્ત્રી-પુરુષો ! આ ન્યાયે કરીને કૈવલવેત્તા કર્તારૂપે છે. (કૈવલકર્તા અને કૈવલવેત્તા એકમેક છે.)

##  કૈવલવેત્તા કરતાકો - અંગ-૩૨મું. 

**कैवल ने कैवलना वेत्ता, एकमेक निज लक्ष रहेता;**
**देह धरतां पडीयां द्वेनाम, साख्या पेढ वगे विसराम. ॥१॥**

સકર્તા સત્કૈવલ અને કૈવલવેત્તા ( પરમગુરુ કરુણાસાગર ભગવાન ) આ બંને

લક્ષના છેવટ પરિણામ એકમેક હોઈ રેખમાત્ર જુદા રહેતા નથી; પણ આ ચૈતન્ય લહેરરૂપ દેહ ધારણ કરવાથી જ બીજું નામ પડેલું છે, એટલે કે જેમ વૃક્ષને અને તેની શાખાઓ (ડાળીઓ)ને જુદા જુદા નામથી સંબોધવામાં આવે છે પણ એકંદરે તે એકમેક હોઈ બધી ડાળીઓનો વિશ્રામ મૂળ વૃક્ષને લાગી જ રહેલા છે અને તેનાથી જ તે છે તેમ સકર્તાથી વેત્તા ડાળી રૂપ લહેર વડે ગણતરી તરીકે જુદા કહેવાય છે પણ વાસ્તવમાં એકમેક જ છે.

**पेढ नहिं शाखाथी अलग, तम कैवलने वेता सलग;**
**माटे करता कैवलवेत्त, सीफल साकर देह समेत. ॥२॥**

જેમ પેઢ (વૃક્ષ) તેની ડાળરૂપ શાખાઓથી અલગ નથી તેમ કૈવલ અને કૈવલવેત્તા એકમેક સળંગસૂત્રવત્ છે. હવે આપણે જેને પેઢ કહ્યું તે જ વૃક્ષનું મૂળ છે. આ મૂળ વડે શાખાઓ હોઈ તે દ્વારા ફળફૂલ ઉત્પન્ન થાય છે અને છેવટે ખરી જાય છે. આ તજવાનો અને સર્જવાનો ગુણ શાખા વડે છે પણ શાખા સિવાય મૂળ પેઢ તજી વા સર્જી શકતું નથી. તેવી જ રીતે સકર્તા સત્કૈવલ મૂળ પેઢરૂપ હોઈ તેમની ચૈતન્ય લહેર એ જ કૈવલવેત્તારૂપ તેમની શાખા છે. આ ચૈતન્યરૂપ શાખા વડે ચૌદલોક સજાય છે અને છેવટે ત્યજાય છે. આ ચૌદલોકરૂપ જગત સર્જવાનો અને ત્યજવાનો આ બંને પ્રકારે કૈવલવેત્તાથી જ છે. એથી જ આ જગતમાત્રને ઉત્પન્ન કરનાર કર્તા તરીકે મહાન સમર્થ કૈવલવેત્તા ભગવાન કરૂણાસાગર પોતે જ છે અને તેમનાથી જ જગત સર્જાયેલું છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે જેમ સાકરનું નાળિયેર ગોટલી ચોટલી સહિત સર્વાંગે સાકર જ છે, તે સાકરનું ઘાટે કરીને શ્રીફળ એવું બીજું નામ પડેલ છે પરંતુ તે એકમેક હોઈ તેમાંથી નાખી દેવા જેવું કંઈ રહેતું જ નથી તેમ **કૈવલ અને કૈવલવેત્તા શ્રીફળ સાકરના ન્યાયે ઓતપ્રોત એકમેક જ છે.** (આ સિદ્ધાંતને વધુ સ્પષ્ટ સમજવા હંસતા લેવા ગ્રંથનું ૨૫મું અંગ જોઈ લેવું.)

**कैवल अकल अरुप अदृष्ट, कारज द्वारे वेत्ता श्रेष्ठ;**
**महाअग्नि नभमे निजरूपे, प्रगट्यो तेथी सुर सरूपे. ॥३॥**

હે જિજ્ઞાસુ અંશ ! ઉપરનો સિદ્ધાંત સમજવા તારી વિવેકબુદ્ધિને સચેતન કર ! સકર્તા સત્કૈવલ અકળ, અરૂપ અને અદૃશ્ય છે. આ અકળ, અરૂપ અને અદૃશ્યમાંથી દૃશ્યરૂપ કૈવલવેત્તા હોઈ કારજરૂપ જગત સર્જવામાં શ્રેષ્ઠ છે, જેમ આકાશમાં અદૃશ્ય અરૂપ રૂપે મહાઅગ્નિ રહેલો છે તેમાંથી જ દૃશ્યરૂપે સૂર્ય પ્રગટ થયો છે.

**ते तिभिर त्रिलोकनु हरे, आद्य अग्न उजेस ना करे;**
**निज अग्नि कैवल सिद्धान्त, वेत्तानुं सुरीये दृष्टांत. ॥४॥**

વૈરાટમાં (વિરાટમાં) અદૃશ્યરૂપે રહેલા મહાઅગ્નિમાંથી દૃશ્યરૂપે ઉત્પન્ન થયેલો સૂર્ય ચૌદલોકમાં રહેલા અંધકારનો નાશ કરે છે. આ અજવાળું આકાશમાં રહેલો મહદ્ અગ્નિ કરી શકતો નથી, પણ તેનાથી વિશેષરૂપે ઉત્પન્ન થયેલો સૂર્ય જ સમસ્તલોકમાં પ્રકાશ પાડી અંધકારનો નાશ કરી શકે છે. આ દૃષ્ટાંન્તનો સિદ્ધાંત એ છે કે વૈરાટમાં રહેલા નિજ અદ્વૈત અગ્નિરૂપ સકર્તા સત્‌કૈવલને જાણવા અને તેમના વિશેષ અંશરૂપે ઉત્પન્ન થયેલા સૂર્યરૂપ કૈવલવેત્તા જાણવા (જેમ અવિગત અગ્નિમાંથી અંશરૂપે સૂર્ય ઉત્પન્ન થયો છે અને તેનાથી જ આ સમસ્ત વૈરાટમાં ગુણો આકૃતિ પામેલા દેખાય છે અને તેનાથી શીતોષ્ણતા વખતો વખત ઉત્પન્ન થઈ જગતના સુખદાયક તરીકે દેખાય છે, તેવી જ રીતે મહાન એક અદ્વૈત, અવ્યક્ત, અકળ, અવ્યયરૂપ સકર્તા સત્‌કૈવલમાંથી વિશેષરૂપે શુદ્ધ સોહંગ બ્રહ્મરૂપ ચૈતન્ય લહેર ઉત્પન્ન થયેલી છે જે જગતના જીવમાત્રનું જીવન છે. અને આ લહેરવડે જ ચૌદલોક સર્જાયેલા છે અને આ સમગ્રલોકને આ ચૈતન્ય લહેરે ધારણ કરેલા છે અને તે જ ચૈતન લહેર વડે જ સકર્તા સત્‌કૈવલને જાણી શકાય છે. આ ઉપરથી સૂર્યદૃષ્ટાન્તના ન્યાયે કર્તા હર્તા પરમશ્રેષ્ઠ પરમગુરુ કૈવલવેત્તા ભગવાન કરુણાસાગર પોતે જ છે.

**ते माटे दुरलभ भलवेता, जुगमे दान परमपद देता;**
**अहो महाभायग जे जनका, जी पाये वेत्ता कैवलका. ॥५॥**

આ ઉપરથી કહું છું કે ભલભલાને પણ કૈવલવેત્તા પ્રાપ્ત કરવા વા સમજવા દુર્લભ છે. જેને પરમપદ કહેવામાં આવે છે તે પદનું દાન માત્ર પરમકૈવલવેત્તા જ આપી શકે છે. અહો ! જેનાં મહાભાગ્ય હોય તે જ જન આ કૈવલવેત્તાને પામી વા ઓળખી શકે છે.

**धन्य धन्य देहधारी वेत्ता, उग्र पुन्य जुग आये हेता;**
**नहि यांहांके ए पुरुष पुराना, लेइ आये कैवल फुरमांना. ॥६॥**

આ જગતમાત્રના અતિઉગ્ર પુણ્યને લઈ તથા જગત જનોના હિતની ખાતર પંચભૂતાદિ શરીરને ધારણ કરી કૈવલવેત્તા સમસ્ત જીવોનું કલ્યાણ કરવા પધારેલા હોઈ તેમને અનંતવાર ધન્યવાદ છે ! આ મૃત્યુલોક આદિ ચૌદલોકમાં આ પુરાણા પુરુષોત્તમ પુરુષ જેવા કોઈ છે જ નહિ અને હોય પણ નહિ. તે સકર્તા સત્‌કૈવલે ફરમાવેલો જે હુકમ છે તેજરૂપ કૈવલવેત્તા, અર્થાત્ સકર્તાનો નિજહુકમ જે ચૈતન્યરૂપ લહેર છે તે જ તેમના

અંતર સ્વરૂપરૂપ હુકમ; જે સમસ્તલોકમાં વ્યાપકરૂપે હોવા છતાં કરુણાસાગરના પાત્રરૂપે જગતના અહોભાગ્યને લીધે દશ્યમાન તરીકે પંચભૂતાદિ પાત્રમાં પોતે ઝળકી ગયેલા છે, અને સકર્તા સત્‌કૈવલનો પરમલક્ષ સમજાવી ગયા છે.

जाहर जुगमे कहत पोकारी, कैवल लक्ष ग्रहो नरनारी;
तो पारांगत छीनमे पावो, बोहोरु भव संकट नव आवो. ॥७॥

સર્વજ્ઞ દિવ્ય પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર એટલા જ માટે અને આ કારણને લીધે જ જાહેર જગતમાં પોકાર કરીને કહે છે કે હે ઉજાગ્રત વૃત્તિના અંશો ! સકર્તા સત્‌કૈવલના પરમલક્ષ (કૈવલલક્ષ)ને ગ્રહણ કરશો અને એ લક્ષને, અંતરપટમાં યથાયોગ્ય સમજશો તો આ ભવરૂપ સાગરમાંથી પારંગત થતાં પળમાત્ર વાર લાગશે નહિ અને આ ભવસાગરમાં સંકટરૂપ જન્મમરણથી બચી જશો.

महामत ज्ञान अगाद अगोचर, परखे नहि जाकी मति भूचर;
भूचरमत कोहो क्यांहां ल्यौं कहीये, कैवलवेत्ता कोहो हंम लहीये. ॥८॥

આ કૈવલવેત્તા મહદ્ અગાધ અગોચર ગતિના હોઈ તેમને આ જગતના ભૂચરગતિના જીવો સમજી વા પારખી શકતા નથી. જેને હું ભૂચરગતિના કહું છું તે કોણ અને ક્યાં છે અને તેમની ભૂચરગતિ ક્યાં સુધી પહોંચી છે વા પહોંચે છે તે અને ત્યાર પછી કૈવલવેત્તા કેમ કરીને ઓળખાય એ વગેરેનો ખુલાસો આ ગ્રંથના આ અંગમાં કરું છું તે સાંભળો.

वेद कतेब कुरांन पुरांना, खट शास्त्रमत ज्यांहां ल्यौं ज्ञाना;
गीता आद्य एकादश शोधु, ते सरवे भूचरके भोदु. ॥९॥

વેદો, પુરાણો, કુરાનો, કિતાબો તથા શાસ્ત્રો વગેરેની જ્યાં સુધી ગતિ પહોંચી છે અને જે તે સિદ્ધાંતનું વર્ણન કર્યું છે તે તથા ગીતાની આદ્ય લઈ એકાદશ સ્કંધ સુધીનાં જે જે પદની ખોજ કરીને સિદ્ધાન્તો તારવી કાઢ્યા છે તે તમામ ભૂચર હોઈ ભૂચરના જીવોનો જ ભેદ ખોજેલો છે. અત્રે વર્ણન થતા, કહેવાતા, ઓળખાતા, એકંદરે દષ્ટ પદાર્થમાત્ર ભૂચર છે અને તે ભૂચર ચૌદલોક આદિ જગતમાં વસેલું છે એટલે કે આ સમસ્ત જગત ભૂચર છે અને તેમાં ઉત્પન્ન થતા નાના-મોટા જીવો ભૂચરનું જ વર્ણન કરી આ ભૂચરને જ સકર્તા તરીકે ઓળખાવરાવે છે. સકર્તા સત્‌કૈવલના સંકલ્પથી વા ચૈતન્યરૂપ લહેરથી ચલિત થઈને દશ્ય અદશ્ય જેટલા લોક ઉત્પન્ન થયા છે તે તમામ ભૂચર હોઈ જન્મમરણ ખાતાના છે.

**जे जे शास्त्र नाम आधारा, आरंभन मही गुन रखवारा;**
**तसमी तुरक माला धरे हिंदु, ए सरवे भूचरके भेदु.॥१०॥**

શાસ્ત્રકારોએ જે જે નામનો આધાર રાખી વિષયને આગળ લંબાવવા આરંભ કરેલો છે તેનું રક્ષણ કરવા ગુણોને જગતના રખેવાળ તરીકે ગણાવેલા હોઈ હિંદુઓ માળા લઈને તેમના ગુણ ગાય છે, અને મુસલમાનો તસબી લઈ પેગંબરોને ખુદાનું રૂપ સમજી તેમને વંદન કરે છે. આ બંનેની માન્યતા માનનાર પોતે અને જેને માને છે તે સર્વ ભૂચર હોઈ ભચૂરના જ ભેદુ એટલે કે ભોમિયા થઈ અવરનવર એક બીજાને સમરે છે. (એટલે કે ઈશ્વરો જગતને ભજે છે અને જગત ઈશ્વરોને ભજે છે. જગતના આગવા જનોએ ઈશ્વર સાથે એક જાતની સાંઢલ કરી હોય એવા ભાવ ભરેલાં પુસ્તકો જગતના વિદ્વાનોએ રચેલાં છે અને તેમાં વખતો વખત કહેવામાં આવે છે કે ભક્ત ભગવાનને ભજતો હોય તો ભગવાન પણ ભક્તને ભજે છે. આમ અવરનવર વાતોથી પુસ્તકનું કદ મોટા પ્રમાણમાં વધારી જગતના વિત્ત પર લૂંટ ચલાવવાની ખાતર ભવને ભંભેરી નાખ્યો છે.)

**नामरुप गुनके हरि गोचर, तीनके उपासी सहु भूचर;**
**सो कैवलवेत्ता क्यौं बूजे, जेसे अलुक ना दिनकर सूझे.॥११॥**

નામ, રૂપ અને ગુણવાળા જે ગોચરરૂપ હરિ છે તેમની ઉપાસના વા ભજન કરનાર માત્ર ભૂચર જીવો છે એમ જાણવું. આ પ્રમાણે જ્યારે આખોયે ભવ ભૂચર જીવોથી ભરાયેલો હોય અને તેમની ગતિમતિની લક્ષણાઓ પણ ભૂચર જ હોય તો પછી અનંત સામર્થ્યવાળા કેવલવેત્તાની બૂજ (કદર) આ ભૂચર જીવો કેવી રીતે કરી શકશે ? જેમ અલુક-ઘુવડ દિનકર એટલે સૂર્યને જોઈ શકતો નથી તેવી જ રીતે ભૂચરગતિના જીવો શુદ્ધ ગતિમતિને ખોઈ અજ્ઞાન-અંધકારવશ થયેલા હોઈ દિનકરરૂપ કેવલવેત્તાને જાણી શકતા નથી.

**सो कैवलपद केसे पावे, बंध्या सकल दुनिके दावे;**
**जप तप साधन संजम सेवा, रध्य सध्य सीधी उर अहंमेवा.॥१२॥**

કેવલવેત્તાની પરમસુજાણના અભાવે જગતમાત્ર કર્મકાંડની પાશજાળથી બંધાઈને જપ, તપ, સાધન, સંયમ, સેવા આદિ આચરે છે તેમ જ કોઈ કોઈ ઉરમાં અષ્ટસિદ્ધિ અને નવનિધિરૂપ સમૃદ્ધિ પ્રાપ્ત કરવા અહમેવભરી સાધક થઈ સાધે છે. આમ ભિન્ન ભિન્ન સાધકો દુનિયાના દાવમાં બંધાઈ ફસાઈ ગયા છે તો તેઓ કેવલપદ કેવી રીતે પ્રાપ્ત કરી શકશે ?

**मुद्रा पंच साधी सिद्ध क्हावे, यांहां ल्यौं सहु दुनिया के दावे;**
**दुनियां सो भूचर गत ठांने, विधि नखेदमे मन पतीआंने. ॥१३॥**

પંચમુદ્રાઓ સાધી સિદ્ધ કહેવરાવે છે ત્યાં સુધીના સર્વ દાવા દુનિયાદારીના છે. વળી આ દુનિયા ભૂચરગતિને જ જાણે છે, તેમજ આ ચૌદલોકની સમૃદ્ધિ મેળવવાની જપ તપ આદિ વિધિ, પતિપદ પ્રાપ્ત કરવામાં નિષિદ્ધ હોવા છતાં તેમાં જ તેમને પ્રતીતિ આવેલી છે, એથી જ આ ચૌદલોક ભૂચર હોઈ ભૂચરવશ થયેલા છે.

**खेचरकी गत नांही नां पेखे, सो कैवलवेत्ता क्यौं लेखे;**
**खेचर भूचर को पर धामु, कैवलवेत्ता के विसरामु.॥१४॥**

જગત ભૂચરગતિનું એટલે કે આધારે આધારે ચાલનારું છે અને ખેચર એટલે વિહંગમ (પક્ષી)ની માફક આધાર સિવાય અંતરિક્ષ ગમન કરનાર સ્વતંત્ર જેવા જે છે તે ખેચરગતિના બ્રહ્મજ્ઞાનીઓ જાણવા તથા કર્મકાંડથી લઈ જપ તપ પર્યંતના જેટલા જેટલા સિદ્ધાન્તો વા ઉપાસનાઓ છે તેમાં ગમન કરનાર કર્મવાદી ભૂચરગતિના જાણવા. આ ભૂચરગતિના તેમજ ખેચરગતિના પૈકી કોઈ કૈવલવેત્તાના મહદ્‌લક્ષને ઓળખી વા પામી શકતા નથી. આ કૈવલવેત્તાનું ધામ ખેચરભૂચરથી પર આવેલું છે અને તેમાં જ તેમનો વિશ્રામ છે.

**सो कैवलपद पावन चाहो, तो कैवलवेत्ता गुन ग्राहो;**
**हम कैवलवेत्ता है आदु; दुनिया गनत भक्त ओर साधु. ॥१५॥**
**केहं कुवेर भवकु करुपारा, जो कोहु चीने बचन हमारा. ॥१६॥**

ભગવાન કરૂણાસાગર કહે છે કે આ પ્રમાણે સર્વલોકથી પર છે એવું જે કૈવલપદ તે, હે ભગવતીજનો ! પામવાને વા પ્રાપ્ત કરવાને ચાહતા હો તો કૈવલવેત્તાના ગુણ ગ્રહણ કરી તેમનાં યશોગાન ગાવ, હું પોતે જ આદિ કૈવલવેત્તા છું. મારી ગમગતિને જગત નહિ જાણતું હોવાથી કોઈ ભક્ત કહે છે તો કોઈ સાધુ કહે છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે જો કોઈ મારાં આ વચનો ચીની ચીનીને જાણે તો હું તેને ભવપારંગત કરીશ.

##  બચન પડનાલિકાકે - અંગ-૩૩મું 

**हंम सोइ बचन बचन सोइ आपु, बचन हमारा हे निजजापु;**
**बचनही आद्य बचन सोइ अंता, बचन सकलमे श्रेष्ठ म्हेंमंता. ॥१॥**

વચનરૂપી શબ્દમાત્રા, દરેક માત્રા માં શ્રેષ્ઠ છે, અને તે ગતાકાશમાં શ્રેષ્ઠપણું ભોગવે

છે. તેવી જ રીતે મહદ્ શૂન્યમાં રહેલું ગુપ્તનાદ રૂપે રહેલું વચન ચૈતનતાની નિશાની છે. એ જ વ્યાપક ચૈતન તારું પોતાનું અકળ સ્વરૂપ જે વચનરૂપે હું રહેલો છું. તથા આપનપુરૂપ જે અંશ તેને પણ વચન વડે ઓળખાવરાવું છું અને નિજજાપ તે પણ મારું વચન છે. આદ્ય, મધ્ય અને અંતમાં વસતા સર્વલોકમાં વચન શ્રેષ્ઠ હોઈ મોટા મતવાળું છે.

**बचनही आरंभ बचनही पारा, बचन सकल घट बोलनहारा;**
**बचन सो वेद बचन सोइबांनी, बचन आधार धरन मंडानी. ।।२।।**

આરંભ થાય તે પણ વચન વડે અને પાર પામી જવું તે પણ વચન વડે જ તથા સર્વ ઘટોઘટમાં બોલનાર તે પણ વચન છે. વેદ તે વચન વડે અને વાણી તે પણ વચન વડે. તેમ જ આ સૃષ્ટિના મંડાણનો આધાર તે પણ વચન જ છે.

**बचन सो अग्न पवन ओरुपांनी, बचन परताप गगन रजधांनी;**
**बचनमे आश बचन सो निराशा, बचनमे भेद सकल परकाशा.।।३।।**

અગ્નિ, પવન અને પાણી એ વચનથી જ થયેલાં છે અને વચનના પ્રતાપે કરી આ ગગનની રાજધાની દેખાય છે. આશા રાખવી તે પણ વચને કરી અને નિરાશા થવી તે પણ વચને કરીને છે અને ભેદભરી વાત તે વચને કરીને છે તેમ જ વાતનો પ્રકાશ થવો તે પણ વચને કરીને છે.

**बचनही बीज बचन अंकुरा, बचनही पेढ शाखा ओरुमुरा;**
**बचनही पंड बचन ब्रह्मांडा, सप्त द्वीप छाया नव खंडा.।।४।।**

બીજ, અંકુર તથા પેઢ, શાખાઓ અને મૂળિયાં વગેરે વચન વડે જ છે. પિંડ તથા બ્રહ્માંડ તેમજ સાત દ્વીપ અને નવખંડ વચન વડે જ છવાયેલાં છે.

**बचनही मोक्ष बचन सोइ बंधा, बचनही थापे कालके फंदा;**
**धरम अरथ मोक्ष ओरु कांमा, ए थाप्ये सहु बचनके हांमा.।।५।।**

વચનથી જં મોક્ષ અને વચન વડે જ બંધન તેમ જ કાળનો ફંદ તે પણ વચન વડે જ સ્થપાયેલો છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પણ વચનની હિંમત વડે સ્થપાયેલાં દેખાય છે.

**सरग नरक ओरु चारु मुक्ति, ए सरवेइ बचनकी जुक्ति;**
**बचनही शास्त्र बचन सरोदा, बचनही मंत्र गुरु परमोदा. ।।६।।**

સ્વર્ગ, નર્ક અને ચાર પ્રકારની મુક્તિ આ સર્વ વચનની જુક્તિરૂપ છે. શાસ્ત્રો તથા

સરોદા તેમ જ મંત્ર એ પણ વચનરૂપ છે; તથા ગુરુ તેમજ કોઈને પરમોદવું એટલે સમજાવીને ખુશ કરવાપણું તે પણ વચન વડે જ છે.

**बचनही जीव थपे ओरुशिवा, बचनही इष्ट ओरु कुलदेवा;**
**बचनही पुन्य बचन सोइ पापा, बचन आशिष बचन सोइ श्रापा. ।।७।।**

વચન વડે જ જીવની વા શિવની સ્થાપના છે તથા ઈષ્ટદેવ અને કુળદેવ તે પણ વચન વડે જ સ્થપાયેલા છે. પુણ્ય તથા પાપ તેમજ આશીર્વાદ અને શ્રાપ તે પણ વચનનું જ પરિવર્તન છે.

**बचनही ऊंच बचन सोइ नीचा, बचनही बरना बरन परीचा;**
**बचनही स्थाप बचन सो उथाप, बचन सोहंमपद आपही आपा. ।।८।।**

ઊંચ-નીચની માન્યતા વચન વડે જ છે, વર્ણાવર્ણની જાતોનો પરિચય તે પણ વચન વડે જ છે. સ્થાપના તથા ઉત્થાપન તે પણ વચન વડે જ છે અને સોહંપદરૂપ જે આપનું આપ તે પણ વચન વડે જ છે.

**बचनही दीरघ बचन लघुताइ, बचन प्रताप अलेख लखाइ;**
**बचन बचन मे बहुविधि फेरा, एक दिनकर एक करे अंधेरा. ।।९।।**

દીર્ઘતા અને લઘુતાની સમજણ તે પણ વચન વડે જ છે. અલખ જેને ન લખી શકાય તેવાને પણ વચનના પ્રતાપે લખી શકાય છે. વચન વચનમાં ઘણો જ ફરક રહેલો છે. એક વચન દિનકર જેવું હોઈ અજવાળું કરે છે ત્યારે બીજું વચન અંધકારમય હોઈ પ્રકાશનો નાશ કરે છે.

**स्थावर जंगम जल थल रचना, सबमे हाल हजुरी बचना;**
**कही गुपता कही मुगता बोले, बचन चराचर सबघट डोले. ।।१०।।**

સ્થાવર, જંગમ આદિ જળ સ્થળની સઘળી રચના હાલહજુરરૂપ વચન વડે જ દેખાય છે, કંઈક ગુપ્ત સાધકો તથા મુક્તદશાના બોલનારા તેમ જ ચરાચર સર્વ ઘાટો માત્ર વચન વડે જ બોલતાં દેખાય છે.

**बचनही काहर बचनही शूरा, बचनही खंडित बचनही पूरा;**
**संस्कृत प्राकृत गीरवांना, सो सो सकल बचन परमाना. ।।११।।**

શૂરાપણું અને કાયરપણું એ વચન વડે જ છે તથા ખંડિતતા વા પૂર્ણતા તે પણ વચન વડે જ છે. સંસ્કૃત, પ્રાકૃત વગેરે સર્વવાણી વચન વડે જ પ્રમાણભૂત દેખાય છે.

**बचनही पुरुष बचन सोइ नारी, बचन निरालंब बचन विकारी;**
**बचनही करता बचन सो हरता, बचनको ध्यान सकल अरुधरता.॥१२॥**

પુરુષ અને સ્ત્રી વચન વડે જ ઓળખાય છે તથા નિરાલંબ તેમજ વિકારી એ પણ વચનથી જ સંબોધાય છે. વચન કર્તાહર્તા હોઈ સર્વલોક ધ્યાન માત્ર વચનનું ધરે છે.

**बचन गायत्री बचनही संध्या, मंत्र जंत्र सौ बचन आरंध्या;**
**बचनही साधन बचनही सेवा, तीरथ व्रत बचन फल मेवा.॥१३॥**

ગાયત્રી તથા સંધ્યા વચન વડે છે. મંત્ર, જંત્ર, તંત્ર એ સર્વ વચન વડે હોઈ વચનનું જ આરાધન કરે છે, સાધન તથા સેવા એ વચન વડે જ છે તેમ જ તીર્થ, વ્રતના ફળરૂપ મેવા તે પણ વચન વડે જ છે.

**बचन बिना नहि ठोरठेकांना, लोक चतुरदश सकल जांहांनां;**
**आद्य पुरुष अविगत अविनाशा, सो भी बचन मे करत विलासा.॥१४॥**

ચતુરદશલોકની આદ્ય લઈ જગત માત્રનું વચન સિવાય કંઈ ઠામ ઠેકાણું નથી. વળી આદિ પુરુષ અવિગત, અવિનાશી હોવા છતાં તે પણ વચન વડે જ વિલાસ કરે છે.

**कैवल सो बचनातीत काहावे, वा कोही लक्ष बचनमे पावे;**
**केहं कुवेर हम बचनके करता, बचनही वकता बचनही सुरता.॥१५॥**

સકર્તા સત્‌કૈવલ સર્વ પ્રકારના વચનોથી અલગ છે તો પણ તેમનો લક્ષ વચનમાં પ્રાપ્ત થાય છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હું વચનનો કર્તા છું; આ વચન જ વક્તા અને સુરતારૂપ છે.

## અથરવેદ મુસલમાંનીકો-અંગ-૩૪મું

**अब सुनीयो अथरका ज्ञाना, जामे अटके मुसलमाना;**
**चारु किताब लाये चारुंदा, चार मकाम ध्रडाये द्वंदा.** ॥१॥

હવે જે જ્ઞાનમાં મુસલમાનો અટકેલા છે તે અથર્વવેદનું હોઈ હું તેનો ખુલાસો કરું છું. ચાર જણે ચાર કિતાબો રચી ચાર મુકામ દૃઢ કરેલા હોઈ તેમણે પણ આ એક દ્વંદ્વ એટલે ઝઘડો ઊભો કરેલો છે.

ताइ हकीगत कहत हुं भाइ, सुनीयो अरथ सबे चित लाइ;
जेही जेही पीर अवलीया आये, भीन किताब मकान ध्रडाये. ॥२॥

તેમની હકીકતનો અર્થ કહું છું તે, હે ભાઈ ! ચિત્ત દઈને સાંભળો, જે જે પીર, ઓલિયાઓ આ તરફ આવ્યા છે તે ભિન્ન ભિન્ન કિતાબ અને મકાન દૃઢ કરાવી ચાલ્યા ગયા છે.

ताकी कहतहुं हम उतपानी, चार किताब प्रथम जो आंनी;
अंजीर किताब इसा अनुसारी, जभरुत मकान लियो उरधारी. ॥३॥

આ ચારે કિતાબની પ્રથમ ઉત્પત્તિ કેમ અને કેવી રીતે થઈ તે કહું છું. પ્રથમ ઈંજીલ (બાઈબલનો નવો કરાર) કિતાબના રચનાર ઈસુ (ઈસુ ખ્રિસ્ત) હોઈ તે ખ્રિસ્તી ધર્મના પ્રવર્તક તરીકે ઓળખાયા અને તેમના સિદ્ધાન્તના છેવટે ઝબરૂત નામના મકાનનો નિશ્ચય કરાવી તેમણે સર્વને ઉરમાં ધારણ કરાવ્યો છે.

मुसा आये मलकुल ठेकाना, जंबुर किताब सुनवाये ज्ञाना;
दाहुदने नासुत द्दढावा, तोरेन किताब वांहांसे लावा. ॥४॥

મૂસા (યહુદી ધર્મના પ્રવર્તક) મલકુત ઠેકાણેથી આવ્યા અને જંબુર કિતાબનું જ્ઞાન સંભળાવ્યું. દાહુદ (યહુદી)નું ઠેકાણું નાસૂત હોઈ ત્યાંથી જ તોરત કિતાબ (યહુદીઓનું ધર્મ પુસ્તક) અહીં લાવેલા છે.

महमुद नबी लाहुतते आये, फुरकांन किताब जांहांन सुनवाये;
चार किताब चास्दे लाइ, चार मकान रहे उरझाई. ॥५॥

મહમદનબી એટલે મહમદ પેગંબર (ઈસ્લામના પ્રવર્તક) લાહુતથી આવેલા હોઈ તેમણે કુરાન શરીફ ફુરમાન કિતાબ (ખુદાની આજ્ઞા) આ જગતને સમજાવ્યો છે. આ ચાર કિતાબ આ ચાર પેગંબરો લાવેલા હોઈ તેમણે દૃઢ કરેલા આ ચાર મકાનમાં તેઓ અટકેલા છે.

तीनके राह कहतहुं भाइ, जे जिनके अस्थल अनुराइ.
राह सरीयत प्रथम परवांना, किया अतबार जभरुत ठेकांना. ॥६॥

હે ભાઈઓ ! આ ચાર પેગંબરોએ જે ચાર મકાન (ધામ) નક્કી કરી દૃઢ કરાવ્યાં છે તે તે સ્થાનરૂપ ધામમાં તેમનો અનુરાગ છે, તેમના તે તે મકાનમાં જવાના રસ્તા વગેરેના કાયદાઓ કહું છું તે સાંભળો. પ્રથમ હુકમ લાવનાર ઈસા પેગંબરે શરિયતનો રાહ એટલે

ધાર્મિક નિયમોનો રાહ બાંધી આ સર્વનું છેવટ જભ્રૂત ઠેકાણું છે એમ ઈતબાર એટલે વિશ્વાસ મુકાવ્યો છે.

दुजा त्रीखत राह कहाई, मलकुत मकांन ठेकांन जमाइ;
त्रीजा राह हकीगत चीना, ना सुत मकान लगे लोलीना. ॥७॥

બીજા મૂસા પેગંબરે ત્રિખત નામનો રસ્તો નક્કી કર્યો અને મલકૂત મકાન (દેવલોક) એ સર્વનું છેવટ ધામ છે એમ જાહેર કર્યું છે. ત્રીજા દાઉદ પેગંબરે હકીગત નામનો રસ્તો ચીનેલા હોઈ નાસુત મકાંન સુધી પહોંચ્યા છે અને તેમાં જ તેઓ લોલીન એટલે તલ્લીન થઈને રહેલા છે.

कहत चतुरतो मारफत राहु, लाहुत मकान अति परवाहुं;
राह किताब मकान जो कहीया, मुसलमान यांहां ल्यौं विलमइया. ॥८॥

ચોથો મારફત નામનો રસ્તો મહમદ પેગંબરે નક્કી કરેલો હોઈ લાહુત મકાન અતિ છેવટ માની તેમાં જ નિવાસ કર્યો છે. આ મકાનો (ધામો) અને તેને પામવાના રસ્તા જે પેગંબરોએ કહ્યા છે ત્યાં સુધીની જ સર્વ મુસલમાનોની માન્યતા હોઈ તેમાં જ તેઓ વિરામ પામ્યા છે એટલે કે અટકેલા છે.

पंचमो मकान हाहुत कहाइ, बारहजर रुंहुं वांहां ते आइ;
सो जुगमांही कहाये बंदा, पूजाये बड होय पीरंदा. ॥९॥

પાંચમાં હાહુત નામના મકાનમાંથી બાર હજાર રૂહ એટલે કે જીવાત્માઓ આવેલા છે અને તે જગતમાં ખુદાના બંદા તરીકે ઓળખાયેલા હોઈ મહાન પીર તરીકે પૂજાયા છે.

हाहुत मकान गुपत अप राख्या, चार मकान दुनीमे भाख्या;
पीर अवलीया हाहुत राचे, अल्लाह हुलाह सांइयां मम साचे. ॥१०॥

આ લોકોએ હાહુત મકાન ગુપ્ત રાખેલું હોઈ માત્ર ચાર જ મકાનોનો દુનિયામાં પ્રકાશ કરેલો છે. આ બાર હજાર પીર આવી ગયેલાં હોઈ હાહુત મકાનમાં રહેલા છે, અલ્લાહીલ્લા એ જ મારા સાંઇરૂપ ધણી હોઈ સાચા છે તેમ તેઓ કહે છે.

सांइयाका देदार कवलीया, दुनिया बुजत कोहो अवलीया;
केहेतही पीर अवलीया एसे, हाहुत मकान जकर जौं जेसे. ॥११॥

હે ઓલિયાઓ ! તમે ખુદાના બંદારૂપ છો. વળી દુનિયા જાણે છે કે તમે ખુદાના

પીર છો તો ખુદાનો દેદાર કેવો છે તે કહો ? જે ઉપરથી ખુદા કેવા છે તે દુનિયા સમજી શકે. આમ પૂછતાં પીરમાત્ર ખુદાના પ્રત્યક્ષ દેદારનાં દર્શન કરાવતા નથી પરંતુ હાહુત મકાન વિષે જે હકીકત કહી છે તેવા જ આશયનો ઉત્તર આપે છે.

हजरत देह देदार न देख्या, तो केसे हम केहे तीन भेखा;
नजरे ने देखा परदे बोल्या, तो केसे चीने हम चोला. ॥१२॥

કોઈ ઓલિયા, પીર વા હજરતે ખુદાના દેહરૂપ દેદારને નજરે જોયો નથી તો પછી આ મુસલમાન માત્રનો ભેખ ખુદાના નામ પર ધારણ કરેલો છે એમ માનવાને શું કારણ હોઈ શકે ? તેઓ તો કહે છે કે નજરે દીઠા નથી કારણ કે તેઓ પડદે રહીને બોલ્યા છે, એથી જ તેમનો ચોલો (દેહ) કેવો છે તે અમે ચીની શક્યા નથી.

परदे रही सुकन जो कहाढया, सो हंम हीरदे लख्या अति गाहाढा;
सो फुरमान लेई हंम आव्या, बाद किताब कुरान द्रढावा. ॥१३॥
सुनो मुसलमान कहत कुवेरा, यौं बोले सब पीर तुमेरा. ॥१४॥

વળી તેઓ કહે છે કે આ પ્રમાણે પડદે રહીને જે શુકનો કાઢ્યા છે તે જ અમારા હૃદયમાં લખીને અતિ ગાઢ કરેલા છે. તે જ ફરમાનો લઈને આ તરફ આવ્યા બાદ અમોએ કુરાન તેમ જ કિતાબોમાં લખીને દૃઢ કરાવ્યાં છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હે મુસલમાનો ! તમારા સર્વ પીર પેગંબરો આ પ્રમાણે જ બોલેલા છે.

## મહંમાયા હુરમા છલકો - અંગ-૩૫મું

सो हंम कहत सुनो मुसलाना, परदेके साहेबका ज्ञाना;
परदे रही हुरमा महंमाया, चौदलोक जीनीये भरमाया. ॥१॥

હે મુસલમાનો ! તમારા પીર પેગંબરો પડદે રહીને બોલનાર ખુદાનું જે જ્ઞાન લાવ્યા છે તે વિષે કહું છું તે સાંભળો. પડદાની અંદર રહી બોલનાર મહંમાયા (મહામાયા) હુરમા છે. આ હુરમા જ ચૌદલોકને ભરમાવનારી છે.

राम रहीम आप होइ बेठी, छलबल कारन परदे पेठी;
तुमकु छलिया काजी मुल्ला, परदे हुरमा आप रसुल्लां. ॥२॥

છળબળને કારણે આ હુરમા પડદે પેઠેલી હોઈ રામ તથા રહીમ તે પોતે જ થઈ

બેઠેલી છે. હે કાજી મુલ્લાંઓ ! તમોને તેણે જ છેતરેલા હોઈ પડદે રહેનાર હુરમા હોવા છતાં પોતે રસુલ થઈ બેઠી છે.

**खुद खुदा तुमहु नहि चीना, जिने परदे विसवास रहीना;**
**चार किताब किनी तुम जेही, परदेकी बानी चीन लेही. ॥३॥**

પડદાની પાછળ કોણ બોલ્યું તે સંબંધી વિચાર કર્યો હોય તેમ જણાતું નથી; કારણ કે જો ખાતરી કરી હોત તો પડદાની અનુમાનવાળી વાતો પર વિશ્વાસ મૂકત નહિ.પણ તેમ નહિ કરતાં આ હુરમાનાં વચનો ખુદ ખુદાનાં વચનો છે એમ માની તેના ઉપર વિશ્વાસ રાખી તમે પડદાની વાણી ચીનીને ચાર કિતાબ રચેલી છે, આમ તમે ખુદ ખુદાને ચીનેલા નથી.

**परदेहे सो तो हंम किनी, महंमाया तुमहु नहि चीनी;**
**हाल हजुर ना देख्या नजरे, ज्ञान किताब परे क्यौं मजरे. ॥४॥**

આ પડદાની પાછળ કોણ હતું ? તે મેં કહ્યું તે હુરમારૂપે મહંમાયા (મહામાયા) હતી. તે બોલનાર કોણ હતું અને કેવું હતું તે પણ તમોએ જાણ્યું નથી. આમ હાલહજૂર ખુદાને નજરે દીઠા સિવાય રચેલી કિતાબોનું જ્ઞાન શું કામ આવશે ?

**देखी खोज तमारी मुल्लां, केसे जुग भरमावो भुलां;**
**जेसे पंडित तेसे काजी, दोनु बके कालकी बाजी. ॥५॥**

હે મુલ્લાંઓ ! તમારી ખોજ જોઈ. તમો શા માટે જગતને ભરમાવી ભૂલું પાડો છો ? હિંદુઓમાં જેવા પંડિતો તેવા જ તમારા કાજીઓ હોઈ એ બંનેએ જે બાજી રચેલી છે તેનું કાળ ભક્ષણ કરી જાય એમ છે.

**सांइयांकी दरगाव हे दुरी, कोउक पहोंचे हाल हजुरी;**
**पीर अवलीया हाहुत अटक्या, राह मोहोरीयत मांही भटक्या. ॥६॥**

સાંઇરૂપ ધણીની દરગાહ ઘણી દૂર હોઈ આ હજૂરમાં કોઈક જ પહોંચી શકે છે. આ પીર તથા ઓલિયા હાહુત સ્થાને ટકેલા હોઈ મોરીયત રાહમાં હજીએ ભટક્યા કરે છે.

**तीनके परहे पंच मकाना, खुद खोदा जांहां बसे निदाना;**
**सो पंचनका करुबखांना, जिनके जीवा जांहांन अयांना. ॥७॥**

હાહુતની ઉપર બીજાં પાંચ મકાન આવેલાં છે તે પૈકીનાં પાંચમા મકાનમાં નિદાન

ખુદખુદા વસે છે. આ પાંચ મકાન જેનાં હું વખાણ કરું છું તેનાથી જગતના જીવો અજાણ્યા રહેલા છે.

**हिंदु सो ओर मुसलमाना, दोहुनका हम जानत ज्ञाना;**
**एकनक पीर एकनके देवा, केहं कुवेर जो समजे भेवा. ॥८॥**

સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હિંદુ અને મુસલમાન સર્વનું જ્ઞાન હું જાણું છું. તેમનામાં ભેદમાત્ર એટલો જ છે કે હિંદુઓમાં જેવા દેવ છે તેવા જ મુસલમાનોમાં પીર છે.

## અગમદેશ મુકામો-અંગ-૩૯મું

**अबके बचन कहुं गंभीरा, जानत नहि खुदरतके पीरा;**
**हे हंम तालब कादर आदु, हिंदु भेख बनाया साधु. ॥१॥**

હવે હું ગંભીર વચનોનો ઉચ્ચાર કરું છું જે વચનોને કુદરતના પીર પગંબરો પણ જાણતા નથી. હું આદિ કાદરરૂપ સકર્તા સત્‌કૈવલનો તાલબ એટલે ઈચ્છારૂપ હાથ હોઈ આ હિંદુરૂપ ભેખમાંથી સાધુઓ બન્યા છે.

**कादर कुदरतका कहुं ज्ञाना, कादर कीरता कुदरत जाहांनां;**
**कुदरत सो कादरते सुरजी, चार मकाम किताबमे उरजी. ॥२॥**

કાદર અન કુદરતનું જ્ઞાન કહું છું તે સાંભળો. કાદર તે કિરતાર હોઈ આ જહાન એ જ કુદરત છે; પરંતુ ખરા કાદરના જ્ઞાનના અભાવે આ કુદરતને કાદર સમજેલા છે. એથી જ કુદરતરૂપ જે ચાર મકાનોનો(ધામોનો) ઉલ્લેખ કિતાબમાં કર્યો છે તેમાં જગત અંજાઈ ગયેલું હોવાથી ત્યાં જ અટકેલું છે.

**हाहुतके रुहु तीनके पीरा, पंच मकान लगे मत धीरा;**
**सोहुंवाहुंत छठा मकानां, सो उनहुने नांही पहेचांना. ॥३॥**

હાહુત મકાનમાંથી જે રૂહ એટલે આત્માઓ આવ્યા તેઓનો મત પાંચ મકાનો સુધીનો હોઈ તેઓ પીર તરીકે ઓળખાયા છે. તેઓ 'સોહુવાહુત' નામના છઠ્ઠા મકાનને ઓળખી શક્યા નથી.

**तीनके राह कहत हंम सोइ, धांन दोउ वरीयत सुरत परोइ;**
**मकान सप्त मोहे जाहुता, घोरत नाद शब्द अद्‌भुता. ॥४॥**

આ છઠ્ઠા મકાનની પ્રાપ્તિ માટે ધ્યાન દઈ વરીયતરાહમાં સુરત પરોવી લક્ષમાં લેજો

જેથી સમજાશે. સાંતમું મકાન મોહજુહુતા નામનું હોઈ જેમાં શબ્દના નાદો અદ્‌ભુત પ્રકારે ઘોર મારતા સંભળાશે.

**तीनके राह फबीरे जोरा, चंद सुर जांहां टगटगी बोहोरा;**
**कहत अष्टमो नुरत निशांनी, सुरत अंकुर रहत उनमांनी.॥५॥**

આ સાતમા મકાનની પ્રાપ્તિનો રાહ (રસ્તો) ફબીરેજોરા નામક હોઈ ત્યાં ચંદ્ર અને સૂર્ય જેવા અનેક ટગટગી આંખે જોઈ રહેલા ઊભા છે. આ સાતમા મકાનની ઉપર આઠમું મકાન નુરત નિશાની નામે હોઈ તે નુરતનું છેવટ નિશાન છે, જ્યાં સુરતા લીન થઈ અંકુરવત બીજગરૂપે ઉન્મનીમાં મળી જઈને નુરતારૂપે એકમેક થઈ જઈ નુરતાસુરતા સમરસ ભાવેનુરત નિશાન સ્થાનમાં લાગી રહે છે.

**तीनके राहा महा चककचुरा, हीरंब्रंद सौ महासुरा;**
**नवमो सेहेज मजुद मकांना, तीनके राहा मरुवत जो जांना.॥६॥**

આ આઠમા મકાનની પ્રાપ્તિનો રસ્તો મહાચકચુર નામક હોઈ ત્યાં મહાન દેવતાઈ હીરંબર હંસપુરુષો રહ્યા છે. આ આઠમા મકાનની ઉપર નવમું સહેજાસહેજ દશાવાળું મજુદ મકાન આવેલું છે અને તેનો રાહ મરૂત નામક છે. જો આ રસ્તો જાણવામાં આવે તો જ આ નવમા મકાનમાં પ્રવેશ થઈ શકે તેમ છે.

**नवे मकान नीचे निज हुरमा, तीनके अमी झरत नित्य नुरमा;**
**सो नुर तम नरतो मुसलांना, फजर उठी फोगट फुसलांना.॥७॥**

આપણે અત્યાર સુધી જે નવ મકાનો વિષની વાતો ખુલ્લી કરી બતાવી છે તે તમામમાં જેને હિંદુઓ મહામાયા નામથી ઓળખે છે અને મુસલમાનો હુરમાં તરીકે માને છે તેનો જ અમલ હોઈ સર્વત્રને તેનું જ રૂપ દેખાય છે. આ બધા લોક આ માયાના શણગારરૂપ હોઈ તેના પોતાના અનુરાગ પ્રમાણે તે લોકને તજે છે અને સજે છે. આ હુરમારૂપ માયાના અનહદ નૂરમાંથી નિત્યપ્રતિ અમી ઝરતી હોઈ તેનાથી અસંખ્ય લોક પોષાઈને તૃપ્ત થયેલા છે. હે મુસલમાનો ! આજ નૂરને તમે નીરખો છો અને વહેલા ઊઠીને બાંગ પણ તેની જ પોકરો છો, (જગત જે દ્રવ્યોથી રચાયું છે તે દ્રવ્યોના ઉત્પત્તિ સ્થાનનાં મૂળ તપાસતાં માયાના મૂળિયા રૂપ આ હુરમા દેખાય છે અને આ સમસ્તલોકના ઘાટ આ માયાના જ ગર્ભમાં પરિપક્વ થયેલા છે. જેમ જેનાથી જે ઉત્પન્ન થાય તે તેના જ આધાર વડે જીવી શકે છે. તેમ માયાથી ઉત્પન્ન થયેલું જગત માયારૂપ જગત મયારૂપ આધાર વડે જીવે છે. એથી જ સર્વલોકના પોષણરૂપ હોવાથી તે જગતની માતા છે. આ

માતાના આવતા પોષણથી જગત હૃષ્ટપુષ્ટ થયું છે. આ પુષ્ટ થયેલા શરીરમાં માતાના પોષણથી ઉત્પન્ન થયેલું લોહી વહે છે. આથી જ જગતમાત્ર સ્વાભાવિક રીતે જ માતારૂપ માયા તરફ આકર્ષાતું હોઈ એ પાયામાં જ ભૂલું પડેલું છે અને ભૂલું પડેલું જ છે.) એથી જ નિત્યપ્રતિ કર્મ વડે જગતમાત્ર અનેકરૂપે આ માયાને જ ફોસલાવવા મથી રહેલું છે અને માયા પોતે પણ પોતાની જાળમાંથી ખસી ન જાય એટલા માટે સંસારનો બહુરંગી ફાંદો નિત્ય સજતી જ જાય છે.

**तुम नहि चीनत सो खुद खुदा, करत कुरान बातनका सोदा;**
**नवे अस्थल खुदरत खुदजाकी, अबके हकीगत कहु में ताकी. ॥८॥**

એટલા જ માટે ઉપર પ્રમાણે ન્યાયે કરીને ખુદ ખુદા કોણ છે તે તમોએ જાણ્યા નહિ એથી જ કુરાન એ કૃતરૂપ કુદરતની વાતોનો સોદો છે. આ નવે મકાનરૂપ ધામ કુદરતરૂપ હોઈ તેના રચનાર ખુદ ખુદા છે. હવે આ ખુદા ક્યા છે અને કેવા છે તે વિષેની સઘળી હકીકત કહું છું.

**हे दशमे अल्ला हकताला, राह चुंबक अबस्त विसाला;**
**झहुर दीप अमीरत बरनां, राम रहीम पलोटे चरनां. ॥९॥**

આ નવ મકાનોની ઉપર દશમો તબક્કો આવેલો હોઈ તેમાં અલ્લાતાલા રહે છે. તેનો રાહ ચંબુક અબરૂત કરીને અતિ વિશાળ છે. વળી જહુર દીપ એટલે આ તબક્કો અતિ દેદિપ્યમાન હોઈ આ ભૂમિકા અમીરત એટલે અમૃતના વર્ણનવાળી છે. આ સ્થળે રામ રહેમાન જેવા આ ચરણ પકડીને સાષ્ટાંગ દંડવત્ કરી આળોટે છે.

**हिंदु ब्रह्म कहतहे सोइ, मुसलमानके अल्ला ओइ;**
**नामे दोहुनका मत न्यारा, निजपद आद एक किरतारा. ॥१०॥**

હિંદુઓએ જે બ્રહ્મ નક્કી કર્યું છે તેને જ મુસલમાનો અલ્લા કહે છે. આમ બંનેના પૃથક પૃથક નામને લીધે બંનેના મત ન્યારા ન્યારા છે પરંતુ સર્વના નિજપદરૂપ એક આદિ કિરતાર આ બંનેના મતથી ન્યારા છે.

**नुरी नीराजण पुरुष अनेक, तांहां धाममे बसत विसेक;**
**सोहं सोहं अल्लाहीलोमलंग, एही गुजारत नवाज मुलां मलंग. ॥११॥**

આ સર્વના મૂળ કારણરૂપ પરમધામમાં નૂરીરૂપ અને નીરાજણરૂપ અનેક હંસો વિશેષરૂપે વાસ કરીને વસે છે. આ હંસરૂપ મસ્તમુલ્લાંઓ આ ખુદ ખુદાની બાંગ

પોકારી વા નમાજ પઢી સોહં સોહં અલ્લાહીલોમલંગ એમ કહીને અખંડ ધૂન મચાવી રહે છે.

**सांइया सेहेज तखत पर राजे, रोम तेज कोटि सुर लाजे;**
**सो खोदा खुदरत सब जाकी, अजुज अगाह रक्षा नहि बाकी. ॥१२॥**
**सो हक कादरका फुरमांना, कुवेर फकीर लाये अवल देवांना. ॥१३॥**

સાંઈરૂપ ધણી સહેજાસહેજરૂપ તખત પર બિરાજેલા હોઈ તેમના એક રોમના તેજ આગળ કરોડો સૂર્ય લજ્જા પામે છે. એ જ ખરા ખુદા હોઈ રક્ષણમાં કંઈ પણ બાકી રાખ્યા સિવાયની અતિ જતમત, અગાધ, સમજી ન શકાય તેવી વહાલવાળી આ બધી કુદરત તેમનાથી સર્જાયેલી છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ સર્વલોકના ખરા હકદાર ખુદ ખુદા તે જ છે અને તેમનાં જ ફરમાવેલાં ફરમાનો આ અવલ ઠેકાણેથી આ કુવેરરૂપ ફકીર જ લાવેલા છે.

## કૈવલધામ બરનનકો - અંગ-૩૭મું

**तीनके परहे अधर जलीचा, अवरण दीप सुधारस सीचा;**
**आसन अचल अवीगत गतना, बरनन रहित जडे जांहां रतना. ॥१॥**

ઉપરના અંગમાં જે આપણે વર્ણન કરી આવ્યા તેમાં છેવટમાં છેવટ સકર્તા સત્‌કૈવલનું અધર તખ્ત આવેલું છે. આ તખ્ત અણમૂલ્ય રત્નોથી જડેલું હોઈ જેનું વર્ણન કરવું મુશ્કેલ છે. એવું અતિ દેદિપ્યમાન હોઈ સુધારસ એટલે મહદ અવ્યક્ત અગોચર સોહંગ બ્રહ્મ મહાસાગરમાંથી ઊઠતી ચૈતન્ય લહેરોથી આ તખ્તની ચારે બાજુ સિંચાયેલી છે જેથી આ મહાસાગરમાંથી ચૈતન્યરૂપ લહેરોનાં ઉછળતાં મોજાંઓથી આ અતિ દિવ્ય તખ્ત અનહદ દીપી ઊઠેલું હોઈ એ સકર્તા સત્‌કૈવલનું પરમદિવ્ય અવિગત ગતિનું અચળ આસન છે.

**तीनकी उपमा कहा मम दीजे, पहोंचे नहि अनुभव बुद्धि छीजे;**
**तांहां बेठे निज करता कैवल, अकरत कुदरत रहित एकलमल. ॥२॥**

શ્રી ભગવાન કરુણાસાગર કહે છે કે આ સકર્તાના અતિ દિવ્ય તખ્તનું હું વર્ણન કેમ કરીને કરી શકું! કારણ કે જ્યાં અનુભવ પહોંચતો નથી અને બુદ્ધિનો ઠેકો લાગતો નથી એવા આ પરમ દિવ્ય તખ્ત ઉપર અકર્તા વા કર્તા બંને પક્ષેથી રહિત એવા એકલમલ સકર્તા સત્‌કૈવલ બિરાજેલા છે.

**अगमदेश अविगतका आदु, जनम मरण नहि वादविवादु;**
**देश काल नहि जांहां मत नांहांना, कैवल आद एक पद स्थांना. ।।३।।**

આ દેશ અગમ્ય છે તે અવિગત હોઈ સર્વલોકના આદિસ્થાનરૂપે ત્યાં જન્મમરણ કે વાદવિવાદ કોઈ પ્રકારના નથી. તેમ જ ત્યાં દેશકાળ કે નાનાવિધ મતમતાંતરો નથી કારણ કે આદ્યમાં આવેલા કેવલ એક અદ્વૈત પદ રૂપ સ્થાનવાળા જ છે.

**पक्ष न पात्य ना देवन दुजा, कैवल एकही अद्वैत पूजा;**
**जांहां नहि त्रिगुण शक्ति विलासा, पोहोंचत नहि जांहां जोत प्रकाशा. ।।४।।**

આ પરમ અલૌલિક ધામમાં એક અદ્વૈત સકર્તા સત્‌કેવલ છે અને તેમની પૂજા તે પણ એક અદ્વૈતરૂપે છે કારણ કે ત્યાં કોઈ બીજા દેવતા છે જ નહિ આ સબબને લીધે (સંબંધિત કારણ) ત્યાં કોઈ પણ પ્રકારનો પક્ષપાત નથી. વળી ત્રણ ગુણ તથા શક્તિનો વિલાસ પણ ત્યાં નથી તેમ જ જ્યોતિનારાયણનો પ્રકાશ પણ ત્યાં પહોંચી શકતો નથી.

**काल न करम न धरमना धोखा, चारुमुक्ति ना पहोंचत मोखा;**
**रेण्य दिवस नहि सूरज चंदा, विधि नखेद द्वैत नहि द्वंदा. ।।५।।**

આ ગુપ્ત સકર્તાના પ્રદેશમાં કાળ, કર્મ, અને ધર્મના જોખાવાળી ધાસ્તી (બીક) નથી. વળી આ છેવટ આવેલા ધામને મોખરે ચાર મુક્તિઓનો લાગ પહોંચી શકતો નથી; તેમ જ ત્યાં ચંદ્ર સૂર્ય છે જ નહિ જેથી રાત્રિદિવસ થતાં નથી. વળી ત્યાં વિધિ એટલે વર્ગવાળી કોઈ પણ પ્રકારની ક્રિયા નથી તથા નખેદ (અશુભ) પણું ન હોઈ દ્વૈત (બે વસ્તુ) વા એટલે ત્યાં દ્વંદ્વ એટલે ઝગડો પણ નથી.

**हद बेहद्य नहि आद्य न अंता, सतगुरुलक्षे लहे कोइ संता;**
**आरन पारन दुरन नेडा, हे जौंका त्यौं पुष्ट परोडा. ।।६।।**

આ કેવલધામમાં હદ બેહદ પણ નથી તેમ જ આદ્ય અને અંત પણ નથી. આમ છે છતાં કોઈ સંત સદ્‌ગુરુલક્ષ વડે તેને જાણી શકે તેમ છે. આ જાણરૂપ જાણવાનું પદ આરપાર એટલે કે આ બાજુ તથા તે બાજુ સિવાયનું હોઈ દૂર પણ નથી તેમ જ પાસે પણ નથી. આમ આ પદ સમજવાનો કોઈ પણ પ્રકાર આ પ્રમાણેના ન્યાયે કરીને નથી. ત્યારે સમજવું કેવી રીતે ? તેનો જવાબ એ છે કે આ સકર્તા પદ અડોલ, અદ્વૈત, સહેજાસહેજરૂપ હોઈ જેમ છે તેમ જેવું છે તેવું સંપૂર્ણ પુષ્ટપરોડા એટલે અતિ પ્રૌઢ, ગતિએ ભરપૂર ઠસરસ

હોઈ જેમાં કંઈ પણ વધઘટ થતી નથી એવું આ અતિ દિવ્ય પદ હોઈ સત્‌ગુરુ લક્ષ વડે જ તેને સમજી શકાય છે.

**जाप न जोग न भोग न भेदा, व्यापक वस्त न छे छ न छेदा;**
**पूरण पुरुष न पोमी न शून्य, सधर सबीजन वाच न मुन्य. ॥७॥**

આ સકર્તા સત્‌કૈવલનું ધામ સંપૂર્ણ હોઈ ત્યાં પૃથ્વી તથા આકાશ નથી અને ત્યાં જાપ, જોગ તથા ભોગ આદિ કોઈ ભેદીને જઈ શકતું નથી તેમ જ ત્યાં છોછછોછ નથી પરન્તુ સકર્તા સત્‌કૈવલ ગતિરૂપ વસ્તુએ વ્યાપક હોઈ આ સમસ્ત લોકને ધારણ કરવાવાળા છે. વળી તે વાચાવાળા નથી તેમ જ મૂન્ય પણ નથી.

**स्वयंग सरुप अरुप अपारा, अक्रत क्रत न्यारेका न्यारा;**
**एसा हे कैवलपद अघरा, बूज शके कोउ संतही सुघरा. ॥८॥**

આ સકર્તા સત્‌કૈવલ રૂપ તથા અરૂપથી રહિત હોઈ સ્વયં પોતે જ સ્વ રૂપે પારાવાર છે, તે કૃત અકૃતથી ન્યારાના ન્યારા જ છે. આ પ્રમાણે કૈવલ પદ અતિ અઘરું હોઈ કોઈ સુઘડ અને જ્ઞાન સંત જ તેને જાણી શકે છે.

**ओर सकल बाटंनमे अटक्या, जप तप संजम नेममां लटक्या;**
**जड आराधे पूजा पाती, सो सरवे चैतन के घाती. ॥९॥**

સુઘડ સંત સિવાય નહિ સમજનારા સર્વલોક કર્તાના આન્ય રસ્તામાં અટકી જઈ કોઈ જપમાં તો કોઈ તપમાં. કોઈ સંયમમાં તો કોઈ નિયમમાં લટકી રહેલા છે. આ પ્રમાણેના જડ સાધનોનું આરાધન કરનાર તથા પુષ્પપત્ર વગેરેથી પૂજા કરનાર માત્ર મહાન આત્મઘાતી હોઈ તેઓ આ સકર્તાપદને જાણી શકેલા નથી.

**चैतन घात करी जड पूजे, सो केसे निज पदकु बूजे;**
**जड पूजे वाकु जड द्रष्टि, लखे नहि चैतन उतकष्टी. ॥१०॥**

આમ ચૈતન્યરૂપ આત્માનો આત્મઘાત કરી જડ પૂજનારાઓ નિજસકર્તા સત્‌કૈવલના પદને કેવી રીતે જાણી શકે ! વળી જડ પૂજનારાઓની દૃષ્ટિ પણ જડ હોય છે એથી જ ઉત્કૃષ્ટ ચૈતન્યરૂપ લક્ષને લક્ષમાં લઈ શકતા નથી.

**बिन उतक्रष्ट कर्मनहि कटही, कर्म कटे बिन फंद न फटही;**
**फेंद फटे बिन फारगत कांही, बिन फारगत आत्मगत नांही. ॥११॥**

આમ ઉત્કૃષ્ટચૈતન્યરૂપ ન થવાય ત્યાં સુધી કર્મો કાપી શકાતા નથી અને કર્મ ન કાપી

શકાય તો માયાનો ફંદ ફાડીને નીકળી શકાય નહિ. આમ ફંદને તોડે નહિ તો આ ભવના જન્મમરણની ફારગતી ક્યાં થાય તેમ છે ? અને જ્યાં સુધી ફારગતી ન મેળવે ત્યાં સુધી આત્મગતિનું પરમસુખ મળી શકતું નથી.

**बिन आत्मगति ना गतिज्ञाना, ज्ञान बिना जड जीव अयांना;**
**एही परकार जीवगत सबकी, स्त्रष्ट रची शक्ति जा जबकी. ।।१२।।**

જ્યાં સુધી આત્મગતિ ન થાય ત્યાં સુધી જ્ઞાન થતું નથી અને જો જ્ઞાન ન થાય તો જીવમાત્ર જડરૂપ રહી પતિપક્ષના અજાણ્યા જ રહેશે અને રહ્યા છે. આ પ્રમાણે સૃષ્ટિ રચાઈ ત્યારથી આજ પર્યંત નાના-મોટા સર્વલોક જીવગતિના રહેલા છે.

**सो कैवल केसे पहेचाने, भूल रह्या देहादिक भाने;**
**भांने भल्या सो भव भटके, हरि थाप्या जीने कटके कटके. ।।१३।।**

આમ આખુંયે જગત જડગતિનું જીવરૂપ થઈ ગયેલું હોવાને લીધે તે પૈકી કોણ કેવી રીતે સકર્તા સત્‌કૈવલને ઓળખી શકે ? કારણ કે સર્વલોક દેહધારી ઈશ્વરોના ભાનમાં ભૂલા પડેલા છે, એથી જ નિજજ્ઞાનના અભાવે ભૂલો પડેલો આખોય ભવ હરિની કટકે કટકે સ્થાપના કરી તેમાં ભટકે છે.

**धात काष्ट पाषाणकी मुरती, तीरथ अप सबने प्रोइ सुरती;**
**ए सेवा पंचू भूतनकी, बंध रहो परतीती मनकी. ।।१४।।**

ધાતુ, કાષ્ટ કે પાષાણની મૂર્તિ બનાવી તેને તીર્થરૂપ વા કલ્યાણકારી ગણીને તેમાં વા ગંગોદક આદિ પાણીમાં પોતાની ચિત્તવૃત્તિ પરોવીને આ પંચભૂતાદિની સેવા કરવામાં મનમાની પ્રતીતિ લાવી સર્વ બંધનવશ થઈ રહેલા છે.

**मन परवेश करे जडमांही, जड दरशे चैतन थइ तांहीं;**
**जीवदशा तीनकुं कहे हरि, मन पतीजे मम भक्ति खरी. ।।१५।।**

આ પ્રમાણે મન વડે પ્રતીતિ લાવેલા જડદેવતાને જ્યારે સાધક સાધે છે ત્યારે તે સાધકનું મન મૂર્તિમાં પ્રવેશ કરી મૂર્તિમય બની જાય છે, એથી તે મન જ તે જડ મૂર્તિને ચૈતન્ય જેવી દેખાડે છે, એટલે જ આ અતિ જીવદશાવાળા સાધકો આ જડ મૂર્તિને હરિરૂપ ગણે છે અને તેમાં મન પ્રતીતિને લીધે જ ભક્ત પોતે પોતાની ભક્તિ ખરી છે એમ માની ખુશ થાય છે.

**वाहदमे सबका मन राचा, सो तो मनदरसा मत काचा;**
**येसा नहि कैवलपद करमी, करम करे भासे सो भरमी. ॥१६॥**

આ શરીમાં આવેલા દશ વાયુને યોગના સંયમબળે દમન કરી મન સ્થિર કરવામાં આવે છે. તેનાથી જે દશ્યમાન થાય છે તે અને મન પ્રતીતિથી જે મૂર્તિ આદિની ભક્તિ કરવામાં આવે છે તે બંને માર્ગ પતિપક્ષની પ્રાપ્તિમાં ખોટા છે, કારણ કે આજે દશ્યમાન થયું છે એ મન જ હોઈ સંયમના બળે આપણા સામું આપણા અંતરના ભાવ પ્રમાણે દેખાય છે. આ દેખાયેલો મનનો મત તે, સાચો નથી. આ પ્રમાણેના કર્મવાળા મતમાં કેવલપદ નથી કારણ કે કર્મમાત્રના ફળે જે જે કંઈ ભાસ થાય છે તે તે તમામ ભ્રમ છે.

**करम भरमथी कैवल अलग, व्याप सतंतर सुतर सलंग;**
**सो पदका नहि माप न थाप, जांहां जेहेवो तांहां देत जबाप. ॥१७॥**

સકર્તા સત્‌કેવલ કરમભરમથી ન્યારા હોઈ પોતાની મહદ્‌ સુજાણ જાણ વડે સ્વતંત્ર સળંગ સૂત્રવત્‌ ગતિએ વ્યાપક છે. આ પદનું માપ કરી તેને સ્થાપી શકાય તેમ નથી, પણ સોહંગ ગતિએ તે વ્યાપક હોવાથી જ્યાં જેવો ભક્ત હોય છે ત્યાં તેને તેવો જ ઉત્તર પરમગુરુ આપે છે.

**तो अज्ञानी जड क्यौं पूजो, प्रगट सतगुरुने जइ बूजो;**
**सो सतगुरु प्रगट कहे हरि, तो अनुभव उर प्रगटे फरी. ॥१८॥**

આ પ્રમાણે જ છે તો પછી હે અજ્ઞાનીજનો ! જડ આદિ દેવતાઓની પૂજા શા માટે કરો છો ? આ પ્રગટ દેહધારી સદ્‌ગુરુની સમજપૂર્વક કદર કરો. તે પ્રગટ સદ્‌ગુરુ હરિનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરાવનાર હોવાથી તમારામાં અનુભવ પ્રગટાવશે.

**सो अनुभव परीपुरण पके, तो कैवलवेत्ताकु लखे;**
**जो कैवलवेत्ता लख पावे, केहं कुवेर कैवल मेलावे. ॥१९॥**

સદ્‌ગુરુએ તમારામાં પ્રગટાવેલો એટલે પ્રજ્વલિત કરેલો અનુભવ જ્યારે પરિપૂર્ણ પાકશે ત્યારે તમો કેવલવેત્તાને ઓળખી શકશો અને જ્યારે આ કેવલવેત્તાને ઓળખી તેમનો લક્ષ પ્રાપ્ત કરશો ત્યારે, મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ લક્ષ (કેવલવેત્તાનો) લક્ષ તમોને કેવલ ના સાક્ષાતકાર કરાવી આપશે.

##  કૈવલહંસ બરનનકો-અંગ-૩૮મું 

**कैवलपद करुणामय करता, ध्यान धरत अगणित अग हरता;**
**न्हेकंटक नीरभे निज राजु, तांहां महाजन माहाद पुरस समाजु. ।।१।।**

નિજ સકર્તા સત્‌કૈવલ કરુણામય કર્તા છે. તેમનું ધ્યાન ધરવાથી અગણિત પાપનો નાશ થાય છે. તે તમામ પ્રકારના કંટક દૂર કરી નિર્ભયપણે પોતાના હજૂરી રાજ્ય( કૈવલ ધામ )માં વસાવે છે ત્યાં સકર્તાની હજૂરમાં આવા નિષ્કંટક અનેક હંસો (અંશો)નું મહાજન મહદ્ સકર્તાના સમાજરૂપે રહેલું જ છે.

**अहोनिश अगणित अनभे मेवा, तांहां कोइ नहि दुजा मतभेवा;**
**जांहां कैवल कैवलना दरशी, वसे निरंतर आसन अरसी. ।।२।।**

ત્યાં અખંડ, અગણિત પ્રકારના નિર્ભય મેવા છે તેમ જ ત્યાં વસતા સર્વ અંશો પૈકી • કોઈનો બીજો મત નથી. ત્યાં કૈવલ અને કૈવલના દર્શી હોઈ તેઓ નિરંતર અરસરૂપ (અંતરિક્ષ) આસનમાં વાસ કરીને વસેલા છે.

**ताके सुख सीमा काहा बरनुं, रोम तेज कोटी सुर नरनुं;**
**येसे नर अगणित अनुरागी, सुरत नुरत कैवलपद पांगी. ।।३।।**

તેમના અસીમ સુખને હું શું વર્ણન કરું ! કરોડ સૂર્યનું તેજ જેના એક રોમ બરાબર નથી એવા સુરતનુરતરૂપ પગવાળા સકર્તાના અનુરાગી અગણિત હંસપુરુષો સકર્તા સત્‌કૈવલના તે પદમાં વસેલા છે.

**हंसरुप सरवनकी देहा, धीमत उग्र अनोपम वेहा;**
**अहो तीन भायग कांहां मम बरनुं, अहोनिश परसत कैवलशरनुं. ।।४।।**

આ પદમાં વસતા સર્વ અંશોના દેહ અંશરૂપ હોઈ તેઓ ધીમંત, ઉગ્રગતિના તેમ જ ઉપમા ન આપી શકાય તેવા વેશવાળા છે. અહો ! હું તેમના ભાગ્યનું વર્ણન શું કરી શકું ! કારણ કે તેઓ સદાને માટે સકર્તા સત્‌કૈવલના શરણને એટલે સોહંગ સ્વરૂપને સ્પર્શીને રહેલા છે.

**शकुं नहि शोभा धामकी बरनी, तो ते पुरुष की कहा कहुं करनी;**
**धन्य धन्य सो पद पुरुष विरामी, निशदिन नीरखत कैवल स्वामी. ।।५।।**

સકર્તા સત્‌કૈવલના ધામનું વર્ણન કરવું અતિ મુશ્કેલ છે તો પછી તે ધામમાં વસતા

હંસ પુરુષોની ઉત્તમ કરણી વિષે શું કહી શકું ! આ ધામમાં વિરામ પામનાર હંસપુરુષોને અનેકવાર ધન્યવાદ છે ! કારણ કે તેઓ અખંડ સકર્તા કૈવલરૂપ સ્વામીને નિરખે છે.

**पुरुषको साम्रथ अति अद्भुता, सृष्टमें नहि सरभर इतउता;**
**अनंत इंड एक पुरुष उपावे, शक्ति सहित मही गुन पसरावे. ॥६॥**

આ ચૌદલોક રૂપ જગતમાં આ બાજુ અને તે બાજુ જેની તુલ્ય કોઈ નથી એવા અતિ અદ્ભુત સામર્થ્યવાળા આ હંસ પુરુષો છે. આ ધામમાં રહેલા હંસ પુરુષો પોતાના સામર્થ્ય વડે આવાં અનેક ઈંડ ઉત્પન્ન કરી તેમાં પુરુષ પ્રકૃતિ તથા ગુણ આદિને પ્રેરી ત્રિગુણાત્મક જગત રચી શકે તેવા સામર્થ્યવાળા છે.

**एकएक पुरुषके एते एते जोरा, कैवलधाममे बसतही बोहोरा;**
**कैवल ध्यान सबे वा जनको, नहि कछु मान धरत मद मनको. ॥७॥**

સકર્તા સત્‌કૈવલના ધામના દરેકે દરેક હંશરૂપ પુરુષમાં આવું અગાધ બળ રહેલું હોઈ આવા અનેક ત્યાં વસેલા છે. વળી તેમનામાં કોઈ જાતનું માન અપમાન તથા મનનો મદ નથી પરન્તુ આ બધાએ અંશો સકર્તાના ધ્યાનમાં જ રહે છે.

**रेन दिवस नहि तांहां कछु ठांने, नीरखत नीमस निशाकरी मांने;**
**कैवलपद तांहां निशदिन नांहि, निशदिन तांहां मायाकी जांही. ॥८॥**

આ ધામને વિષે રાત્રિદિવસનું કંઈ પણ ઠેકાણું નથી. કારણ કે ત્યાં ચંદ્રસૂર્ય નથી એટલે રાતદિવસ હોય જ શાના. આ તખ્તમાં રહેનારા હંસરૂપ પુરુષો પોતાની સુજાણજાણરૂપ આંખ વડે સકર્તા સત્‌કૈવલનું નિરીક્ષણ કરે છે. આ નિરીક્ષણ કરનાર જે જાણરૂપ આંખ તે સકર્તાનો સંકલ્પ પહોંચે ત્યાં સુધીની પલ પડ્યા સિવાયની અખંડ ખુલ્લી છે એટલે જ્યાં સુધી ખુલ્લી રહે છે ત્યાં સુધીનો ત્યાં વસનાર અંશોનો દિવસ ગણાય છે અને સકર્તાનો સંકલ્પ ઉપજણ સહિત નાશ થતાં સમગ્ર હંસપુરુષોનાં અલ્પજ્ઞ સુજાણજાણરૂપ નેત્રો નિજની ઉપજણમાં લય પામે છે તે રૂપ ત્યાં વસનાર અંશોની રાત ગણાય છે. આ પ્રમાણે સુજાણ નેત્રરૂપ આંખનો પલકારો થાય તે રૂપ આ ધામમાં રહેનાર અંશોનો રાત્રિદિવસ છે. આજ કારણને લીધે કૈવલપદમાં રાત્રિદિવસ હોય જ નહિ કારણ કે રાત દિવસ ત્યાં છે કે જ્યાં માયા છે. પરન્તુ આ પદમાં માયા છે જ નહિ તો પછી રાત-દિવસ ક્યાંથી હોય ?

**तांहां हम निशदिन कहतही ज्राकु, नीरतत नेह पलक परे ताकु;**
**नारी पुरुष होत समरुपा, तीनको ही बलपण अकल अनुपा. ॥९॥**

અમારા નિજધામમાં રાત-દિવસ તેને કહીએ છીએ કે નિરંતર પતિના રતવાળી

જે જાણરૂપ પળ તે દિવસ અને તે જાણરૂપ પળ પડી જવી તે રાત્રિ. આમ મારા સ્વધામ ધામમાં વસતાં હંસરૂપ સ્રીપુરુષો બંને સમરૂપ હોઈ તેમનું બળ પણ અકળ તેમ જ અનુપમ છે.

**कोटिक रवि शशी तेज प्रकाशा, एक नारीके रोम उजासा;**
**नारी पुरुष निरालंब भेखु, परसतही पद परम विशेखु.॥१०॥**

કરોડો સૂર્યચંદ્રનો પ્રકાશ સ્રીના એક રૂવાંટાના પ્રકાશ બરાબર છે. આ હંસરૂપ પુરુષ અને હંસરૂપ સ્રી આ બંનેનો ભેખ નિરાલંબ હોઈ પરમ વિશેષ પદને (કેવલવેત્તાને) સ્પર્શીને તે રહેલાં છે.

**नारी पुरुष रुप नहि दोइ, हंसरुप तांहां सबको होइ;**
**हंस हंस मिली करत कलोला, ता सुखकी काहा कहुं समतोला.॥११॥**

સ્રી અને પુરુષ સ્વરૂપે કરીને બે જુદાં નથી પણ આ બધાંયે હંસરૂપ હોઈ હંસે હંસ મળી વિધ વિધ પ્રકારે કલ્લોલ કરે છે. આ સમતોલ સુખ કોની બરાબર હોય કે જેને હું કહી શકું! કારણ કે સહેજાસહેજ દશાવાળાં હોઈ સહેજાસહેજરૂપ દશામાં જ વિચરે છે.

**सेहेज दशा विचरत सबकोइ, माहामंगल आनंद अति होइ;**
**सबके उर अनुभव अतिराजे, कैवलपति शिर सबके गाजे.॥१२॥**

ત્યાં સર્વ કોઈ સહેજાસહેજરૂપ દશામાં વિચરતાં હોઈ મહામંગલમયરૂપ અતિ આનંદ ભોગવે છે. વળી સર્વના ઉરમાં અતિ અનુભવ બિરાજી રહેલો છે. આ તમામ અંશોને માથે સકર્તા સત્‌કેવલપતિ ગાજી રહેલા છે.

**हंस विलासकी कहा कहुं शोभा, अहरनिश चित कैवल रत लोभा;**
**कैवलसु हलमल एकताइ, करत कलोलन हंस अघाइ. ॥१३॥**

આ કેવલધામમાં હંસે હંસો મળીને જે વિલાસ કરે છે તે વિલાસની શોભાનું વર્ણન કરવું મુશ્કેલ છે. વળી ઉપર કહ્યા પ્રમાણે અહોનિશ તેમનાં રતયુક્ત ચિત્ત કેવલની જાણમાં લોભવશ હોઈ કેવલ સાથે હળીમળીને એકતારૂપ રહીને આ હંસો અગાધ કલ્લોલ કરે છે.

**हंसलोक कैवल पद वासा, गरजत गीरा अनोपम भाषा;**
**करुणामय कैवल जश कीरती, गावत धरी सुरती अरुनीरती.॥१४॥**

આ બધા હંસલોક કેવલપદવાસી હોઈ આરતયુક્ત જાણરૂપ સુરત નુરત ધારણ કરી

અનુપમ ભાષારૂપ ગીરા વડે કરૂણામય સકર્તા સત્‌કૈવલના યશોગાન ગાય છે.

**हंस किलोल कीरत हम गाइ, एही विधि कैवलधाम सहाइ;**
**हंसकलागत पार न पावे, तो कैवलगत कुन सरावे. ॥१५॥**

આ પ્રમાણે કૈવલધામમાં વસી આ હંસેહંસ મળીને જે કલ્લોલ કરે છે તેની કીર્તિ હરિજનો આગળ કહી બતાવી. આ કિલોલ કરવારૂપ વિધિથી કૈવલધામ દેદીપ્યમાન હોઈ દિવ્ય શોભાથી ભરપૂર ભરાયેલું તે આ પ્રમાણે શોભી રહેલું છે. આ પ્રમાણે હંસોની કળારૂપ ગતિનો પાર પામી શકાય તેમ નથી. તો પછી મહાન સમર્થ કૈવલકર્તાની ગતિનું વર્ણન કોણ કેવી રીતે કરી શકે તેમ છે ?

**होही आद्य कैवलके दरशी, सनमुख सदा अरस अरुपरसी;**
**ता पर हुकम करे किरतारा, जावो जनम धरी भवकरो पारा. ॥१६॥**
**सोही हुकम हम् शिर कुरमावा, केहं कुवेर हम सनमुख ठावा ॥१७॥**

આ નિજધામના નેહ કર્મી સર્વ અંશો વિધવિધ પ્રકારે આનંદ કરી રહ્યા હતા તેવા પ્રસંગે અંશોની આદિમાં આવેલા કૈવલના દર્શી (પરમગુરુ) જે કૈવલની સન્મુખ સદાને માટે અરસપરસ એકમેક થઈ રહેલા હતા તેમના ઉપર સકર્તા સત્‌કૈવલે હુકમ કર્યો કે જન્મ ધારણ કરીને ભવસાગરમાં ફસાયેલા જીવોને પારંગત કરો. આ બાબતમાં મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હું તે વખતે તેમની સન્મુખ હતો એથી આ હુકમ મારે શિર ફરમાવ્યો.

## હંસતનું આવરણ દેખાવનકો - અંગ-૩૯મું

**कैवल हुकम हंस लेह शिरा, अव्याक्रत वत धरे शरीरा;**
**शक्तिकी निज आद्य विभूति, जीवजंत तन रहित अछूती. ॥१॥**

હું સકર્તાની સાંનિધ્યનો હોઈ મારા ઉપર ફરમાવેલા હુકમને શિર પર ધારણ કરી નિજ (ઈચ્છાશક્તિ) શક્તિની આદ્ય વિભૂતિરૂપ અવ્યાકૃત જેવું શરીર મેં ધારણ કર્યું. આ આદ્ય શક્તિની આ અદ્‌ભુત વિભૂતિથી જગતભરના જીવજંતુ માત્ર તેને સ્પર્શેલા ન હોવાથી અજાણ્યા રહેલા છે. (કારણ કે ચૌદ લોકના તત્ત્વોનું પોષણ પ્રકૃતિ છે અને આ પ્રકૃતિનું મૂળ રૂપ અવ્યક્ત છે. તે અવ્યક્ત મૂળ વિભૂતિરૂપ જે પાત્ર તે રૂપ શરીર અને સકર્તા સત્‌કૈવલની જે ઈચ્છાવૃત્તિ આ બંનેની એકતારૂપ જે શરીર તૈયાર કર્યું તેમાં મેં પરમ વિશેષ અંશે સ્થાન લઈને શરીરને ચાલિત કરેલું છે.)

सो विभूतिके नहि सुर शेषा, ब्रह्मा विष्नु ने महावेशा;
सो विभूति नहि दश अवतारा, जाकु समरत सौ संसारा. ।।२।।

દેવતાઓ, શેષનારાયણ, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ પણ આ વિભૂતિવાળા નથી. વળી જગત જેનું સ્મરણ કરે છે તે દશ અવતારો પણ આ વિભૂતિવાળા નથી.

जो विभूति ईश्वर नहि पावे, तो जीवनकी कुन बसावे;
ते विभूतिके सजीया साजा, कैवलके हंसन की काजा. ।।३।।

જગતમાં ઓળખાતા ઈશ્વરો જેવા આ વિભૂતિને પ્રાપ્ત કરી શકેલા નથી તો પછી જીવમાત્રની કોણ વિસાત છે ! આ ઉત્તમ વિભૂતિરૂપ સાજ સજીને સકર્તા સત્‌કૈવલનો મહદ્‌ અંશ સકર્તા સત્‌કૈવલે જ તેમાં વસાવ્યો છે.

हंस हुकम शक्ति गुन साजु, किया पंजर सुनी अगम अवाजु;
हंस पुरुष तांहां आंन बिराजा, गांधर्व सुघड हाथ ज्यौ बाजा. ।।४।।

અવ્યાકૃતરૂપ જે આદ્ય શક્તિ તે શક્તિ કૈવલની (ઈચ્છાશકિત) મહદ્‌ હંસ ઉપર જે હુકમ થયો તે હુકમરૂપ અગમ્ય અવાજ સાંભળીને શક્તિગુણયુક્ત સાજનું શરીરરૂપ પિંજર તૈયાર કર્યું. તે પિંજરમાં હંસરૂપ પરમ વિશેષ પુરુષ આવીને બિરાજમાન થયા. તે એવી રીતે કે ગાંધર્વના સુઘડ હાથમાં વાગતું વાજિંત્ર ગાંધર્વની હાથ ચાલવણીની ચતુરાઈથી વાગે છે તેમ આ અવ્યાક્ત વિભૂતિથી સજાયેલું સાજરૂપ વાજિંત્ર સકર્તા સત્‌કૈવલની મહદ્‌ સુજાણ જાણરૂપ હાથની ચાલવણીના અંતરભાવ પ્રમાણે જ અવાજ કરે છે.

त्यौं जंतरवत हंसकी देहा, मनु तनसे तन दीसत वेहा;
ताते जीव लहत नहि कोइ, देह पंच आव्रण लाये सोइ. ।।५।।

આ પ્રમાણે સમાયેલો યંત્રવત જે પરમ વિશેષ હંસ પુરુષનો દેહ છે તે જ પુરુષ મનુષ્ય શરીર જેવા વેશવાળું પંચ દેહરૂપ આવરણયુક્ત શરીર લઈને અત્રે પધારેલા છે જેથી આ જગતમાત્રના જીવ તેમને ઓળખી શકતા નથી.

प्रथम हंस पुरुष अविकारी, पंचु देह ओरलेथी धारी;
पहेली देह निरंजनते लीनी, तेजोमये तन मात्रा किनी. ।।६।।

પ્રથમ હંસપુરુષ અવિકારી હોઈ વિકારયુક્ત દેહ આ બાજુ આવીને ધારણ કરેલો છે. તેમણે પ્રથમ પહેલો દેહ નિરંજનની તેજોમય માત્રારૂપે ધારણ કર્યો.

**दुजी शक्ति आद्य विभूति, त्रीजी देह शक्ति समजूती;**
**चोथी देह गुणमय समजुता, थुल तनके कारण मजभुता. ।।७।।**

બીજો દેહ આદ્ય શક્તિની મૂળ વિભૂતિરૂપ છે અને ત્રીજો દેહ વ્યક્ત શક્તિરૂપ સમજુતીવાળો છે. ચોથો દેહ ગુણયુક્ત હોઈ ગુણ વડે સ્થૂલ શરીરના મજબૂત કારણરૂપ સજાયેલો છે.

**पंच तंतकी पंचमी देहा, दृष्ट पदारथ सुगम सुवेहा;**
**ए आव्रण तनु पंच पसारु, हंसा दीसत मनुष आकरु ।।८।।**

પંચતત્ત્વોનો પાંચમો દેહ ધારણ કર્યો આથી જગતભરમાં સર્વ તત્ત્વરૂપ દ્રવ્યો તથા દૃષ્ટ પદાર્થમાત્ર સમજવામાં આ શરીરે કરીને સુગમ થયેલું છે. આ આવરણરૂપ પંચ શરીરના પ્રસારાને લીધે જ હંસપુરુષ મનુષ્યાકારે દેખાય છે. (આ પાંચ શરીરો જુદા જુદા ઘાટરૂપ ગુણવાળાં ધારણ કરવાનું કારણ એ છે કે આ ચૌદલોકરૂપ સામગ્રી સકર્તા સત્‌કૈવલે કેવી રીતે બનાવી છે અને તેની ગોઠવણ કેવા પ્રકારે કરેલી છે એ સમજવા સારું દરેકે દરેક દેહ દ્રવ્યોના મૂળ તત્ત્વરૂપે બનાવેલા છે. એથી જે તે દ્રવ્યનું જે તે દેહ વડે જ્ઞાન થાય છે. આ જ્ઞાન વડે જ દેહના મૂળ સ્વરૂપનો ભાસ થાય છે, અર્થાત્ સ્થૂલ શરીર વડે સ્થૂલ દ્રવ્યો માત્ર જોઈ શકાય છે અને તે પ્રત્યક્ષ દેખીએ છીએ. બીજું ગુણરૂપ ગ્રંથિથી બંધાયેલું સૂક્ષ્મ શરીર તે વડે જ્યાં સુધા ગુણ સૂક્ષ્મરૂપે વિસ્તાર પામ્યા છે ત્યાં સુધીનું તે દેહ વડે જ્ઞાન મેળવી શકાય છે તેવી જ રીતે પાંચે દેહો વડે જે તે દેહના રૂપવાળાં દ્રવ્યો જે તે દેહ વડે જ ઓળખી શકાય છે. આમ આપણે દેહોનું તત્ત્વભાન ન મેળવીએ તો બાહ્ય પદાર્થરૂપ દ્રવ્યનું સંપૂર્ણ ભાન થાય નહિ; અને આમ ભાન થાય નહિ તો આ દેહથી હું જુદો આવરણ રહિત છું તે સમજાય નહિ. આ લોક અને પરલોકનાં સમસ્ત દ્રવ્યો જેમ છે તેમ સમજવા કૃપાળુ સકર્તા સત્‌કૈવલે આપણને આ પાંચ દેહરૂપ શરીર આપેલું છે, એટલે કે જગત દ્રવ્યરૂપ તત્ત્વોનું છે અને આ પાંચ શરીરો તે પણ દ્રવ્યરૂપ તત્ત્વોનાં છે એટલે આ સજાતિએ એક છે. એથી જ એક બીજાં દ્રવ્યને ઓળખી શકે છે અને તેને ઓળખવા જ આ પંચ શરીરરૂપ સાધન આપેલું છે; એટલે આ સ્વજાતિ દેહો બહારના સ્વજાતિ દ્રવ્યોનો નિવેડો લાવે છે. આ બંને પ્રકારથી નિજ અંશ જે ચૈતન્ય તે જુદો હોઈ નિર્વિકારી છે અને આ વિકારરૂપ પાંચ શરીરો છે. આ શરીરનો દૃષ્ટા થવાનું ભાન ચૈતન્ય ભૂલ્યો અને દેહરૂપ થયો એથી જ હું અને મારું કહી વિચરવા લાગ્યો. આ આવરણ અંશને કેવી રીતે છે અને શાથી થયું ? એ જાણ જણાવવા અને અંશોને મૂળ ભાનમાં લાવવા માટે જ પરમવિશેષ અંશ પણ પંચદેહરૂપ શરીરને

ધારણ કરીને આવ્યા છે. જાતે જાતરૂપ ન થાય ત્યાં સુધી સમજાવી શકાય નહિ. જે તે માણસને સમજાવવો હોય ત્યારે તે માણસ જેવા થવું પડે છે અને ત્યારે જ તે સમજે છે. તેવી જ રીતે પંચ પ્રકારથી જગત ગોઠવાયેલું હોઈ તે તે જગતના તે તે પ્રમાણેના દેહ ધારણ કરીને પરમ વિશેષ હંસ પુરુષ આપણને વિનયપૂર્વક સમજાવે છે. આ અઢળક ઢળતી હંસપુરુષની કરૂણા, આ પાત્રરૂપ મૂળને સમજનાર હશે તેના જ ઉરમાં આ સમજરૂપ કરુણા ઠરશે અને તે જ સમજશે.)

पण परखा वाणी मुख बोले, अगम उचार अनुभव खोले;
अनंत उच्चार आलोचन जगके, थापे इष्ट मायाकी वगके. ॥९॥

આમ મનુષ્ય જેવા દેહધારી હંસપુરુષ દેખાય છે પણ તેમના દિવ્ય અદ્‌ભુત સત્ય સ્વરૂપની પરીક્ષા વાણીએ કરીને થાય છે. તેમની અગમવાણીના ઉચ્ચારમાં તે મહાન અનુભવ ગતિને ખુલ્લી કરે છે તેવી જગતના જીવ માત્ર ખુલ્લી કરી શકશે નહિ; કારણ કે મનુષ્યથી લઈ બ્રહ્મા આદિ જગતના જીવો અનંત પ્રકારની વાણી બોલેલા છે પરન્તુ તે વાણી વડે માયાના વગવાળા ઈશ્વરોની સ્થાપના કરી છે.

असत्तं पुरांण व्यास मुख भेवा, गुन तीनु शक्ति सुर सेवा;
अनंत कोट विष्नु जुगमांही, रामकृष्ण बांनी जश गांही. ॥१०॥

ત્રણગુણ, દેવતાઓ અને શક્તિ આદિની સેવા ઉત્તમ છે એવો ભેદ વ્યાસના મુખ દ્વારા રચાયેલાં અઢાર (કાલ્પનિક) પુરાણોમાં વર્ણન કરી ખુલ્લો કરેલો છે તે તથા અનંત કોટિ વિષ્ણુ તેમ જ રામકૃષ્ણના ઘણા જશ વાણી દ્વારા આ જગતમાં ગાયેલા છે.

शंकर आद्ये दुजा ज्ञानी, तीनके शास्त्र जोत निशानी;
अति अगाद महा कोई ग्याता, तीनको अनुभव ब्रह्म विक्षाता. ॥११॥

શંકરની આદ્ય લઈ બીજા જે જ્ઞાની થયા તેમનાં શાસ્ત્રો છેવટે જ્યોતિ સુધી પહોંચેલાં હોઈ તેમના અંતરની નિશાનીઓ પણ તે જ છે. આ જ્ઞાનવાનોથી વધારે અતિ અગાધ મહાન જ્ઞાતાઓ થયા તેમનો અનુભવ બ્રહ્મ સુધીનો હોઈ એ જ પદની ખ્યાતિ તેમણે મેળવેલી છે.

राम कृष्ण गीता जश गाये, अर्जुनकु जई जोत बताये;
ए बांनी सबहुकी चीनी, पुरुष प्रकृतिमये रंगभीनी. ॥१२॥

રામ તથા કૃષ્ણ એકરૂપ છે એમ પૌરાણિક મતે વર્ણન કર્યું છે. અને તેમના જશ

વિષે વા તેમની મહત્તા વિષે ગીતા દ્વારા જાહેર જશ જગતમાં ગવાય છે તેમની પણ અંતરની માન્યતા જ્યોતિનારાયણ સુધીની જ છે, અને એ જ કારણે અર્જુનને પોતાનું મૂળ સ્વરૂપ બતાવતાં જ્યોતિનારાયણ જ દેખાડ્યા છે. (કહેવાય છે કે અર્જુનને જ્યોતિનારાયણ સન્મુખ ખડા કરી આ પૂર્ણ બ્રહ્મરૂપ જ્યોતિનારાયણ હું પોતે જ છું અને તે જ્યોતિનારાયણની એક તરફ કિંચિત્‌માત્ર ખંડિત જગ્યા બતાવી આટલો જ હું બહાર આવ્યો છું એ સમજાવી પાછી તે જગ્યા પૂર્ણ કરી બતાવી આથી અર્જુનને ભારે સંતોષ થયો.) આ પ્રમાણેની ભિન્ન ભિન્ન વાણીઓ જગતભરના સર્વ વિદ્વાનોની જોઈ અનુભવ પણ ખૂબ કર્યો. આથી છેવટે એ નીકળ્યું અને તારવી પણ એ જ શકાયું કે જ્યોતિરૂપ પુરુષ અને પ્રકૃતિ આ બંનેના રંગમાં જગત રંગાઈ એકમેક થઈ ગયું છે. આમાંથી કોઈ બહાર નીકળ્યું નથી.

**कैवल शब्द सकल शिर गाजे, सुनत भरम ब्रह्मादिक भाजे;**
**विरंची विष्णु अवतारा, तीनको संशे भंजनहारा. ।।१३।।**

આ સર્વ સિદ્ધાંતોને શિર સકર્તા સત્‌કૈવલ શબ્દ અનુભવના ભંડારરૂપ ગાજતો હોઈ જેને સાંભળતાની સાથે બ્રહ્મ સુધીની ભ્રાન્તિઓ ભાગી જાય છે અને વિરંચી તેમ જ વિષ્ણુના અવતારો આદિનો સંશય પણ તે સાંભળતાં નાશ પામે છે.

**एहेवी उग्रगति हंसनकी, महा गीरवा कैवलके जनकी;**
**तेही ते परख परे जुगमांही, जीनु अनुभव सरभर कोई नांही. ।।१४।।**

આ હંસ પુરુષની એટલે ભગવાન કરુણાસાગરની આવી અતિ આગાધ ઉગ્રગતિ હોઈ તેમની પરમ અલૌકિક વાણીની જગતને જ્યારે પરીક્ષા પડશે ત્યારે એમ સમજાશે કે આ અનુભવ સરભર બીજા કોઈનો અનુભવ નથી.

**महा टहंकार भोवन त्रीये टुटे, सुनकादिक शिव ध्यान वछुटे;**
**बोध अगाद ज्ञान कैवलका, तीन आगे सबका मत हलका. ।।१५।।**

આ પરમશ્રેષ્ઠ પરમ વિશેષ અંશ ભગવાન કરૂણાસાગરના પરમ અલૌકિક મહદ્ અનુભવ રૂપ જ્ઞાનનો ટંકાર થતાં ત્રણ ભુવન જે ગુણની ગ્રંથિઓથી બંધાયેલાં છે તે તૂટી જતાં હોઈ સનકાદિકો તથા શિવ જેવાઓનાં સમાધિસ્ત ધ્યાન છૂટી જાય છે. આથી જ મારા સકર્તા સત્‌કૈવલના આ અગાધ બોધના જ્ઞાન આગળ બાકી સર્વ મત મતાંતરો હલકા હોઈ ફિક્કા પડી જાય છે.

**जो हलका भारे पेहेचांने, ज्ञानदृष्ट शब्द कु छांने;**
**सार असार नरणे कर देखे, शब्द अनाद्य पुरातन पेखे. ॥१६॥**

કદાચ જગતના જીવો આ મારું જ્ઞાન અને જગતનું જ્ઞાન આ બંને સરખામણી કરી ક્યું ભારે છે અને કયું હલકું છે તે જ્ઞાનદૃષ્ટિથી તારવંશે તો તે સમજાયા સિવાય રહેશે નહિ. આમ જ્ઞાનદૃષ્ટિ વડે દૃષ્ટ પદાર્થ માત્રના સાર અસારનો નિર્ણય કરવાની ગતિ જ્યારે દેખાશે ત્યારે મારા શબ્દ સમજાતાં તે સર્વથી અનાદિના પુરાતન છે એમ કહ્યા સિવાય રહેશે નહિ.

**तौं कैवल वेताकु परखे, न गणे सरव बराबर सरखे;**
**ज्यौं धातु गत नुन्य अधिका, पारसके आगे सब फीका. ॥१७॥**

તો જ તેઓ કૈવલવેત્તાને પરખી શકશે અને સર્વ બરાબર સરખા છે એમ ગણશે નહિ. જેમ ધાતુઓની ગતિ ન્યૂન વા અધિક હોય છે પણ પારસની આગળ આ બધાની ગતિ ફિક્કી પડી જાય છે.

**पारसपर चंतामणि राजे, तीन आगे पारसपद लाजे;**
**त्यौं कैवलवेता मणिचंता, धातु दृष्टांते परखंता. ॥१८॥**

આ પારસમણિ થી પર તેનાથી શ્રેષ્ઠ ચિંતામણિ બિરાજે છે; તેની આગળ પારસપદ લાજે છે, તેવી જ રીતે કૈવલવેત્તા ચિંતામણિ તુલ્ય હોઈ આ ધાતુના દૃષ્ટાન્ત વડે તેમની ગતિની પરીક્ષા થઈ શકે છે.

**एम नवेड करे नरलोइ, तो कैवलवेता दरशे सोइ;**
**दरशपरे जो कैवलवेता, सकल भरमनी जाय अचेता. ॥१९॥**

આ પ્રમાણે સ્ત્રી પુરુષો નિર્ણય કરશે તો જ તેમને કૈવલવેત્તા દરસાશે. જ્યારે કૈવલવેત્તા દશ્યમાન થશે ત્યારે સર્વ પ્રકારના ભ્રમનું જડતાભર્યું, અચેતનપણું દૂર થઈ જશે. અર્થાત્ સર્વ પ્રકારના ભ્રમનું નિવારણ થઈ અચેતપણું દૂર થશે.

**रोम रोम प्रगटे नवी रतीयां, इंड पिंड सचराचर गतीयां;**
**गति सचराचर पावन चहीये, तो कैवलवेत्ता पद ग्रहीये. ॥२०॥**
**केहं कुवेर हम कैवल हंसा, जो बूजो टालु भव संसा. ॥२१॥**

આ પ્રમાણે કૈવલવેત્તાનો સ્પર્શ થતાં રોમેરોમ નવીન રતરૂપ આરત ઉત્પન્ન થશે. ઈંડપિંડ સચરાચર વ્યાપક જે ગતિ છે તેને પ્રાપ્ત કરવાની ઈચ્છા હોય તેણે કૈવલવેત્તાપદ

ગ્રહણ કરવું જોઈએ. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હું જ કૈવલનો હંસ હોઈ વેત્તા છું. મને ઓળખી જે પૂછવું હોય તે પૂછો, આ તક છે. ભવના સર્વ સંશયનું નિવારણ કરીશ.

##  હંસકલા બોધકો - અંગ-૪૦મું 

**जो हंसाका कीया बखांना, देह पंचु सुनवाये ज्ञांना;**
**सो हंसा हमही अविनाशी, कैवलधाम पुरातन वासी. ॥१॥**

ઉપરના અંગમાં જે અંશનાં વખાણ કર્યાં છે તે અંશે આ બાજુ આવતાં પાંચ દેહને ધારણ કર્યા, જેનું જ્ઞાન કહી બતાવ્યું છે. તે જ અંશ હું પોતે હોઈ અવિનાશી છું અને પુરાતન કૈવલધામનો વાસી છું.

**निज घरका परचा फुरमावा, कैवल हुकम आंहां चली आवा;**
**देखो दृष्ट उघाडी नैनां, अति अद्भुत हमारे बैनां. ॥२॥**

નિજ ઘરનો પરચો ફરમાવવા સકર્તા સત્ કૈવલના હુકમથી હું અહીં ચાલી આવ્યો છું. હવે તમે દૃષ્ટિથી નિહાળીને અતિ અદ્ભુત હમારાં વચનો છે તે જોઈ ખાતરી કરો.

**जुग परमोघ करन हम आये, कुल करता निज आप पठाये;**
**जो कोहु माने कह्या हमारा, तो पठवुं भवजलके पारा. ॥३॥**

સર્વ અંશોના કુલ પતિ સકર્તા ધણીએ મને મોકલ્યો છે. એથી જ હું આ જગતને પરમોધવા એટલે નિજપદ (નિજપતિપદનું જ્ઞાન) સમજાવી ખુશ કરવા આવ્યો છું. જો કોઈ મારા કહ્યા પ્રમાણે માનશે તો તેને હું ભવસાગરની પાર પોતાના નિજ ધામમાં પહોંચાડીશ.

**सत शब्दकी टेर सुनाइ, अटल देशमे देहुं पोहोंचाइ;**
**अटल देश अविगतका वंका, काल कलंक न व्यापत शंका. ॥४॥**

શબ્દની છેવટે આવેલું જે સત તે તમોને સમજાવી તે અટળદેશ જ્યાં પહોંચવું અટપટું, વાંકું અને અવિગત હોવા છતાં હું તમોને ત્યાં પહોંચાડીશ. આ અટલ દેશમાં કાળનું કલંક નથી એટલે ત્યાં નિર્ભય રહેવાનું છે.

**तेही धाममे लेइ बसावुं, कैवलके सनमुख दरसावुं;**
**होही कोइ जुगमे जन मेरा, जनम मरण टाळुं भवफेरा. ॥५॥**

આ અટળ ધામમાં તમોને લઈ જઈને વસાવીશ અને સકર્તા સત્કૈવલને તમારી

સન્મુખ દર્શાવી આપીશ, અરે ! જગતમાં કોઈ મારો છે ! જો મારો કોઈ હશે તો આ ભવસાગરમાં જન્મ-મરણના ફેરા ફરવાનું દૂર કરી આ દુઃખથી તેને મુક્ત કરીશ.

**जब कैवलपदसे हंम आवा, तब प्रथम निरंजन वीलमावा;**
**के तेक दिन हम तांहां रख रहीया, सोहं पुरुष हमनाम धरैया. ॥६॥**

(આ અંગમાં 'અગાધબોધ'ની પરમ અલૌકિક વ્યાખ્યા પૂરી થાય છે. હવે અનંત બ્રહ્માંડનો અંધકાર દૂર કરનાર મહાન સમર્થના સમર્થરૂપ ભવભીડભંજન ભગવાન કરૂણાસાગર જગતના અહોભાગ્યે મૃત્યુલોકમાં કેવી રીતે તે આવ્યા તે હકીકત શરૂ થાય છે.) મારા સકર્તા પતિને ત્યાંથી નીકળતાં પ્રથમ નિરંજને મને રોક્યો. ત્યાં કેટલાક દિવસો સુધી વિરામ લીધો અને નિરંજન આદિને ઉપદેશ આપી પતિનું જ્ઞાન કરાવ્યું. તે ધામમાં મેં સોહંપુરુષ નામ ધારણ કર્યું.

**ओरधाम छोडे दशदोइ, तांहां हमही वीलमे नहि कोइ;**
**निरंजनके लोकन समजाये, बोहोरु कुवेर शक्तिपे आये. ॥७॥**

આ નિરંજનના ધામમાં આવતાં તેના ઉપરનાં બાર ધામમાં મેં વિરામ લીધો નથી. નિરંજનને તથા તે લોકમાં રહેનાર બીજા અંશોને સમજાવી મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે, હું શક્તિના ધામમાં આવ્યો.

## શક્તિધામ ચેતાવનકો - અંગ-૪૧મું

**अव्याक्रत शक्ति के धामु, तांहां हम केतेक दिन विसरामु;**
**ॐकार स्वामी मम नामा, जेही धाममे बसत ही वामा. ॥१॥**

શક્તિનું ધામ અવ્યાકૃત છે જ્યાં મેં કેટલાક દિવસ વિશ્રામ લીધો. આ ધામ કે જ્યાં સ્ત્રીઓ જ રહે છે ત્યાં મારું ૐ કાર સ્વામી નામ રાખ્યું હતું. ('અનંત સખીયન કે પતિ એક ગોપ' આમ પુરાણોની કહેતી છે. આ શક્તિના ધામમાં માત્ર સ્ત્રીઓ જ રહે છે અને શક્તિના પતિરૂપ જે નિરંજન ગોપ હોઈ આ સ્ત્રીઓ સાથે અખંડ રાસ વિહાર કરે છે.)

**शक्तिधाम सबलोक चेताना, बोहोरुकीया गौलोक पीयाना;**
**केतेक दिन गौलोक रहाये, क्रीष्न क्रीपाल अति सुख पाये. ॥२॥**

શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે -

શક્તિના ધામમાં રહેનાર સર્વલોકને ચેતાવી હું ગૌલોકમાં આવ્યો. ત્યાં કેટલાક દિવસ રહ્યો અને જગતના ઘણા પુરુષો જેની ઉપાસના કરે છે એ કૃપાળુ કૃષ્ણ મારાથી ઘણું સુખ પામ્યા.

क्रीष्न साथ सबही समजाये, क्रीपासिंधु तांहां नाम धराये;
बोहोरु कीया वैकुंठ नीवासा, विष्णु लक्ष्मी जांहां करत विलासा. ।।३।।

ગૌલોકમાં શ્રી કૃષ્ણ તથા તેમના સાથીઓને કૈવલજ્ઞાન આપી સમજાવ્યા. ત્યાં મારું કૃપાસિંધુ નામ રાખેલું હતું ત્યાર પછી મેં વૈકુંઠ જ્યાં વિષ્ણુ તથા લક્ષ્મીજી વિલાસ કરે છે ત્યાં નિવાસ કર્યો.

तीन शिखर पर पुरी तीनुकी, विरंची शिवने विष्नुकी;
प्रथक् प्रथक् पुरी मांही रहीया, तेही त्रीये ममलोक चेतइया. ।।४।।

આ વૈકુંઠપુરીમાં ત્રણ શિખર ઉપર ત્રણ દેવો બ્રહ્મા, વિષ્ણુ અને શિવજી પૃથક પૃથક નિવાસ કરીને રહેલા છે. આ પુરીમાં આ ત્રણેલોકમાં પૃથક પૃથક રહી તે ત્રણેલોકોને મેં ચેતવ્યા.

बोहोतीक दिन हम तांहां रहे जांमी, नाम हमारा स्वांतीकर स्वामी;
अनंतकोट विष्णु तांहां मलीया, सुनकादिक संघे हलमलीया. ।।५।।

ત્યાં ઘણા દિવસો હું રહ્યો અને શાંતિકર સ્વામીના નામથી ઓળખાયો. આ સ્થળે મને અનંત કોટિ વિષ્ણુઓ મલ્યા છે અને સનકાદિકો પણ મળેલા હોઈ તે સર્વ મારી સાથે હળીમળીને રહ્યા છે.

नेह अति नारद सुबाढा, राखन प्रेम कीया अति गाढा;
रुकमांगद अंगद पेहेलादु, वाल्मीक अंगीरा आदु. ।।६।।

મારા ઉપર નારદનો અતિ સ્નેહ હોઈ મને ત્યાં રાખવા તેમણે ઘણો જ આગ્રહ કર્યો. રૂકમાંગદ, અંગદ, પ્રહલાદ, વાલ્મીકિ અને અંગિરા આદિ બીજા ઘણા મને મળ્યા છે.

मोरूध्वज तांबुरध्वज राइ, गोपीचंद भरथ सुखदाइ;
भ्रथ शत्रुघ्न लक्षमन भ्राता, लेइ अवतार भये विक्षाता. ।।७।।

મોરુધ્વજ, તાંબુરધ્વજ, ગોપીચંદ તથા ભરત વગેરે રાજાઓ તેમ જ શત્રુઘ્ન અને લક્ષ્મણ એ ભાઈઓ જે અવતાર લઈ પૃથ્વી ઉપર વિખ્યાત થઈ ગયા તે બધા મને મળ્યા અને મને ઘણું સુખ આપ્યું.

जोगेश्वर नव तांही बीराजे, अति समजा मम ज्ञान समाजे;
म्हेता तुलसी सुर जे देवा, जांनत सब शिरगुनके भेवा. ।।८।।

આ મૃત્યુલોકમાં થયેલા નવ યોગેશ્વરો તે પણ આ સ્થળે આવી બિરાજેલા હતા. તે

પણ મારા જ્ઞાનને અતિશય સમજ્યા હતા. વળી નૃસિંહ મહેતા, તુલસીદાસ, સુરદાસ, વામદેવ વગેરે સગુણના ભેદને જાણી તેના ગુણ ગાનારાઓ આ ધામને પામેલા હોઈ તેઓ પણ મને મળ્યા.

सो सबही मीलीये मम तांही, वसे विष्णु वैकुंठे जाहीं;
सावंत्री उमया लक्ष्मीजी, बोहोत कर्यो आदर मम रीझी. ।।९।।

આ ઉપર જણાવેલ સર્વ સગુણ ઉપાસકો જે વિષ્ણુએ વસાવેલા વૈકુંઠમાં ગયેલા તે સર્વ મને મળ્યા. વળી સાવિત્રી, ઉમિયા તથા લક્ષ્મીજીએ મારા ઉપર રીઝીને મારો ઘણો આદર સત્કાર કર્યો.

तीनको प्रेम कहा मम बरनुं, अति हेतारथ मुनिजन नरनुं;
आ भवमे कोइ नहि जन एसा, तीनका हेत कहुं कुन जेसा. ।।१०।।

આ સ્ત્રી પુરુષો તથા મુનિજનો વગેરે સર્વ ભક્તોનું મારા ઉપર અતિ હેત હોઈ તેમના જેવો પ્રેમ આ ભવને વિષે કોઈનો નથી. તો પછી તેમનું હિત મારા પરત્વે કેવું છે અને કોના જેવું છે તેનું વર્ણન હું શી રીતે કરી શકું!

अति दयाल तांहांके लोगु, सदा समज ना हरखने सोगु;
तेही सब जनकु बहु समजाये, बोहोरु हम सतलोक सधाये. ।।११।।

આ વૈકુંઠ ધામના લોકો અતિ દયાળુ હોઈ સમજમાં સદાય રહેતા હતા જેથી તેમનામાં હર્ષશોક હતો જ નહિ. આ બધા હરિજનોને ખૂબ સમજાવ્યા બાદ હું સતલોકમાં ગયો.

सतलोकनकी कहा कहुं करनी, एसी नहि दृढ़ता आ धरनी;
सतलोकनके राइ बखानुं, नाम नवेश सबे हम जानुं. ।।१२।।

સત્યલોકમાં વસતા સર્વજનોની ઉત્તમ કરણી હોઈ જેનું વર્ણન કરવું મુશ્કેલ છે. તેઓ અખંડ દઢતાવાળા હોઈ આ બાજુ આ પૃથ્વી ઉપર તેમના જેવી દઢતાવાળા કોઈ નથી. આ સત્યલોકના રાજા વખાણને પાત્ર હોઈ સર્વના નામ હું જાણું છું; તે કહું છું તે સાંભળો.

उजागर अरुणामये स्वांमी, वसे सदा सतलोक सधांमी,
तीनके सखा कहुं मम सोइ, सांभलजो चितमे चित प्रोइ; ।।१३।।

આ સત્યલોકમાં ઉજાગર અરૂણામય સ્વામી નામે રાજા પોતાની રાજધાની વસાવીને

રહેતો હતો. તેના સખારૂપ મિત્રો જે તેની પાસે રહેતા હતા તેમનાં નામ કહું છું જે ચિત્ત દઈને સાંભળો.

मुनिदास संतोक क्षीमाकर, शील रहेश जश गुनके आगर;
जेही नाम दुनिया सब जाने, सहेज शील संतोष बखाने. ॥१४॥

મુનિ, દાસ, સંતોષ, ક્ષમા, શીલ રહેશ અને જશ આ ગુણોવાળા રાજાના મિત્રો હોઈ તેની પાસે રહે છે. આ જણાવેલાં નામ મૃત્યુલોકમાં જાણીતાં હોઈ લોકો શીલ, સંતોષ વગેરેને વખાણે છે.

तेही नाम अहींया कुंन लावा, मृतलोक जानत सब ठावा;
जब रघुनाथ लीला वीपु पाये, तब सतलोकनथे लेइ आये. ॥१५॥

આ સત્યલોકનાં નામ મૃત્યુલોકમાં કોણ લાવ્યું કે જેથી આ જગત આ ઠાવકાં નામને જાણે છે ! જ્યારે રઘુવંશમાં રામચંદ્ર લીલાવિસ્તાર કરવા અવતાર લઈને આવ્યા ત્યારે આ સત્યલોકમાંથી રાજાના આ નામધારી સખાઓને સાથે લઈને આવ્યા હતા.

लाये कीया आंही विस्तारा, ताते जानत सब संसारा;
ओर नाम में केतेक बरनुं, सतलोकनके नारी नरनुं. ॥१६॥

આ નામ સત્યલોકમાંથી લાવેલા હોઈ અહીં તેનો વિસ્તાર કરેલો છે તેથી જ આ બધો સંસાર તેને જાણે છે. આ સિવાય સત્યલોકના સ્ત્રી પુરુષોનાં બીજાં અનેક નામ છે પણ તે કેટલાકનું વર્ણન કરું !

निरालंब सरवनके भेखु, सदा निरंतर सत संतोखु;
तांहां हम केतेक दिन निरवाहा, सतलोक हमकु बहु चाहा. ॥१७॥

આ સત્યલોકમાં રહેનારાઓનો ભેખ નિરાલંબ હોઈ તેઓ સદાય સત્ય અને સંતોષમાં રહે છે. ત્યાં મેં કેટલાક દિવસ નિર્વાહ કર્યો જ્યાં લોકો મને ઘણું ચાહતા હતા.

सत शब्द दीना सरवनकु, चेताये सतके लोकनकु;
तांही नाम हंम ओरही धरीया, सत सांमृथ सबहुने कहीया. ॥१८॥
सत सांमृथ सबने उर राखा, केहं कुवेर जेसे हम भाखा. ॥१९॥

આ સતલોક નિવાસી સર્વલોકને સત શબ્દ આપી ચેતવ્યા. ત્યાં મેં બીજું નામ ધારણ કરેલું હોઈ સર્વલોકો મને "સતસાંમૃથ" કહેતા હતા, મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે

કે આ નામને સમજાવવા જે પ્રકારે મેં પ્રકાશ કર્યો તે પ્રકાર તે જ પ્રમાણે સમજીને સર્વલોકોએ સતસાંમૃથ નામ ઉરમાં રાખી આ સતસાંમૃથ નામને ધારણ કરેલું છે.

## તાપસલોક પ્રવેશકો - અંગ-૪૨મું

**बोहोरु हम तपलोक सधाये, उठी लागे तपसी सब पाये;**
**तापसके कहु इष्ट बखानी, जीने सब मानत गुरुपरमानी. ॥१॥**

ત્યાર પછી હું તપલોકમાં આવ્યો. ત્યાંના તપસ્વીઓ મને જોઈ પગે લાગ્યા આ તાપસના તપસ્વીઓમાં ઈષ્ટ તરીકે એક મહાન તપસ્વી છે જેને સર્વ તપસ્વીઓ ગુરુ તરીકે માને છે.

**आसन सीध लगाये सुमता, तांहां बेठे स्वामी दृढ मुमता;**
**ऋष्टाकर सिंधु जीन नामा, तापसलोक बसे तेही धामा. ॥२॥**

આ ગુરુ તરીકે મનાતા સિદ્ધ પુરુષ ઉત્તમ મતિવાળા હોઈ દૃઢ નિશ્ચયાત્મક યોગના અહંમેવને ધારણ કરી આસન લગાવી બેઠા હતા ! તેમનું નામ કષ્ટાકરસિંધુ હોઈ તે તાપસલોકમાં રહેતા હતા.

**क्रेतेक दिन हम तांहां रुचि पाये, लक्ष अगाध तीनु सुनवाये;**
**तापसलोक पमाड विरामी, नाम तांहां मम अच्युतस्वामी. ॥३॥**

આ તાપસલોકમાં હું કેટલાક દિવસો રહ્યો અને આ તપસ્વીને અગાધ લક્ષની પ્રાપ્તિ કરાવી આપી. આ તાપસલોકમાં સર્વને વિરામ પમાડ્યા અને, ત્યાં હું અચ્યુત સ્વામીના નામથી ઓળખાયો.

**बोहोरु हम जनलोक पधारे, अति आदर देइ नेह वधारे;**
**जनलोकनको राइ समरणु, देखत उठी लाग्यो मम शरणु. ॥४॥**

ત્યાર પછી જ્યારે હું જનલોકમાં આવ્યો ત્યારે તે લોકોએ અતિ સ્નેહપૂર્વક મારો આદર સત્કાર કર્યો. આ જનલોકનો રાજા પણ મને જોઈ મારે શરણે આવ્યો.

**आसन पर मम लेइ बेसारा, दीनो सुख अति प्रेम अपारा;**
**जीनके पारखत कहुं बखांनी, जेहे प्रथम मम भेठे आंनी. ॥५॥**

તેનો પ્રેમ અપાર હોઈ તેણે મને આસન પર બેસાડી અતિ સુખ આપ્યું. તે રાજાના પાર્ષદો (દેવના સેવકો) વખાણવા જેવા હોઈ તેમણે મને પ્રથમ ભેટ અર્પણ કરી.

**मनीरत अजीरत सुचीरत सोइ, विरतीरत धीरतीरत कीरतीरत जोइ;**
**ए रवट पारखत कहीये जाकु, जन लोकनके इष्ट सेवाकु ॥६॥**

તેમનાં નામ મણિરત, અજીરત, શુચિરત, વિરતિરત, ધીરતીરત અને કીર્તિરત હતાં. આ છ પાર્ષદો જનલોકના રાજાની પાસે રહી સેવા કરતા હતા.

**अति आनंद बोहोत दिन कीना, जनके लोक भये रंग भीना;**
**अति परमोध दीये में तीनकुं, एकएकपे राखी भिन्न भिन्नकु. ॥७॥**

આ સમુદાયમાં ઘણા દિવસ અતિ આનંદ કર્યો. આ જનલોકના લોકો જ્ઞાનમાં રસબસ હોઈ પ્રેમના રંગથી ભીંજાઈ ગયા હતા. મેં તે દરેકને પૃથક પૃથક સમજાવી અતિ ખુશ કર્યા.

**पूछन लोक लगे बुद्धि आगर, नाम कह्यां हंम अमृत सागर;**
**जन लोकनकु देइ मम ध्याना, महरलोक फेरी कीया पीयाना ॥८॥**

છેવટે આ લોકો મને બુદ્ધિપૂર્વક પૂછવા લાગ્યા કે આપનું નામ શું છે ? ત્યારે મેં તેમને મારું નામ અમૃતસાગર કહ્યું અને તે લોકોને આ નામનું ધ્યાન ધરવા સમજાવ્યું. ત્યાર પછી મેં મહર્લોકમાં પ્રયાણ કર્યું.

**महरलोक मंडुसर राजा जीनके लोक सबेही सकाजा;**
**हम देखत सबही उठी धाये, महरपति भोवन पधराये. ॥९॥**

આ મહર્લોકમાં મંડુસર નામનો રાજા હતો, આ લોકના સર્વ સત્યકાર્ય કરનાર હોઈ મને દેખાતાંની સાથે દોડી આવ્યા અને શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે મારી રાજાના ભુવનમાં પધરામણી કરી.

**महरलोकके राजा नेकी, भाव कर्यो मम अति विसेकी;**
**तीनके सेवक अजीत सचेता, गीरीधज श्रेणीधज कियो अति हेता. ॥१०॥**

આ મહર્લોકનો રાજા નેકીવાળો હોઈ મારા ઉપર અતિ વિવેકભર્યો વિશેષ ભાવ રાખતો. તેના અજીત, સચેત, ગીરીધજ અને શ્રેણીધજ નામના સેવકો મારા ઉપર અતિ હેત રાખતા હતા.

**ओर सकल लोकनके भावा, हंम सबकु सत वस्त बतावा;**
**बोहोतीक दिन हमकु तांहां राखा, नाम मेरा सचुतामणि भाख्या. ॥११॥**

આ લોકના બીજા લોકોનો ભાવ પણ મારા ઉપર ઘણો હતો એથી મેં તેમને સત્યરૂપ

વસ્તુ બતાવી. તેમણે મને ત્યાં ઘણા દિવસ રાખ્યો જ્યાં તેઓ મને સચ્ચિદમણિ નામથી સંબોધતા હતા.

जब तांहांथे हम चंचल भयेउ, लोक सकल उदासी थयेउ;
जब आइ परनीपत कीनो, प्रगट जाप सचुतामणि दीनो. ॥१२॥

જ્યારે હું ત્યાંથી જવા ચંચળ ગતિવાળો થયો ત્યારે ત્યાંના બધા લોકો ઉદાસ થઈ મારે શરણે આવ્યા અને મને પ્રણામ કર્યા એટલે મેં તેમને મારો સચ્ચિદમણિ નામનો પ્રગટ જાપ આપ્યો.

गुप्तमंत्र शीखवायो ओरु, द्रुमंडल आये हंम बोहोरु;
ओरलोक सब अगबग छाडे, चेताये जेतने भये आडे. ॥१३॥

આ લોકોને મારો ગુપ્તમંત્ર શીખવાડ્યા બાદ હું ધ્રુવમંડળમાં આવ્યો, ત્યાં આવતાં બીજા આજુબાજુના કેટલાક લોકમાં હું ગયો નહિ; માત્ર જે લોક રસ્તામાં આવ્યા તેમને જ મેં ચેતવ્યા છે.

जांहां जांहां हमकु आदर कीना, तेही तेही लोकन माहापद दीना;
बीन आदर दीना नहि पावु, सुधेडघर डगर चली आवुं. ॥१४॥

જે લોકમાં મારો આદર સત્કાર થયો તે તે લોકને મેં મહાપદ પ્રાપ્તિનો લક્ષ આપ્યો છે. જ્યાં મારો આદર થયો નથી ત્યાં મેં પગ મૂક્યો નથી. માત્ર સીધે રસ્તે જ હું ચાલ્યો આવ્યો છું.

भूरलोक गांधर्व ओरु कींद्र, ए छांडे चोथा बोहोरु इंद्र;
अब सुनीयो ध्रका सनमाना, जीनके उर अहोनिश हरिध्याना. ॥१५॥

ભૂર્લોક, ગાંધર્વલોક, કિન્નરલોક અને ઈન્દ્રલોકને છોડી દઈ જ્યારે હું ધ્રુવમંડળમાં આવ્યો ત્યારે ત્યાં જેના દિલમાં હરિનું અખંડ ધ્યાન છે એવા ધ્રુવજીએ ઘણા સન્માનપૂર્વક મારો સત્કાર કર્યો.

कुटुंब सहित सबही हरखाये, हम देखत उठी लागे पाये;
बोहोत कर सनमान सहेतर, लेइ गये जांहां अपने घर भीतर. ॥१६॥

મને દેખતાં તેમના કુટુંબ સહિત સર્વ જનો હર્ષ પામ્યા, અને તરત ઊઠીને પગે લાગ્યા. પછી ઘણા પ્રેમથી સન્માનપૂર્વક તેમને ઘેર લઈ ગયા.

**अति आनंदमये सुख सेहेजा, सुगंधी काहा कहु तीन हेजा;**
**तेही आसन मोइ लेइ बेसारा, परनीपत कीनो परिवारा. ॥१७॥**

જ્યારે મને ઘરની અંદર લઈ ગયા ત્યારે તે ઘરમાં સુગંધથી તરબોળ હોય એવી સુખશય્યાવાળા આસનમાં અતિ આનંદપૂર્વક મને બેસાડી સર્વલોકોએ પ્રણામ કર્યા.

**तब चरचा बुजी कुसलाता, हम अनुभव खोलो साक्षाता;**
**सुनत ज्ञान सबके मन भावा, धन्य हमेरे भायग तुम आवा.॥१८॥**

મેં તેમની કુશળતા પૂછ્યા બાદ મારા જ્ઞાન અનુભવનો માર્ગ ખુલ્લો કર્યો. આ જ્ઞાનનાં વચનો સાંભળીને તેઓ ભાવપૂર્વક કહેવા લાગ્યા કે અહો ! અમારાં ધન્યભાગ કે આપનાં દર્શન થયાં.!

**करतार्थ कीना तुम आजु, कैवल शब्द सुनये अवाजु;**
**ध्रुमंडल हुता जन जेता, शब्द सुनी मम भये सचेता.॥१९॥**

જ્યારે તેમણે મારો કૈવલ શબ્દનો અવાજ સાંભળ્યો ત્યારે તેઓ કહેવા લાગ્યા કે તમે આજે અમોને કૃતાર્થ કર્યા છે. આ ધ્રુવમંડળમાં જેટલા જનો હતા તે સર્વ આ શબ્દ સાંભળીને સચેત થઈ ગયા.

**करन लगे चरचा हंम स्वामी, अद्‌भुत ज्ञान कचारी जामी;**
**एक एकसे बूजा बहु प्रश्नन, समज अगाद करीआ त्रस्म.॥२०॥**

પછી જ્યારે હું આ કૈવલજ્ઞાનની ચર્ચા કરવા લાગ્યો ત્યારે ત્યાં જ્ઞાનની કચેરી અદ્‌ભુત ભરાયેલી હતી. તેમાંના દરેક જને ઘણા પ્રશ્નો પૂછ્યા તે તમામને અગાધ ગતિની સમજ આપી તૃપ્ત કર્યા.

**जे जेहेने हुती आकंशा, बुजतही हम टाल्या संसा;**
**जब छूट्या संशे सरवनका, तब नाख्या मत अपने मनका.॥२१॥**

જેમને જે પૂછવાની આકાંક્ષા હતી, તે તે પૂછતાંની સાથે જ અમોએ તેઓના સંશય ટાળ્યા હતા. આમ સર્વના સંશય ટળી ગયા ત્યારે તેમને પોતાના મનની મતવાળી માન્યતાને છોડી દીધી.

**कैवलमंत्र कह्यो में जबही, स्वांत बुंदवत ग्रह्यो सबही;**
**अति दृढता अपनी सरवनकु, कैवलज्ञान कह्यो जब जनकु.॥२२॥**

આમ મનની મતવાળી માન્યતા છૂટી ગયા પછી જ્યારે મેં તેમને કૈવલમંત્ર કહ્યો ત્યારે

તે બધાઓએ શાન્ત બુંદવત (સ્વાતિ બુંદવત) આ લક્ષને ગ્રહણ કર્યો. આમ મેં તેમને કેવલજ્ઞાન કહ્યું ત્યારથી તેમને અતિ દઢતા ઉત્પન્ન થઈ છે.

**ध्रु आनंद अति सुख पाये, धन्य स्वामी ममलोक चेताये;**
**मास चतुर हंम तांही निवासे, अहोनिश अनभे ज्ञान प्रकाशे. ।।२३।।**

આ જ્ઞાનથી ધ્રુવજીએ અતિ આનંદનું સુખ પ્રાપ્ત કર્યુ, ત્યારે કહેવા લાગ્યા કે હે સ્વામી ! આપને ધન્ય છે કે આ મારા સર્વલોકોને ચેતાવ્યા ! આમ ચાર માસ રહીને અહોરાત્રિ અભય જ્ઞાનનો પ્રકાશ કર્યો.

**बोहोरु हम तांहांथे उठी आये, ध्रुमंडल सबलोक दुखाये;**
**ध्रुकीनी अस्तुत्य अपारा, फेरी आइयो स्वांमी मम द्वारा. ।।२४।।**

જ્યારે મેં આ લોકમાંથી પ્રયાણ કર્યું ત્યારે ધ્રુવમંડળના સર્વલોકને ઘણું દુઃખ થયું અને ધ્રુવજી અપાર સ્તુતિ કરી કહેવા લાગ્યા કે હે સ્વામી ! બીજી વાર મારે ઘેર પધારવા કૃપા કરશો.

**तांहां दीना हंम अंग आकारु, अविगत साहेब नाम हमारु**
**सबके उर अविगत दृढ़वाये, एही विधि हंम ध्रुलोक चेताये. ।।२५।।**
**करी परणाम रहे तांहां सबही, आये कुवेर ऋषिमंडळ जबही. ।।२६।।**

આ ધ્રુવમંડળમાં મારા શરીરનું નામ અવિગત સાહેબ આપેલું અને દરેકના હૃદયમાં આ નામ જ દઢ કરાવેલું. આ વિધિ પ્રમાણે ધ્રુવલોકને મેં ચેતાવ્યો છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ સર્વ લોક મને પ્રણામ કરી રહ્યા અને હું ઋષિમંડળમાં આવ્યો.

## ઋષિમંડલ પ્રવેશકો - અંગ-૪૩મું

**ऋषिमंडल सब अस्थिर तारा, चलत चलत हम किया झवारा**
**सप्त ऋषि मिलीये उरलाइ, कैवल कीरती तांहां हम गाइ. ।।१।।**

ઋષિમંડળ તારારૂપે હોઈ અસ્થિર છે. ત્યાંના લોકોએ મને ચાલતાં ચાલતાં જુહાર કર્યો. ત્યાં સપ્તઋષિઓ મને ઉરમા લઈ મળ્યા છે. જ્યાં સકર્તા સત્‌કેવલની કીર્તિ મેં ઘણી જ ગાઈ બતાવી છે.

**सुनी कैवल कीरती ऋषि जबही, अंति आनंद भये मन तबही;**
**जब हम कैवल लक्ष बतैयो, ए निजनाम अहोनिश गैयो. ।।२।।**

જ્યારે ઋષિઓએ સકર્તા કૈવલની કીર્તિ સાંભળી ત્યારે તેમને અતિશય આનંદ થયેલો

હોઈ તેમને કૈવલલક્ષ આપ્યો અને આજ નિજનામ હોઈ તમો તેમનું અહોરાત્રિ યશોગાન કરશો એમ મેં તેમને કહ્યું.

**ऋषि लागे बूजनकु सारा, कोहो स्वामी कोन नाम तुमारा;**
**तब हम बोले आद्य विचारी, परमपुरुष कियो नाम उचारी. ।।३।।**

આ સાંભળી ઋષિઓ મને પૂછવા લાગ્યા કે અહો સ્વામી ! આપનું નામ શું છે તે કહો, ત્યારે હું આદ્ય (પ્રથમ) વિચાર કરીને બોલ્યો કે મારું નામ પરમ પુરુષ છે.

**ऋषिमंडल जानत सब कोइ, परमपुरुष परमेश्वर ओइ;**
**येम जाणी सबने शिर नाये, बोहोरु हम शनिमंडल आये. ।।४।।**

ત્યારથી જ આ નામ ઋષિમંડળના લોકોમાં જાણીતું થયેલું હોઈ આ જ નામધારી પરમેશ્વર છે એમ જાણી સર્વલોકોએ માથું નમાવ્યું; ત્યાર બાદ હું શનિમંડળમાં આવ્યો.

**शनिमंडल चलतांही चेताये, तांहां हम कैवल लक्ष द्रढाये;**
**तांहां जब नाम हमारा बूजा, परमपुरुष कीना नहि दुजा. ।।५।।**

ચાલતાં ચાલતાં કૈવલલક્ષ દૃઢ કરાવી આ શનિમંડળ ચેતાવ્યું છે અને ત્યાં પણ જ્યારે મારું નામ પૂછ્યું ત્યારે બીજું ન કહેતાં પરમપુરુષ જ કહ્યું છે.

**परमपुरुष करी सबने गावा, शनिमंडल सरवे सुख पावा;**
**बोहोरु हम गुरु मंडल सधारे, भ्रस्पति अति नेह वधारे. ।।६।।**

આ પરમ પુરુષ નામ ગાઈને શનિમંડળના સર્વ લોકો સુખ પામ્યા છે. ત્યાર પછી હું ગુરુમંડળમાં ગયો. ત્યાંના બૃહસ્પતિ મારા ઉપર અતિ સ્નેહ રાખતા હતા.

**तांहां पण लक्ष कह्या हंम तेही, भ्रेस्पति भये सुध स्नेही;**
**मेरा पण तेहका तेह नामा, जेही किना आगे ऋषि धामा. ।।७।।**

આ મંડળમાં પણ ઉપર કહ્યા પ્રમાણે જ લક્ષ કહેલો હોઈ મારું પણ તેને તે જ નામ રાખેલું હતું. બૃહસ્પતિ શુદ્ધ સ્નેહને પામેલા હોઈ તેમાં જ મસ્ત રહ્યા છે.

**बोहोरु हंम मंगलपे गइया, तेहका ते लक्ष तांहां कहीया;**
**फेरी आये बुधका जांहां वासा, तांहां हंम सत शब्द प्रकाशा. ।।८।।**

જ્યારે હું મંગળ પાસે ગયો ત્યાં પણ તેનો તે જ લક્ષ કહ્યો, પછી જ્યાં બુધનો વાસ હતો ત્યાં આવી મેં તેમના આગળ સત શબ્દનો પ્રકાશ કર્યો.

सत शब्द माहाटेर अगादा, बुध मिलीये छोडी मनमादा;
कैवलध्यान कह्यो हम जबही, बुध आनंद भये मन तबही. ॥९॥

આ સત્ શબ્દની ટેર મહાન અગાધ હોઈ બુધ મનના બાહ્ય આનંદને છોડીને આ અગાધપતિને પામ્યા. જ્યારે મેં કૈવલનું જ્ઞાન તથા ધ્યાન સમજાવ્યું ત્યારે બુધનું મન ઘણું આનંદ પામ્યું.

पीछे हंम शुकर जांहां आये, देखतही उठी लाग्यो पाये;
करी अस्तुति महा दीन होइ, तुम आदि पुरुष हो कोइ. ॥१०॥

ત્યાર પછી જ્યાં શુક્ર રહે છે ત્યાં હું ગયો. મને જોતાંની સાથે ઊઠીને તે અતિ દીનતાપૂર્વક સ્તુતિ કરી મને પગે લાગી કહેવા લાગ્યા કે તમે કોઈ આદિ પુરુષ હોય એમ લાગે છે.

बोहोत कह्या अवगुन आपनांका, बली राजा जाचे हरि तांहांका;
तेही अपराधे डरपत फरहुं, महाजन देखी चरने परहु. ॥११॥

જ્યારે બલિરાજાને ત્યાં વામનસ્વરૂપે યાચના કરવા શ્રીહરિ આવેલા ત્યારે તે યજ્ઞના વિઘ્નકર્તા તરીકે મેં કનડગત બહુ કરેલી એ વગેરે પોતાના સર્વ અવગુણ શુક્રે કહી બતાવ્યા. વળી તે કહેવા લાગ્યા કે આ પ્રકારે કરેલા અપરાધને લીધે ડર રાખીને ફરતો ફરું છું અને કોઈ મહાપુરુષ મળે તો તેમના ચરણે પડી આ અપરાધની ક્ષમા માગું છું.

अति विज्ञान कह्यो वा जंनकु, शांत भयो शुकरके मनकु;
तांहां हंम नाम तेहका तेह लीना, कैवललक्ष लखाइ दीना. ॥१२॥

આ ભયભીત થયેલા શુક્રને વિજ્ઞાનનું અતિ જ્ઞાન કર્યું. તે સાંભળી તેનું મન શાન્ત થયું.ત્યાં પણ મારું નામ તેનું તે હોઈ કૈવલલક્ષ તેમના દિલમાં લખાવી દીધો છે.

फेरी तारामंडल हम आना, तांहां तेहका तेह कीना ज्ञाना;
सत शब्दकी टेर सुनाइ, कैवललक्ष पुरातन गाइ. ॥१३॥

પછી હું તારામંડળમાં આવ્યો અને તેનું તે જ જ્ઞાન ત્યાં પણ કર્યું. તેમને પણ સત શબ્દની ટેર સંભળાવી જે પુરાતન કૈવલલક્ષ છે તેનું જ વર્ણન કર્યું.

सत शब्द उरघन उर लावा, तब सबके मनमें हंम भावा;
करी आदर मीलीये सब कोइ, महाजनकी बूज होती सोइ. ॥१४॥

જ્યારે આ તારાઓ સત્ શબ્દને ઉરમા લાવી સમજ્યા ત્યારે તેમને મારા ઉપર

ઘણો ભાવ ઉત્પન્ન થયો અને મહાપુરુષની જેટલી બૂજ કરી શકાય તેટલી બૂજ કરી મને બધા આદરપૂર્વક મળ્યા. જેનામાં જેટલી જાણવાની બુદ્ધિ હતી તેઓ તેટલું સમજેલા છે.

**ओर रजो गुनके सब यारी, जीनकु हरिभक्ति नहि प्यारी;**
**सो देखादेखी शिर नाये, सत शब्द उर नहि समजाये. ।।१५।।**

આ સિવાયના જે રજોગુણના યારી હતા તેમને આ હરિની ભક્તિ ઉપર પ્રેમ થયેલો નહિ પણ સર્વ સમૂહને લીધે માત્ર દેખાદેખી માથું નમાવતા હતા, પરંતુ તેઓ સત શબ્દના સ્વરૂપને સમજ્યા નહોતા.

**जीनके समजा तीने सत करी मांना, आद्यपुरुष हमकु करी जांना;**
**कहन लगे मंडल सवतारा, हंम कब होये मनख अवतारा. ।।१६।।**

જે જે આ સત્ શબ્દને સમજેલા હતા તેમણે તેમણે તે સત્ય કરી માની લીધેલો હોઈ મને આદિ પુરુષ તરીકે ઓળખેલો હતો. આ મંડળના સર્વ તારાઓ કહેવા લાગ્યા કે અમારો મનુષ્ય અવતાર ક્યારે થશે ?

**जो मनखातन हंमही पइये, तो सतसंग तमारो करीये;**
**आंहां हम चलत चलत काहा करही, ससुमार धीरज नहि धरही.।।१७।।**

જો કદાચ હમોને મનુષ્ય શરીર પ્રાપ્ત થાય તો સદાને માટે આપનો સત્સંગ કરીએ; કારણ કે અમારું (તારા મંડળનું) સ્થાન ચલિત છે એટલે આ દિવ્ય અનુભવવાળો સત્સંગ ચાલતાં.ચાલતાં કેવી રીતે કરી શકીએ ? કેમ કે આ સસુમાર ચક્ર કદીયે ધીરજ ધરીને ઊભું રહેતું નથી.

**ताते हम इछत अवतारा, अवनि के पर वारंवारा;**
**तम संग जीवपद सद छुटे, माया मोह अति बल त्रूटे. ।।१८।।**

એટલા જ માટે અમો પૃથ્વી ઉપર વારંવાર મનુષ્ય જન્મ લેવાની ઈચ્છા કરીએ છીએ; કેમકે તમારા સંગે કરીને સત્ય રીતે જીવપણું છૂટી જાય અને અતિ મોહયુક્ત માયાનું બળ તે પણ દૂર થાય એમ છે.

**एहेवुं ज्ञान अपार तमारुं, सबके मन आयो पतियारुं;**
**तुम जेसे पुरुष नहि आवा, कैवललक्ष न कोउ सुनावा. ।।१९।।**

આ પ્રમાણે તમારું જ્ઞાન પારાવાર હોઈ સર્વના મનને પ્રતીતિ આવેલી છે. વળી અત્યાર

સુધી તમારા જેવા કોઈ પુરુષ અત્રે આવેલા નથી એટલે સકર્તા સત્કૈવલનો લક્ષ કોણ સંભળાવે !

आगे एक पुरुपा आये ते, तुम जेसी बांनी कहे ते ते;
केहे तेहका तेह होहु तुमही, येसी परख परतहे हमही.।।२०।।

આગળ કોઈ એક પુરુષ આવેલા હતા અને તમારા જેવો જ ઉપદેશ કરતા હતા. એ ઉપરથી તમો તેના તે જ પુરુષ હોય એમ અમોને પરીક્ષા થાય છે.

सो जुगमांही कबीर कहाये, जीवन कोट अनंत चेताये;
येसा हो पुरुषा तुम कोइ, लक्षमते देख्या हंम सोइ.।।२१।।

મૃત્યુલોકમાં તે પુરુષ કબીરના નામથી ઓળખાય છે, જેણે અનંતકોટિ જીવોને ચેતાવ્યા છે. તમારા લક્ષ મતના ન્યાયે કરીને તમોતેમના જેવા હોય એમ લાગે છે.

तब हम नाम लीया तीन आगे, जेहे केहेते आये ऋषि जागे;
नाम सुनी समजे मनमांही, अब स्वामी राखो शरनांही.।।२२।।

આ તારા, ઋષિ વગેરે જે મનમાં ને મનમાં સમજીને કહેતા હતા કે આગળ જે પુરુષ આવ્યા હતા તેના તે જ આ આવેલા પુરુષ છે એટલે આ તારા ઋષિ વગેરેને મેં મારું ખરું નામ કહ્યું ત્યારે તે મનમાં ને મનમાં સમજ્યા અને કહેવા લાગ્યા કે હે સ્વામી ! અમોને આપના શરણમાં રાખો.

तीनु शरन हमारे करही, कैवललक्ष रखो निस्तर ही;
बोहोरु हंम शशीमंडल आये, कुटम सहित शशीके सुख पाये.।।२३।।

આ તારાઓ કે જે મારે શરણે આવ્યા તેમને મેં કહ્યું કે જો તમે આ આપેલો કૈવલ લક્ષ રાખશો તો જ તમારો નિસ્તાર થશે. આમ કહી હું શશીમંડળમાં આવ્યો. આ મંડળમાં જતાંની સાથે જ કુટુંબ સહિત શશીને પુષ્કળ સુખની પ્રાપ્તિ દેખાઈ હતી અને તે સર્વએ મને પણ સુખ આપ્યું હતું.

महा आनंद अति सुख दीनो, तांहां पण हम कैवललक्ष कीनो;
चंदरकी जेतनी अरधंगी, ज्ञान सुनी मम भइ उमंगी.।।२४।।

અહીંયા પણ મને મહાન આનંદ આપ્યો છે. અહીં પણ કૈવલલક્ષ તેને તેજ પ્રકારે કહ્યો છે. આ ચંદ્રની જેટલી સ્ત્રીઓ હતી તે સર્વ મારું જ્ઞાન સાંભળીને ઉમંગી બની ગઈ હતી.

कुटम सहित चरनन मम राचे, कहन लगे सद्गुरु तुम साचे;
तब हम दीना कैवल ध्याना, रविमंडल जब कीयो पीयाना.।।२५।।

આ બધુંએ કુટુંબ મારા ચરણમાં આવીને કહેવા લાગ્યું કે તમે જ સદ્દગુરુ હોઈ સાચા છો આ બધાઓને કૈવલનું જ્ઞાન તથા ધ્યાન સમજાવી હું રવિમંડળમાં ગયો.

देखत दिनकर दोउ कर जोरा, अरुण सहित बहु कीया नीहोरा;
रविको तेज अति बलराजे, मेरा पण तन अविगत छाजे.।।२६।।

મને જોતાંની સાથે દિનકરે બંને હાથ જોડ્યા, તેમનો સારથિ જે અરૂણ તે પણ મને નિહાળી નિહાળીને જોતો હતો. આ રવિમંડળમાં રવિનું તેજ અતિ બળવાન હતું અને મારું શરીર પણ અવિગત હતું.

अव्याक्रत मेरो तन सोइ, सूरज आंच न लागे कोइ;
केतेक दिन हलमल तांहां रहीया, कैवल ज्ञान पुरातन कहीया.।।२७।।

આ પ્રમાણે અવિગત એટલે અવ્યાકૃતરૂપે મારું શરીર હોવાને લીધે સૂર્યના અતિ તાપની આંચ મને લાગી શકી નથી. આ લોકમાં પણ કેટલાક દિવસ હળીમળીને રહ્યો અને પુરાતન કૈવલજ્ઞાનનો પ્રકાશ કર્યો.

सुनी पुरातन कैवल ज्ञाना, समज गये रवि सुघड सह्यांना;
अहो महा अद्भुत कोइ देशा, तुम स्वामी कोइ अकल नरेशा.।।२८।।

આ પુરાતન કૈવલજ્ઞાન સાંભળતાં જ સુઘડગતિનો શાણો રવિ સમજી ગયો અન કહેવા લાગ્યો કે અહો! તમારો કોઈ મહાન અદ્દભુત દેશ છે અને તમે કોઈ અકળ પુરુષ છો !

कहो करुणाकर कांहांसे आवा, अरूढ अगाध लक्ष जो लावा;
तब हम कीना आद मकांना, कैवलथे निज कीया पीयांना.।।२९।।

હે કૃપાળું ! કરૂણા કરીને કહો કે આપ આ અરૂઢ અગાધ લક્ષ ક્યાંથી લઈને આવ્યા છો ? ત્યારે મેં તેને મારો આદિ મુકામ જણાવી સકર્તા સત્‌કૈવલને ત્યાંથી મેં પ્રયાણ કર્યું છે એમ કહ્યું.

हंम हंसा कैवलधामनका, करन पठाये काज लोकनका;
कैवलकी आज्ञा जब होइ, तब हम कीया पीयाना सोइ.।।३०।।

હું કૈવલધામનો હંસ હોઈ જગત કલ્યાણ અર્થે સકર્તાએ મને મોકલ્યો છે, જ્યારે મારા કૈવલની આજ્ઞા થઈ ત્યારે જ હું ત્યાંથી નીકળ્યો છું.

**सो हंसा हम तन धरी आये चौदलोक चैतावन चाहाये;**
**सुनी मम बचन ध्यान कैवलके, धंन स्वामी तांहांथे आये चलके. ॥३१॥**

આ ચૌદ લોકને ચેતાવવા માટે હું હંસ સ્વરૂપે હોવા છતાં આ શરીરને ધારણ કરી આવ્યો છું. આ મારા વચન તથા કૈવલ ધ્યાન સાંભળી રવિ ઘણો ખુશ થયો અને કહ્યું, હે સ્વામી! આપને ધન્ય છે કે તમો ત્યાંથી અહીં સુધી ચાલી આવ્યા છો!

**जेतने लोक ओलंगी आये, कोहो स्वामी काहा सबे चेताये;**
**तब हम बोले लक्ष उछाहु, हाम हंम चेताये सब काहु. ॥३२॥**

વળી સૂર્ય પૂછવા લાગ્યો કે હે સ્વામી! આપ જેટલા લોક ઓળંગીને આવ્યા તે બધા આપે ચેતાવ્યા છે કે કેમ તે મને કહો. આ સાંભળી મેં હા કહી જણાવ્યું કે હું ચેતાવતો ચેતાવતો આવ્યો છું. આમ ઉત્સાહભેર લક્ષપૂર્વક મેં તેને જવાબ આપ્યો.

**जब दिनकर दीनता होइ राचे, सत सत स्वामी तुम साचे;**
**महा मंतर सुरकु सुनवाये, बोहोरु हंम पोमीपर आये. ॥३३॥**
**सतकुवेर लेइ ज्ञान गगनकु, पाव धरे पोमी चेतनकु ॥३४॥**

આમ સાંભળતાં દિનકર દીન થઈ કહેવા લાગ્યો કે હે સ્વામી! તમે સાચા હોઈ સત્ય જ કહો છો. આ સૂર્યને મહામંત્ર સંભળાવી હું પૃથ્વી ઉપર આવ્યો. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ પ્રમાણે આ ગગનગામી જ્ઞાનને લઈ જગતમાત્રને ચેતાવવા હું પૃથ્વી ઉપર આવ્યો છું.

## અથ પોમી પર પ્રવેશ પ્રથમ પુષ્કર દીપકો-અંગ-૪૪મું

**चेतावंन पोमीकी परजा, कायम पंथ गाडाहंम गरजा;**
**प्रथंम श्रष्ट सधारे हंमही, ज्ञान विना भवमे बहु तंमही. ॥१॥**

પ્રથમ પૃથ્વી ઉપર હું રવિ મંડળ છોડીને પુષ્કર દીપ ચેતાવવાને માટે આવ્યો અને જોયું તો અહીંયાંના લોકો સ્વસ્વરૂપ તેમ જ કેવલજ્ઞાન વગરના જોવામાં આવ્યા. જેથી તેઓને કેવલજ્ઞાન સમજાવવા માટે મેં સિંહરૂપ ગર્જનાથી કાયમ પંથની શરૂઆત કરી.

**रवि मंडळ छोडी जब आये, पहेले पुस्कर दीप चेताये;**
**पुस्करमे जब कीया पीयांना, तांहां हम कायम नाम कहाना. ॥२॥**

હું સૂર્યમંડળ છોડી જ્યારે પ્રથમ પુષ્કર દીપમાં આવીને જ્ઞાનથી લોકોને જાગ્રત કર્યા ત્યાં મેં મારું નામ કાયમ પુરુષ જણાવ્યું છે.

हंम कायम कैवल मम स्वामी, चेतावन पठये बहु नामी;
तांहां हंम ज्ञांन पसारा पासा, पुस्कर दीप भये सब दासा. ॥३॥

હું સદા સદોદીત અને મારા ધણી તે પણ કાયમ સદોદીત કૈવલ છે. તેમણે મને આ સુવર્ણ ભૂમિમાં વસતા હંસોને જાગ્રત કરવાને મોકલવાથી મેં જ્ઞાનનો પસારો કર્યો છે, અને જે જ્ઞાન સાંભળવાથી તમામ હંસો અમારા શરણમાં આવીને જ્ઞાનના ગ્રાહી (વેત્તા) થયા છે.

अति कीरती कैवलकी गाइ, तब पुस्कर लोगु रुची आइ;
पूछंन लागे प्रेम सनेसु, कोहो स्वांमी कैवलका देशु. ॥४॥

જ્યારે મેં કૈવલના ગુણાર્વિંદ ગાયા ત્યારે તેમને ઘણો જ ભાવ ઉત્પન્ન થયો. ત્યાર બાદ મને સ્નેહપૂર્વક ભાવથી પૂછવા લાગ્યા કે હે સ્વામી ! અમને કૈવલકર્તા અને તેમનું સ્થાન સમજાવો.

कैवल देश कह्या हंम काजु, रेहेणी करणी सहित समाजु;
चले सकल रेहेनी कैवलकी, छोड देइ करीया सब हलकी. ॥५॥

ત્યાંના લોકોને રહેણીકરણી સાથેનું કૈવલજ્ઞાન સમજાવાથી તે મુજબ વર્તવા લાગ્યા અને તે સિવાયનાં એ કર્મકાન્ડની ઉપાસના છોડી દીધી.

कैवल लक्ष सबे उर राखा, समज परे तेसा हंम भाखा;
पुस्करके जेतने नर नारी, सनमुख भये जो जो अधिकारी. ॥६॥

પુષ્કરદીપમાં જે જે સ્ત્રી પુરુષોને હમો એ જે કૈવલ જ્ઞાનનો ઉપદેશ કર્યો તે લક્ષને જે જે અધિકારી શ્રોતાઓએ અંતરમાં ગ્રાહ્ય કર્યો તે તે જ્ઞાનવાન થયા છે.

आंन सकल सब भूले भरमा, समज परा नहि कैवल धरमा;
पुस्कर दीप रहे जो राइ, ताकी कथा कहुं समजाइ. ॥७॥

જે જે સ્ત્રી પુરુષોને કૈવલ જ્ઞાનની સમજ પડી નહીં તેઓ ભ્રમણામાં ભૂલા પડેલાં છે. હવે પુષ્કર દીપના રાજાની કથા કહી સમજાવું છું તે હે સ્ત્રી પુરુષો સાંભળો.

नाम जाहाको अलीरथ बाजे, अंबु शेहेर अस्थांन बिराजे;
ताको हे परधांन दलील, बुद्धिवंत माहा चतुर असील. ॥८॥

તે જ પુષ્કર દીપમાં એક ચક્રવતી રાજા હતો, જેનું નામ અલીરથ, અને અંબુ શહેરમાં

તેની રાજધાની હતી. જેના પ્રધાનનું નામ દલીલ હતું જે ઘણો બુદ્ધિશાળી, શૂરવીર અને ચતુર હતો.

**न्याव करन नीति सब जांने, राय सहित परतीती आंने;**
**एक सेहेस्त्र सत जाकु रांनी, तामे द्वादस अति सह्यांनी. ।।९।।**

તેમ જ ન્યાય નીતિમાં અગ્રણી હતો તેમ જ રાજાનો તેના પર ભારે ભરોસો હતો. તે રાજાને અગિયારસો (૧૧૦૦) સ્ત્રીઓ હતી, તેમાં બાર સ્ત્રીઓ શાણી અને ડાહી હતી.

**द्वादसमे द्वे कहीए जेठी, वचन सके नहि जाकु मेटी;**
**ताको अहीला सहीला नांमु, सत्त्व गुणी माहा सील वीरांमु. ।।१०।।**

તેમાં પણ રાજાના હક્કો ભોગવી શકે તેવી બે હતી, જેમનો પ્રભાવ રાજા પણ અટકાવી શકે નહિ તે પૈકી એકનું નામ અહલ્યા અને બીજીનું નામ સલ્યા કે જેમનામાં ઉચ્ચ પ્રકારના ગુણો અસ્તિત્વ ભોગવતા હતા.

**जाके पुत्र सोलसे साठु, तामे श्रेष्ट सुरमां आठु;**
**अष्टमांही पोमी पति एक, जे जायो सहु मोहोर विशेष. ।।११।।**

સદર રાજાને પુત્રો સોળસો સાઠ (૧૬૬૦) હતા તે પૈકી આઠ શૂરવીર, બળમાં પરાક્રમી, નીતિમાન, સુભટ અને સચેત હતા જે પૈકી એક પૃથ્વીપતિ હતો, અને તે સહુની પહેલો જન્મેલો હતો.

**ललीरथ कहीए जीनको नांमा, तेजवंत नीकसो पीतुदांमा;**
**एही परिवार सहित करे राजु, सकल धरमको सारे काजु. ।।१२।।**

જેનું નામ લલીરથ હતું તે તેજસ્વી, સત્યવક્તા, ન્યાયી અને ઇન્સાફનો અગ્રણી હતો. આવી રીતે રાજકુટુંબ મોટા વિસ્તારવાળું, સંપમાં એક મત રહી રાજા રાજ્ય કરતો હતો.

**ते राजा घेर कोई एक जोगी, आइ चढो कही सहेजे संजोगी;**
**बेठो बाग धकाइ धुनीयां, मांने राइ पीछे सब दुनियां. ।।१३।।**

તે જ રાજાને ઘેર એક યોગી અચાનક આવી ચઢ્યો અને રાજા રાણી અને રૈયત તેને ઘણા માનથી માનતાં હતાં. ગામથી દૂર બગીચામાં યોગી પોતે ધુણી સળગાવી રહેલા હતા અને શહેરના તમામ લોકો તેમના દર્શનાર્થે જતા હતા.

जोगीसु राजा अति राचो, रांनी सहीत भाव नहि काचो;
कुटुंब सहित राजा तांहां जाइ, प्रकमा देह लागे पाइ. ।।१४।।

તે યોગી પર રાજા અને રાણીનો ભાવ ઘણો જ હતો, જેમાં કોઈ પણ પ્રકારની ખામી હતી નહીં. જેથી રાજા ઘણા જ વખત કુટુંબ સહિત ત્યાં જઈને પરિક્રમા કરીને ચરણમાં નમસ્કાર કરતો હતો.

तेही बाग हंम एक दीन गएउ, जोगीसे भेडा जब भयेउ;
तब चरचा काढी हंम दोइ, तेही अवसर दुजा नहि कोइ. ।।१५।।

શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે -.

કેટલાક વખત બાદ મારે પણ એ બગીચામાં અચાનક જવાનું થયું, ત્યાં અમો અને યોગી ભેગા થવાથી જ્ઞાન વિષયોની ચર્ચા ચાલી તે પ્રસંગે બીજું કોઈ હતું નહિ.

जोगीसुं बुजा हंम ज्ञांना, आधीन होइ अति दीन अयांना;
तब जोगी बोले मंन खोली, तीन देव राखी मत ओली. ।।१६।।

શ્રી કુવેર સ્વામીજીએ તે યોગીરાજને આધીન થઈ દીન વચનોથી કેટલાક પ્રશ્નો પૂછયા. ત્યારે યોગીરાજે અધિકારી પરત્વે પૂરા પ્રેમથી શિવ, બ્રહ્મા અને વિષ્ણુનું પદ કહી સમજાવ્યું.

सात्त्विक ज्ञांन कह्या अति सारा, तीन देव थापे अधिकारा;
तीन देव ओरु चोथी माया, सबकी आद्य निरंजन राया. ।।१७।।

તદ ઉપરાંત સાત્ત્વિક જ્ઞાન પણ ઘણું સારું કહ્યું અને આગળ ચાલતા ત્રણ દેવો તથા ચોથી માયા એટલે પ્રકૃતિ અને સૃષ્ટિના આદિ નિરંજનદેવ ત્યાં સુધીનું જ્ઞાન કહ્યું.

आंहांलु जोगी कथीया ज्ञांना, जोत सरुपमांही अटकांना;
तब हंम बोले बचन अघादा, अहो ! जोगी तुम कालही साधा।।१८।।

આગળ જ્યોતિ સ્વરૂપમાં ચર્ચા ચાલતાં અટકી ગયા પછી ભગવાન કરૂણાસાગર યોગીને અગાધ વચન કહે છે કે હે યોગીરાજ! અતમે કાળનું સાધન કર્યું છે .

देख्या जोगी ज्ञांन तुमाहारा, आंहां ल्यौ तो सब काल पसारा;
तब जोगी पूछन मम लाग्या, याते ज्ञांन कछु हे आगा. ।।१९।।

હે યોગીરાજ ! તમે જ્યાં સુધી વાત કરો છો ત્યાં સુધી કાળનો ચારો છે

અને આખરે કાળમાં ખપી જવાના છીએ એટલે યોગીરાજને શંકા પડી ને તરત જ પૂછવા લાગ્યા કે આથી ઉપરનું કોઈ જ્ઞાન છે ?

**अहो स्वामी तुम कयांहांसे आवा, हंमकु भारो बोल सुनावा;**
**हंम जांनु तुमहो कोइ भक्ता, आपी ज्ञांन करु मंन मुगता. ॥२०॥**

હે સ્વામી ! તમો ક્યાંથી આવ્યા કે આવા જ્ઞાન ના ભારે શબ્દો સંભળાવ્યા. હું તો જાણતો હતો કે કોઈ ભગત છે ! તેમને જ્ઞાન આપી મન માન્યા વિષયને સમજાવી મુક્ત કરું.

**तब चरचा काढी भिन्न भिन्ना, सो तो सब तुम कालही किंना;**
**मेरा तो मंन यांहां ल्यौं राचा, जोत स्वरुप कह्यापद साचा. ॥२१॥**

(યોગીએ) આથી મેં જે જુદી જુદી ચર્ચા કરી હતી તેને તો તમો એ કાળ ઠરાવ્યો, અને જોત્ય સ્વરૂપનું સાચું પદ માનીને મારું મન એટલે જ અટકી ગયું છે, પણ મારાથી અધિક જ્ઞાનના ભારે શબ્દો આપની પાસે છે.

**दृष्ट तमारी तो बहु आघी, तुम कीरपाये जोयु जागी;**
**मेरी हद तुमकु सब कीनी, सो स्वांमी तुमही लेइ चीनी. ॥२२॥**

તમારી દૃષ્ટિ તો ઘણી આઘે દેખાય છે, આપની કૃપા વડે જાગ્રત થઈને જોઉં છું તો મારી જે અંતિમ હદ કહી હતી તેને હે સ્વામી ! આપે જાણી લીધી છે.

**अब स्वांमी कहो ज्ञांन तुमारा, जाथे भये भवजल पारा;**
**केहं कुवेर सुनो हो जोगी, तुंमहो निज करतार विजोगी. ॥२३॥**

હવે હે સ્વામી તમારું જ્ઞાન કહો કે જે સાંભળવાથી ભવ પારંગત થવાય; મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે યોગીરાજ, હું જે લક્ષ કહું છું તે ધ્યાન આપીને સાંભળશો તો સ્વસ્વરૂપ અને કર્તા કેવલનો વિજોગ રહેશે નહિ અને ભવની ભ્રમણા જે તમારામાં છે તે દૂર થશે.

##  અથ યોગી સંવાદકો - અંગ-૪૫મું 

**तब हंम बोले करी टहंकारा, सुन वे जोगी ज्ञांन हमारा;**
**तीन गुन शक्ति ओरु जोति, जाको मांन सकल जग सराती. ॥१॥**

એવું સાંભળીને જ્ઞાન વાણીની ગર્જનાનો ટહંકાર કરીને યોગીને કહ્યું કે ત્રણ ગુણ

શક્તિ અને આદિ નારાયણ સુધીનું જ્ઞાન છેતે આ જગતમાં પૂજાવાને તથા માન મેળવવાની સરાયના કરનારું જ્ઞાન છે.

**तमहु पण ताकु भजो सोइ, काल जाल वंचो नहि कोइ;**
**जोत सरुप परे परी ब्रंह्म, नीगम नयेति करी गावत म्रम. ।।२।।**

તમારું જ્ઞાન પણ તેને જ જણાવનારું છે જેથી કાળની જાળમાંથી બચાવે તેવું નથી. આદિ નારાયણથી પર જે પદ વર્ણવેલું છે તે બ્રહ્મ છે અને તેને અથાહ અથાહ કરી વેદે નેતિ પોકારી છે.

**ब्रंह्म परे एकादश धांमु, द्वादसमे कैवल विसरांमु;**
**सो कैवल करता हंम चीना, आंन देव सब छाड अनीना. ।।३।।**

જે કેવલપદ હમોએ અનુભવ્યું છે તે પદ બ્રહ્મથી પર અગિયાર ધામ વટીને અનંત બ્રહ્માંડાધીસ પતિનો મુકામ છે એવું અમારું સર્વોપરી જ્ઞાન છે. જેથી તત્ત્વનો પ્રકાશ કરનારા અનિત્ય દેવોના જ્ઞાનથી તે દૂર છે.

**तुम छाडो येसे देव आंनुं, तो हंम दीजे कैवल ज्ञांनुं;**
**तब जोगी आधीन होइ बोल्या, तुम स्वामी कोइ सांप्रथ तोल्या. ।।४।।**

તમોને ચૌદ દેવના તત્ત્વ પદાર્થના જ્ઞાનનું જ્ઞાન છે જેનો તમો ત્યાગ કરો તો હું તમોને કૈવલ જ્ઞાન આપું, ત્યારે યોગી દીનતા ધારણ કરીને કહે છે કે હે સ્વામી ! તમારી શરીર વિભૂતિ તથા તમારી ગતિ અતિ ગંભીર છે.

**येसा ज्ञांन अपार तुमारा, गद गद कंठ भये हंम सारा;**
**छोडी मत जोगी जंन भइया, तब कैवल मंतर हंम कहीया. ।।५।।**

એવું અપાર જ્ઞાન તમારું છે; એ જ્ઞાન સાંભળીને હું તદ્દન શિથિલ થયો છું. આવી યોગીની ગદ ગદ કંઠવાળી ગતિ જોઈ પરમગુરુએ કૈવલલક્ષ આપ્યો.

**कैवल मंत्र सुनो जब करनां, तब जोगी ग्रहीये मम सरनां;**
**तुम स्वांमी सदगुरुमम दाता,आज भयो कीरतारथ ताता. ।।६।।**

તે સાંભળતાની સાથે જ યોગી મારે શરણે થયા અને કહેવા લાગ્યા કે તમો મારા કલ્યાણ કરનારા સદ્‌ગુરુ દાતાર છો જેથી હું આજે કૃતાર્થ થયો છું.

एतना दीन भरम्यो भवमांही, तुम उगारी लीनो सांइ;
ज्ञान अघाद करो हंम जबही, स्वांत भये जोगी मन तबही. ॥७॥

અત્યાર સુધી હું ભવભવાટીમાં ભમ્યો છું તો તે ભ્રમણામાંથી છોડાવીને મારો બચાવ કર્યો છે. શ્રી ભગવાન કરૂણાસાગરે વારપાર વગરનું જ્ઞાન સંભળાવ્યું જેથી યોગીનું મન શાન્ત થયું.

अमरसीध जोगीका नांमु, बोहोरुहंम आये जांहां विसरांमु;
जब जोगी अपने जंन भयेउ, सो कीरती राजापे गयेउ. ॥८॥

યોગીરાજનું નામ અમરસિંધ રાખ્યું; પછી અમો વિશ્રાંતિ સ્થાને આવ્યા, યોગીરાજે કાયમ પુરુષનું શરણું લીધું તેની ખબર આખા શહેરમાં ફરતી ફરતી રાજ્ય દરબાર સુધી પહોંચી ગઈ.

तब राजा जोगीपे गइया, कुन पुरुष तुमकु चेतइया;
तब जोगी के हे सुनहो राया, कायंम पुरुष कोयेक यांहां आया. ॥९॥

રાજા યોગી પાસે આવી પૂછવા લાગ્યા કે તમોને કયા પુરુષે ચેતવ્યા ? ત્યારે યોગી કહે છે કે એક કાયમ પુરુષ આવ્યા હતા.

सो पुरुषे प्रथम मम बुजा, ज्ञांन करा हंम जांहां ल्यौं सुजा;
तब पुरुषा मुख बोले बैनां, बोध अगाध ज्ञानके नैनां. ॥१०॥

તે પુરુષનો, અમોને અનુભવ થયો અને તેમણે જે જ્ઞાન કહ્યું તે જાણવાથી હું તેમને ઓળખી શક્યો ત્યારે તેમણે અલૌકિક જ્ઞાન વડે ઘણો જ બોધ કર્યો.

जो जो हंमही ज्ञांन कह्यांनां, सो उनहु सब काल ठरांना;
जोत सरुप लगे कही माया, तीनकी पर परिब्रंह्म द्रढाया. ॥११॥

યોગી કહે છે કે મેં જે જે જ્ઞાન કહ્યું તેને તેમણે કાળરૂપ ઠરાવ્યું અને જ્યોતિનારાયણ સુધીનું જ્ઞાન તે માયાનું સ્વરૂપ છે અને તેની ઉપર માહાદ્દ બ્રહ્મ છે.

ब्रंह्म परे द्वादस अस्थांना, तांहां थापे कैवल निद्यांना;
तब हंम बुजे कैवल मरम, लक्ष कह्यो स्वांमी न्हें:करम. ॥१२॥

તે મહાદ્દ બ્રહ્મની ઉપર બાર ધામ છે તેની પાર કેવલ કર્તાનું નક્કી પદ છે એવા કર્મ રહિત જ્ઞાનના લક્ષની મને જાણ થઈ.

जब उन कीना कैवल लक्षा, समज परी हंम लीनी दक्षा;
जोगी बचन सुनो जब राइ, दो स्वांमी ते पुरष बताइ. ॥१३॥

જ્યારે તેમણે કેવલ જ્ઞાનનો લક્ષ બતાવ્યો ત્યારે મેં સમજીને દીક્ષા લીધી. ત્યારે રાજા કહે છે કે હે યોગી મને તે પુરુષ બતાવો.

तब जोगी कीना अस्थांना, जांहां मम आसन हुता पीयांना;
एतनी सुनी राइ घेर गइया, रांनी सहित कुटंमकु कहीया. ॥१४॥

યોગીએ હમારું જે જગ્યાએ આસન હતું તે સ્થાન બતાવ્યું જેથી રાજા ઘેર ગયો અને કુટુંબ તથા રાણી સહિત બધાંને સ્વામીની વાત કહી.

तब उपजो सबके मन भावा, कुटंम सहित मीलनेकु आवा;
बहु वीधी भेट सामग्री लाये, पूजा करी मोइ आंन चढाये. ॥१५॥

રાજાનું વચન સાંભળી બધા સહકુટુંબ સહિત ભેટ સામગ્રી લઈને મારા દર્શનાર્થે આવ્યાં અને મારું યથાર્થ વિધિપૂર્વક પૂજન કર્યું.

राजा आई चरन शीर नाये, बोहोरु कुटंम परे सब पाये;
ओरुआये परधांन दलीला; उनके कुटंम सहित करी भेला. ॥१६॥

રાજા સહકુટુંબ સહિત અને પોતાના દલીલ પ્રધાનના સહકુટુંબ સાથે મારા શરણાંગત થયાં.

पूछन लगे राय परधांनु, कोहो स्वांमी आपनो मत ज्ञांनु;
तब हंम ज्ञांन गुढारथ खोला, राजा सहित प्रधांन ही डोला. ॥१७॥

ત્યાર બાદ રાજા અને પ્રધાને મને ઘણાક પ્રશ્નો કર્યા અને દીનતાપૂર્વક માગણી કરી કે સ્વસ્વરૂપનું યથાર્થ જ્ઞાન સમજાવો ત્યારે અમોએ અતિ ગુઢાર્થ જ્ઞાન વાણી દ્વારા સમજાવ્યું ત્યારે રાજા તથા પ્રધાન ઘણા ખુશ થયા.

कहंन लग्या धंन्य धंन्य हो स्वामी, नहि कोइ ज्ञांन तुमारी दांमी.
अब स्वांमी हंमकु दो दक्षा, कुटंम सहित तुम कीजे रक्षा.॥१८॥

રાજા તથા પ્રધાન કહેવા લાગ્યા કે હે સ્વામી ! આપના જ્ઞાનને ધન્ય છે. આપના જ્ઞાન સમાન જગત પર બીજું આવું ઉચ્ચ જ્ઞાન નથી, જેથી અમોને દીક્ષા આપીને અમારું રક્ષણ કરો.

**तब हंम दक्षा देइ सरवनकु, कुटंम सहित परधांन नरपकु;**
**अहीला सहीलाको अति भावु, स्वांमी अपने घेर पधरावुं. ।।१९।।**

મેં તે સર્વને દીક્ષા આપી ત્યારે અહીલા તથા સહીલા રાણીઓએ રાજાને કહ્યું કે, સ્વામીજીને આપણે ઘરે શુદ્ધ ભાવથી બોલાવીને પધરામણી કરો.

**तब राजा केहे भायग नीका, चरन परे जो द्वार स्वांमीका;**
**बहु वीधी बाजां गांन कराये, गाजत बाजत लेइ पधराये. ।।२०।।**

રાજા બોલ્યા કે આપણે ઘેર સ્વામીજીની પધરામણી થાય તો આપણાં અહોભાગ્ય છે, પછી રાજાએ વિધ વિધ પ્રકારના વાજિંત્ર અને ગાન તાન સહિત સ્વામીજીની પોતાને ઘેર પધરામણી કરી.

**सीधासंन पर लेइ बेसारे, धूप दीप आरती उतारे,**
**रांनी सकल सेवामे राची, राजा सहित भाव नहि बाची. ।।२१।।**

સિંહાસન પર મને પધરાવી ધુપ દીપાદિક સામગ્રી સહિત મારી આરતી ઉતારી પછી રાજા તથા રાણીઓ હરહંમેશ મારી સેવામાં તત્પર રહેવા લાગ્યાં.

**केतेक दीन राजा घेर रहीया, कैवल लक्ष पक्ष हम कहीया;**
**बोहोरु बहु परधान सेवाये, आपने घेर लेइ लेइ पधराये. ।।२२।।**

હું રાજાને ત્યાં ઘણો વખત રહ્યો અને સર્વને કૈવલ જ્ઞાનનો લક્ષ આપી કૈવલ પક્ષના અધિકારી બનાવ્યા. તે પછી પ્રધાનને ત્યાં હમારી પધરામણી થઈ.

**भाव प्रीत अति प्रेम वधारे, गाउंगाउं बहु देश सधारे;**
**केहं कुवेर कैवल कीरतकी, बाहाढी पेज अति जत मतकी. ।।२३।।**

તેમનો પ્રેમ અમારી ઉપર અતિશય ઊભરાતો હોવાથી ગામે ગામથી અને દેશ પરગણેથી જાણ્ય થવાથી ઘણા લોકો દર્શનાર્થે આવવા લાગ્યા. તે સર્વેને મેં કૈવલ કીર્તિ ઘણી જ યુક્તિપૂર્વક કહી સમજાવી જ્ઞાનવાન કર્યા.

##  અથ અબધુ બોધકો-અંગ - ૪૬મું 

**बोहोरुएक परवतके अबधु, आइ चढो विधि संजोग समंधु;**
**पातांजली साहास्तरके वेता, ओर पंचको लहे संकेता. ।।१।।**

આ ચાલુ સંજોગોમાં એક પર્વતની ગુફામાંથી મહાન યોગી આવી ચઢ્યા અને તે

ગૌતમમુનિના રચેલા પાતાંજલી શાસ્ત્રના વેત્તા હતા. તેમ જ પંચ વિષયોના અનુભવનું કથન કરનારા હતા.

**जाकी गत पाताल गयेकी, सधे सीधी बहु अमर रहोकी;**
**अगम नीगम कछु जांनत भेवा, एसा कोय बड जोगी देवा. ।।२।।**

તેમ જ તેઓ પૃથ્વીમાં પ્રવેશ કરનારા હતા, અદૃશ્ય થવાની સિદ્ધિવાળા તેમ જ ત્રિકાળદર્શી હતા અને અગમ્ય ગમને જાણનારા મહાન યોગી હતા.

**सो पुरूषा मीलीये मोइ आही, हम कीनो आदर अति चाही;**
**करन लगे चरचा अति गाढी, पातांजली साहास्त्र मत काढी. ।।३।।**

એ યોગી મને આવીને મળ્યા અમોએ તેમનો ઘણો જ આદર સત્કાર કર્યો અને પાતાંજલી શાસ્ત્રના મતને ખુલ્લો કરીને તેની ચર્ચા કરવા લાગ્યા.

**अथरवेद अनुकरम द्रढावा, श्रुति संहित कांड जस गावा;**
**माहा वायक तीनु अथरके, साधे सुत्र जीव ईश्वरके. ।।४।।**

અથર્વવેદનું ધ્યાન કર્યા પછી શ્રુતિ, ક્રિયા ને કર્મકાંડની ચર્ચા કરી અને તેમણે અથર્વવેદનું મહાકાવ્ય (અયં અહો નિરમલં) જે એમનો મૂળ ધ્યેય હતો તે કહી બતાવ્યો. તેમ જ જીવ ઈશ્વરની તેઓ એકતા કરવાની ગતિવાળા હતા.

**नांहांना विध साधंन अवीलोकी, संस्क्रत बोली अश्लोकी;**
**एही परकार करन लग्ये बादु, देखावंन भये छलबल जादु. ।।५।।**

જુદા જુદા પ્રકારની સિદ્ધિઓના સાધકનું વર્ણન તથા સંસ્કૃતના શ્લોકો બોલીને અનેક પ્રકારનો વાદ વિવાદ તથા છલબલથી ભરેલા જાદુઈ વિદ્યાના સાધક હતા.

**आसंन अधर रहे अवनीत्ये, पलटे स्वरुप अकल कलानीत्ये;**
**लोक सकल सब अचरज भयेउ, अबधुके चरितर चीत गयेउ. ।।६।।**

તેમ જ પૃથ્વીથી અંતરિક્ષ આસન રાખી અદૃશ્ય થવાની કળાથી સભાજનોને આશ્ચર્ય ચકિત કરીને ચિત્તને તલ્લીન કરતા હતા.

**चरितर जोइ सबके मंन डोले, तो अबधु अहंक्रती धरी फुले;**
**जांहां ल्यौं पोहोच हुती अबधुकी, तांहां ल्यौं ज्ञांन कथे बलबुकी. ।।७।।**

પોતાના ચરિત્રથી સભાજનોનું મન રંજન થયેલું જોઈ યોગી મહાન અહંમેવી થતા

હતા, તેમ જ તેમનામાં જે પ્રકારનાં સાધન સાધેલાં હતાં તે યોગબળે કરી મનના મતનું જ્ઞાન કહેતા હતા.

हंम बोले फेरी फटकारी, माहा अनुभव अद्वैत समारी;
सुन अबधु गुढ ज्ञांन हमारा, अगम निगम कया करत लवारा. ।।८।।

એવા પ્રકારનું વર્તન જોઈ મેં સ્વાનુભવનો ટંકાર કરી ફરજ પાડી કે હે અબધુત ! હમારું ગૂઢ (કેવલજ્ઞાન) જ્ઞાન શાસ્ત્રો તથા વેદના સિદ્ધાંતની પરનું છે, તો તમો અગમ નિગમનો બકવાસ વૃથા કરો છો !

हंमकु कया छलबल देखलावे, जादुथे यु जुग भरमावे;
तुम नहि चीनत ज्ञांन हमारा, देख्या अबधु भरम तुमारा. ।।९।।

તમો છળબળ, વિદ્યા તેમ જ જાદુની કળા બતાવો છો પણ તમોને તમારા સ્વસ્વરૂપનું ભાન નથી, જેથી તમો ભવની ભ્રમણામાં રચી પચી રહ્યા છો.

जौ बाजीगर बाजी रचही, ज्ञांन वीना बाजीमे पचही;
तेसे तुम बाजीगर जोगी, तीनु गुन मायाके भोगी. ।।१०।।

જે બાજીગરે બાજી રચી છે અને તે બાજીમાં જ પચી રહે છે, તેવી જ રીતે તમારી સમજ પણ ત્રણ ગુણની ગ્રંથિવાળા તત્ત્વોના ઘાટોમાં જ રમી રહી છે જેથી તમોને સ્વસ્વરૂપનું જ્ઞાન નથી.

माहावायक ओरुज्ञांन अथरका, तुमकु बाढा मांन अमरका;
ए तो सहु ओरल्या वेहेवारा, दृष्टांते करी कहु निरधारा. ।।११।।

તમોને અથર્વવેદના સિદ્ધાંતે કરી અમરપણાની સિદ્ધિ હોવાનો અહંમેવ થયો છે તે સર્વે જગત તરફનો વહેવાર છે તેની સાબિતી દૃષ્ટાંતથી સમજાવું છું.

वरस सेहेस्त्र जीवत तरुवरखा, जांनत नहीं गुरुज्ञांनकी परखा;
परवत रहे कही काल अपारा, तोहु न लहे नीज लक्ष विचारा.।।१२।।

વૃક્ષનું શરીર તેમ જ પર્વતનું આયુષ્ય ઘણો કાળ રહે છે છતાં એને નિજ લક્ષનું ભાન હોતું નથી.

अमर रहेका एही अतबारा, अबधु देखो करी विचारा;
माहावायक बारु बेदनके, तुम तो जांनत तीन अथरके. ।।१३।।

સિદ્ધિબળે કરીને લાંબો કાળ શરીર રાખે છે તેનો વિચાર તમો કરી જુઓ. ચાર વેદનાં બાર મહાવાક્યો છે તે પૈકી તમો અથર્વવેદનાં ત્રણ મહાવાક્યોને જ જાણો છો.

**अयंग अहो निरमल निरधारा, ओर कहु नवके निस्तारा;**
**सद चीद आनंद यंम ब्रंह्म असमी, रघु जजुर गावतगुण जसमी. ॥१४॥**

અયંમ, અહો, નિર્મળ એ ત્રણને જ નક્કી કર્યાં છે. હવે સત્ ચિત્ આનંદ અયમ, બ્રહ્મ, અસ્મિ આ વાક્યો રઘુવેદ અને યજુર્વેદનાં છે.

**सांम गायंत तंम पद तद असीकु, ए द्वादस मुनी जंन मत रसीकु;**
**नयेति नयेति करी सबने गावा, निरालंब पद हाथ न आवा.॥१५॥**

ઋષિમુનિઓએ સામવેદના તમ્ તદ્ અને આશીપદ સહ બાર મહાકાવ્યો નક્કી કર્યાં છે, અને તેનો રસ લઈ રહ્યા છે. પણ ચારે વેદોએ જે નેતિ પોકારી છે તે અકર્તા બ્રહ્મની જ પોકારેલી છે જેથી સ્વસ્વરૂપ તેમ જ સકર્તા પદના તેઓ જાણકાર નથી.

**तुमभी पण तामे पची मरही, अथरवेद वायक उर धरही;**
**अगम नीगमत्ये सोइ पद न्यारा, तो क्या जांने वेद बचारा.॥१६॥**

શાસ્ત્રોમાં તેમ જ વેદોમાં જે પદની નેતિ પોકારેલી છે અને તમારું ધ્યેય અથર્વવેદનું હોવાથી તમો તમારું સ્વસ્વરૂપ અને સકર્તા પદને જાણતા જ નથી. જે પદ અગમનિગમથી ન્યારું રહેલું છે.

**बेदुके बक्ता नीज ब्रंह्मा, सोभी नहि जांनत मुल मरमा;**
**तो साहास्तर करता क्या जांने, जे भूल्या भवनी कल भांने.॥१७॥**

ચાર વેદના જાણકાર બ્રહ્માજી તેમણે પણ સ્વસ્વરૂપનો મર્મ જાણ્યો નથી, તો શાસ્ત્રોના રચનાર પુરુષો અભયપદ નહિ જાણવાથી સર્વ ભવ ભવાટીમાં રચી પચી રહ્યા છે.

**सेस साहास्तर पातांजली करीया, सोभी रट रेरा उरधरीया;**
**ररंकार परे ॐ कारा, अक्षरके उतपन करनारा. ॥१८॥**

સહસ્ત્ર મુખી શેષજી પાતાંજલી શાસ્ત્રના વક્તા હતા. જેઓનું ચિંતવન રરંકારનું હતું, તેની ઉપર ૐકારનું સ્મરણ છે તે ૐકાર અક્ષરના ઉપાદાન કારણ એટલે મૂળકંદ રૂપે છે.

**सो कहीये अक्षर भगवांना, जाथे सहु अक्षर उतपांना;**
**बेद भये उनहुते चारी, गायत्री चोवीस पसारी. ॥१९॥**

તે ૐકાર અક્ષર ભગવાન કહેવાય છે અને તેમાંથી તમામ અક્ષરોનો ઉત્પત્તિકંદ છે તથા વેદો તેમ જ મહામંત્રોમાં ગાયત્રી વગેરેની ઉત્પત્તિ થાય છે.

**प्राणायंम साधंन विपरके, कुंभक रेचक पोरक स्वरके;**
**ए सरवे उनसे उपजांना, खट शास्त्र मत पकरे ज्ञांना. ॥२०॥**

ઋષિમુનિઓ તેમ જ બ્રાહ્મણો જે પ્રાણયામને પોરક, કુંભક અને રેચક કરી સ્વર સાધન સાધ્ય કરે છે તે સ્વરથી ૐકાર ઉત્પન્ન થાય છે અને તેમાંથી બાવન અક્ષરની ઉત્પત્તિ થવાથી તે વડે વેદ અને છ શાસ્ત્ર રચ્યાં છે.

**ए अक्षरका कह्या विस्तारा, अक्षरातित उनहु ते न्यारा;**
**नीजानंद नीजधांम कहावे, अक्षरातित हरि तांही रहावे. ॥२१॥**

એ અક્ષરોનો વિસ્તાર કહ્યો છે, પણ અક્ષરાતીત જે પદ પ્રણવ છે તે અક્ષરોથી જુદું છે પણ નિજને આનંદ આપનારું અખંડ ધામ છે. તેમાં અક્ષરાતિત (કેવલ) પુરુષ રહેલા છે.

**अनंत कोट सखीयंनके भोगी, लीलावै नर पुरुष संजोगी;**
**अखंड भोम्य जांहा रास विलासा, अक्षरातित खेले नीसवासा.॥२२॥**

અનંતકોટિ વૃત્તિઓના ભોગની લીલા (ખેલ) કરનાર તે ૐકાર રૂપ પુરુષ છે અને તે અખંડ ભૂમિમાં રહીને જગતની ઉત્પત્તિ કરી વિલાસ કરે છે.

**सकल विश्व वैभवको यारी, कलंक रहीत कहावे ब्रह्मचारी;**
**तीनके पर परि ब्रंह्म रहावे, रुप रंग कछु रेख नां कहावे.॥२३॥**

જગતના સઘળા ભોગોનો વિલાસી છે અને નિષ્કલંક રહી નિસ્ટીક બ્રહ્મચારી કહેવડાવે છે. એ જ ૐકારની પર પરિબ્રહ્મ સ્વરૂપ કે જે રૂપ રંગ વગરનું અખંડ છે.

**निगम नयेति करी ताही पोकारे, पादु पांण्य बिन अगम उचारे;**
**अक्षरातित ध्यान धरे जीनको, छुट कलंक जाय निशदिनको.॥२४॥**

વેદોએ પણ પરિબ્રહ્મ પદની નેતિ પોકારેલી છે એ પદ અવયવો વગરનું અને અક્ષરોથી પર છે તેનું ધ્યાન ધરી કર્મરહિત થાય છે, જેથી નિષ્કલંક થાય છે.

**अखीलधाम तीनके पर राजे, तामे पुरुष अलेख बीराजे;**
**तीनकी सोभा कया मम बरनु, कहत नां पोचत जोर अक्षरनु.॥२५॥**

બ્રહ્મ પદથી પર અખિલ ધામ છે તેમાં અલેખ પુરુષ રહે છે એ ધામનું વર્ણન કરવું અક્ષરોથી પણ મુશ્કેલ છે.

**तीनकी पर अच्युत अवीधांमां, पुरुष बीराजे अकल न्हें: कांमा;**
**तीन उपमाका क्याहा कहु ज्ञांना, अलेख पुरुष जाहाको धरेध्यांना. ॥२६॥**

અખિલ ધામથી પર અચ્યુત ધામ રહેલું છે તે ધામમાં કર્મરહિત અકળ પુરુષ રહેલા છે. અલેખ પુરુષ જેનો લક્ષ કરે છે તેનું વર્ણન કરવું મુશ્કેલ છે.

**अचंतधाम तीनकी है पारा, अजर पुरुष जामे सरदारा;**
**तीनकी पर पंचु अस्थांना, बास बसत जांहां पुरुष पुरांना. ॥२७॥**

અચ્યુત ધામથી પર અચંત ધામ આવેલું છે જેમાં અજર પુરુષ બિરાજે છે અને તેની પર પાંચ સ્થાનો આવેલાં છે તેમાં અસલ (પુરાણા) પુરુષોનો વાસ છે.

**सो पंचु अस्थांन अनुपा, जांनत नहि ज्ञांनी भडभुपा;**
**विरंची विष्णु माहावेशा, शक्ति जोत्य लहे नहि लेशा. ॥२८॥**

આ પાંચ સ્થાનો અતિ ઉત્તમ છે જેને બ્રહ્મજ્ઞાની પુરુષો જાણી શકતા નથી. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ શક્તિ અને જ્યોતિનારાયણ પણ એ પદને લેશમાત્ર જાણતા નથી.

**तो जीवंनकी कुंन बसाइ, उतसे नहि कोइ आवे जाइ;**
**तो तीनका बरनन काहा करहु, वरथा शांने अकथ उचरहु. ॥२९॥**

ઉપર જણાવેલ સમર્થ દેવોને જે પદની જાણ નથી તો અલ્પજ્ઞ જીવોની ત્યાં ગતિ પહોંચી કેમ કરીને શકે ? એ પાંચ ધામોમાંથી કોઈ પણ આ બાજુ આવતા જ નથી, તો વાણી રહિત પદોનું કથન કરવું તે વૃથા છે.

**जो उतसे पाउ कोये जंता, नांम नवेश बतावहु तंता;**
**तीनकी पार अलेपम धांमा, पुरुष रहे जांहां अजीत अनांमां. ॥३०॥**

કોઈ જિજ્ઞાસુ હંસ જાણવાને માટે ઉત્સાહી હોય તો તેને અથથી ઈતિ સુધી વર્ણન કરી કહું છું. પ્રથમ અલેપમ ધામ હોય તો તેમાં અજીત પુરુષ અનામી રહે છે.

**अरुढ सुंन्य तीनपर अद्‌भुता, वस्ती नहि सोही धांम अछूता;**
**अलील सुंन्य तीन पर अभीराजे, ता पर कैवलधांम बिराजे. ॥३१॥**

તેની ઉપર અરૂઢ શૂન્ય રહેલું છે તે આશ્ચર્યચકિત કરી નાખે તેવું છે અને તે વસ્તી વગરનું છે તેની પર અલીલ શૂન્ય આવેલું છે અને તેના પર કેવલધામ આવેલું છે.

सो कैवलका हंसा हंमही, अबधु गति नही जांनत तुमही;
केहं कुवेर सुनो हो अबधु, तुम त्रिगुण मायाके समंधु. ॥३२॥

ભગવાન કરૂણાસાગર કહે છે કે એવા વળ રહિત કૈવલ કર્તાના હમો પરમ વિશેષ અંશ છીએ એ ગતિને હે યોગી ! તમો જાણતા નથી. તમે તો ત્રિગુણાત્મક માયાના જાણકાર છો.

## અથ અબધુત શેષ સંમવાદકો-અંગ - ૪૭મું

सेस नहि जांनत वा पदकु, तो केसे पावे तुम सधकु;
जुठा जोगी ज्ञांन तुमारा, तुमहो भव भरमावंनहारा. ॥१॥

શેષનાગને આ પદની ખબર નથી, તો તમે તે ઘરની વાત શું જાણી શકો ? હે યોગીરાજ ઉપર વર્ણવેલા કૈવલ કર્તાને જાણવા મુશ્કેલ છે. તે પદ મેળવવા માટે તમારો યોગ જૂઠો છે માત્ર વિશ્વમાં પરમેશ્વર જ્ઞાનના અનભિજ્ઞ જીવોને ભરમાવવાવાળો છેં.

तुम दछा लीनी सेसंनसे, ररंकार भजन निशदिनसे;
रेरा तो करतव हंम किना, सो तुमकु आगल कही दीना. ॥२॥

જેના તમે સાધક શિષ્ય બની રોમે રોમ અને રગેરગ રરંકારને જાગ્રત કર્યો અને તેના રટણમાં નિશદિન તમારો સઘળો વખત ગુજાર્યો પણ અમોએ આગળ કહ્યું કે રરંકાર કૃતવી છે.

तब अबधू बोले अहंकारे, फोरुसीस सेसनके द्वारे;
तुमकु पण तांही लेइ जाउ, एही ज्ञांन तांही केहेवराउ. ॥३॥

તે વખતે યોગી ક્રોધ કરીને કહે છે કે શેષને દ્વારે આપને લઈ જઈને તમારા જ્ઞાનની જાણ કરાવીશ.

एसा कही अबधू उलजांणा, मम सबद उर लागा बांणा;
अबधूके मंन हवा अचंभा, मुदी आंख्य भये गत संभा. ॥४॥

મારા જ્ઞાનથી ભરપૂર ભરેલા શબ્દોથી યોગીને હૃદયમાં આશ્ચર્ય ચકિત કરી નાખે તેવા બાણ સમાન શબ્દો લાગવાથી યોગી સચેત થઈને અંતર ગતિવાન થયા.

तब हंमही अंतरगत्य भयेउ, अबधू सहित सेसघेर गयेउ;
पलक एकमे गये पाताला, अबधू खोली द्रष्ट निहाला. ॥५॥

તે સમયે હું અને યોગી સાથે અદ્દશ્ય થઈ એક જ પલકમાં પાતાળમાં શેષને દ્વારે પહોંચી ગયા કે તરત જ યોગીએ ચક્ષુ ખોલીને જોયું.

तब देखा सेसनके द्वारा, सुत दारा धंनधांम पसारा;
जब अबधू चीतमे चीतवाया, पुष्कर था सो यांहां कुन लाया. ॥६॥

શેષજીને દ્વારે ધન, ધામ, દારા અને પુત્ર સહિત મને પણ જોયો અને યોગી વિચારમાં પડ્યા કે આ પુરુષને અચાનક એક પલકમાં શેષને ધામે કોણ લાવ્યું ?

एसे कही अबधू रंग भीना, बोहोरु सेस आदर अति कीना;
कुटंम सहित सेसंन सुख पावा, हंमकु देख चरन लपटावा. ॥७॥

ઉપર પ્રમાણે ચકિત થઈ યોગી ગરક થયા તે વખતે શેષજીએ અમારો આદર સત્કાર કરીને સહકુટુંબ આનંદ સહિત અમારા ચરણોમાં પડ્યા.

पूछन लगे मोइ सेस सह्यांना, आधीन होइ अति दीन अयांना;
कोहो स्वांमी कुन धांम तुमारा, केसे पाउं धारे मम द्वारा. ॥८॥

શેષજી આધીન થઈ દીન વચને પૂછવા લાગ્યા હે સ્વામીજી ! આપનું ધામ ક્યાં છે ? મારે દ્વારે આવવાનું શું કારણ થયું ?

अति आक्रंत तुमारी देखी, तुमहो कोउक पुरुष विशेखी;
तब अबधू बोले उकुलाइ, लागो धाइ सेसनके पाइ. ॥९॥

અતિ આક્રંતવાળી તમારી વિભૂતિ જોઈને મને સમજાય છે કે આપ કોઈ વિશેષ ગતિના પુરુષ છો, તે સમયે યોગીએ આ દૃશ્ય જોયું અને આકુળ-વ્યાકુળ થઈ શેષને ચરણ પડ્યો.

कहु स्वामी उनकीगत मोइ, ए तो पुरुष अकलहे कोइ;
ज्ञांन ध्यांन उनके मत न्यारा, असंख लोक पर गति अपारा. ॥१०॥

યોગી શેષ પરત્વે કહેવા લાગ્યા કે હે સ્વામી ! આ પુરુષ અકળ ગતિના છે અને તેમનું જ્ઞાન, લક્ષ, પારાવાર અસંખ્ય લોકોની ગતિની પારનું છે.

जो तुम जपतही रेंकारा, सेहेस्त्र मुख स्वांति ग्रहि सारा;
तीनकी पर केतेक कहे धांमा, एक एकसे गइने गुंन ग्रामा. ॥११॥

તમો જે રરંકારનું ભજન કરો છો તેની પર કેટલાંક ધામો છે અને તેઓ એક એકથી ચઢિયાતા ગુણો ગાઈ રહેલા છે.

केतेक कहे करताके करता, आप आपने धांमनका धरता;
एसेही धांम कहे बोहोतेरा, साम्रथ भेद अनंत अनेरा. ॥१२॥

તેઓ દરેકે દરેક પોતપોતાના ધામના અધિષ્ઠાતા હોઈ ધારણ કરી રહેલા અતિ સામર્થ્યવાળા અને વિશાળ ગતિવાળા ધામો છે.

केतीक सुंन्य कही बोहोतेरी, वाकी पण गत्य अकल अनेरी;
भीन्न भीन्न समजावी भेदा, सुंन्य धांम वीधी करी नखेदा. ॥१३॥

કેટલીક શૂન્ય અતિ અથાહવાળી વિચિત્ર પ્રકારની ગતિ સમજાય નહિ તેવી ભિન્ન ભિન્ન પ્રકારે સમજાવીને ભેદ અનુભવાવ્યો છે કે આ જ્ઞાન ચાર વેદની પારનું છે.

असंख्य धांम धणी छोड विलापा, सबके सीर कैवल पद थापा.
सौ कैवलका एही नीज हंसा, अब बुजो मंन होय आकंसा. ॥१४॥

આ પુરુષનું જ્ઞાન અસંખ્ય લોકના વર્ણનમાં અટકેલા અંશોને પોતાના સાચા પતિને જણાવનાર આ પુરુષ છે જેણે પોતાના સાચા પતિ કૈવલનું સ્થાપન કરેલું છે. હવે આપની ઇચ્છા આ જ્ઞાન જાણવાની હોય તો આપ પૂછી શકો છો.

एतनी कही अबधु चुप रहीया, बोहोरु सेस सचेतंन भइया;
जब कैवल कीरती सुन पयेउ, सेस सहस्त्र फनी सनमुख भयेउ. ॥१५॥

ઉપરની હકીકત કહી અવધૂત યોગી મૌન રહ્યા અને શેષજી સચેત થઈ ભગવાન કરૂણાસાગરની સનમુખ ઊભા રહ્યા.

करन लग्यो वीनती करजोरी, चीन्या नहि मेरी मत भोरी;
कांहां कैवल क्यांहां तीनका हंसा, अब स्वामी टालो भव संसा. ॥१६॥

ત્યાર બાદ બે હાથ જોડી નમ્રતાપૂર્વક વિનંતી કરવા લાગ્યા કે મારી અલ્પમતિ હોવાથી આપને ઓળખી શક્યો નથી. તો આપના કહ્યા પ્રમાણે કૈવલ પતિ અને તેમના હંસોના સ્વરૂપનું જ્ઞાન કરાવી મને સંશયથી મુક્ત કરો.

ओहो माहा भायग कोइ मेहेरे, स्वामी सेहेज पधारा घेरे;
कैवल पद अद्भुत माहानेता, तुम स्वामी तीनका हो वेता. ॥१७॥

હે દયાળુ ! મારા અહોભાગ્ય કે આપ મારા દ્વારે સહેજા સહેજ પધારી અદ્ભુત અગમ્ય કૈવલ પદના આપ વેત્તા છો એમ મને સમજાયું છે.

**म्रेरे तो कैवल नीज तुमही, तुमसे पइ कैवल पद गमही;**
**नइतर तो हंमकु काहा सुझे, हंम समरण लागे ते दुझे. ॥१८॥**

આપે કૈવલ પદનું જ્ઞાન જણાવવાથી હું આપને કૈવલ જ સમજું છું. અમારું જ્ઞાન અલ્પજ્ઞ હોવાથી આપનું શ્રેષ્ઠ જ્ઞાન હોઈ સુજાણ જાણને જણાવનારું છે.

**अब स्वांमी कोहो ज्ञांन तुमारा, जतमत पंथ सहित विस्तारा;**
**तब हंम बोले सुरत समारी, सुनहो सेस अवन्य शीर धारी. ॥१९॥**

હે સ્વામી ! આપનું જ્ઞાન તથા પંથનું બંધારણ જતમત પ્રમાણે વિસ્તારથી કહો. ત્યાર બાદ ભગવાન કરૂણાસાગર સુરતાનો પસારો કરીને કહે છે કે હે અવની ધારણ કરનાર શેષજી, હું જે કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળો.

**माहा द्रडता धरणी धर रखीयो, शब्द अघाढ मेरा उर लखीयो;**
**तुम नहि जांनत आप तुम्हारु, ताते कहतही वारंवारु ॥२०॥**

તમોને ધૈર્યતાપૂર્વક મારું અલૌકિક જ્ઞાન કહું છું કે તમોને તમારા સ્વરૂપનો અનુભવ નહિ હોવાથી તે જ્ઞાન જણાવું છું.

**भंजन तुमारा रेरंकारा, ताके तोहो तुम करतारा;**
**सो समजण गत नहि हे तुमही, अबदेखो लखी देवत हंमही. ॥२१॥**

આપ જે રરંકારનું સ્મરણ કરો છો તે રટણ સર્વ શ્રેષ્ઠ છે. પણ તે જે વડે રરંકારનું રટણ કરો છો તે સમજ તમને નથી, તે ગતિ હું તમોને સમજાવું છું.

**चैतंन रुप सेस नीज तुमही, ताके अंश सास भइ दंमही;**
**वा दमसे उपजे सोहंकारा, सोहंसे प्रगटे ओहंकारा. ॥२२॥**

તમો પોતે ચૈતન રૂપ અંશ છો તે ચૈતન અંશથી શ્વાસ અને પ્રણવ ઉદ્દ્ભવેલ છે અને એ દમથી સોહંકાર અને તે સોહંકારથી ૐકાર ઉત્પન્ન થયા છે.

**ॐ से रेरा उपजइया, ताकु सेस काहा रट रहीया;**
**अब देखो नीज द्रष्ट पसारी, यांहां ल्यौ तो सब मंड तुमारी. ॥२३॥**

ઉપર મુજબ ઓહંકાર પ્રકૃતિના સંયોગથી ૐકાર રૂપ થાય છે અને ૐકારથી રરંકાર થાય છે તો હે શેષજી ! તમો આ રરંકારનું રટણ કરી રહ્યા છો તો તમો તમારી નિજ દૃષ્ટિ પસારીને જુઓ તો રરંકારનું રટણ જીવદશાનું જ છે.

**कुल करता तुमही नहीं चीन्या, रेरंकार रटण रंग भीन्या;**
**ज्यांहां ल्यौं आपना आप न लेख्या, तांहां ल्यौ करता करतव पेख्या.॥२४॥**

આપ રરંકારમાં રંગાયેલા હોઈ આપનું આપ નિજ ચૈતન સ્વરૂપ તેમ જ કુલ કર્તાને યથાર્થ જાણ્યા નથી. માત્ર કર્તાના કૃત પૈકીનું વર્ણન કર્યું છે. આ કૃતનું વર્ણન જગતમાત્ર કર્યા કરે છે.

**आप कही चैतन चीद रुपा, जाते प्रगटे सोहं अनुपा;**
**सोहंसे उपजे ऊँकारा, यात्ये चौदेइ लोक पसारा. ॥२५॥**

આપ ચૈતન ચીદ્રૂપ અંશ છો અને તે વડે સોહંમ ઉત્પન્ન થાય છે અને સોહંમથી ૐકાર ઉત્પન્ન થાય છે અને ૐકારથી જગત ઉત્પન્ન થયું છે.

**रेरा तो लोकनमे आया, सो तुमही करता करी गाया;**
**कोहो तुमकु प्रथम कुन मलीया, येसा भजन बताया छलीया.॥२६॥**
**केहं कुवेर सुनो नर सेसा, कुने दीया तुमकु उपदेशा.॥२७॥**

મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે, રરંકારનું રટણ તો ચૌદ લોક પૈકીનું છે, તેને તમોએ નિજ કર્તા માન્યા છે, એવું આપ કહો છો તો તમોને આવા ગુરુ કોણ મળ્યા કે જેણે લોકાલોકની અલ્પજ્ઞ જાણ ઉપદેશી રટણ પણ તેનું જ કરાવ્યું છે.

 **અર્થ શેષ બોધકો - અંગ - ૪૮મું** 

**तब बोले सेसा सत लाइ, मोइ मीलीये सोही देवु बताइ;**
**मांड कहु प्रथंम मुलतणी, उपजी स्त्रष्टी तांहां ल्यौं गणी. ॥१॥**

શેષજી સત્યતા પૂર્વક કહે છે કે મને ઉપદેશ કરનાર નિરંજન આદ્ય પુરુષ છે. પ્રથમ સૃષ્ટિના ઉત્પત્તિક્રમની ગણતરી કરી કહું છું.

**निरंजन थे प्रथम भइ माया, मायाके सुत तीनगुन जाया;**
**सो तीन भये सृष्टिके करता, चौदलोक उपजावत हरता. ॥२॥**

પ્રથમ ઉત્પત્તિમાં નિરંજન પુરુષથી માયા અને તે માયાથી ત્રણ ગુણ અને ત્રણ ગણો ઉદ્‌ભવ્યા છે, તેમ જ સાવિત્રી, ઉમિયા અને લક્ષ્મીજી એ ત્રણ પુત્રીઓ ઉત્પન્ન થઈ છે. અત્ર ગુણથી સૃષ્ટિનો વિસ્તાર થયો છે કે જે ચૌદલોકમાં ઉત્પાદક છે.

प्रथंम दांनव देव उपाये, सृष्ट उपर लाइ आंन बसाये;
दहीत गये देवनकु खाइ, खोज खोज नही दीया रहाइ. ॥३॥

પ્રથમ દેવ અને દાનવોને ઉત્પન્ન કર્યા અને સૃષ્ટિ વસાયત કરી, ત્યારે દાનવોએ દેવનો નાશ કર્યો.

बोहोत बेर तीनकु दीये मारी, तीनुगुन आयुध करधारी;
तो भी सृष्ट नही कांइ वंची, रची रची थाके विष्णु विरंची. ॥४॥

આ પ્રમાણે દેવોનો દાનવોએ ઘણા કાળ સુધી નાશ કર્યો અને ત્રિગુણાત્મક દેવોએ આયુધ ધારી યુદ્ધ કર્યું તો પણ સૃષ્ટિમાં દેવોનો પરાજય થયો. સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં વિષ્ણુએ ઘણો જ શ્રમ લઈ વારંવાર રચના કરી, પણ તેમને દાનવોએ હાર આપી.

जब संकट तीनु गुन पाये, अदबद कही करता रटलाये;
ब्रंह्मा सोइ सहस्त्र मुख धारी, वीष्णु सो जो भूजा हजारी. ॥५॥

જ્યારે ત્રિગુણાત્મક દેવો તથા શેષજી હાર પામીને હતાશ થયા ત્યારે કર્તા ધણીની ઘણી જ પ્રાર્થના કરવા લાગ્યા.

त्राहे त्राहे करी अगम विलोके, करे पोकार सार अश्वलोके;
एही परकार ध्यांन धरी नीत्ये, करत वीलाप केतेइ जुग वीत्ये. ॥६॥

આ પ્રમાણે દાનવોના ત્રાસથી હતાશ થઈને અગમ્ય પદનું અવલોકન કરી અને ધ્યાન ધરી ગદગદ કંઠે ઘણા જ યુગો સુધી પ્રાર્થના કરી.

गगंन गीरा जब गइ त्राहंनकी, सुनी कलपंत तीनु गुंन मनकी;
तब पुरुषा कोइ देह धरी आया, ब्रंह्मा विष्णुकु दरसाया. ॥७॥

ત્રિગુણ દેવોનો ભય ભરેલો અંતરનો અવાજ આકાશમાં ઘણો જ ગુંજારવ થયો જેથી એક પુરુષ શરીર ધારણ કરી દેવોની પાસે આવ્યા.

क्षेमा क्षेमा इयु शब्द उच्चारे, कोहो सुत कर्यो आतुर पोकारे.
जो संकट होय सोइ सब कीजे, हंम तेही त्रास मीटाइ दीजे. ॥८॥

તેમ જ શાંત થાવ શાંત થાવ એવો ઉચ્ચાર કરીને કહેવા લાગ્યા કે તમે અધીરા બની કેમ અતિ વિલાપ કરો છો તે સત્વરે કહો, જેથી કષ્ટ નિવારણ કરીશ.

**जब ब्रह्मा विष्णु मुख बोले, आधीन होय दीनता दल खोले;**
**अहो स्वांमी संकट अति भारी, दांनव देव लीया सब मारी. ॥९॥**

રજોગુણ રૂપિ બ્રહ્મા અને સતો ગુણ રૂપી વિષ્ણુ નિમ્રતાપૂર્વક દીન વાણીથી કહેવા લાગ્યા કે હે સ્વામી ! દેવ લોકોને દાનવોએ ત્રાસ આપી નાશ કર્યો છે, જેથી અમને ઘણું જ કષ્ટ છે.

**हंमकु पण बहु त्रास पमाडे, करी करी जुध लडे अति घाडे;**
**तोहु दांनव गंजा नव गइया, ताते हंम पोकार करइया. ॥१०॥**

અમારો વારંવાર સામનો કરી ઘણી જ વાર હતાશ કર્યા અને દાનવોનું બળ વધુ હોવાથી અમો હારી જવાથી આ પોકાર કર્યો છે.

**अब स्वांमी संकट सब कापो, मारी दहीतने अभे करी थापो;**
**तब स्वांमी संग्रांम रचइया, मारी दहीतने देव वंचइया.॥११॥**

હે સ્વામી ! દાનવો સામે સંગ્રામ કરીને દાનવોનો નાશ કરીને અમને નિર્ભય કરો, આથી તેમણે દાનવોનો સંગ્રામમાં નશ કરી દેવોનો બચાવ કર્યો.

**माहा अद्भुत भयो जुध जबही, आतुल वितुल धराभइ तबही;**
**जब हंमही चितमे चितवइया, अवनी पर हल हलका भइया.॥१२॥**

પૃથ્વી ઉપર જ્યારે દેવ અને દાનવોનું મહાયુદ્ધ ચાલતું હતું ત્યારે પૃથ્વી ડોલવા લાગી ત્યારે શેષ નારાયણે ચિંતવન દ્વારા જાણ્યું કે, પૃથ્વી ઉપર કંઈક ધમકારો થઈ રહ્યો છે.

**तब हंम रूप जुगल दो लइये, एक आंहां ने एक तांहां पठइये;**
**अवनी पर हंम जइ निहाला, करतही जुध पुरुष सोइ भाला. ॥१३॥**

તે વખતે શેષજીએ બીજું રૂપ ધારણ કરીને સૃષ્ટિ પર આવી દાનવો ને અવતારી (દેવો) પુરુષનું યુદ્ધ જોયું.

**मार मार सब दहीत हठाये, जब वा पुरुष गुनांपे आये;**
**करन लगे वीनती तीनु देवा, धूप दीप पुष्पादीक सेवा.॥१४॥**

દાનવોને હરાવી હંસ પુરુષ ત્રણે દેવોની સનમુખ આવ્યા, ત્યારે દેવોએ ધુપદીપ અને પુષ્પાદિક અર્પણ કરીને પ્રાર્થના કરવા લાગ્યા.

हंमही पण लागे तीनु पाइ, करी अस्तुति माहा दीनताइ;
तब पुरुषे मोइ प्रीत बोलाये, अवनी छोड सेस क्यौं आये. ॥१५॥

શેષજી દીનતાપૂર્વક તે વખતે પ્રાર્થના કરતા હતા તે જોઈ હંસ પુરુષે પ્રેમ સહ મને આદરપૂર્વક પૂછ્યું કે તમે પાતાળ છોડીને પૃથ્વી પર કેમ આવ્યા ?

जब हंम बोले दीन उचारे, सुनी आये अवनी धमकारे;
अब करता कोहो नांम तुम्हारा, सो हरदे रहे ध्यांन हमारा. ॥१६॥

તે વખતે શેષજી કહેવા લાગ્યા કે, પૃથ્વી ડોલવાથી હું અહીં આવ્યો છું તો આપનું નામ મને જણાવો જેથી મને આપનું સ્મરણ રહે.

तब पुरुषे निज नांम कहांना, रंकार जप दीना ध्याना;
जबसे ध्यांन मेरो ररंकारा, सो स्वांमी करी कह्यो विस्तारा. ॥१७॥

આવાં મૃદુલતા ભર્યાં શેષજીના વચન સાંભળી હંસ પુરુષે પોતાનું નામ જણાવી રરંકારનો લક્ષ કરવા ઉપદેશ કર્યો ત્યારથી મારો લક્ષ રરંકારનો છે એવું કરૂણાસાગર પરત્વે શેષે વિસ્તારપૂર્વક કહ્યું.

विरंची विष्णु आसकैये, जबसे रांम वेदांमे लखैये;
हंम बोले सुन सेस नरेशा, बुजो नाम तुमे देही भेसा. ॥१८॥

બ્રહ્માજી અને વિષ્ણુનો લક્ષ રરંકારનો છે અને તે વેદોમાં રમેતિ રામ શબ્દથી જણાવેલું છે તે દેહના આકારવાળું છે.

सो पुरुषे देहीका नांम लीना, नीज चैतन तुमही नां चीना;
सो देहीका नाम रेरंकारा, जो समरो तुम सेस बचारा. ॥१९॥

ભગવાન કરૂણાસાગર શેષજીને ઉદ્દેશીને કહે છે કે તમોએ શરીરધારીનું રટણ કર્યું છે, પણ નિજ ચૈતનના અજાણ છો. રરંકાર એ દેહનું નામ છે તો હે શેષજી ! તમોએ તે વિચાર લક્ષમાં લીધો છે ?

सो पुरखा निरंजन आये ते, उनके सुत तिनु गुन जाये ते;
सो निरंजन समरंन रेंकारा, तुमकु पण तेही दीना सारा. ॥२०॥

એ રરંકાર નિરંજનનું જ રૂપ છે અને તે અવતાર ધારણ કરીને આવ્યા છે અને તેનાથી ત્રણ પુત્રો અને ત્રણ પુત્રી ઉત્પન્ન થયેલાં છે. નિરંજનનો લક્ષ રરંકાર છે. તે જ ઉપદેશ તમોને આપ્યો છે.

**अब सुनीयो चैतंन चीद बांनी, करुणामये कैवल नीशांनी;**
**तब सेसा सनमुख चीत लाये, ज्ञांन हमेरा मनमे भाये. ॥२१॥**

ભગવાન કરૂણાસાગર શેષ પરત્વે કહેવા લાગ્યા કે સકર્તા સત્‌કૈવલને મળવાની કરૂણામય નિજ ચૈતનની વાણી કહું છું તે સાંભળો, તે વખતે શેષજી પ્રેમ સહિત ચિત્ત દઈને સાંભળવા લાગ્યા.

**कैवल मंत्र दीयो सेसनकु, भइ परतीत अती तंन मंनकु;**
**तब अबधू दछा मोइ लीनी, हंमहीकु करता पद चीनी. ॥२२॥**

ભગવાને કૈવલ લક્ષ શેષજીને આપ્યો જેથી અંતરમાં વિશ્વાસ બેઠો, તે વખતે અવધૂત યોગીએ પણ અમારો ઉપદેશ સમજી દીક્ષા ધારણ કરી.

**पंथ बताये कायंम नांमा, सुनी पाये नीज शेष विरांमा;**
**कैवलका जतमत सब कीना, नीज पद लक्ष लखाइ दीना. ॥२३॥**

ઉપર મુજબના લક્ષનું નામ કાયમ પંથ છે, તે સાંભળીને શેષજી તેમ જ અવધૂતને શાંતિ થઈ. તેઓને કૈવલપદનો લક્ષ સમજાવી નિજચૈતનદર્શી જ્ઞાનનો લક્ષ કહ્યો.

**तब सेसा स्वांधीन मोइ भइया, कैवल ज्ञांन ध्यांन लख लइया;**
**बहु परकारे सेवा मम कीनी, नाग सहित नागनी रंग भीनी. ॥२४॥**

શેષજી શરણાગત થઈ કૈવલ લક્ષ ગ્રહણ કરી પ્રેમ સહિત તેમના કુટુંબે ભગવાન કરૂણાસાગરની બહુ પ્રકારે સેવા કરી.

**नानाविधके मेवा पाताली, बहु पवराये रसीक रसाली.**
**बोहोतीक दीन नागनपे रहीया, सकल लोक नागन चेतइया. ॥२५॥**

સેવા વિધિમાં જુદા જુદા પ્રકારના મેવાઓ તથા રસોથી ભરપૂર રસોઈ કરી જમાડ્યા. ત્યાર બાદ ઘણા જ વખત સુધી શેષજીને સ્થાને રહી સર્વે નાગકુળના લોકોને ચેતન કર્યા.

**बहु परकार समज देई सबकु, दीनो कैवल ध्यांन आरंभकु;**
**एही परकार पताल पसारा, कीना पावंन अही परिवारा. ॥२६॥**
**सतकुवेर सेसन समजाये, अबधु सहित अवन पर आये. ॥२७॥**

કૈવલ પદનો અનુભવ કરાવવા ઘણા પ્રકારે સમજાવ્યા, એ પ્રકારે પાતાળમાં કૈવલ જ્ઞાનનો પસારો કર્યો અને નાગ કુળને પાવન કર્યું. આ પ્રમાણે શેષને લક્ષ આપીને અવધૂત સહિત અમો પૃથ્વી ઉપર આવ્યા.

##  અબધુ લોક દ્રઢાવંનકો-અંગ-૪૯મું 

**जब अवनी पर कीया पीयांना, करन लगे अबधु नीज ज्ञांना;**
**लोक सकलकु बरजन लागे, करता क्यौं नहीं चीनो अभागे. ।।१।।**

પૃથ્વી ઉપર અવધૂત યોગી આવી લોકોને નિજજ્ઞાનનો ઉપદેશ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે હે અભાગી મંદમતિવાળા કર્તાનો લક્ષ ગ્રહણ કરો.

**सेस सकल सृष्टिकु धरीया, सोभी पण उनकु गुरु करीया;**
**हंमभी पण हुते अभिमांनी, लेइ दछा करता नीज जानी. ।।२।।**

શેષજીએ કરૂણાસાગર પાસેથી નિજજ્ઞાનનો ઉપદેશ લઈ શિર પર ગુરુપદ ધારણ કર્યું તે વખતે યોગીએ પણ અહંમેવ ધારણ કરીને કરૂણાસાગર પાસેથી લક્ષ લીધો.

**तब लोकन भइ अती परतीती, अबधु ज्ञान सुनी रस रीती;**
**पुष्कर दीप लोक नर नारी, भइ मम सरन खलक सब सारी. ।।३।।**

જેથી લોકોમાં વિશ્વાસ આવ્યો અને પુષ્કર દ્વીપમાં વસતાં સ્ત્રી-પુરુષોએ કૈવલ જ્ઞાનનો લક્ષ ગ્રહણ કર્યો.

**होत मेला निसदीन अधिकाइ, बहु वीधी भीर पुरुष ओरुमाइ;**
**तेत्रीस क्रोड कथा हंम ज्ञांना, पुष्कर दीपके मध निद्यांना. ।।४।।**

હરહંમેશ નરનારીઓનાં જૂથો આ ઉપર જણાવેલા જ્ઞાનની ચર્ચા કરતા હતા અને પુષ્કર દ્વીપમાં તેત્રીસ ક્રોડ શ્લોકોથી નિજ જ્ઞાનનું વર્ણન કર્યું છે.

**कायम पंथ चल्यो अति भारी, सीख साखा लीला वीस्तारी;**
**मुडीत पण कीना बोहोतेरा, घरबारी अगणित बहु चेरा. ।।५।।**

આમ આ કાયમપંથનો પ્રચાર બહોળો નીકળવાથી મુંડિત શિષ્યો તેમ જ ગૃહસ્થાશ્રમી અગણિત હંસો શરણે થયા.

**तब अस्थल मुंनम एक थापे, कारभार तीनकु सब आपे;**
**राजा परजाकु समजावा, सोही सीस मम तोल बढावा. ।।६।।**

ત્યાં એક મુંડિત શિષ્યને મહંત પદવી આપીને ત્યાંના રાજા તથા પ્રજા વર્ગને ઉદેશીને કહેવા લાગ્યા કે આ સ્થાપિત મહંત મારી બરાબર છે એમ માનજો.

हमतो दीप ओरनकु जाइ, उनसेवा तुम करीयो भाइ;
पोपदास सीस नाम धरावा, बोहोरुकुवेर साग दीप आवा. ॥७॥

એ જ મહંતનું નામ પોપદાસ છે તો તેની સેવા તમો મહાન હંસ જાણી કરજો એમ કહી ભગવાન કરૂણાસાગર સાગ દીપમાં પધાર્યા.

## અથ સાગ દીપકો - અંગ - ૫૦મું

साग दीप अवीकाश अनुपा, तांहां हंम धरीया अकल सरुपा
सेहेर एक गुंजावर हुता, तांहां हंम होइ बेठे अबधूता. ॥१॥

સાગ દ્વીપ બહોળા વિસ્તારવાળો હતો અને તેમાં એક વિશાળ શહેર હતું ત્યાં હું અકળીત (યોગી) સ્વરૂપ ધારણ કરીને આસન લગાવી બેઠો હતો.

अनंगपुर जाको हे नांमा, देशपति राजा तेही गांमा;
तेही सेहेर एक सरोवर भारे, बंधे घाट पथ्थरके सारे. ॥२॥

તે શહેરનું નામ અનંગપુર હતું તેમાં તેની રાજ્યધાની હતી. તેમાં સુંદર સરોવરની પાળ ઉપર સુંદર ઘાટ બાંધેલા હતા.

सो सरोवर हंम बेठे जाइ, आसन सांमी तीर जमाइ;
सोइ सेहेर एक साहा बड भारी, राज दीवान हुतो अधिकारी. ॥३॥

તે સ્થળે સરોવરને સામે કાંઠે હું આસન લગાવી બેઠો હતો. તે નગરમાં રાજા તથા તેનો ધનવાન વણિક દીવાન રહેતો હતો.

एक दिन मंन मे कीयो बीचारा, देखो घरमे द्रव्य अपारा;
अरधंगी ज्ञाने समझाइ, बोहोत द्रव्य अपने कुन खाइ. ॥४॥

તે દીવાને એક વખત વિચાર કર્યો કે મારી પાસે પુષ્કળ દ્રવ્ય છે પણ તેનો ઉપયોગ કોણ કરશે ? તેથી તેણે પોતાની સ્રીને કહ્યું.

तब अरधंगी आनंद पामी, इछा होय तो खरचो स्वांमी;
शाह कहे साजंन सहु मेलु, साठ कोस ल्यौं ज्ञाति भेलु. ॥५॥

શેઠાણી આનંદ પામીને કહેવા લાગી કે આપની ઈચ્છા હોય તો ખર્ચ કરો, ત્યારે શેઠે પોતાની જ્ઞાતિનો વિસ્તાર જે સાઠ ગાઉમાં હતો તે તથા સગાંસ્નેહીને પણ ભેગાં કરવાનો વિચાર કર્યો.

अरधंगी केहे तुमही जांनो, मोसें क्या अंदेसो आंनो;
तब उने साहे मेलाइ नाती, गांउ गांउ लख भेजी पाती. ॥६॥

શેઠાણી કહેવા લાગી કે એમાં મને પૂછવાનું કારણ નથી, ત્યારે શેઠે પોતાના જ્ઞાતિજનોને એકઠા કરવા દરેક સ્થળે આમંત્રણ પત્રિકાઓ મોકલી.

आये साहा सकल मीली सारा, कातुक मास पुनमके वारा;
मेला मीले अपार अनंतु, वेगे गनतन आवे अंतु. ॥७॥

કારતક માસની પૂર્ણિમાને દિવસે વણિક જ્ઞાતિનો મહાન બહોળા પ્રમાણમાં સમૂહ એકઠો થયો હતો.

बाग बगीचे आसंन करीया, केतक गाउं भीतर उतरीया;
संमद़रसी सहुकार सह्यांना, आसपास गौभेख बोलांना. ॥८॥

તેમાં કેટલાક શહેરમાં તથા કેટલાક બાગમાં તેમ જ જુદા જુદા સ્થળે ઉતારા આપેલા હતા, તે વખતે શેઠે આજુબાજુના સંત, મહંત, ખટ દર્શન ભેખને પણ આમંત્રણ આપી તેડાવ્યા.

मोकु पण नुता तांहां आये, बरतीया एक साहे पठवाये
स्वांमी तुमकु नुंता देउ, पाक जमोके सीधा लेउ. ॥९॥

તે દિવસે ભોજનનું આમંત્રણ મને પણ એક વરતણીયા દ્વારા મોકલ્યું, તેણે મને પૂછ્યું તમો સીધું લેશો કે તૈયાર રસોઈ જમશો ?

हम तीनु दीना शुद्ध जबापु, पाक जमु जो पहेला आपु;
गयो बरतीयो साहाकु कीना, जो हंमही परिउत्तर दीना. ॥१०॥

મેં જવાબ આપ્યો કે તૈયાર રસોઈમાંથી મને પહેલાં આપો તો હું જમીશ. તેણે તે હકીકત શેઠને કહી.

धंन्य धंन्य कीनो साह सेठंनी, जोगेश्वर रसोइ परमानी;
बेटा एक साहकु हुता, आंन्य कछु परिवारही नुता. ॥११॥

તે સાંભળી શેઠ શેઠાણી રાજી થઈ ધન્ય ધન્ય થયાં કે આપણાં ભાગ્ય ઊઘડી ગયાં કે આપણે ઘેર સંત, મહંત અને યોગીરાજ ભોજન લેશે. આ શેઠને એક જ પુત્ર હતો.

तेही अवसर तीने सरपही काटा, डारत हस्त सकरके माटा;
मरी गयो तुरत न लागी वारा, हेहाकार भयो संसारा. ॥१२॥

તે સમયે જ તે પુત્રને સાકર લેવા જતાં સાપ કરડ્યો અને તેનો મરણ કાળ થયો. તે મૃત્યુની જાણ સમાજમાં પ્રસરી ગઈ, જેથી હાહાકાર વરતી ગયો.

रोवन लागे नर ओरुनारी, सजन कुटंम वाकुल भयो भारी;
रोवे माहाजंन मेले आये, सोखातुर होय अति पस्ताये.॥१३॥

તમામ સ્ત્રી પુરુષો રુદન કરવા લાગ્યાં અને સારા સારા સજ્જનો તથા મહાજન મેળો ઘણો જ દિલગીર થઈ પશ્ચાત્તાપ કરવા લાગ્યો.

रोवे नगर जेते नरलोइ, पुत्र मुवो वंचे नहि कोइ;
रोवे नाती ओर परनाती, बरन अठार ठगोरे छाती. ॥१४॥

તે નગરના લોક અને જ્ઞાતિજનો તથા પર જ્ઞાતિના લોકો વિચાર કરવા લાગ્યા કે આ છોકરાને હવે કોઈ જીવતદાન આપે તેમ નથી.

रोवे राजा रोवे ओरुरांनी, मोरछांगत भइ शेठ शेठांनी;
सगां सहोदर कलपांत करही, गरी परे धरन धीरज नव धरही. ॥१५॥

રાજારાણી પણ રુદન કરતાં હતાં વળી શેઠ શેઠાણી બેભાન થઈ ગયાં. આ પ્રમાણે તમામ સંબંધીઓ ધીરજ ખોઈ કલ્પાંત કરતાં જમીન ઉપર મૂર્છાગત થઈ ગયાં હતાં.

कागारोल भयो कुल मांही, कोउ काउकु कछु सुजत नांही;
एक पेहेर रोये सब गाहाढे, पीछे घरते मुरदा काढे. ॥१६॥

તમામ સમૂહમાં રડારોડ થઈ રહી અને કોઈને કંઈ પણ સૂઝ પડી નહિ, એક પહોર સુધી ગાઢ રૂદન કરીને તે મડદાને ઘર બહાર કાઢ્યું.

मेला सहित कुटंम सब धाये, रोवत पीटत मरहट लाये;
हुता मसांन जांहां हंम बेसे, सह्यो न जाय कलपांतही केसे. ॥१७॥

તે મૈયત પાછળ શેઠનું કુટુંબ તેમ જ મેળામાં આવેલા તમામ જનો રૂદન કરતા તેમ જ હૈયું ફૂટતાં ફૂટતાં મડદાને મસાણે લઈ ગયાં, અને ત્યાં હું બેઠેલો હતો. આ કલ્પાંત કોઈથી પણ સહન થઈ શકે તેમ નહતું.

तब हंम बोले क्याहा हे भाइ, कुन साहाके सुत गीराइ;
तब एक साहे उत्तर दीनो, पुत्र मुवो जीने मेलो किनो. ॥१८॥

મેં તે તમામને પૂછ્યું કે આ ક્યા શેઠનો છોકરો મરી ગયો છે, કે તરત જ તેમાંથી એક શેઠે જવાબ આપ્યો કે જેણે મેળો કર્યો છે તેનો છોકરો ગુજરી ગયો છે.

तेही अवसर हंमकु दया आइ, मुरदा लीना पास मगाइ;
कैवलका आराधंन करीया, मुखमे लेइ चरणोदिक धरीया. ॥१९॥

તે વખતે મને દયા આવી જેથી મડદુ પાસે મંગાવી કૈવલનું ધ્યાન ધરી મુખમાં ચરણામૃત મૂક્યું.

आया जीव सचेतन भइया, लोक सकल सब जे जे कहीया;
शेठ शेठांनी ग्रहीये पावु, अहो परमेश्वर कांहांथे आउं. ॥२०॥

જેથી મડદુ સજીવન થયું અને બધા લોકોમાં જેજેકારનો પોકાર થયો, અને શેઠ શેઠાણી પરમ ગુરુને પરમેશ્વર તુલ્ય માની ચરણમાં પડી કહેવા લાગ્યાં કે હે સ્વામી ! આપ ક્યાંથી પધાર્યા છો !

मेरे सुत जीवावन स्वांमी, देहधरी आये अंतरजामी;
मेला कुटंम अचंबा भइया, परमेश्वर परमेश्वर कहीया. ॥२१॥

મારા પુત્રને જીવતો કરવા હે અંતરજામી આપ દેહ ધારણ કરીને આવ્યા છો. આ ચમત્કાર જોઈ સર્વેજનો વિસ્મય પામીને કહેવા લાગ્યા કે આપ પરમેશ્વર પોતે જ છો.

धइ धइ चरने सब लपटाये, बीनु तप दान कीये हरि पाये,
कहन लगे सबकु हरि मीलीया, जनम मरन भये संकट टलीया. ॥२२॥

તપ, દાન કર્યા સિવાય હરિ મળ્યા એમ સમજી દોડીને સર્વે ચરણમાં પડ્યા અને પ્રભુ મળવાથી જન્મ મરણના સંકટમાંથી મુક્ત થયાં.

जांनी खबेर सेहेर सब धाये, चली सकत जेतना जो पाये;
राजा सहीत खबर सुन पावा, कुटंम सहीत आइ सीस नमावा. ॥२३॥

આ વાત આખા શહેરમાં ફેલાવાથી બધા લોકો દોડી આવીને અમારા ચરણમાં પડ્યા, તેમ જ રાજાને ખબર પડતાં સહકુટુંબ આવી ચરણમાં પડ્યા.

राजा केहे सुनो नरलोइ, नहीं आ जोगी करता सोइ;
तब सौकारने सोज मगाइ, धूप दीप आरती उतराइ. ॥२४॥

રાજા કહેવા લાગ્યા કે હે સજ્જનો ! આ યોગી નથી પણ પરમેશ્વર છે. પછી શેઠ પૂજાની સામગ્રી મંગાવી વિધિસર આરતી ઉતારી.

करी आरती सबने लेइ, नरनारी होइ परम सनेइ;
तब राजा केहे सुनहो शाहु, स्वांमी मेरे घेर पधराहु. ॥२५॥

આરતીનાં દર્શન કરી સર્વે કૃત કૃતાર્થ થયા અને રાજા કહેવા લાગ્યા કે હે શેઠ સ્વામીજીની મારે ઘેર પધરામણી કરું.

शेठ शेठांनी आधीन होइ, राजासु वीनती करे दोइ;
प्रथम मेरे घेरे पधरावुं, कुटंम सहीत पावन करवावु. ॥२६॥

શેઠ શેઠાણી દીનતાપૂર્વક( વિનંતીપૂર્વક) રાજાને કહેવા લાગ્યા કે સ્વામીજીને મારે ઘેર પ્રથમ પધરામણી કરવા દેશો જેથી મારું કુટુંબ પાવન થાય.

वली मेरे घेर मेला आजु, दीन सपरमो सरव समाजु;
अती आग्रे ताते हंम करहु, स्वांमी सहीत आप संचरहुं. ॥२७॥

મારે ઘેર આજે મેળો હોવાથી અને સપરમો દિવસ હોવાથી આગ્રહપૂર્વક આપને વિનંતી કરું છું કે સ્વામીજી તેમ જ આપ મારે ઘેર પધારો.

पुत्र जीवायो स्वामी मेरो, जबसे भयो पेहेलो हु चेरो;
ते माटे पेहेला पधरावुं, सेवकं मेला सहित करावुं. ॥२८॥

મારા પુત્રને જીવતદાન આપ્યું તેથી હું તેમનો પ્રથમ શિષ્ય થયો છું. માટે પ્રથમ પધારમણી કરી આખા સમાજને સ્વામીજીના સેવક બનાવું.

राजा केहे तमेरा भावु, पीछे ते हमही लेइ जावु;
तब शेठे सुकपाल मंगाइ, उछ्व करत करत लेइ जाइ. ॥२९॥

રાજાએ કહ્યું આપનો જેવો ભાવ હોય તે મુજબ કરો, પછી સ્વામીજીને મારે ઘેર પધરાવીશ. તે વખતે શેઠે પાલખી મંગાવી અને આનંદ ઓચ્છવ કરતા કરતા સ્વામીજીને ઘેર લઈ ગયા.

**केहं कुबेर करी हंम दइया, राय सहीत साहाके घेर गइया. ।।३०।।**

શ્રી મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે શેઠની પર દયા લાવીને રાજા સહિત શેઠને ઘેર ગયા.

## અથ શેઠ ઘેર પ્રવેશ કરન પરચાકો-અંગ-૫૧મું

**करी पधरांमनी नीके पूजा, छांडी देव सकल सब दुजा;**
**शेठ शेठांनी केहे शीर नांमी, बड़भागी कीना तुम स्वामी. ।।१।।**

શેઠ અને શેઠાણીએ તમામ દેવો પરથી શ્રદ્ધા છોડી સ્વામીજીને પધરાવી પૂજન કરી શીષ નમાવીને પોતે અહો ભાગ્યવાન થયાં છે એમ કહેવા લાગ્યાં.

**कुटंम सहित वंदे मम पावुं, वंदे साहा मेले जो आवु;**
**तार पीछे भोजंनकी ठांनी, साक पाक समर्यो शेठांनी. ।।२।।**

શેઠના કુટુંબ સહિત તમામ મેળામાં આવેલા જનોએ ચરણે પડીને નમન કર્યું. ત્યાર પછી ભોજન માટે શેઠાણીએ સામગ્રી તૈયાર કરી રસોઈ પકાવી.

**करी रसोइ भोग लगाये, बीरापांन सोपारी खाये;**
**पेहेला भोजन हमही पाया, पीछे मेला कुटंम जमाया. ।।३।।**

પ્રથમ મને જમાડી પાન સોપારીનો મુખવાસ કરાવી સર્વેજનને ભોજન કરાવ્યું.

**जमे राय सौ सेहेर समेता, जाचक मागण बरनु केता;**
**सबकाहु परि पूरन कीना, पीछे साह शेठांनी लीना. ।।४।।**

રાજા તેમ જ નગરમાં વસતા તમામ લોકો તથા યાચકોના સમૂહને ભોજન કરાવ્યા બાદ શેઠ શેઠાણીએ પ્રસાદ લીધો.

**भुखी आत्म कोउ न राखी, सगालसा संम सो कहे साखी;**
**बोहोरु चरचा हंमही काढी, राज सभाये जोडांनी गाढी. ।।५।।**

આ મંગલકારી દિને કોઈ પણ મનુષ્યને જમાડ્યા સિવાય બાકી રાખ્યું નહિ, અને સગાલસા શેઠની માફક શેઠની ઘણી જ પ્રશંસા થઈ, ત્યાર બાદ સભા ભરી જ્ઞાનનું કથન શરૂ કર્યું.

जे जीनकु संसे सो बुजा, दीया जबाप सकल मम सुजा;
एकु प्रश्नन नहि अटकांना, वारपार बहु वीधी मम ज्ञांना. ॥६॥

સભામાં જેણે જેણે જે પ્રશ્નો પૂછ્યા તેના જવાબો મેં અનેક પ્રકારે સમજાવી આપ્યા, જેથી સર્વ સભાજનો સંતોષ પામ્યા.

अगंम अगोचर कथीया मरमा, समजावाका भागा भरमा;
शक्ति ज्योत ब्रंह्म की पारु, कैवल ज्ञांन करो नीरधारु ॥७॥

સભામાં અગમ્ય જ્ઞાનનું વર્ણન કર્યું તે જે જે જન સમજ્યા તે તે જનોના સંશય નાશ પામ્યા, અને કૈવલપદનું જ્ઞાન શક્તિ, જ્યોતિ તેમ જ બ્રહ્મથી પર છે એમ નક્કી કર્યું.

इंड पींड ब्रंह्मांडही फोरी, सुरत निरंतर संधी दोरी;
कैवल कंथ पुरांतन सोइ, सिद्धांते आक्रांत परोइ. ॥८॥

તુરંત જ ઈંડ, પીંડ અને બ્રહ્માંડથી પર હંસોની સુરતા નુરતાની પ્રણવમાં સંધી કરાવી કૈવલપદ જે પુરાતન છે તે પ્રાપ્ત કરવાનો લક્ષ આપ્યો.

एक मेक अनभे पद भइया, सभा मधे तदवत थइ रहीया;
सेहेज समाध्य लगी तेही वारे, दीव्य रुप देख्यो संसारे. ॥९॥

આપેલા લક્ષનો અમલ થવાથી સભાજનો તલ્લીન થઈ નિર્ભય થયા, તેમ જ સહેજ સમાધી થવાથી અલૌકિક દિવ્ય સ્વરૂપના અનુભવી થયા.

सभा सकल सब छकीत भयांनी, सबकी शूध बुध विसर गयांनी;
एक पोहोर पकी पल खोले, तब जजुकार करी हम बोले. ॥१०॥

સર્વ સભાજનો સ્વયં ગતિરૂપ થવાથી શુદ્ધિ ભૂલી ચકચુર થયા. આમ એક પહોર વીતી ગયા પછી મેં નિજ જ્ઞાનનો ટહંકાર કર્યો.

सभा शूंन्य चैतंन होय जाजी, कैवल ज्ञांन कह्यो तब गाजी;
सुनी मम ज्ञांन गुढ घंनघोरा, काम क्रोध तंन कंपे चोरा. ॥११॥

સર્વ સભા શાન્ત થઈ કૈવલ જ્ઞાન સાંભળી સચેત થઈ મારું ગૂઢ જ્ઞાન સાંભળી તેઓના કામ ક્રોધાદિક વિકાર રૂપ ચોર નાશ પામ્યા.

सभा सकल स्वांती सत भयेउ, कांम क्रोध मद भागी गयेउ;
तब राजा परजा पतिआये, करता करता रथकु आये. ॥१२॥

જેથી સભામાં શાન્તિ થઈ અને મનનો વિકાર નાશ થવાથી શુદ્ધ થયા. તે વખતે રાજા અને પ્રજાને આ પરમેશ્વર છે એવો વિશ્વાસ બેઠો.

नहि या बांनी मनुख देवंनकी, तीन देव शक्ति जोतंनकी;
बेद कतेब सबे मत खंडी, गावे कैवल एक अखंडी. ॥१३॥

આ કૈવલ જ્ઞાન મનુષ્યનું તેમ જ ત્રણ દેવો અને શક્તિ, જ્યોતિ તથા વેદ કે કિતાબોનું નથી પણ ફક્ત કૈવલપતિનું જ છે.

माटे पुरुष अलौकीक आये, के करताके कला पठाये;
एही परकार तोल सब करीया, बोहोरुहम बानी उचरीया. ॥१४॥

અમારું કૈવલ જ્ઞાન સાંભળી તેનો તોલ મોલ કરી દરેકના હૃદયમાં વિચાર આવ્યો કે આ પુરુષ અલૌકિક છે જે કલ્પનામાં ના આવે એવી કર્તાની કળા જાણી અને જણાવી શકે તેવા છે.

सुनो राजा कही देवु मम भेवा, कैवल पुरस देवाधी देवा;
तीनकी अंश कला हंम आवा, लोक चतुर दशकु चेतावा. ॥१५॥

ભગવાન કરૂણાસાગર કહે છે કે હે રાજા ! મારો ભેદ જે કૈવલ પુરુષ ધણી છે તેનો હું કલાવંત નિજ હંસ છું અને તેથી જ ચૌદ લોકને નિજ કૈવલજ્ઞાન આપતો આપતો આવ્યો છું.

करन सकल जीवंनके काजा, कैवल लक्ष लाये हंम राजा;
तब राजा पूछो शीर नांमी, नांम तुंमारो कहीये स्वामी. ॥१६॥

અંશોનું કલ્યાણ કરવા માટે કૈવલ લક્ષ લાવ્યો છું. ત્યારે રાજા મસ્તક નમાવી કહેવા લાગ્યો કે હે સ્વામી ! આપનું નામ જણાવો.

तब हंम नांम हमारा लीना, अयंम पुरुष अविनाशी कीना;
राजा केहे धंन्य धंन्य अविनाशी, अयंम पुरुष कैवलके वासी. ॥१७॥

મારું નામ અયમ્ પુરુષ અવિનાશી છે એમ કહ્યું, ત્યારે રાજા કહેવા લાગ્યો હે અયમ્ પુરુષ કૈવલવાસી આપને ધન્ય હો ! ધન્ય હો !

पूरन भायग पोमी पावु धारे, जीवा जोजंन काज सधारे;
राजा केहे दछा मोइ दीजे, कुटंम सहित आपनो करी लीजे.॥१८॥

આપે આ પૃથ્વીને પાવન કરી છે અને અગણિત અંશોનો ઉદ્ધાર કર્યો છે તો મને સહકુટુંબને દીક્ષા આપી શરણમાં રાખો.

शेठ शेठांनी पण येम किनु, हंमकु द्यो उपदेश स्वांमीनु;
सभा साह सबही सुख पाये, साठ कोश के जेतने आये. ॥१९॥

શેઠ શેઠાણીએ પણ દીક્ષા લઈ શરણ સ્વીકાર કર્યો અને મેળામાં આવેલા તમામ જનો શાંતિ પામીને કહેવા લાગ્યા કે,

ते सब केहे हमकु द्यो दछा, मोक्ष हंमारा मेले लछा;
तब हंम कीनो करी पोकारा, मेरा मत खंडेकी धारा. ॥२०॥

અમોને ઉપદેશ આપો જેથી અમોને મુક્તિ મળે, ત્યારે પરમગુરુ ટહંકાર કરીને કહેવા લાગ્યા કે મારું જ્ઞાન તલવારની ધાર જેવું છે.

सांम्रत होतो लो उपदेशा, राखी सको जो जतमत रेहेसा;
तब सबही बोले दीन होइ, रेहेश रखावन तुमहो सांइ.॥२१॥

તમો રહેણીકરણી પાળી શકો એટલા સમર્થ હોય તો જ હું દીક્ષા આપી શકું. ત્યારે સભાજનો દીનતાપૂર્વક કહેવા લાગ્યા કે હે દયાળુ, તમારી કૃપા હોય તો જ રહેણી-કરણી પાળી શકાય.

जीवदशा हंमकु जुग केरी, तुम चेताये कीरपा पेरी;
ताते चुक कछु नहि परही, स्वांमी दछा वेगे करही. ॥२२॥

આપશ્રીની કૃપાથી અમારી જીવદશા પલટાય તેમાં કાંઈ કસર નથી જેથી અમોને ઉપદેશ સત્વરે આપવા મહેરબાની કરશોજી.

तब दछा दीनी सब काउ, राजा परजा सहीत चेताउ;
पेहेली दीनी साह शेठांनी, पीछे राजाने ओरु रांनी. ॥२३॥

શેઠ, શેઠાણી, રાજા, રાણી અને પ્રજા સંમેત સર્વજનાએ ઉપદેશ લીધો.

**तार पीछे परजा परमोधे, मेला सहित मंत्र देइ बोधे;**
**कैवल मंत्र सबे उर राखा, रेहेणी सहित हंमे जो भाखा. ॥२४॥**

જેથી તમામ જનોને કૈવલ મંત્રનો ઉપદેશ આપ્યો તે સર્વજનોએ રહેણીકરણી સહિત હૃદયમાં ધારણ કર્યો.

**बोहोरु पूछंन लागे धांमु, कोहो स्वांमी पंथका नांमु;**
**तब हंम कीना कायंम पंथा, धांम बसे जांहां कैवल कंथा. ॥२५॥**

હે સ્વામી ! આપનો પંથ અને ધામનું નામ સમજાવો, મેં કહ્યું, અમારો પંથ "કાયમ પંથ" છે અને જેમાં કૈવલ ધણી બિરાજેલા છે. તે અમારું અખંડ અને અવિનાશી ધામ છે.

**कैवल ध्यांन ज्ञांन मत गाये, बेर बेर सबकु शीखवाये;**
**दिन सप्तलौ कथीया ज्ञांना, केहं कुवेर मेला वीसरांना. ॥२६॥**

ભગવાન કરૂણાસાગરે સાત દિવસ સુધી કૈવલજ્ઞાનનું વર્ણન વારંવાર કહી સમજાવ્યું ત્યાર બાદ મેળો વિસર્જન થયો.

## અથ જન પ્રમોધ પરચાકો-અંગ-૫૨ મું

**बिछरत मेला कीया विलापु, हंम आसीस देई जपीयो जापु;**
**साहा सकल मीली केहे करजोरी, खीच लीयो दरशंनकु दोरी. ॥१॥**

મેળો વિસર્જન થતી વખતે સર્વેજનો શોકાતુર થયા તે વખતે મેં સર્વેને કૈવલ પ્રાપ્તિનો મહામંત્ર જપવાનો આશીર્વાદ આપ્યો તે વખતે સર્વેજનો હાથ જોડી કહેવા લાગ્યા હે સ્વામી ! આપનાં દર્શન માટે અમોને બોલાવશો.

**केहे आपे कबही तांहां आवो, मन गमतो लेइये हम लाहावो;**
**बिनु आपने घेर अंतरजामी, पर घेर सेव बने नहि स्वामी. ॥२॥**

આપ ક્યારે પધારશો કે જેથી અમારા મનના કોડ પૂરા થાય, પારકા ઘેર અંતઃકરણપૂર્વક સેવા પૂજા થઈ શકે નહિ જેથી અમો તમોને અમારે ઘેર આવવા વિનંતી કરીએ છીએ.

ते माटे नीज घर लेइ जावु, कोहो स्वांमी तुम कबही आवु;
दीना परि उत्तर हंम सारा, जब तेडो तब भाव तमारा. ॥३॥

હે દયાળુ ! આપ ક્યારે પધારશો ? ત્યારે ભગવાન કરૂણાસાગર કહે છે કે જ્યારે તમે પ્રેમ કરીને તેડાવશો ત્યારે આવીશ.

करी परणांम पंथ सब लागा, गये जांहां आप आपनी जागा;
मेला सब आपने घेर गइया, बोहोरु हंम साहके तांहां रहीया. ॥४॥

સર્વેજનો પ્રણામ કરી સૌ સૌના સ્થળે જવા પંથે પડ્યા, અને પોત પોતાને ઘેર ગયા અને અમો શેઠને ઘેર રહ્યા.

साहाकी सेवा कयाहा मम बरनु, कुटंम सहीत भये असरन सरनु;
भाव प्रींत्य दीन दीन अधिकारी, सुपी रहे तंन मंन नरनारी. ॥५॥

શેઠ અને શેઠના કુટુંબીજનોનો પ્રેમ દિવસે દિવસે અધિકાધિક વધતો જતો હતો. જેની સેવાનું વર્ણન કરતાં અંત આવે તેમ નથી.

रवी शेठ साहाकोहे नांमु, देश परगना जांने गांमु;
शेठांनी लुकमांबाइ जाके, अमीचंद सुत कहीये ताके. ॥६॥

શેઠનું નામ રવિચંદ અને શેઠાણીનું નામ લુકમાબાઈ અને પુત્રનું નામ અમીચંદ હતું, તે દેશ પરગણે આ નામથી તેમને જાણે છે.

अबके नांम कहु राजाके, रांनी सहीत अरधंगी ताके;
श्रीडंड हे नाम राजाको, रवी शेठ परधांन हे ताको. ॥७॥

રાજાનું નામ શ્રી ડંડ છે અને પ્રધાન રવિશેઠ છે.

रुसलदे रांनीका नांमा, चतुर शिरोमणि माहाभट भांमा;
केतेक दीन साहाके घेर रहीया, सेवा सुमरन माहा सुख पइया. ॥८॥

રાણીનું નામ રૂસલદે છે. તે ઘણી ચતુર, સુભટ ને શિરોમણિ હતી. આ પ્રમાણે શાહને ઘેર સેવા સ્મરણ સાથે ઘણા દિવસ રહી સુખ ભોગવ્યું.

बोहोरु राय लेनकु आये, अस्ती घोरा वाहन लाये;
सुखपालो सनमांन सहीतु, बाजंतर गावंतां गीतु. ॥९॥

રાજા હાથી ઘોડા, સુખપાલ તથા વાજિંત્રો સાથે શેઠને ત્યાં લેવા આવ્યા.

राजा केहे पधारो स्वांमी, मोइ पावन करो अंतरजामी;
रानी सहीत कुटंम सब चाहे, तुम सेवा करवा अकुलाये. ॥૧૦॥

રાજાએ સ્વામીજીને વિનંતી કરી કે હે અંતરજામી ! આપ મારે ઘેર પધારો, આપની સેવા કરવા અમો આરતવંત છીએ.

माटे नाथ वीलम नव कीजे, अभेदांन हंमकु बहु दीजे;
तब अग्या हंम लीनी साहकी, वाकुल रत्य देखी राजाकी. ॥૧૧॥

રાજા કહેવા લાગ્યા કે હે સ્વામીજી ! સત્વર તૈયારી કરો અને અમોને અભયપદ આપીને નિર્ભય કરો, પછી અમોએ શેઠ પાસેથી આજ્ઞા લઈ વિદાયગીરી લીધી.

साह लगे अस्तुति करनां, रखो सदा स्वांमी तुम सरनां;
नरनारी साहाकुलके जेते, हंम चालत पाए परे तेते. ॥૧૨॥

શાહના કુટુંબનાં તમામ સ્ત્રી પુરુષોએ હાથ જોડ્યા અને શેઠ સ્તુતિ કરવા લાગ્યા કે, અમોને હંમેશાં તમારા શરણમાં રાખશો.

गज वाहन हंमकु बेसारे, कंचन छत्रही नेजा धारे;
चोरासी घंटा जंनकारु, हस्ती हीरा लाल संगारु ॥૧૩॥

રાજાએ ઘણા ઉત્તમ શણગારથી શણગારેલા હાથી પર મને આસન આપી બેસાડીને સોનેરી છત્ર તથા નેજા ધારણ કરાવીને અનંત પ્રકારનાં વાજિંત્ર વગડાવ્યાં.

बाजा भुंगल भेर बजाते, लेइ गये राजा गाते वाते;
जब हंम गये राज देवांनु, रांनी केहे आज कंचन भांनु. ॥૧૪॥

અનેક પ્રકારનાં વાજિંત્રો વગાડતા અને ગીતો ગાતા રાજમહેલમાં લઈ ગયા તે સમયે રાણીને સોનાનો સૂરજ ઊગ્યો હોય એમ લાગ્યું.

उत्यम आसंन लेइ पधराये, वीधी सहीत पूजा करवाये;
करी सेवा पुष्पादीक आदी, जे जे कीयो सब देव देवादी. ॥૧૫॥

મને ઉત્તમ આસને બેસાડી વિધ વિધ પ્રકારે પૂજન કરી વંદના કરી કે હે દેવાધિદેવ આપનો જય જય હો.

बोहोरु सेव करन सब लागे, रांनी सहीत परम रत्य पागे;
करी रसोइ छपंन भोगु, बंजन तलीयो बहु विधि जोगु. ॥१६॥

સર્વે જનોએ ઉત્તમ પ્રકારે સેવા કરી તેમ જ રાણીએ પણ અતિ આદરપૂર્વક નમસ્કાર કરીને વિધ વિધ પ્રકારે છપ્પન ભોગની રસોઈ તૈયાર કરી.

राजा सहीत भोजंन हंम कीना, सीत प्रसादी सबकु दीना;
पीछे सुतनारी सब पाये, मुखवास बीरापांन कराये. ॥१७॥

અમોએ રાજા સાથે ભોજન કર્યું અને બીજા બધા જનોને પ્રસાદી આપી. ત્યાર બાદ છોકરાઓ તથા નારીઓએ પ્રસાદી લીધી બાદ અમોએ મુખવાસ લીધો.

उत्यंम आसंन सेज बछाइये, हंमकु तांहां लेइ सैन कराये;
करी सैन हम उठे जबही, बोध अघाद निकासो तबही. ॥१८॥

મને ઉત્તમ આસન પર શયન કરાવ્યું અને શયન કરી ઊઠ્યા બાદ અમોએ અગાધબોધનું જ્ઞાન સમજાવાનું શરૂ કર્યું.

बेठे रानी ओरु राय सहीतु, ओर सकल राजाके मीतु;
चरचा ज्ञांन अपार उचारे, भीन्न भीन्न भाती विस्तारे. ॥१९॥

તે સાંભળવા રાજા, રાણી અને રાજાના મિત્રો બેઠા, તેમને અપાર જ્ઞાનનો ઉચ્ચાર ભિન્ન ભિન્ન પ્રકારે વિસ્તારપૂર્વક કહ્યો.

सबकु ज्ञांन समजमे आया, कहन लगे तुम त्रिभोवंन राया;
नहितर येसा कुन बतावे, हंमकु बोध समजमे आवे. ॥२०॥

તે જ્ઞાન સર્વને યથાર્થ સમજાવાથી રાજા કહેવા લાગ્યો કે આપ ત્રણ ભુવનના પતિ છો, તે સિવાય આવું અલૌકિક જ્ઞાન સર્વેને સમજાય તેવું બીજા કોઈ બતાવી શકે તેમ નથી.

हंम उपर तुंम छाया परही, ताते सब चैतन बुध करही;
नहितर तो हंम माहाजड हुते, भुले भवमे मांहांय भभूते. ॥२१॥

અમો આજ સુધી આ જગતમાં અજ્ઞાની હતા તે આપની કૃપાથી શુદ્ધ ચૈતન થયા છે.

सुर बीना जंम नैन सबनके, बस्त सुजे भोमी भोवनके;
उगे सुर सकल सब सुजे, त्यौं त्यंम कीरपाये हंम बुजे. ॥२२॥

જેમ સૂર્યના પ્રકાશ સિવાય આંખ કોઈ પણ પદાર્થ જોઈ શકતી નથી તેમ આપની કૃપા સિવાય યથાર્થ જ્ઞાનની સમજ પડે નહિ.

सार असार सकल अब जांनां, तुम करता सद्गुरु परमांना;
येसा कही ज्ञांने सब गलीया, पीछे एकता थइ हल मलीया. ॥२३॥

આપ સદ્‌ગુરુ કર્તા સમાન છો, હવે આપની કૃપાથી નિત્ય અને અનિત્ય સર્વે જાણ થવાથી તેમાં તલ્લીન થઈ અમો એકતાર થયા છીએ.

नीशदीन ज्ञांन करतही येसे, चले सकल कैवलकी रेहेसे;
कैवल कैवल सबको करही, अहोनीस ध्यान नीरंतर धरही.॥२४॥

હરહંમેશ નિજ જ્ઞાનનું કથન કરી રહેણીમાં રહેતા હતા અને કૈવલ પતિનું રટણ હરહંમેશ ઘણો સમય કરવાથી અમો નિજનું જ્ઞાન પામ્યા છીએ.

एही परकार बोहोत दीन वीते, केहं कुवेर सब भये सचीते ॥२५॥

એ પ્રકારે ઘણો જ સમય વિતાવ્યો. ત્યાર બાદ મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે શહેરના તમામ સજ્જનો સચેતન થઈ ગયા.

## અથ આંનદેશ પ્રવેશકો-અંગ-૫૩મું.

बोहोरु एक सेहेरके राइ, सुनी मम कीरती मीलनकु आइ;
तेही अवसर हंम हुते कचारी, राजा परजा सहीत पसारी. ॥१॥

હું જ્ઞાનની સભા ભરી રાજા પ્રજા સહિત બેઠો હતો તે વખતે શહેરનો એક નગરપતિ મારી કીર્તિ સાંભળી મળવાને આવ્યો.

थोरे देश तीनको अधिकारु, दाम भरे श्रीडंड दवारु;
सो राजा दरशन जब कीनो, सुनी मोइ ज्ञान भयो रंग भीनो. ॥२॥

તે નગરપતિ અમારાં દર્શન કરી તેમ જ જ્ઞાન સાંભળી દિગ્મૂઢ થઈ ગયા. તે નગરપતિ થોડા દેશના અમલવાળો હતો અને તે શ્રીડંડ રાજાનો ખંડિયો હતો.

**करी परणांम बेठो जब राजा, सींघ समांन शब्द हंम गाजा;**
**कैवल लक्ष कला तब काढे, उंडारथ अति माहा गुढ गाढे.।।३।।**

તે નગરપતિ પ્રણાંમ કરી બેઠો હતો તે વખતે મેં કૈવલ લક્ષની વિભૂતિનું વર્ણન સિંહ જેવી ગર્જના કરી જે પદ અતિ ગુઢાર્થ છે એવું બહુ ભેદથી સમજાવ્યું.

**तीनके अरथ करी समजाये, गद गद कंठ भयो जब राये;**
**गलीत बचन बोले मुख बैना, आज भयो करतारथ ऐनां. ।।४।।**

તે સઘળો ભાવાર્થ સમજાવાથી ગદ્દગદ્દ કંઠે શુદ્ધ નિર્મળ વચનથી (ખંડિયો રાજા) રાજા કહેવા લાગ્યો કે હું આજે આ જ્ઞાન સાંભળીને પાવન થયો છું.

**करन लग्यो अस्तुती नीकी, पुछन लागयो पेर गतीकी;**
**तब कीना हंम कैवल लक्षा, सुनी राजा जब लीनी दक्षा. ।।५।।**

તે નીતિસર પ્રાર્થના કરી પૂછવા લાગ્યો ત્યારે મેં કૈવલ જ્ઞાનનો લક્ષ સમજાવ્યો જેથી તે દીક્ષા લઈને મારા શરણમાં આવ્યો.

**लेइ दक्षा सेवक जब भयेउ, कर जोडी हंमकु तब कहेउ;**
**चलो स्वांमी मम घेर पधारो, कुटंम सहीत कारज सब सारो. ।।६।।**

તે બે હાથ જોડી કહેવા લાગ્યો કે હે નાથ ! આપ મારે ઘેર પધારી મારા કુટુંબ તથા મિત્રો સહિત મને પાવન કરો.

**हम हीतो पावंन थये आंही, कुटंम सहीत अपावंन तांही;**
**ताकु करो करतारथ स्वांमी, भोवंन पधारी अंतरजांमी. ।।७।।**

આપનું જ્ઞાન સાંભળી હું અહીં કૃત કૃતાર્થ થયો છું, પણ મારા સહોદર કુટુંબમાં અજ્ઞાન છે જેથી આપ મારે ઘેર પધારી તેમને પણ કૃતાર્થ કરો.

**तब चलवा हम कीया पीयांना, सरी डंड राजा संकुचांना;**
**तब कीना वेगे जइ आवु, उनके पण रखीयावु भावु. ।।८।।**

હું જવા માટે તૈયાર થયો ત્યારે શ્રીડંડ રાજા વિચારમાં પડ્યો જેથી મેં સમજાવ્યું કે હું થોડા સમયમાં જઈ તેની ભાવના પૂર્ણ કરીને આવું છું.

तब आनंद भये नर नारी, स्वांमी जावो राजा अधीकारी;
पण वेगे आइयो माहाराजा, सब जीवंन के सारी काजा. ॥९॥

મારાં વચનો સાંભળીને સર્વેને આનંદ થયો. ત્યાર બાદ રાજા કહેવા લાગ્યો કે આ અધિકારી રાજા સહિત સર્વ જીવોને આનંદમય બનાવી જલદીથી પાછા પધારજો.

इम आधिन होइ चरने नयेउ, बोहोरु हम राजा घेर गयेउ;
अती आदर करी लेइ गयो राजा, पेठत सेहेर बजाये बाजा.॥१०॥

આ પ્રકારે સર્વેજનો મારા ચરણે પડ્યા પછી મેં પ્રયાણ કર્યું. તે વખતે વાજતે ગાજતે ખંડિયો રાજા પોતાને મેહેલે લઈ ગયો.

उपमा सहित मंदिर पधराये, रानी सजन कुटंम परी पाये;
शेहेर सकल सब आयो धाइ, एक एक पे पोहोचाइ वधाइ. ॥११॥

તે વખતે શહેરના તમામ જનોએ આદર-સત્કાર કરી મારી પધરામણી કરી.

जे जीतना जीनकु हे भावु, तेतनी भेठ सांमंग्री लावु;
धरी सांमंग्री सरने सोइ, पीछे पाय परे सब कोइ. ॥१२॥

તમામ જનો પોતાની શક્તિ અને ભાવ અનુસાર ભેટ સામગ્રી અર્પણ કરી દર્શન કરીને રાજી થયા.

नगरमांही नरनारी जेते, दरसंनकु आये सब तेते;
केतेक भाव केतेक कभावु, राजगुरु जांनी सब आवुं. ॥१३॥

શહેરના તમામ જનો રાજાના ગુરુ પધારેલા જાણી રાજાના મહેલે ગયા.

हली मली रेहे सकल सब लोगु, भयो आनंद गयो सब सोगु;
तार पीछे भोजंनकी ठांनी, करी रसोइ रांनी मन मांनी. ॥१४॥

મારા ઉદ્દ્ગારો સાંભળી સર્વેએ હળીમળીને આનંદ લીધો. પછી રાણીએ પ્રેમપૂર્વક રસોઈ બનાવી.

राजा हंम लीनो परसादु, अमृतसंम अन्नको सौ स्वादु;
करी परसाद पलंग बछाये, वीरापांन सोपारी खाये. ॥१५॥

રાજા સહિત અમોએ ભોજન લીધું તે અમૃતસમ હતું. ત્યાર બાદ મુખવાસ આપીને મને પલંગ ઉપર આસન આપ્યું.

18

कुटंम सहीत राजा ओरुरांनी, हंम आगल बेठे सब आंनी;
पूछन लगे सकल परिवारु, कछु चरचा काढो कीरतारु ॥१६॥

રાજા કુટુંબ સહિત સભા ભરી કહેવા લાગ્યો કે અમોને યથાર્થ જ્ઞાન સમજાવો.

अति उमंग करी हंम बोले, अंतसकर्ण अनुभव बोले;
ब्रंह्म भवाटी बरनन कीनो, कैवललक्ष लखाइ दीनो. ॥१७॥

અંતઃકરણમાં ઉમંગ ધારણ કરીને મહદ્ બ્રહ્મભવાટી પરના અનુભવનું વર્ણન કરી કૈવલ લક્ષ જણાવ્યો.

पूरनपद परिब्रंह्म प्रचंडा, सदा सदोदीत अमर अखंडा;
सो कैवल नीज परम उदारा, सभामांज करी कियो पोकारा. ॥१८॥

જે પૂર્ણ પદ (કૈવલપદ) છે તે મહદ્ બ્રહ્મની પાર, સદાસદોદિત, અમર, અખંડ અને અચળ પતિપદ જે અતિ વિશાળ અને ઉદાર છે તે સર્વને સભામાં પોકાર કરીને જણાવ્યું -

तब सबके उर परम बसेउ, दुब्धा दलकी दुर खसेउ;
मत पाखंड सबे परहरीया, इष्ट उपास आगे जो करीया. ॥१९॥

તે પદ (કૈવલપદ) તેઓએ હૃદયમાં અનુભવ્યું જેથી તમામ અંધકાર નાશ પામ્યો અને અગાઉની જડ ઈષ્ટ ઉપાસના તથા સર્વ પાખંડ મતને ત્યજી દીધા.

कैवल ज्ञांन जबी हमं सीचा, तीन आगे सब पड गये नीचा;
सभा सकल सब भइ आतुरा, कैवल ज्ञांन सुनी चकचुरा. ॥२०॥

મેં સર્વોપરી કૈવલપદનું જ્ઞાન પોખ્યું જેથી તેમને તે સિવાયના તમામ આશયો નીચા લાગ્યા, અને તમામ સભાજનો કૈવલ લક્ષમાં તલ્લીન થયા.

सबके मंन मम स्वाधीन भयेउ, वरती अचल नीश्चल सब थयेउ;
एकाग्रहे चीत करी करगरही, स्वांमी सीस तमारा करही. ॥२१॥

તમામ હંસોએ મનોવૃત્તિઓ મારામાં એકાગ્ર કરી કહ્યું કે અમોને શરણે રાખો.

येसा ज्ञांन काहु नहि देखा, वेद पुरांन साहास्त्र बहु पेखा;
सीध साधक सृष्टी बहु होये, जोगी जती पुरातंन जोये. ॥२२॥

વેદ, પુરાણ, શાસ્ત્રો, સિદ્ધો સાધકો તેમ જ યોગીઓમાં જે જ્ઞાન સમજ છે તે કરતાં આપનું જ્ઞાન જુદા પ્રકારનું અતિ ઉત્તમ છે એમ સમજાયું.

इंद्री दमन मीले बहु रेहेसा, कोहु नहि ज्ञांनी तुम जेसा;
भेख अनेक देख्या बहु हमही, तुम सरीखा मीलीया एक तुमही. ।।२३।।

ઈંદ્રિજિત પુરુષો તેમ જ ભેખ ધારીઓમાં કેવલજ્ઞાન નથી. તમારા જેવી ગતિ તમારા સિવાય બીજાઓમાં નથી.

सोतो सब तीन गुनमे अटक्या, जोत सरुप शक्ति लयौ लटक्या;
कैवल ज्ञांन लह्या नहीं कोही, जप तप साधंनमे रह्या मोही.।।२४।।

આ જગતના હંસો જપ, તપ, ત્રણગુણ, શક્તિ તેમ જ જ્યોતિ નારાયણ જેવી ઉપાસનામાં અટકી રહેલા છે પણ કૈવલ જ્ઞાન કોઈએ જાણ્યું નથી.

याते हंम तुंमसे पती आया, तुमही बोध अघाद सुनाया;
अब हमकु उपदेश करी जे, तुम हमकु आपना कर लीजे. ।।२५।।

આપે કૈવલ જ્ઞાન સમજાવ્યું જેથી અમોને વિશ્વાસ આવ્યો. હવે અમોને પોતાના ગણી ઉપદેશ આપીને આપના શરણમાં લઈ લો.

जबकारज सरसी हंम जांना, ज्ञांन तुमाराме मंन मांना;
तब हंम सीस कीया सब काउ, माहा मंतर करननमे सुनाउ. ।।२६।।

આપનું જ્ઞાન અંતરમાં ઊતર્યું જેથી અમારું કામ થયું એમ કહ્યું ત્યારે મેં તેમને મહામંત્ર કર્ણધારે સમજાવ્યો.

रांनी सहीत रायकु बोधे, आंन्य लोक भावीक परमोधे;
चले शेहेरमे घेर घेर नुंता, जमे सकल हंमही अबधुता. ।।२७।।

રાજા, રાણી અને ભાવિક જનોને બોધ આપ્યો અને આ પ્રમાણે ઘેર ઘેર અમોને ભોજનનાં આમંત્રણ મળવા લાગ્યાં.

पधरांमनी करी करी करजोरे, भांमनी मंगल गाये मन भोरे;
भोवंन भोवंन प्रत्ये पावु धारे, नरनारी पुर नेह वधारे. ।।२८।।

ત્યાર બાદ ઘેર ઘેર પધરામણી થઈ અને આનંદમંગળથી ભરેલાં ગીતો સ્ત્રીઓ ગાઈ ગાઈને પ્રેમમાં વધારો કરવા લાગી.

रांनी राजदवारु जेती, अहोनीश लोहोलीन रेहे सब तेती;
नरपति भाव काहा मम बरनुं, रेहेन दिवस लपट्यो रहे चरनु. ॥२९॥

રાજા અને તેમની તમામ રાણીઓ મારા જ્ઞાનમાં એકમેકપણે રહેતી હતી અને રાત્રિ દિવસ મારા ચરણમાં ભાવભરી રહેતાં હતાં.

तांहां हंम रहे मास दीन सातु, भयो भक्त राजा साक्षातु;
कायम पंथ पक्ष द्रढ कीना, कैवल ज्ञांन पुरातंन दीना. ॥३०॥

હું ત્યાં એક માસ અને સાત દિવસ રહ્યો અને રાજા મારો શિષ્ય થયો અને કાયમ પંથનું કૈવલજ્ઞાન મૂળ જ્ઞાન છે એમ નક્કી કરી સમજાવ્યું.

सब हरिजंनको कीयो सरदारु, सीख देवंन दीनो अधीकारु
त्रीछंड राय राजाका नांमु, बसे सदा सुखंनपुर गांमु. ॥३१॥

તે સુંખનપુરના ત્રીછંડ રાજાને આગેવાન ભક્ત કરી, સર્વ જનોને બોધ કરવાનો મેં હક્ક આપ્યો.

तीनकी जेह जेठी अरधंगी, पुष्पला रांनी नांमंगी;
बीजी रांनी हे छतरीशु, प्रेम अती त्रीछंड पतिसु. ॥३२॥

તે રાજાની પટરાણીનું નામ પુષ્પલા હતું અને એ સિવાય બીજી છત્રીસ રાણીઓ હતી, તેઓનો પતિ પ્રત્યે અતિશય પ્રેમ હતો.

तेही सबकु शीखवाइ भक्ति, सेवंनकी करके बहु वीक्ती;
बोहोरु हंम अग्या तांहां लीनी, अनंगपुर जावंनकी कीनी. ॥३३॥

તે સર્વેને ઉત્તમ પ્રકારની ભક્તિમાં દાખલ કર્યા. ત્યાર બાદ અમોએ પાછા અનંગપુર જવાની ઈચ્છા જણાવી.

तब राजा रांनी विलखांनु, कुटंम सहीत कलपे वहु प्रांनु;
ओर शेहेरके हरिजंन जेते, हंम आवत व्याकुल भये तेते. ॥३४॥

રાજારાણી તેમ જ નગરના તમામ જનો હતાશ પામીને ઘણા જ દિલગીર થયા.

कोश एक पोहोचावंन आये, रोवत मुख सबके कुमलाये;
पीछे सब ज्ञांनने समजावा, हरदे हंमारा ध्यांन लखावा. ॥३५॥
देही ज्ञान सबकु उलटाये, सतकुवेर अनंगपुर आये. ॥३६॥

મને વિદાય કરવા એક કોસ સુધી દિલગીરી ભરેલા દિલે આવ્યા. ત્યાં તેમનો મેં

હૃદય પલટો કરાવી મારા સોહંગ સ્વરૂપનું ધ્યાન ધરવા જણાવ્યું. જેથી પોતાના સ્થૂલ દેહોનું ભાન ભૂલી ગયા. પછી શ્રી મહાન સમર્થ કુવેર સ્વામીજી અનંગપુર આવ્યા.

## અથ અનંગપુર પ્રવેશજંન પ્રમોધકો- અંગ-૫૪મું

अनंगपुर जबही हंम आवा, साह सहीत राजा सुख पावा;
रुसलदे रांनी हरखांनी, आनंदी साहा घेर सेठांनी. ॥१॥

અનંગપુરમાં આવવાથી રાજારાણી અને શેઠશેઠાણી સર્વેને આનંદ થયો.

ओर सकल पुरके नरनारी, प्रेम बढो सबकु अधिकारी;
रेन परी दिवस सब गयेउ, रांनी राय गोष्टी मम भयेउ. ॥२॥

આખા નગરના જનો પ્રેમાતુર થયા અને રાજારાણીએ વિચાર્યું કે હવે અંધકાર ગયો છે અને જ્ઞાનનો પ્રકાશ થયો છે.

रांनी राय पूछंन जब लागे, तांहां स्वांमी केसे रस पागे;
समाचार सब हंम कही दीना, सुखनपुर सुख जो जो लीना. ॥३॥

રાજા અને રાણીએ સુખનપુરમાં ભોગવેલા આનંદનો પ્રકાર પૂછ્યો ત્યારે ત્યાં થયેલો અતિ આનંદ મેં સમજાવ્યો.

त्रीछंड रायका अति बडहेतु, सुखी रहे घरबार समेतु;
रानी सहीत सेब बहुकीनी, प्रेम सहीत नीसदीन रंगभीनी. ॥४॥

ત્યાં ત્રીછંડ રાજા અને રાણી ઘણાં સુખી હતાં અને અથાગ પ્રેમપૂર્વક મારી સેવા કરતાં હતાં.

ओर सेहेर के सघले लोगु, भाव अति नरनार संजोगु;
भोवंन भोवंन हमकु पधराये, मंगल धोळ कांमनीयां गाये. ॥५॥

તે નગરના તમામ જનોએ ઘેર ઘેર પધરામણી કરાવી અને આનંદપૂર્વક મંગળભાવ ધારણ કરીને ગીતો ગાતા હતા.

एही परकार करी मम सेवा, राये लाये घेरे बहु वीधी मेवा;
तब राजा रांनी सुख पांमी, तमसे कुन अजर करे स्वांमी. ॥६॥

એ પ્રકારે મારી સેવા કરી રાજાએ ઉત્તમ પ્રકારના મેવાઓનો પ્રસાદ લાવી લેવડાવી

સેવા કરી તેથી રાજારાની સુખી થયા, અને કહેવા લાગ્યાં કે હે સ્વામી! આપ સિવાય અજર-અમરનો લક્ષ કોણ આપી શકે ? કોઈ જ નહિ.

**भली करी हरिजंन करी आये, जश कीरती जुगमें पसराये;**
**गुज करत रजनी गइ वीती, भयो परभात चली ज्यौ रीती. ॥७॥**

આપે કેવલ જ્ઞાનનો પસારો કરી હરિજન બનાવ્યા જેથી જગતમાં સારી કીર્તિનો પસારો થયો, આ પ્રકારે વાત કરતાં રાત્રિ વીતી ગઈ અને પ્રાતઃકાળ થયો.

**सेवा पूजा करन सब लागे, प्रीत्य रीत्य हुती जे आगे;**
**बोहोतबेर साहाके घेर गइया, करी करी नुताने पधरइया. ॥८॥**

પ્રથમની રીત મુજબ સેવા પૂજા કરી શેઠે વારંવાર પધારમણી કરાવીને ઉત્તમ પ્રકારના ભોજન જમાડ્યાં.

**ओर नगरके भावीक लोकु, भोवंन भोवंन जीमाये मोकु;**
**दीन दीन भाव बढो नरनारी, राजदवार भीरभइ भारी. ॥९॥**

નગરમાં વસતા ભાવિક જનોએ તેમને ઘેર ઘેર તેડીને ભોજન કરાવ્યું. હરહંમેશ નરનારીઓનો પ્રેમભાવ વધવાથી રાજસભામાં પણ ઘણી ઠઠ જામતી હતી.

**तब एक दीन हंम रायसु कीना, मेरे तो मठ चहीये भीना;**
**राजा केहे तुमजो उर धरहु, हुकम करो तो अबही करहु. ॥१०॥**

એક દિવસ મેં તે રાજાને કહ્યું કે અમારે રહેવા અલગ મંદિરની જરૂર છે. જેથી રાજા કહે આપનો હુકમ હોય તો હાલ તૈયાર કરાવું.

**तब हम हुकम तुतरही दीना, जब राजाये मंदिर कीना;**
**परिपूरन मंदिर जब भइया, हमकु लेइ फेरी तांहां पधरइया. ॥११॥**

મેં મંદિર બાંધવા આજ્ઞા કરી કે તરત જ રાજાએ મંદિર બંધાવી તેમાં મારી પધરામણી કરી.

**जांहां दीन मंदिरमांही पधराये, तेही दीन राजा सेहेर जमाये;**
**शेठे लेइ प्रतिष्ठा करही, लक्ष मोहोर पूजा तांहा धरही. ॥१२॥**

મારી સ્થાપના મંદિરમાં કરી તે દિવસે રાજાએ આખું શહેર જમાડ્યું. તે વખતે શેઠે લાખ મોહોરની ભેટ અર્પણ કરી મારી પ્રતિષ્ઠા કરી.

ओर सेहेर के माहाजंन दुजा, जीन जेतनी संपज धरी पूजा;
करी पूजा आपन्ये घेर गइया, बोहोरु हंम मंदिरमां रहीया. ॥१३॥

ત્યાર બાદ બીજા મહાજનોએ શક્તિ અનુસાર પૂજા ભેટ સામગ્રી વગેરે અર્પણ કરી પોતાને સ્થાને ગયા અને હું તે મંદિરમાં રહ્યો.

राजा शाह सहीत सोहावे, निशदीन दरसनकु सब आवे;
केतेक दीन येसे गये वीती, ज्ञांन ध्यांन करतां रस रीती. ॥१४॥

હરહંમેશ રાજા, શેઠ અને બીજા સર્વે જનો દર્શન માટે હાજર રહેતા હતા અને જ્ઞાન ચર્ચામાં સમય વિતાવતા હતા.

गांउ गांउके तेडा आवे, तांहां हम जइ जइके रुची पावे;
सीख साखा कीना बोहोतेरु, सहस्त्र एक घरका मुंडेरु. ॥१५॥

અનેકાનેક ગામોથી તેડાં આવતાં અને ત્યાં જઈને હું પ્રેમથી ભોજન લેતો. તે વખતે એક હજારથી વધુ હંસોને ભેખધારી બનાવી શાખાઓનો ફેલાવ કર્યો.

पंथ चला कायम अति करडा, आंन्य धरम सब मांनही मरडा;
कैवल कीरत्य दीपमे फोरी, रीता पक्ष पडे सब ओरी. ॥१६॥

કાયમપંથનો ફેલાવો વધવો એ અતિ અઘરો પણ અતિ ઉત્તમ છે, જેથી આ પંથના આશય કરતાં બીજા પંથોના આશયો હલકા છે એમ અનુભવથી સમજાય છે.

पुरुषनारपक्षी कैवल के, भये सकल साचे तंन मंनके;
रेहेन दीवस जंखे जुगदीशा, उपासन कैवल नीज इशा ॥१७॥

ત્યાંના તમામ સ્ત્રી-પુરુષો કેવલ કર્તાના સિદ્ધાંતવાદી સાચા તનમનથી થયા અને એ જ ઉપાસના તનમનથી દિવસ-રાત અખંડ ચાલુ રાખીને એ જ (કેવલ) ખરા પતિ છે એવી વંદના કરતા હતા.

कैवल कैवल मये सब भैया, रागद्वेश लोकनके गइया;
वीश करोड कथा तांहां ज्ञांना, शीर कैवल धरीया हंम बांना. ॥१८॥

તમામ જનોના રાગાદિક દ્વેષો નાશ પામવાથી કેવલમય સ્વસ્વરૂપે થયા, અને આ આશય અખંડ રહે તે માટે મેં વીસ કરોડ ચોપાઈનું જ્ઞાન કહ્યું છે.

**सो बांनी सबने अभीयासी, घट घट सरव नीरंतर वासी;**
**ते माटे समजे सब कोइ, शब्द अमोघ लक्ष चीत प्रोइ. ॥१९॥**

વીસ કરોડ વચનોનો અભ્યાસ હૃદયમાં કાયમ રાખવાથી તમે મારો આપેલો ઉત્તમ લક્ષ અનુભવતા થયા છો.

**साहा राय की काहा कहु करनी, दोइ भये ज्ञानी अघ हरनी;**
**करे परमोध ओरनके जेसे, होय गये साम्रथ माहाभट येसे. ॥२०॥**

તે રાજા અને શેઠનું અજ્ઞાન દૂર થવાથી પોતે પોતાના સ્વસ્વરૂપે થયા જેનું વર્ણન કરવું મુશ્કેલ છે. તેઓ મહાન વિદ્વત્તાની ગતિનો ઉપદેશ હરિજનોને આપી પોતાના સમાન બનાવવા પરિશ્રમ કરવા લાગ્યા.

**ओर मुडीतमे केतेक थइया, ज्ञांनी दरसी अनुभवी भइया;**
**तब हंम मंनमे कीया बीचारा, याही दीप चेत्या सब सारा. ॥२१॥**

ત્યાં મારા મૂડીત (અનુયાયી) સાધુ ઘણા થયા તેમાં કેટલાક જ્ઞાની, દરસી અને અનુભવી હતા જેથી મેં વિચાર્યું કે આ દીપ અતિ ઉત્તમ જ્ઞાનવાન બન્યો છે.

**अंतरध्यान भया हंम जबही, देह सहीत लोकाइ रहे तबही;**
**कलपंत कीयो राजा ओरु रांनी, अति वीलखाये साहा शेठांनी. ॥२२॥**

અમે દેહ સહિત અંતર સ્વરૂપે (અંતર ધ્યાન) થવાથી રાજારાણી તથા શેઠશેઠાણી હતાશ થઈ રડવા લાગ્યાં.

**सेहेस्त्र संत मंदिरके वासी, सो सबही मंन भये उदासी;**
**ओर सेहेर के हरिजंन जेते, सब मीलीरोवंन लागे तेते. ॥२३॥**

મંદિરના હજાર સાધુઓ તથા શહેરના સર્વે હરિજનો દિલમાં ઉદાસ થઈને રડવા લાગ્યા.

**बोहोरु साकुट बहु पस्तांना, परमेश्वर हंम नहि पेहेचांना;**
**एसे सेहेर सकल कलपाये, दीन तीनां ल्यौं अंन नहीं खाये. ॥२४॥**

તે વખતે અમારો ઉપદેશ ગ્રહણ નહીં કરનારા પામર જીવોને અમારી ઓળખ નહિ પડવાથી જે વિમુખ રહેલા હતા તેઓ પણ ત્રણ દિવસ સુધી અન્ન જળનો ત્યાગ કરી પસ્તાવા લાગ્યા.

राजा साह बेठे पंन ठांनी, दरसंन बीन तजु प्रांन नीसांनी;
यौं आकुल वाकुल जंन थइया, केहं कुवेर हम प्रगट भइया. ॥२५॥

તે વખતે રાજા અને શાહે ગુરૂદર્શન ના થાય તો પ્રાણ ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો તથા આકુલ-વ્યાકુલ થઈ ગયા જેથી મહાન સમર્થ શ્રી કુવેર સ્વામીજી કહે છે કે મેં તરત જ દર્શન આપ્યાં.

## અથ પરચાકો-અંગ - ૫૫મું

दीनो दरस सकल सुख पाये, मुगता फल लाइ राइ वधाये;
अगरकपुरे आरती कीनी, भेट सामग्री अति बहु दीनी. ॥१॥

મારા દર્શનથી સર્વેને આનંદ થયો અને રાજાએ મોતીથી મને વધાવી લઈ ઉત્તમ સુગંધીઓથી મારી આરતી ઉતારી ભેટ સામગ્રી હાજર કરી.

सेहेर सकल हरखाये भारी, दरसंनकु दोरे नरनारी.
आनंद मये हरिजंन सब भइया, सोख सकल दलथी दुर गइया. ॥२॥

આખા શહેરમાં આનંદ ફેલાયો અને સર્વે જનો ફરી દર્શન કરવાની ઈચ્છાથી આવ્યા તેમ જ તમામ હરિભક્તો આનંદ પામ્યા અને દરેકના દિલની ગ્લાનિ નાશ પામી.

साधु सकल भये हे आनंदु, जीवंन प्रांन आये दीनबंधु;
स्वांमी तुम बीन सह्यो न जाइ, मठ मंदिर सब खावा धाइ. ॥३॥

હું ફરી પ્રગટ થયો જાણી મને પ્રાણ સમાન જીવનરૂપ માની તમામ સંતોને આનંદ થયો. હે સ્વામી ! આપના વિયોગથી મઠ મંદિરો સૂનાં લાગતાં હતાં અને આપના વિયોગથી દુઃખી થતા હતા.

भले पधारे अवीगत नाथा, हंमकु क्यौं नहीं लेइ गये साथा;
तब संतन सबकु हंम कहीया, प्रगट भये जांनी तुंम दइया. ॥४॥

હે પરમગુરુ દેવ ! ભલે પધાર્યા, પણ અમોને સાથે કેમ નહિ લઈ ગયા ? ત્યારે મેં કહ્યું કે તમારી દયા જાણીને હું પાછો આવ્યો છું.

अब बोहोरु हंमही तो जासी, पुछ लोहो जे जीनकु आसी;
तब राजा ओरु साह शेठंनी, संत सहीत हरिजन दुखमांनी. ॥५॥

હું હવે જવાનો છું તો જેને જે પૂછવાનું હોય તે પૂછી લેશો. તે વખતે સંત, રાજા, રાણી, શેઠ, શેઠાણી અને સઘળા હરિભક્તો નાખુશ થયા.

अब स्वामी जो बोहोरु पधारो, हमकु संघे लेइ सधारो;
तुम बीनहंम रहीने क्या करहु, सह्यो न जाय जुरी जुरी मरहु. ॥६॥

હે દયાળુ ! હવે તો અમોને સાથે લઈ જાવ. આપનો વિયોગ સહન નહીં થવાની તમારા વિના અમો ઝૂરી ઝૂરીને મરણને શરણે થઈશું.

तलफे मीन सुके जब नीरा, आकुल व्याकुल होइ तजे शरीरा;
तेसे तुम बीना हंम क्यौं जीजे, पेहेले प्रान सबनका लीजे. ॥७॥

પાણીના વિયોગથી માછલી તરત જ તરફડીને પ્રાણ તજે છે તે પ્રમાણે તમો અમારા પ્રાણના જીવન રૂપ છો જેથી આપના વિયોગે અમે પણ પ્રાણ તજી દઈશું.

तब हंम ज्ञांन अघाद उचारा, सब घट व्यापक स्वरूप हमारा;
हंम तो अकल पुरष अवन्यासी, जंन कारन आये देह प्रकासी; ॥८॥

તે વખતે મેં ગૂઢ જ્ઞાનનો ઉચ્ચાર કરીને સમજ આપી કે દરેક દેહોમાં મારું વ્યાપક (સોહંગ) સ્વરૂપ રહેલું છે. જનના કલ્યાણાર્થે દેહ ધારણ કરીને આવ્યો છું પણ મારું સ્વરૂપ અકળ અને અવિનાશી રૂપે રહેલું છે.

ताते तुम धोखा मत धरहुं, हंम तो मंन मांने सो करहु;
बोहोत लोक ओलंगी आये, तेही सरवनकु ज्ञांन बताये. ॥९॥

હું મારી મરજી અનુસાર ચાલુ છું માટે તમે અધીરા બનશો નહિ. આ જ પ્રમાણે ઘણા લોકોને ઉપદેશ કરતો કરતો અત્રે આવ્યો છું.

हंम नही कही माया लपटाते, चौद लोकमे फरंतहु याते;
तो तुमसे केसे बंधाउं, देव सक्या नहि रोकी काहु. ॥१०॥

મને માયા લેપન કરતી નથી તેમ જ ચૌદલોક અને દેવો પણ રોકી શકતા નથી તો તમારા કહેવાથી હું રોકાઈશ નહિ.

जो लोपु तो हंम यांहां क्यांहांथी, नीकसी सकु नहीं देव मांहांथी;
माटे समजी ग्रहो नीज ज्ञांना, बोहोरु धरीयो हमेरा ध्यांना. ॥११॥

જો હું કોઈના કહેવાથી રોકાતો હોઉં તો દેવોના ધામમાંથી હું અહીં આવી શકું નહિ. માટે મારું જ્ઞાન હરહંમેશ હૃદયમાં ધારણ કરી એ જ લક્ષમાં સ્થિર થજો.

जो हम लक्ष बतइग्रा आगे, जड चैतंन करी विविधी विभागे;
श्रेष्ठ सराडे उगरी वस्त, ते तमने करी हस्तोहस्त. ॥१२॥

મેં જે અનિત્ય અને નિત્યનો ભેદ યથાર્થ સમજાવ્યો અને લક્ષ આપ્યો જે ઉત્તમ વસ્તુ તમને હાથોહાથ આપી છે.

अहोनीश तेहेनो करो अभ्यास, तो हंम सदा तुमारी पास;
देहधारी हंमकु मत देखो, चैतंन रूप सनातंन पेखो. ॥१३॥

મેં આપેલા લક્ષમાં રહેશો તો હું હરહંમેશ તમારી પાસે જ છું. તમો મને દેહધારી જાણશો નહિ. હું મૂળ ચૈતનરૂપ જ છું.

एसे ज्ञांन करी समजाये, सरुप सम्याको सोख मीटाये;
तब साधु हरिजंन यौ बोले, राजा साह सहीत मंन खोले. ॥१४॥

મેં મારા ખરા સ્વરૂપની સમજ આપી જેથી મને અખંડરૂપે અનુભવ્યો. તેમજ સાધુ, હરિભક્તો, રાજા અને શેઠે ખરા દિલથી વાત કરી.

स्वांमी होइ जंन मठमे थापो, थोरीक कला तुमारी आपो;
तो महीमा मंदिर को चाले, सहु हरिजंन करो तेही हवाले. ॥१५॥

હે પરમ ગુરુદેવ ! તમારી કળા સમજાવે તેવો એક સંત અહીંના મંદિરમાં નીમી જાવ કે જેથી અમો તેને આધીન રહી અહોનિશ આપતું ધ્યાન કરીએ. જેથી આપના મંદિરનો મહિમા પણ અખંડ ચાલુ રહે.

तब हंम सीस सह्यांना थापे, शीर धरी हस्त अगम गत्य आपे;
मुक्तरांम जीनकाहे नांमु, ज्ञान सीरोमनी पुरस न्हेंःकांमु. ॥१६॥

મારા કૈવલ જ્ઞાનમાં ઉત્તમ શિરોમણિ અને નિષ્કામ ડહાપણવાળો અગમ્યગતિને જાણનાર સંત મુક્તારામને ત્યાંના મંદિરના મહંત બનાવી નિમણૂક કરી.

सब हरीजनकु कह्यो समजाइ, एही मम तोल रहो लोलाइ;
यौ सरवनकु प्रतीत बढाइ, दीनो आतम ज्ञांन दृढाइ. ॥१७॥

ત્યાંના હરિભક્તોના સમાજને સમજણ આપી કે મુક્તારામ આત્મજ્ઞાની અને મારા જ્ઞાનના પુરણવેત્તા છે તો તેને અનુસરીને ચાલશો.

ताते स्वांती सब जंन पाये, सरुप छोडाइ अरुप लखाये;
अरुप आराधंन सब कोइ लागे, सरुप लक्ष ज्ञांनन तें त्यागे. ।।१८।।

તે સમયે સર્વે શાન્તિ પામ્યા અને તમામને સાકાર જ્ઞાન છોડાવી ઉલટ નિરાકાર લક્ષથી નક્કી કરાવી તેની પાર અરૂપી રહેલા લક્ષ રાખવા કહ્યું.

सांमी नही पंचुभुतंनका, अरुठ हाथ धारी देहंनका;
व्यापक विश्व चराचर रहीया, सो निज अंश आपनकु कहीया. ।।१९।।

કેવલપતિ પંચભૂતાદિ તત્ત્વના તેમ જ સાડા ત્રણ હાથવાળા માપક દેહવાળા નથી પરંતુ પોતાની ચૈતન્ય (સોહંગ) ગતિ દ્વારા ચરાચર વિશ્વમાં વ્યાપક રહ્યા છે અને તેમની અંતરવૃત્તિ દ્વારા ઉત્પન્ન થયેલ અંશોને આપનપુ કહી ઓળખાવ્યો છે.

तो देहंनका क्या अभ्यासा, स्वामी हे सब घट परकाशा;
येसा ज्ञान सबनकु भइया, मुख नहि बोले मंनकी लहीया. ।।२०।।

જેથી દેહાદિક અભ્યાસ નકામો છે. દેહ માત્રનો પ્રકાશક તરીકે રહેલો જે સોહંગ એવી સમજ સર્વને આપી જેથી સર્વ મૌન રહ્યા અને તેથી અંતરમાં ગતિનો જમાવ થયો.

तब हंम जांने सब कोइ चेता, अब नहि कोइ अज्ञांन अचेता;
जब तंन त्यागंन लीला ठाहये, सब हरिजंन ओरु भेख बोलाये. ।।२१।।

આવી સમજમાં રહેનારના દિલમાં અંધકાર નથી જેથી સર્વ સચેત થયા અને ત્યાં વસતા સર્વ ભેખ અને હરિભક્તોને બોલાવી મેં શરીર છોડવાનું જણાવ્યું.

दीवस पंच ल्यौं हलमल कीना, हेतारथ हरिजंनका लीना;
करी पेहेरांमनी छेहेले दीनकी, लेइ मठके संते जंन जंनकी. ।।२२।।

તે પછી હું તે સ્થળે પાંચ દિવસ હળી મળીને સાથે રહી જ્ઞાનરસ પાયો અને તે છેલ્લો દિવસ હોવાથી આવેલી ભેટ સામગ્રી મંદિરના મહંતને આપી.

बोहोरु हम संतनकु दीनी, अभयागत मेलाके चीनी;
हरिजंन भये गद कंठ अनाथा, छांने राखे शीर देइ हंम हाथा.।।२३।।

તે સંતને નિર્ભય પદ આપ્યું, હરિભક્તો દિલગીર થયા જેથી તેમના માથા પર હાથ મૂકીને સંતોષ પમાડ્યા ને શાન્ત કર્યા.

फेरीमीलीये सबकु उर धारी, बोहोरु हंम लीला विस्तारी;
पूष्प साज भोमी सैन करीया, सत कुवेर जब तंन परहरिया. ॥२४॥

લીલાના વિસ્તાર વખતે હરિભક્તોને સમજ આપી કે કોઈ કાળે તમારા અહોભાગ્યે મળીશું એમ કહીને મહાન સમર્થ શ્રી કુવેર સ્વામીજી પુષ્પ શૈયામાં શયન કરી દેહ સહિત અંતરધ્યાન થયા.

## અથ કઉસક દીપ પ્રવેશકો-અંગ - ૫૬મું

पंचभूत सोता अलपैइया, सागदीप मुरदा नहीं रहीया;
साग छेड आये कौसक दीपा, ज्ञांन ध्यांन सहु साज समीपा. ॥१॥

સાગ દીપમાંથી હું અંતરધ્યાન થઈને કૌસક દીપમાં સર્વ વિભૂતિ સહિત આવ્યો અને જ્ઞાન ધ્યાન વગેરે સાજ સાથે લાવ્યો હતો.

लक्ष न भूलु पलटु वेशा, प्रगटु तांहां तेसाका तेसा;
सकल समरथी सहीत सरुपा, हरदे कमल कैवल नीरुपा. ॥२॥

હું મારી અગમ ગતિએ દેહનો પલટો કરી લક્ષમાં રહી જેવો ને તેવો પ્રગટ થાઉં છું અને તમામ વિભૂતિ તેમ જ નિજરૂપની જાણ હૃદયમાં રાખી કર્તાની એકતા સાથે પ્રગટ થાઉં છું.

कौसक दीप जबी हंम आये, बालक रुप होइ देह देखाये;
नगर एक हुता बडभारी, बरन अढार बसे जांहां सारी. ॥३॥

કૌસક દીપમાં અવનપુર શહેરમાં ઘણી જ જ્ઞાતિના પુષ્કળ લોકો વસેલા હતા ત્યાં મેં બાળક રૂપ ધારણ કર્યું.

अवनपुर जीनका हे नांमु, नदी एक तीरथ तांहां धांमु;
कोस पाव सेहेर नते दुरी, वेहेधार नांमे मेहेसुरी. ॥४॥

અવનપુર શહેરથી એકાદ માઈલ દૂર મેહેસુરી નદીના કિનારે તીર્થસ્થાન હતું.

देश देशका मेला आवे, ब्रंह्म भोजन तांहां जाग करावे;
केतेक नरपति संघ नीकारी, नाहावंनकु आवे नरनारी. ॥५॥

ત્યાં દેશ દેશથી જાત્રાળુઓનો સમૂહ ભરાતો હતો. તીર્થ સ્થાનમાં સ્નાન કરી અને

યજ્ઞાદિક કાર્ય કરાવી બ્રહ્મ ભોજન કરાવતા હતા. તથા કેટલાય મહારાજાઓ સંઘ કાઢી તથા નરનારી સહિત નદી કિનારે સ્નાન કરવા આવતા હતા.

करी असांन दान बहु देइ, वीधी सहित वीपु सब लेइ;
सोही नदी पनघट एक बंधा, सीसागार पथरकु संधा. ॥६॥

નદીમાં સ્નાન કરી વિધિસર બ્રાહ્મણોને દાન આપતા હતા ત્યાં સીસાની ગાળથી પથ્થરો ચોંટાડી ઘાટ બાંધેલો હતો.

वा पनघट सीवका एक डेहेरा, तांहां हंम होइ रहे बाल बछेरा;
ब्राह्मण एक बड़ो आचारी, सीव भक्त हुतो अधीकारी.॥७॥

એ તીર્થમાં એક શિવનું મંદિર હતું ત્યાં હું બાળ સ્વરૂપે થઈ રહ્યો, તે શહેરમાં એક પૂજારી શિવ ભક્ત બ્રાહ્મણ હતો.

सो पूजा करननकु आयो, धूप दीप पुष्पादीक लायो;
परभाते तीनकु हम पइया, सो आपन्ये घरकु लेइ गइया. ॥८॥

પ્રભાતમાં તે શિવપૂજન માટે સામગ્રી લઈને આવ્યો. ત્યાં તેણે મને બાળ સ્વરૂપે જોઈ પોતાને ઘેર લઈ ગયો.

अरधंगी सुटेर सुनाये, खोलो मठ एक बालक पाये;
तब अरधंगी खोला द्वारु, देखत छूटा थांन अपारु. ॥९॥

તેની સ્ત્રીને દ્વાર ખોલવાને માટે કહ્યું અને હું એક બાળક લાવ્યો છું એમ પણ કહ્યું. તે વખતે બ્રાહ્મણની સ્ત્રી સન્મુખ થતાં તેના સ્તનમાંથી દૂધની ધારા વહેવા લાગી.

ऋषिपत्नी प्रेमे मोइ लीना, तरत धाइ पयोदर मुखदीना;
कोहो स्वांमी कांहांसे सुत लाये, शिव दीना के पनघट पाये.॥१०॥

બ્રહ્મપત્નીએ પ્રેમ સહિત સ્તનપાન કરાવ્યું અને પૂછ્યું કે હે સ્વામીનાથ! આ બાળક ક્યાંથી લાવ્યા ? શિવજીએ આપ્યો કે પનઘટ પરથી મળ્યો ?

केहे ब्रांह्मन सुनहो अरधंगा, बहु दीन सेव करत सीव रंगा;
आज रेंन अरधी जब गयेउ, सुवत नेंद सुपन मोई भयेउ. ॥११॥

પૂજારી કહે છે કે હે પ્રિયા શંકરની ભક્તિ ઘણા જ વખત સુધી કરવાથી આજે મધરાત્રિએ સ્વપ્ન આવ્યું.

जांण्ये शंकर दरशन दीनो, माग्य माग्य मोकु बहु कीनो;
तब हंम माग लीया बरदांनु, पुत्र विना हंम वंज कहांनु. ।।१२।।

તેમાં શિવજીએ પ્રસન્ન થઈ દર્શન આપી મને વરદાન માગવા કહ્યું ત્યારે મેં પુત્રની માગણી કરી.

ते माटे स्वांमी सुत आपो, लोक बेदके मेहेणा कापो;
तब बोले शंकर सुखकारी, नही जनमे सुत तेरी नारी. ।।१३।।

હે શિવજી મને પુત્ર આપો અને લૌકિક વાંઝિયા મહેણું ટાળો, ત્યારે શિવજીએ કહ્યું કે, તારી સ્ત્રી પુત્ર જન્મી શકશે નહિ.

हम कीना बरदांन तुमारा, सो जुठा पडशे नीरधारा;
तब सीवने संकोचन आंना, क्या करहु कोले बंधांना. ।।१४।।

મેં શિવજીને કહ્યું કે આપે આપેલું વરદાન જૂઠું પડશે ત્યારે શિવજી વિચારમાં પડ્યા.

अति अकुलाइ प्रणायंम कीना, हम हुता देवलमे चींना;
तब दाता ब्राह्मण सुभइया, आपु सुत देवलमे कहीया. ।।१५।।

ત્યાર બાદ શિવજીએ પ્રાણાયામ કરીને જોયું તો મને શિવાલયમાં બાળ સ્વરૂપે દીઠો તેથી શંકરે ઉદારતાથી પૂજારીને પુત્ર આપવા કહ્યું.

फजर उठी आइयो तुम तांही, प्रगट करु सुत देवल मांही;
एतना कही शंकर अलपइया, पीछे ते हम चेतन भइया. ।।१६।।

હે વિપ્ર ! સવારમાં મારા મંદિરમાં આવી પુત્ર લઈ જજે એમ કહી શંકર અંતરધ્યાન થઈ ગયા અને હું તરત જ જાગ્રત થયો.

बोहोरु सींन कर्यां नहीं काउ, कब प्रगटे दीन देवल जाउ;
एसा सुपन भयाता आजु, नां कह्या तोय आइ मोइ लाजु. ।।१७।।

જાગ્રત થયા બાદ મને નિદ્રા આવી નહિ અને મનમાં ચટપટી થવા લાગી કે ક્યારે સવાર થાય અને હું શિવના મંદિરે જોઉં. આ સ્વપ્ન મને આજે આવ્યું હતું તે જાહેર ના કરું તો મને લાંછન બેસે.

अबकीना सुपना भया साचा, सीव वरदांन दिया नहीं काचा;
जब हमही परभाते गइया, देवलमांज बालक सत पइया. ॥१८॥

મને આવેલું સ્વપ્નું અને શિવે આપેલું વરદાન સાચું છે એમ જાણી પ્રભાતે શિવમંદિરે જવાથી આ પુત્ર મંદિરમાંથી મળ્યો.

सो बालक एही तोइ दीना, सीव साचा जीने धावंन किना;
तब ब्राह्मणी प्रेमे बोली, गदगद कंठ हरदे फुली. ॥१९॥

આ પુત્ર શિવ વરદાનથી મળ્યો છે અને તમારા સ્તનમાંથી દૂધની ધારા પ્રગટ થઈ છે. આ સાંભળી સ્ત્રી પ્રેમવશ થઈ આનંદ પામી.

स्वामी सुत शंकरने दीना, तुम सेवा बहु होये आधीना;
येसे सुत बोहोतंनकु जडही, सीव बीन दीने थांन न चढही. ॥२०॥

હે સ્વામી ! તમારી સાચી સ્વામી ભક્તિ જાણીને શંકરે પુત્ર આપ્યો છે. વળી આ પ્રમાણે ઘણાકને પુત્રો જડે છે પણ તેની માના સ્તનમાંથી દૂધ આવતું નથી.

ते माटे सीवजी सत त्रुठा, येतने दीन आपन पर रुठा;
अब सोहीला दीन कीना स्वामी, जयेती जयेती शिव अंतरजांमी. ॥२१॥

શિવજી આપણી ઉપર રૂઠેલા હતા તે આજે પ્રસન્ન થયા છે. હવે આપણા દિવસો આનંદના આવ્યા છે તો હે શિવજી અંતરજામી આપને ધન્ય છે.

आनंद भये दोहु नरनारी, हरदे लगी सीव भक्ति प्यारी;
त्रीया केहे सुतकु करो ठावो, मेली नात्य सहु विप्र जमावो. ॥२२॥

બ્રાહ્મણ અને બ્રાહ્મણસ્ત્રી આનંદમય રહીને પ્રેમથી શિવ ભક્તિ કરતાં હતાં તે વખતે વિપ્રાણીએ પૂછ્યું કે, હે સ્વામી ! પુત્રની જાણ જ્ઞાતિને કરો અને જ્ઞાતિભોજન કરાવો.

तब ब्रांह्मण सुकलने तेडाये, जोतीस जोइ मम नांम धराये;
बेरबेर पोथी पडताले, अंकुरधर मम नांम निहाले. ॥२३॥

વિપ્રે તરત જ આચાર્યને તેડાવી જન્માક્ષર કરાવી બાળકનું નામ અંકુરધર રાખ્યું.

पूरवने अंकुरे पांमा, माटे अंकुरधर सत नांमा;
धरा नांम जोतीसमे आये, पीछे चोराशी करवाये. ॥२४॥

જ્યોતિષમાં પણ પૂર્વના અંકુરથી આવેલો હોવાથી અંકુરધર નામ રાખ્યું અને (ચોરાસી) જ્ઞાતિ ભોજન કરાવ્યું.

करी चोरासी आनंद भइया, विप्र सकलने जये जये कहीया;
रुखेश्वर साची तुम सेवा, भये क्रीपाल देवाधि देवा.॥२५॥

બ્રહ્મ ભોજન કરાવી આનંદ પામ્યા અને સઘળા બ્રાહ્મણોએ આશીર્વાદ આપીને કહ્યું કે હે ઋષિઓમાં શ્રેષ્ઠ, તમારી શિવભક્તિ સાચી હોવાથી શિવની કૃપા થઈ છે.

सुत अपने सांम्रथका दीना, और नही काहुका लीना;
सहु ज्ञाती सीवके सुत वंदे, घेर आपने गये मंन आनंदे. ॥२६॥
केहं कुवेर मंन हुही अकंसा, सो नरनार भये नीरसंसा. ॥२७॥

હે રૂખેશ્વર આપનો પુત્ર દેવપુત્ર છે તે બીજા કોઈનો આપેલો નથી એ પ્રમાણે પ્રશંસા કરતા આનંદભેર પોત પોતાને ઘેર ગયા. ભગવાન કરૂણાસાગર કહે છે કે વિપ્ર વિપ્રાણીને જે પુત્ર ભાવનાની ચિંતા હતી તે શાન્ત થઈ આનંદ પામ્યાં.

## અથ વિપ્ર વિધિ ઉપવીત ધારણકો-અંગ - ૫૭મું

बोहोरु हंम ब्रांह्मण घेर रहीया, वर्ष पंचके जबही भइया;
तब उपवीत देवंन मत ठांनी, चोरी रची बहु विधि आंनी. ॥१॥

વિપ્રને ઘેર હું પાંચ વર્ષનો થયો ત્યારે તેઓએ મને ઉપવીત આપવાનો વિચાર કર્યો અને ઉત્તમ પ્રકારે ચોરી બનાવી.

रोप्या मंडप चीत्र सोहाइ, मंगल धोल कांमनीयां गाइ;
ब्राह्मण मले नात्य चोराशी, ढोल भुंगल बाजंत्र बजासी. ॥२॥

ઉત્તમ પ્રકારનો મંડપ બનાવ્યો અને સ્ત્રી વર્ગ ધોળ, મંગળ વગેરે ગીતો ગાવા લાગ્યાં અને વાજિંત્રોના નાદો થવા લાગ્યા અને (ચોરાસી) જ્ઞાતિના વિપ્રો ભેગા મળ્યા.

**धांम धुम होइ रहे बोहोतेरा, वरुणी सहीत सुकल कहे चेरा.**
**कीनो मंत्र गायंत्री आदु, माहावायक सर्वणे द्रीयो नादु. ॥३॥**

તે વખતે ઘણી ધામધૂમથી વેદ મંત્રના ઉચ્ચાર થતા હતા અને મને સનકાદિક બનાવી મારા કાનમાં મહામંત્ર ગાયત્રીનો ઉપદેશ આપ્યો.

**विप्र विधी सबही सिखवाइ, ओर दीयो खटकर्म लखाइ;**
**द्वैज भये सैसकार कराइ; वावे खंधे जनोउ पेहेराइ. ॥४॥**

બ્રાહ્મણનાં વિધિસર ખટકર્મો શીખવાડી દ્વિજ પદવી આપી અને ડાબે ખંભે ઉપવીત ધારણ કરાવ્યું.

**ग्रेहेसांतक करी सीफल होमे, धूनी गइ त्रपत्या सुर व्योमे;**
**सुनकादीक करी हमकु नसाये, जांन बुज बोहोरु पकरमे आये. ॥५॥**

ગ્રહોની શાન્તિ માટે ગ્રહયજ્ઞ કરી તેમાં શ્રીફળ હોમ્યું અને તેની વાસના આકાશે દેવલોકમાં જવાથી દેવ તૃપ્તિ પામ્યા, અને મને સનકાદિક બનાવી દોડાવી તુરત જ જાણી જોઈને પકડી લીધો.

**ग्रही लीना घरकु लेइ गइया, पीछे भोजंन विप्र जमइया;**
**करी भोजंन परे पाय रुसीना, पूजी सुकल दांन बहु दीना. ॥६॥**

મારો હાથ પકડીને ઘેર લાવ્યા પછી બ્રહ્મ ભોજન કરાવ્યું અને બ્રાહ્મણોને પગે લાગી આચાર્યનું પૂજન કરાવીને ઘણું દાન આપ્યું.

**पढन लगे पीछे हंम बेदु, सुरती समरती जांनो भेदु;**
**तेही दीप साहास्त्र हे सोंलु, सब बंधे नीगंम लेइ ओलु. ॥७॥**

ત્યાર બાદ મેં વેદનું અધ્યયન શરૂ કરીને શ્રુતિ, સ્મૃતિનો અનુભવ લીધો. તે દીપમાં સોળ શાસ્ત્રો હતાં અને સર્વ લોકો વેદના અધ્યયન કરનારા હતા.

**सो सबही हंम लीने पडताली, जीवजीव गत्य सबमे भाली;**
**ओर जोये पंचाश पुरांना, तीनका क्या हंम करु बखांना. ॥८॥**

તે વેદોનો હું અભ્યાસી થવાથી સર્વેને જીવદશાં ભોગવતા જોયા તે ઉપરાંત પચાસ પુરાણ જોયાં તેનું હું શું વર્ણન કરું છું?

करमकांड सबमे द्रडवाये, कोइ नहि कैवल लक्ष गाये;
ओर कथा इतिहास बखांनी, सो सबही हंम लेइ पेहेचांनी. ॥९॥

તમામ ગ્રંથોનો આશય કર્મકાંડનો હોઈ કેવલ લક્ષ સિવાયનો છે. તે તમામ ઐતિહાસિક ધર્મગ્રંથોમાં પણ કર્મકાંડ સિવાય બીજું સમજાવ્યું નથી.

वरस अष्टमे सब कछु देख्या, कोउ न ग्रंथ रह्या अनपेख्या;
भनी भये बतीस लक्षांनु, मोपे एकु न वस्त अयांनु. ॥१०॥

આઠ વર્ષની ઉંમરમાં તમામ ગ્રંથોનો અભ્યાસ કરી બત્રીસ લક્ષણો પુરુષ થયો.

पुरवके हम लक्ष चकंदे, सास्त्रमे पण भये नव छंदे;
मात पिता आनंदही भयेउ, सुत आपनो पंडीतही थयेउ. ॥११॥

હું નિજ લક્ષમાં પ્રવીણ હતો તથા શાસ્ત્રો અને વ્યાકરણનો જાણકાર હોવાથી માતા-પિતા મને પંડિતની ઉપમા આપી રાજી થતાં હતાં.

चुंमन लेइ मोइ करे अवीलांनु,अति वहलव सास सम प्रांनु;
येम हस्तां रमतां दिन जाइ, दीन दीन प्रेम अती पीतु माइ. ॥१२॥

માતુશ્રી પણ ઘણું જ વહાલ લાવી પ્રેમપૂર્વક ચુંબન કરતાં હતાં. આમ ઘણા દિવસો માતા પિતાના ગોદમાં આનંદમય પસાર થયા.

अवनेसर हे नांम पिताको, अरिसल्या कहीये माताको;
भन्ये गन्ये दोनुं विक्षाता, ज्ञातीमांही श्रेष्ठ छत राता. ॥१३॥

પિતાનું નામ અવનેશ્વર અને માતાનું નામ અરિસલ્યા હતું અને તેઓ પોતાની જ્ઞાતિમાં શ્રેષ્ઠ વિદ્વાન તેમ જ જ્ઞાનવાન હતા.

मुरत ज्ञोतीस सहीत पेहेचांने, जगनादीक विधि सब जांने;
ग्रेहे पीडा पुरवेज समेतु, जांने विधी ओरु राहा प्रेहेतु. ॥१४॥

જ્યોતિષ, વૈદિક, યજ્ઞાદિક કર્મો, ગ્રહ પીડાદિક, પૂર્વેજાદિક વિધિ વગેરે ઘણા જ પ્રકારની વિધિમાં તે નિપુણ હતા.

भीर होत द्वारे बहु भारी, पुछंनकु आवे नरनारी;
केतेक लोक सीधा लेइ आवे, केतेक तो घरकु लेइ जावे. ॥१५॥

ઉપર પ્રમાણે વિધિનો અનુભવ હોવાથી અનેક નરનારીઓ પ્રશ્ન પૂછવા માટે આવતાં

જેથી દ્વાર ઉપર ઘણી જ ભીડ જામતી હતી, તેમાં કેટલાંક સીધાં લાવતાં તેમ જ કેટલાંક જમવા બોલાવી જતાં.

एही परकार गमत नीत चाले, मात पिता आनंदमये माहाले;
भये वरस चतुर मोइ पंचु, बोहोरु आयो एक सकंचु.॥१६॥

આ પ્રકારે હરહંમેશ આવી ગમ્મતમાં વખત પસાર થતાં માતા-પિતા આનંદ પામતાં, આમ મારી ઉંમર નવ વર્ષની થઈ ત્યારે એક મહાન સંકટ આવી લાગ્યું.

सेहेरमांही सक्ति एक रुठी, मारे मानंस बहु नीत्य उठी;
सहस्त्र एक दीन दीनके भागे, सुत मेहेखी अजासुत धरे आगे.॥१७॥

શહેરમાં એક શક્તિ દેવીનો કોપ થયો, તે હંમેશાં ઘણા જ માણસોનો ભોગ લેતી, વળી તેની આગળ બકરાનો ભોગ આપે તે લેતી નહિ.

रीजे नहि तेही भोग भवांनी, मारे मांनस मनकी मांनी;
खाइ खाइ सब किया खलासा, जीवंनकी कोइकु नहि आसा.॥१८॥

તે દેવી મન માન્યા માણસનો ભોગ લેતી તેથી તેના જુલમથી શહેર ખાલી થતું હતું અને દરેક માણસને મરણનો ભય પેઠો હતો.

येसी कोश वसे पुरपला, तामे कोइ कोइ रहे जवरला;
कोइकोइ घरके तो सबखाइ, ताको दरब राय घेर जाइ. ॥१९॥

એ નગર એંસી કોસના વિસ્તારવાળું હતું. તેમાં કોઈકોઈ બચવા પામ્યા હતા. કેટલાક ઘરો પૂરેપૂરાં ખલાસ થઈ ગયેલાં હોવાથી તેમનું દ્રવ્ય રાજા લઈ જતો.

वाकुल लोक मरन भे आगी, बोहोरु जइ दरबारे लागी;
राय जयंदर जहदां रांनी, और तीनसे ए मंन मांनी. ॥२०॥

લોકો મરણના ભયથી આકુલ થઈ ગયા. છેવટે દેવી રાજ્ય દરબારમાં જઈને જયંદર રાજાના તથા જહદા રાણીના છોકરાને જઈ લાગી.

बेटा एक ताहीकु हुता, तीन सैये बीजीकु नुता;
नांम मयंदर कहीये ताको, जीवंन प्रांन राजा परजाको. ॥२१॥

તે જહદાનો એક જ પુત્ર હતો. તેનું નામ મયંદર હતું, કે જે રાજા, રાણી તથા પ્રજાને પ્રાણ સમાન વહાલો હતો.

ताकु जाय भवांनी लार्गी, तब राजा धीरज मंन भागी;
पडयो छतायत भयो अचेतु, स्वासा सुक्षम जीव संकेतु. ॥२२॥

આ રાજકુંવરને દેવી લાગી ત્યારે રાજાને ધીરજ રહી નહીં અને બેભાન થઈને શ્વાસો મંદ પડવાથી ગભરાવા લાગ્યો.

करे अस्तुति राजा रांनी, जो मागो सो देवु भवांनी;
कोहो तो देवी होम करावु. बहु परकार आहुती जरावु. ॥२३॥

રાજા તથા રાણી દેવીની પ્રાર્થના કરવા લાગ્યાં કે હે દેવી, જે માગો તે રજૂ કરીશું; કહો તો હોમ, હવન વગેરે વિધિસર કરાવું.

कोहोतो भोजन विप्र करावुं, कोहो तो केतेक जीव चरावु;
कोहोतो देवी देवल करहु, मुरती लेइ तमारी धरहु. ॥२४॥

હે દેવી, કહો તો બ્રહ્મ ભોજન કરાવું, અને ઇચ્છા હોય તો અન્ય પ્રાણીઓનો ભોગ ધરાવું, કહો તો દેવળ બંધાવી આપની પ્રતિષ્ઠા કરાવું.

नरनारी तांहां सेवा कीजे, दरसंन बीनु पानी नव पीजे;
कोहोतो देवी जज्ञ आरंधु, छोडी सेहेर वसु तीर संधु. ॥२५॥

આપનાં દર્શન કર્યા સિવાય પાણી પણ ગ્રહણ કરું નહિ એવો ટેક ધારણ કરું અને કહો તો મહા યજ્ઞ શરૂ કરું. જો કહો તો આ શહેર છોડી સમુદ્ર કિનારે વસું.

जो वंचे शक्ति सुत मेरा, अबते होइ रहु सेवक तेरा;
एही परकार वीनत बहु करही, तब शक्ति सुतमे थर थरही. ॥२६॥

હે દેવી કહો તો તમારો સેવક થઈને રહું. આ પ્રકારે દેવીની અનેકાનેક વિધિ પ્રમાણે સ્તુતિ કરી, કે તરત જ દેવી પુત્રના શરીરમાં પ્રવેશી બોલી કે,

खावुं खावुं करती मुख बोली, राजासु माग्यो मंन खोली;
पुरश एक भोग दे मोइ, लक्षण बतीस जामे होइ. ॥२७॥

રાજાનાં વચન સાંભળી મહંમાયા દેવી ખાઉ ખાઉ કરતી બોલી કે મારે બત્રીસ લક્ષણવાળા પુરુષનો ભોગ જોઈએ છે તે મને આપો.

तब छोडु मे सुत तीहारा, जो पूरन होये भोग हमारा;
तब राजा शक्ति सीख मांनी, छोडो सुत मे देवु सो आंनी. ॥२८॥

મારા માગવા પ્રમાણે પુરણ ભોગ આપો તો તમારા પુત્રને જીવતો મૂકું. રાજાએ દેવીનું વચન કબૂલ રાખી કહ્યું કે એવો ભોગ આપવા કબૂલું છું, કૃપા કરીને મારા પુત્રને જીવતદાન આપો.

जब देवी करुणा करी मेहेला, राजकुंवर आनंद होइ खेला;
बोहोरु चंत्या उपजी राउ, बतीस लक्षन पुरस लाउ. ॥२९॥

દેવીએ કૃપા કરીને કુંવરને જીવતો છોડવાથી રાજાને આનંદ થયો અને બત્રીસ લક્ષણવાળા પુરુષને લાવવવાની ચિંતા ઉત્પન્ન થઈ.

देस परगने खबेर कराइ, येसा पुरस कही नही पाइ;
तब राजाने सेहेर सोधाये, लछन बतीसा कोहु न पाये. ॥३०॥

દેશ પરગણે શોધ કરાવી તો તેવા લક્ષણોવાળો પુરુષ મળી આવ્યો નહિ, તેમ જ શહેરમાં તપાસ કરાવડાવી તો પણ એવો પુરુષ મળી આવ્યો નહિ.

जब कोहुने राजापे कहीया, येसा अवनेस्वर घेर छइया;
सो सुत नहीं उनहुके जाये, सेवा करत देवलसे पाये. ॥३१॥

તે વખતે એક માણસે રાજાને કહ્યું કે અવનેશ્વર બ્રાહ્મણને ઘેર બત્રીસ લક્ષણાવાળો છોકરો છે. તે છોકરો તેનો પોતાનો નથી પણ શિવનું આરાધન કરવાથી પ્રાપ્ત થયો છે.

तीनकु आपना सुत करी लिना, विधी कराइ जनेउ दिना;
तेही सुत नहि उनके कामनका, जो नहि हे जाया ब्रांह्मनका. ॥३२॥

તેને પોતાનો પુત્ર કરી લીધો છે અને વિધિપૂર્વક ઉપવીત આપીને સંસ્કારી બનાવેલો છે, એ પુત્ર એના કામનો નથી કારણ કે તે બ્રાહ્મણનો પુત્ર નથી.

ब्रंह्महत्या माटे नहि लागे, आपो दांम रुषी जो मागे;
देइ दांम मुले तुम लावो, पीछे नहि ब्रांह्मनको दावो. ॥३३॥

બત્રીસ લક્ષણા પુરુષના પિતાને ઇચ્છા અનુસાર ધન આપીને તેનું બલિદાન આપવાથી બ્રહ્મહત્યા લાગશે નહિ.

तब राजाये बजीर बोलाये, सीख देइ ब्रांह्मण घेर पठवाये;
गयो वजीर विप्रके दवारे, साथे लेइ मनस दश बारे. ॥३४॥

રાજાએ તરત જ દસ બાર માણસ સહિત દીવાનને, બ્રાહ્મણને ઘેર જવા હુકમ કર્યો કે તરત જ તે ગયા.

अति सनमांन विप्रने कीना, डार जलेचा आसंन दीना;
केहे ब्रांह्मण केसे पावधारे, कहो केसे परधान पधारे.
कहें कुवेर बोले परधांनु, स्वारथ साधीत मन पस्तांनु.॥३५॥

મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે, બ્રાહ્મણે ઉત્તમ આસન આપી પધારેલા વજીરને આવવાનું કારણ પૂછ્યું. ત્યારે વજીર કહેવા લાગ્યો કે સ્વાર્થ સાધ્ય કરવા માટે મને પશ્ચાત્તાપ ઊપજે છે.

## અથ પુત્ર પ્રાક્રંમ પરચાકો-અંગ - ૫૮મું

राज हुकम हंमही चली आये, तुम जो सुत देवलसे पाये;
सो सुतकु राजा तांहां मागे, देवन भोग भवांनी आगे. ॥१॥

અમો રાજાના હુકમથી અહીં આવ્યા છીએ, તમને જે પુત્ર શંકરની સેવાથી દેવાલયમાંથી મળેલો છે તે પુત્રનો દેવીને ભોગ આપવા માટે રાજાએ માગણી કરી છે.

जब शक्ति राजा घेर जागी, पेहेली जाय कुंवरकु लागी;
तब राजाने करी अस्तुति, देवी देवु ओर आहुती. ॥२॥

જ્યારે દેવી રાજાને ઘેર ભોગ લેવા ગઈ હતી અને રાજકુંવરનો ભોગ લેવાને તૈયાર થઈ ત્યારે રાજાએ પ્રાર્થના કરી કે હે દેવી તમને બીજા પ્રકારનો ભોગ આપીશ.

जेहे सक्ति मागो मुख बोली, ते अवनी परथी देउ खोली;
सुत हमारो मेहेलो देवी, राजा करी अस्तुति एहेवी. ॥३॥

. હે દેવી મારા પુત્રને જીવતદાન આપો તો હું તમારે માટે પૃથ્વી ઉપરથી ભોગ મેળવી આપીશ.

तब शक्तिने माग्या भोगु, पुरस लछंन बतीस संजोगु;
सो राजा पइठण कीयो जबही, छोडो सुत शक्तिने तबही. ॥४॥

ત્યારે દેવીએ બત્રીસ લક્ષણવાળા પુરુષનો ભોગ લેવાને ઈચ્છા દર્શાવી, તે મુજબ રાજાએ કબૂલ કર્યું ત્યારે દેવીએ પુત્રને છોડી દીધો છે.

जब राजाने खोज कराइ, देश परगना गांम जोवाइ;
बोहोरु सेहेर आपना जोइ, येसा नहि हे पुरसा कोइ. ॥५॥

રાજાએ બત્રીસ લક્ષણવાળા પુરુષ માટે ઘણા પ્રદેશો અને શહેરોમાં તપાસ કરાવી, પણ કોઈ ઠેકાણેથી તેવો પુરુષ મળી આવ્યો નહિ.

तब कोइने तेरा सुत किना, लछंन बतीस बताइ दीना;
तब राजा हंमकु पठवाये, सुत तेरा लेवनकु आये. ॥६॥

તમારો પુત્ર બત્રીસ લક્ષણો છે એવી વાત કોઈ એક પુરુષે રાજાને કહી જેથી રાજાએ અમોને આપની તરફ પુત્ર લેવા માટે મોકલ્યા છે.

जो चइये सो लो तुम दांमु, सेहेर परगनाके ओर गांमु;
सुधे मंन जो तुम नहीं देही, तो राजा जोरे सुत लेइ. ॥७॥

માટે હે બ્રાહ્મણ તમો તમારી મરજી મુજબ ધન, ગામ, શહેર, પરગણું કે દેશ લઈને તમારો પુત્ર રાજાને આપો. તમો સમજીને પુત્ર નહિ આપો તો રાજા સત્તાથી પુત્ર લઈ જશે.

जो जाया घरका सुत होता, तो राजा जोरे नहि लेता;
तोकु पड्या काहुका पाया, माटे अमल बजावे राया. ॥८॥

તે પુત્ર તમોને કોઈનો જડેલો છે, તમારો પોતાનો હોત તો રાજા માંગણી કરત નહીં. તમો પરપુત્રે પુત્રવાળા થયા છો. જેથી રાજાનો હક્ક પહોંચે છે.

पडया जड्याका सरीगत राइ, ताते तेरा कछुन बसाइ;
जो तुम बड़ा कीया घेर आंनी, ताकी माया लो मन मांनी. ॥९॥

રસ્તે પડેલી વસ્તુઓનો માલિકી હક્ક રાજાનો છે. જેથી તમારો માલિકી હક્ક નથી અને તમોએ પાળી પોષીને મોટો કર્યો તે બદલ મોં માગ્યા પૈસા લઈ લો.

येसा बचन बजीर उचरीया, सुनी ब्राह्मण रोउ रोउ पर जरीया;
बोहोत वरस सेवा हंम कीना, तीनका फल शिवने सुत दीना. ॥१०॥

વજીરનાં આવા વચન સાંભળી બ્રાહ્મણનાં રોમાંચ ખડાં થઈ ગયાં. શિવની ભક્તિ મેં ઘણો વખત સુધી કરીને આ પુત્ર મેળવ્યો છે તેનાં આ ફળ છે.

ताकु कहत पडे तुम लाइ, अब फोडु सीव पर सीर जाइ;
उनके सुत जीवावंन काजे, मेरा सुत मारनकु माजे.॥११॥

તપના બળથી મળેલા શિવ પુત્રને તમે જડેલો કહો છો તેથી હું શિવલિંગ ઉપર મારો ભોગ આપું. રાજા પોતાના પુત્રને જિવાડવા માટે મારા પુત્રનો ભોગ આપવા માગે છે.

मेरा सुत देवु नहि कावु, फेरी हंमही काहा वंज रहावुं;
जो राजा जोरे करी लेही, तो तजु नरनारी हंम देही. ॥१२॥

હું પુત્ર કદી આપનાર નથી. આપું તો ફરી વાંઝિયો કહેવાઉં. મારા પુત્રને રાજા બળજબરીથી ભોગ માટે લઈ જશે તો અમો સ્ત્રી પુરુષ અમારો પ્રાણ તજીશું.

बेर बेर ब्राह्मण समजायो, बहु विधी लालच देइ ललचायो;
त्यौं त्यौं ब्राह्मण चढीयो क्रोधा, सुत देवन नव मांने बोधा. ॥१३॥

વજીરે ઘણા પ્રકારની લાલચ આપી બ્રાહ્મણને પુત્ર આપવા સમજ આપી, તેમ તેમ પુત્ર નહિ આપવાના હેતુથી તે ઘણો જ ક્રોધાયમાન થયો.

गयो बजीर रायकु कहीया, मुसलमांन बत्रीस पठइया;
बांध रुंध ब्राह्मणकु लीना, राज देवांन खडा तांहां कीना. ॥१४॥

ત્યારે દીવાને દરબારમાં જઈને સર્વ હકીકત રાજાને જણાવી, કે તરત જ રાજાના હુકમથી બત્રીસ પઠાણો લઈ વજીર, બ્રાહ્મણને બાંધીને રાજસભામાં લાવ્યા.

जेसे राइ परजा सब तेसी, भरी सभा साकुटकी येसी;
सहु बोले राजाकी रक्षे, कोहु नहि ब्राह्मणकी पक्षे. ॥१५॥

રાજા જેવી જ પ્રજા હતી અને આખી સભા ખુશામત કરનારી હતી. તેથી બ્રાહ્મણનાં સત્ય વચનોને માન્ય રાખ્યાં નહિ.

कहन लगे सब येम कचारी, दे सुत ब्राह्मण मनमां विचारी;
एतना दीन पालन तुम कीना, ताते राजा होय आधीना. ॥१६॥

સભામાં હાજર રહેલા લોકો કહેવા લાગ્યા, હે બ્રાહ્મણ ! તમો એ પુત્રને મોટો કર્યો પણ હવે રાજાને હવાલે કરો.

तीनका मूल लोहो मोहो मागे, समजत क्यौं नहि विप्र अभागे;
जो तुमही सीर फोरी मरहु, ताको त्रास न राजा करहु. ॥१७॥

તેની કિંમત માટે તમારી ઈચ્છા અનુસાર દ્રવ્ય લઈ લો. હે અભાગી ! તું તારું શિર ફોડીને મરણ પામીશ તો પણ રાજા દિલગીર થશે નહિ.

वली तुम कहत हे सीव पे जाइ, तो भी चोर राजाको थाइ;
सीव शक्ति का एक सभेवा, ताते अरज सुने नहीं देवा. ॥१८॥

તમે શિવ પાસે જઈ કહેશો તો પણ રાજાના ગુનેગાર તમો થશો, કારણ શિવ અને શક્તિ એક જ રૂપ છે જેથી શિવ તમારી દાદ સાંભળશે નહિ.

जो तुमसे शीवजी नहि बोले, तो नरपति सुत ले वण मुले;
ते माटे ब्राह्मण सीख मांनो, आइ बने संसे काहा आंनो. ॥१९॥

તમારો પક્ષ શિવજી કરે નહિ તો રાજા વગર દામ આપે પુત્ર લઈ લેશે, માટે હે વિપ્ર ! સંશય ના કરતા, અમારું વચન માનીને પુત્ર આપી દો.

सभा सकल एसे करी बोली, तब ब्रांह्मणकी मुमता डोली;
करो विचार विप्र मंन अपने, सीव त्रुठा ताते पण सुपने. ॥२०॥

સઘળી સભા આ પ્રમાણે કહેવા લાગી ત્યારે બ્રાહ્મણ હિંમત છોડી વિચારમાં પડ્યો કે શિવજી પ્રસન્ન થયા તે પણ સ્વપ્નું જ હતું.

सुपना होय साचके जुठा, बोले नहीं सीव राय रहे रुठा;
तब राजा सुतका सुत लेशी, बोहोरु हंमकु दांम न देशी. ॥२१॥

સ્વપ્નું જૂઠું કે સાચું હોય તે ખુલાસો શિવજી કરે નહિ. જેથી રાજા રૂઠશે અને પુત્રને લઈ લેશે અને દામ પણ આપશે નહિ..

ते माटे काठा मन करहु, सुत लेइ राजापे धरहु;
एतना दिन आपने कांहां हुता, अब जांनु हमणे पण नुता. ॥२२॥

માટે હે બ્રાહ્મણ મન કઠણ કરીને પુત્ર રાજાને આપી દે, ત્યારે બ્રાહ્મણ મનમાં

વિચાર કરવા લાગ્યો કે પહેલાં મારે પુત્ર ન હતો તો હાલમાં પણ આપણને પુત્ર નથી એમ માનીશું.

**एसा मन ब्राह्मणका भइया, राय सभा सब परखी गइया;**
**तब राजा बोले ब्राह्मणसु, मागो दांम त्रपत होय मंनसु. ॥२३॥**

બ્રાહ્મણના મુખના ભાવ ઉપરથી સઘળી સભા સમજી ગઈ અને રાજાએ કહ્યું કે તમારું મન તૃપ્ત થાય એટલા ધનની માગણી કરો.

**विप्र केहे मोइ घेर जइ आवु, रुसी पतनीने कही समजावु;**
**राजा केहे जाव जइ आवो, सुतकु लेइ वेगे तुम आवो. ॥२४॥**

વિપ્રે કહ્યું, મારે ઘેર જઈ મારી પત્નીને પૂછીને કહીશ, ત્યારે રાજા કહેવા લાગ્યો કે સુખેથી પૂછીને પુત્રને લઈને તરત આવજો.

**जब ब्राह्मण आपने घेर गइया, साथे राय मलेच पठैया;**
**जइ हकीगत्य नारीसुं कीनी, तब तरीया मंनमे सकुचीनी. ॥२५॥**

વિપ્રે તરત જ રાજાના દૂતો સહિત ઘેર આવી સ્ત્રીને આ વાત કહેતાં તે દિલમાં સંકોચાવા લાગી.

**त्राह त्राह तंनमे बहु किना, क्या करीये भयो कोप अमीना;**
**तब ब्राह्मण लालच समजाइ, दे लछमी राजा मंन भाइ. ॥२६॥**

રાજાનો આવો જુલમી હુકમ સાંભળી ઋષિ પત્ની ઘણો જ પશ્ચાત્તાપ કરવા લાગી. ત્યારે બ્રાહ્મણે કહ્યું આપણે માગીએ તેટલી લક્ષ્મી આપવાનું કહે છે.

**जब नारीके मंन ललचइया, नहि अपने उदरके छैया;**
**माया देख मुनी मंन डोले, क्यौ धीरज रहे तरीया चोले. ॥२७॥**

વિપ્રાણીનું મન લલચાવાથી વિચાર્યું કે આ પુત્રતે મારા ઉદરનો ઊપજેલો નથી. માયા દેખી તપસ્વીઓનું મન ડગે છે તો લક્ષ્મી માટે સ્ત્રીઓ ભોળવાય એ શક્ય છે.

**धारो पुत्र देवनकु दोही, छांडो सत मायासु मोही,**
**विप्र केहे सुन नार सोहागु, केतेक दांम रायनपें मागु. ॥२८॥**

સ્ત્રી-પુરુષે ધનના લોભે પુત્ર આપવાનો નિશ્ચય કર્યો અને વિપ્રે કહ્યું કે હે સ્ત્રી, આપણે કેટલા દ્રવ્યની માગણી કરીશું?

बोली पतनी होय अनुरागी, तीनु लक्ष दांम ल्यौ मागी;
मंन ललच्यो मायाकु देखी, सुत हरदेथी दीयो उवेखी. ॥२९॥

માયાયુક્ત વિપ્રાણીએ ત્રણ લાખ રૂપિયા રાજા પાસે લેવા જણાવ્યું અને પુત્ર ઉપરનું હેત દિલમાંથી છોડી દીધું.

येसे जीव स्वारथ के संगी, सुत छांडी माया रत रंगी;
नरनारी समजी एक भइये, बोहोरु विप्र रायपे गइये. ॥३०॥

લક્ષ્મીના લાલચુ માણસો પુત્રનો ત્યાગ કરવાનું પણ ચૂકતા નથી, લાલચુ તેમ જ લોભી સ્ત્રી-પુરુષ એક મતે થયાં ને વિપ્ર રાજાની પાસે ગયો.

तब राजा ब्रांह्मणसु कीना, तुम नारी मीली क्या मत चीना;
जब ब्रांह्मण बोले कन कनते, तीन लक्ष मागे चन चनते. ॥३१॥

રાજાએ બ્રાહ્મણને પૂછ્યું કે તમે પતિ-પત્નીએ શું વિચાર કર્યો ? બ્રાહ્મણ કરગરીને કહેવા લાગ્યો કે અમારે ત્રણ લાખ રૂપિયા જોઈએ.

तब राजा तेडे सहुकारा, दीना तुरत न लागी वारा;
तब कोइने मोकु भे कहीया, तोही मूले राजाकु दैया. ॥३२॥

રાજાએ તરત જ ખજાનચીને બોલાવીને પૈસા ચૂકવી દીધા. એવામાં બ્રાહ્મણના બત્રીસ લક્ષણા પુત્રને કોઈએ કહ્યું કે તમોને પૈસા લઈને રાજાને ત્યાં વેચ્યા છે.

अब लरका तुही क्या करही, राजा लेइ सक्ति पे धरही;
तब हंमही भये आनंद ओघा, भले बन्यो एसे संजोगा. ॥३३॥

હે બાળક, હવે તું શું કરીશ ? રાજા તો તારો ભોગ દેવીને આપશે ત્યારે તે બાળક હર્ષભેર બોલ્યો કે હું આ સંજોગોથી ભાગ્યશાળી બન્યો છું.

अब प्रगट होइ जावु सब दीपा, करु बोध मोइ शक्ति समीपा;
बोहोरु राजा मनस पठाये, हंमहीकु लेवंनकु आये. ॥३४॥

હવે હું દેવી પાસે જઈ ઉપદેશ કરી આ દીપમાં જાહેર થઈશ. તે વખતે રાજાએ મને તેડવા માટે માણસ મોકલ્યા.

करी सनगार विप्रे मोइ दीना, उपले मंन कलंपतही कीना;
नरनारी लेइ लेइ उर धरहु, कोपे राय सुत हंम क्या करहु. ।।३५।।

માતા-પિતાએ ઉપરની દિલગીરી દર્શાવી મને છાતી સાથે દાબતાં અને રાજાનો કોપ થયો છે, તેમાં અમારો એક પણ ઉપાય નથી એમ કહી મને દાગીનાથી શણગારી સોંપી દીધો.

अंतरमे माया रत पागे, उपले दील पस्तावा लागे;
करी मचलो नरणे भर नीरा, भीतर नहीं पुरातन पीरा. ।।३६।।

માતા-પિતાએ લક્ષ્મીના લોભથી ઉપરથી દિલગીરી બતાવી હર્ષનાં આંસુ લાવીને ઢોંગ કરવા લાગ્યા પણ અંતરમાં જરાયે શોક ધારણ કર્યો નહિ.

विप्र कुटंम मंन सुध कलपइया, फट पापी मारन सुत दइया;
ठबका देन सकल सब लागे, तब ब्राह्मण रोइ भये अभागे.।।३७।।

તે વિપ્રના કુટુંબીજનો તેમ જ બીજા લોકો ખેદ પામી કહેવા લાગ્યા કે મૂર્ખાઓએ છોકરાને મારવા માટે આપ્યો ? ત્યારે વિપ્ર વિપ્રાણી અમે કમનસીબ છીએ એમ કહી રુદન કરવા લાગ્યાં.

नारी पुरुष रुदन अति कीना, हंमसे प्रीत बढी बहु दीना;
येसे सोख करत सब रहीया, केहं कुवेर मोइ राय लेइ गइया.।।३८।।

માતા-પિતા ઘણું જ રુદન કરી અમારો તેના ઉપર ઘણો જ પ્રેમ હતો એમ કહી શોક કરતાં કરતાં પુષ્કળ રુદન કરી શાન્ત થયાં. મહાન સમર્થ શ્રી કુવેર સ્વામીજી કહે છે કે તે સમયે બાળકને (મને) રાજાને ત્યાં લઈ ગયા.

## અથ શક્તિ પરચાકો-અંગ - ૫૯મું

राज दरबार गये हंम जबही, रांनी देख त्रास भइ तबही;
येसे सुघड कांतीवंत नरही, सो राजा केसे विध्य करही. ।।१।।

જ્યારે મને રાજ દરબારમાં લઈ ગયા ત્યારે રાણીએ મારું સુઘડ (સુંદર) તેજોમય શરીર જોઈને અંતરમાં વિચાર કર્યો કે રાજા આવા ઉત્તમ દિવ્ય બાળકનો ભોગ ધરાવી શું કરશે ?

राज सकल नीरवंशही जावे, जो या पुरुषकु शक्ति चढावे;
सब रांनी येसे मुख बोली, कपट नहि काहु मंन भोली. ॥२॥

તે વખતે રાજાની તમામ રાણીઓ શુદ્ધ ભાવે કહેવા લાગી કે આ દિવ્ય પુરુષનો દેવીને ભોગ આપવાથી સકલ રાજ્યનો નિર્વંશ થઈ જશે.

कहन सकल राजाकु लागी, या सुत नहीं मारनके जागी;
तब राजा केहे केसे कीजे, भोग विना शक्ति नहीं रीजे. ॥३॥

રાણીઓનું આ પ્રમાણે કથન સાંભળી રાજા કહેવા લાગ્યો કે આ છોકરાનો ભોગ દેવીને નહિ આપો તો તેના ભોગ લીધા સિવાય દેવી રાજી થશે નહિ.

बीन रीजे शक्ति सद कोपे, सुत साटे पइठामे जोपे;
क्या करहु कोले बंधाये, बतीस लछना ताते लाये. ॥४॥

મેં આપણા પુત્રને બદલે બત્રીસ લક્ષણા પુરુષનો ભોગ આપવા દેવીને વચન આપ્યું છે. તેમ ના કરું તો શક્તિ કોપાયમાન થાય.

याकु तो तुम कहतहो नांइ, मारे सुत आपना जोग माइ;
अब रांनी तुमकु क्या सुजे, मोइ मंन या परकार अमुजे. ॥५॥

રાજા રાણીઓને મૂંઝવણપૂર્વક કહેવા લાગ્યા કે જો આ છોકરાનો તમારા કહેવા મુજબ ભોગ ના આપીએ તો દેવી આપણા પુત્રનો ભોગ લેશે, તો તેનું શું કરવું ? તે કહો.

तब रानी केहे सुनहो राइ, हंमकु बुध एक उपजी आइ;
सुतकु लेइ रमता जइ धरहो, देवी मंनमाने सो करहो. ॥६॥

ત્યારે રાણીઓ કહેવા લાગી કે, અમોને એક ઉપાય સૂઝી આવ્યો છે કે આ બાળકને દેવીની પાસે રમતો છોડી દો જેથી દેવીને યોગ્ય લાગશે તે કરશે.

जो शक्ति सुतकु भरखांही, ताको दोष आपनकु नांही;
आपने हाथ नहि विध करहु, संनगारी शक्तिपे धरहु. ॥७॥

જો દેવી આપેલો ભોગ લેશે તો તેનો દોષ આપણને લાગશે નહિ માટે આપણે હાથે વધ ન કરતાં શણગારીને રમતો મૂકી દો.

जब राजा मनमां सत मांनी, नीकी बुध बताइ रांनी;
पढे जोतीष विप्र बोलाये, देवी होम मूरत जोवराये. ॥८॥

રાણીઓની વાત સાચી માની રાજાએ દેવી માટે હોમનું મુહૂર્ત જોવડાવવા જોષીઓને બોલાવ્યા.

वीप्र कहे सुनो नरपति भुपा, परशुके दीन मूरत अनुपा;
अति उत्यंम पूंनम के वारा, देवी भोग लगे शुभसारा. ॥९॥

જ્યોતિષીએ મુહૂર્ત જોઈને કહ્યું કે એક દિવસ પછી પૂનમ આવે છે તે દિવસ અતિ ઉત્તમ હોવાથી દેવીને ભોગ આપવા યોગ્ય છે.

वित्ये दो दिन पूंनम आये, देवी होम सांमग्री लाये;
मोकु पण संनगार धराइ, पूष्पादिक पटकुल पेहेराइ. ॥१०॥

બે દિવસ વીત્યા બાદ પૂનમને દિવસે બત્રીસ લક્ષણોવાળા બાળકને શણગારી પૂજાની સામગ્રી તૈયાર કરી.

कंकु केसर आड कराये, सीफल करमे लीयो धराये;
येसी कोस नगरके लोगु, सब देखन आये मन सोगु. ॥११॥

કંકુ કેસરનું અર્ચન કરી હાથમાં શ્રીફળ આપ્યું. આ સમયે એંસી કોસના વિસ્તારવાળા ઘણા જ લોકો દિલગીરીભર્યા દિલે જોવા આવ્યા.

त्राह त्राह वरत्यो सबकाहु, येसा सुत मारा कयंम जाहु;
गाते वाते लेइ गया तांही, देवीका देवल मठ मांही. ॥१२॥

તે વખતના દેખાવથી દરેકના મનમાં ત્રાસ ઉત્પન્ન થવા લાગ્યો. અરેરે, આ સુંદર બાળકનો ભોગ દેવી લેશે એમ બોલતા હતા અને આમ વાજિંત્રો સાથે ગીતો ગાતા ગાતા દેવીના મંદિરે લઈ ગયા.

प्रथंम कीनो होम समारी, ग्रथ सहीत सांमग्री सारी;
ब्रंह्म भोजन पीछे तब कीनो, माग्यो दांन सबनकु दीनो. ॥१३॥

દેવી આગળ ઘણું ઘી હોમી ઉત્તમ હોમ કરી બ્રહ્મ ભોજન કરાવ્યા બાદ ઘણી જ દક્ષિણા આપી.

हंमही पण पाये जो अघाइ, मारन भये मंनमे नही लाइ;
राजा केहेत विनत विपरने, केही विधी अरपु सुत शक्तनने. ॥१४॥

તે વખતે બાળકને અતિ ઉત્સાહ ઊભરાતો હોઈ તે નિર્ભયતાથી ફરતો દેખાયો. રાજાએ વિનંતીપૂર્વક વિપ્રોને પૂછ્યું કે દેવીને બાળકનો ભોગ કેવી રીતે આપવો ?

रुषी बोले तब सेहेज सभावु, तेंरे मंन केसा परभावु;
राजा कहे वीप्र सर्वनकु, सुत सुपो रमता सक्तनकु. ॥१५॥

ઋષિઓએ નમ્ર ભાવે કહ્યું કે, તમારા મનમાં કેવો ભાવ છે તે જણાવશો. ત્યારે રાજાએ સર્વ વિપ્રોને કહ્યું કે, મારે આ બાળકને દેવી આગળ રમતો મૂકવાનો વિચાર છે.

ब्राह्मण बोले शास्त्र संजोगु, आंगुरी एक काटी द्यो भोगु;
राजा केहे काटो अब गारु, देवी मांने भोग हमारु. ॥१६॥

વિપ્રો કહે શાસ્ત્રો પ્રમાણે એવું છે કે ટચલી આંગળીના આગલા ભાગનો વધ કરવો ત્યારે રાજાએ કહ્યું કે, તો માનપૂર્વક આંગળી કાપો જેથી તરત જ દેવીને ભોગ પહોંચે.

येसी मत सबने उरधारी, चाहे कुशल हंमकु नरनारी;
एही अवसर मोइ पुष्प वधाइ, बाजंतर छत्रीश बजाइ. ॥१७॥

આ બનાવથી સર્વે જનોએ બાળકની ક્ષેમકુશળતા ધારીને મને પુષ્પથી વધાવી વાજિંત્રોના નાદ કર્યા.

पोथी पढत मुरत जोवराया, सक्ति समीप मोही तब लाया;
जब सक्ति सनमुख मोही करीये, तब देवी मूरती थर थरीये. ॥१८॥

પંડિતો પાસે મુહૂર્ત જોવરાવી બાળકને દેવી સન્મુખ લાવ્યા કે તરત જ બાળક અને દેવીની દૃષ્ટિ એકમેક થતાં દેવીની મૂર્તિ ધ્રૂજવા લાગી.

छोडी सिंहासन समुख आइ, कंकर थइ मोइ पाव लपटाइ;
लागी करन अती अस्तुति, करी होती मुरखे अनहुती. ॥१९॥

દેવી સિંહાસનેથી ઊતરી બાળકની પાસે આવીને પગે પડીને નમ્રતાપૂર્વક વંદન કરી કહેવા લાગી કે આ પુરુષને મારી પાસે ભોગ માટે લાવ્યા તે મૂર્ખાઓએ મોટી ભૂલ કરી છે.

लोक सकलकु बरजन लागी, या सुत क्यौं लेउ भोग अभागी;
ए सुत नही मनषा अवतारा, हे कोइ अंशके सरजंनहारा.॥२०॥

દેવી લોકોને કહેવા લાગી કે હે અભાગીયાઓ, આ બાળકનો ભોગ લેવાય જ નહિ, આ બાળક સામાન્ય મનુષ્ય નથી પણ પોતાની અંશવૃત્તિથી અંશોને ઉત્પન્ન કરનારા તેમ જ સૃષ્ટિના સર્જનહાર છે.

याकु जो कचीत विध करहु, नरक कुंड तंम हंमही परहु;
जो आंगुरी काटो तुम एका, घोर नरक जाय कुल अनेका. ॥२१॥

દેવી કહેવા લાગી કે આ બાળકનો કિંચિત માત્ર વધ કરવાથી હું અને તમો નરકમાં સિધાવીએ અને આખી આંગળી કાપો તો અનેક કુળો અઘોર નરકમાં પડશે.

येसा हे ए पुरस अनादु, द्रष्ट परत मोकु कोइ आदु;
चांम चक्षु तुमही नही देखो, दीव्य द्रष्ट होवे तब पेखो. ॥२२॥

આ અનાદિના દિવ્ય પુરુષ છે એમ મને સમજાય છે. તમે ચર્મ ચક્ષુવાળા હોવાથી સમજી શકો નહિ પણ જ્ઞાન ચક્ષુથી આ દિવ્ય પુરુષ છે એમ સમજાશે.

में देवी मोइ द्रष्ट देवनकी, ताते जांनु लोक सकलकु;
चौद लोकमे परखु सोइ, तामे नहि आ पुरुषा कोइ. ॥२३॥

હું દેવી છું અને મારી દૃષ્ટિ અલૌકિક છે જેથી સર્વે લોકનો અનુભવ છે અને ચૌદ લોકમાં નિહાળી જોતાં આવી ગતિના પુરુષ જોવામાં આવ્યા નથી.

या तो हे कोइ अकल अभेवा, आद्य पुरश देवाधिदेवा;
भले खोज तुम याकु लाये, हंमहीकु पावंन करवाये. ॥२४॥

આ અભેદ અને અકળિત પુરુષ છે, તમામ દેવોના પણ દેવ છે અને સારું તેમને લાવવાથી હું પણ પાવન થઈ છું.

येसे कही माता मुसकांनी, गदगद कंठे भइ भवानी;
अचरज भये सुनी सब लोगु, बाढयो प्रेम गयो सुत सोगु. ॥२५॥

એ પ્રમાણે કહી દેવી ખુશી થઈ પ્રેમવશ બની. લોકો આ બનાવથી આશ્ચર્ય પામી રાજી થયા અને દિલમાં જે શોક હતો તે નાશ પામ્યો.

भयो कउतक मूरती मुख बोली, जड केसे चइतंन थइ डोली;
एतो बात नवीन कोइ देखी, पंथ पुरातंन कही नहीं पेखी.॥२६॥

આ પ્રમાણે દેવીની મૂર્તિ ચૈતન થઈ તેમાંથી ઉચ્ચાર થતો જોઈ બધા આશ્ચર્ય પામ્યા અને કહેવા લાગ્યા કે આ તો નવાઈની વાત છે. ધર્મગ્રંથોમાં તથા પંથોમાં હજી સુધી આવું બન્યું નથી.

बहु बोले सक्ति संसारा, पण ग्रही ओल मनुख आधारा;
मूरती बोलत कही नही देखी, ए मनोरथ कोइ भयो विशेखी. ॥२७॥

જગતમાં દેવીઓ મનુષ્યના શરીરનો આધાર લઈને બોલે છે પણ ધાતુ પાષાણની મૂર્તિઓ ચેતન થઈ બોલતી જોઈ નથી. આ બનાવ સર્વના હૃદયમાં વિશેષ નવાઈ ઉપજાવે એવો લાગ્યો.

हे कछु दैवत ए सुत मांहि, नहितर सक्ति बोले नांही;
सीवदीना सत सुत करी जांने, विप्र कह्या आपन नहि मांने.॥२८॥

આ મૂર્તિરૂપ દેવીએ જે ઉચ્ચાર કર્યો તે આ દિવ્ય પુરુષનો પ્રતાપ છે અને આ બાળક શિવે વિપ્રને આપેલો છે તે વાત સત્ય છે પણ આપણે અજ્ઞાની સમજી શક્યા નહિ.

भइ परतीत लोकनकु जबही, माता कह्यो बोली मुख तबही;
हंम सक्तिसु बुजा सारा, कोहो देवी कुन लोक तुमारा. ॥२९॥

સર્વજનોને વિશ્વાસ આવ્યો કે, માતાનું કહેવું સત્ય છે. પછી બાળકરૂપે ભગવાન કરૂણાસાગરે દેવીને ઓળખીને પૂછ્યું કે, તમો કયા લોકનાં છો ?

तब शक्ति सच कह्या नीद्यांना, सत लोकनसे दीया पीयांना;
हम कीना बोहोरु सुन माता, क्यौं छोडा सत लोक विधाता. ॥३०॥

ત્યારે દેવી કહેવા લાગી કે હું સત્ય લોકમાંથી અહીં આવી છું. ત્યારે ભગવાન કરૂણાસાગરે પૂછ્યું કે સત્ય લોક છોડી અહીં શા માટે આવવાનું થયું ?

तब शक्ति आप कही भूल्या, पुरश एक सुनकादीक तुल्या;
सो पुरुषा एक दीन सत लोगु, आइ चढ्या कइ विधि संजोगु. ॥३१॥

દેવીએ પોતાની ભૂલ કહી બતાવી કે એક સનકાદિક જેવા પુરુષ અમારા સત લોકમાં ધર્મ સંજોગે આવી ચઢ્યા.

ताकी करी मसकरी हंमही, दीनो सराप आंणी गुण तंमही;
केहे जोगी सुन राजकुवारी, जाव परो मृत लोक मोजारी. ॥३२॥

તેમની મેં મશ્કરી કરવાથી તે ક્રોધ કરીને બોલ્યા કે હે રાજકન્યા ! તમો અહીંથી મૃતલોકમાં જાવ.

सत लोकनके राजा जेही, अरुणामये उजागर तेही;
में लरकी तेही राजा केरी, परसुती माता हे मेरी. ॥३३॥

વળી તે સતલોકના રાજાનું નામ અરૂણામય ઉજાગર હતું અને માતાનું નામ પરસુતી હતું અને હું તે રાજાની પુત્રી હતી.

हाहुती मम नाम धरइया, आंहां तो मात अयंता कहीया;
सरापे सक्ति हंम सरजी, बोहोरु हंम जोगीसु बरजी. ॥३४॥

ત્યાં મારું નામ હાહુતી હતું ને અહીં અયંતાદેવી મારું નામ છે તે શ્રાપથી દેવીરૂપ પ્રાપ્ત થયેલું છે. એવુ ત્યારે યોગીને કહેવા લાગી.

अति आधीनता करी कर जोरी, हंम कहासे स्वांमी मत भोरी;
तब जोगीने क्रोध निवारे, शीतलता होइ शब्द उचारे॥३५॥

હું ભોળા દિલની હોવાથી મેં આપનું હાસ્ય કર્યું છે. તેથી નમ્રતાપૂર્વક હું માફી માગું છું ત્યારે યોગી શાન્ત થઈ કહેવા લાગ્યા કે,

सोल सहस्त्र वरस वीती जासी, तुमकु पुरुष मीले अवन्यासी;
सो पुरुषा सत शब्द रटासे, देही सीखने सत लोक पठासे. ॥३६॥

સોળ હજાર વર્ષ બાદ તમોને એક અલૌકિક અવિનાશી પુરુષ મળશે તેનું સાચું સ્મરણ કરવાથી મુક્તિ મેળવી સત્ય લોક પ્રાપ્ત કરશો.

जब तंम भोवन नीज माहालो, अबतो सराप जावो मम पालो;
वाली सराप संत जब गयेउ, बोहोरु हम सक्ति तंन भयेउ. ॥३७॥

મારા વચન મુજબ સમય વીત્યા બાદ તમોને તમારું આ ભવન પ્રાપ્ત થશે. ત્યાર બાદ શ્રાપનો અનુગ્રહ કરી તે પુરુષ ચાલતા થયા અને હું દેવીરૂપે અત્રે આવી છું.

**तीस दीनकी अवनी हम आइ, जीवजंत बहु धर धर खाइ;**
**केहं कुवेर सक्ति यौं बोली, आपनी भूल्य सकल कही खोली.॥३८॥**

તે દિવસથી મેં ઘણા જ જીવોનો ભોગ લીધો તે હું કબૂલ કરું છું. એ પ્રમાણે મહાન સમર્થ શ્રી કુવેર સ્વામીજી કહે છે કે દેવી એ પોતાની ભૂલ કહી.

## અથ શક્તિ બોધ સતલોક પઠાવનકો-અંગ - ૬૦મું

**अति हत्यारी हुइ मम स्वांमी, अब उबारो अंतरजांमी;**
**त्राह त्राह तुम सरने आइ, यौं बलखाइ अयंता माइ. ॥१॥**

હે મહાપુરુષ ! હું મૃત લોકમાં આવી અનેક જીવોની હત્યારી થઈ છું. હવે હે અંતરયામી ! હું ત્રાહ ત્રાહ પોકારી તમારા શરણમાં આવી છું, તો મારું કલ્યાણ કરો એમ અયંતાદેવીએ કહ્યું.

**जोगेश्वर कीनो तो जेही, जो पुरुषा पाये तुम तेही;**
**वरस पुरण पण आजु भइया, जब स्वांमी तुम कीनी दइया. ॥२॥**

મને શ્રાપિત યોગીએ જે કહ્યું હતું તે જ પુરુષ આપ છો અને આજે શ્રાપની મુદત પૂરી થઈ છે માટે મારા પર દયા કરો.

**अब करता करतारथ करहु, आपो जाप ध्यांन तेही धरहु;**
**जा ध्यांने भवजल नीस्तरही, जावु सत लोक बोहोरु नही फरही.॥३॥**

હે દયાળુ ! મને કૃતાર્થ કરો અને આપનો લક્ષ આપો તો તે મુજબ ધ્યાન ધરી ભવ પારાંગત થાઉં અને ફરીથી સતલોકમાંથી મૃત્યુલોકમાં આવવું પડે નહિ.

**यौं वीनती किनही बहु देवी, आधीनता होइ अति अहमेवी;**
**तब हमही बोले सुन सक्ति, ग्रहो तुम कैवल पद भक्ति. ॥४॥**

દેવી આધીન થઈ બહુ વિનંતી કરતી હતી ત્યારે પરમ ગુરુશ્રી ભગવાન કરૂણાસાગર કહેવા લાગ્યા કે હે દેવી ! તમે મારો કેવલ લક્ષગ્રહણ કરો.

**ताको मंत्र हंम तुम देही, जो पुछो तुम प्रेम सनेही;**
**सुणी सक्ति सनमुख भइ जबही, दो उपदेश नाथ मोही अबही.॥५॥**

હું તમને મંત્ર આપું, ત્યાર બાદ તમારે જે પૂછવાની ઇચ્છા હોય તે પ્રેમથી પૂછો. ત્યારે હે પરમ દયાળુ મને ઉપદેશ આપો એમ દેવી કહેવા લાગી.

तब शक्ति शरणांगत लीनी, छुट्या सराप दछा मोही दीनी;
कैवल लक्ष सुनाये करनां, देवी दोश भयो अगहरनां. ॥६॥

શક્તિ શ્રાપથી મુક્ત થઈ અને શરણાગત થઈને લક્ષ ગ્રહણ કર્યો. કૈવલ લક્ષ કાનમાં કહ્યો જેથી દેવીનાં તમામ પાપો નાશ પામ્યાં.

माहा मुक्ता सक्ति तब भयेउ, नीरमल ज्ञांन गुणातीत ग्रहेउ;
बोहोरु सक्ति होइ अनुरागी, सीख देवन लोकनकु लागी. ॥७॥

નિર્મળ અને ગુણાતીત એવું જે કૈવલ જ્ઞાનનો અનુભવ થવાથી દેવી મહા અદ્‌ભુત થઈ ભાવપૂર્વક લોકોને શિખામણ આપવા લાગી.

चेतो जीव अज्ञांनी अंधु, आ पुरुषा अविगत दीनबंधु;
परखोतो पारांगत जावो, भव सकट बोहोरु नहि आवो. ॥८॥

હે અજ્ઞાની જીવો ! આ પુરુષ અલૌકિક અને અવિગત દિનબંધુ છે. એમની યથાર્થ પરીક્ષા કરો તો જન્મ-મરણનો ભય નાશ પામશે અને વારંવાર ભવબંધનમાં આવવું પડે નહીં.

तुम मत जांनो सुत ब्रांह्मणका, आये काजकरन कही जंनका;
हे अवन्यासी पुरुश पुरांना, सो मम भोग देवंन तुम आंना. ॥९॥

હે સજ્જનો ! આ પુરુષ બ્રાહ્મણ પુત્ર નથી પણ અવિનાશી અને પુરાણા અલૌકિક પુરુષ છે અને લોકોના કલ્યાણ માટે આવેલા છે. તમે સમજ વગર મને ભોગ આપવા લાગ્યા હતા.

याते तुम परखा नहीं कीनी, अब हंम कहत लोहो तुंम चीनी;
मोक्ष परम पद जो कोउ चाहो, चरन सरन उनहुके ग्राहो. ॥१०॥

તમોને આજ સુધી આ પુરુષની માહિતી ન હતી. હવે તમે તેમને ઓળખી પરમ મોક્ષ પદની ચાહના કરો તો તેમના ચરણમાં શરણાગત થાવ. જેથી પરમપદ (કૈવલ પદ)ની પ્રાપ્તિ થશે.

कांम क्रोध मुकी अहंकारा, सुपी रहो तंन मंन धंन सारा;
में शक्ति सतके लोकनकी, जानु गत त्रीये गुंन देवनंकी. ॥११॥

કાંમ ક્રોધાદિકને છોડી આ પુરુષને તન, મન, ધન અર્પી રહો. હું સત લોકની દેવી છું અને અત્રે દેવોનો મને અનુભવ છે.

**ब्रंह्मा विष्णु ओरु माहावेशा, सो मांनत उनका उपदेशा;**
**येसाहे ए पुरुष अलोकी, ज्ञांन दृष्टे तुम जुवो विलोकी. ।।१२।।**

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશે પણ એમનો ઉપદેશ માથે ચઢાવ્યો છે. આ પુરુષ આવા અતિ અલૌકિક છે તે તમે દિવ્યચક્ષુથી અનુભવો.

**सक्तिके मुखका सुंने बेनां, लोक अकल गत्य पाये यैनां;**
**राजाये करता मोइ चीन्या, सक्तिकु परनीपत कीना. ।।१३।।**

શક્તિના વચન સાંભળી લોકોને નવાઈ લાગી. રાજાએ પણ મને કર્તા તરીકે ઓળખી. દેવીને પ્રણામ કર્યા.

**धंन्य देवी सतगुरु भये दाता, ओलखाइये भोइ अविगत ताता;**
**भले लगी तुम सुत मेरेकु, बतरीश लछना कीया लायेकु. ।।१४।।**

હે દેવી, તમોએ મને સદ્દગુરુ સ્વરૂપ અવિગત પતિની ઓળખાણ કરાવી જેથી આપ દાતાર છો અને તમને ધન્યવાદ છે. તમે મારા પુત્રને વક્રદૃષ્ટિથી જોઈ તેના બદલામાં બત્રીસ લક્ષણાના પુરુષની માગણી કરી.

**सो बतरीश लछना हंम लाये, याकु तुम करता करी गाये;**
**हंमकु पण दीना ओलखाइ, धंन्य धंन्य सक्ति अयंतामाइ. ।।१५।।**

જેથી આ પુરુષને હું લાવ્યો છું. અને તેમને તમે સદ્દગુરુ માન્યા અને મને પણ યથાર્થ ઓળખાવ્યા તેથી હે અયંતાદેવી ! તમને ધન્યવાદ છે.

**तब सक्ति राजंनपर रंगी, धंन्य भायग तेरा राजंगी;**
**जोग जगत जप तप व्रत साधे, कोटी तीरथजइ नांम आराधे. ।।१६।।**

અયંતા દેવી કહે છે કે, હે રાજા ! તારા ભાગ્યનો ઉદય થયો. યજ્ઞ, જપ, તપ, તીર્થ, દાન કરો તો પણ આ અલૌકિક પુરુષ મળવા મુશ્કેલ છે.

**तोहु न पावत पुरुष पुरांना, सो राजा तोही सेहेज मेलांना;**
**एही हे पुरश देवाधीदेवा, करी सकाय तो करी लोसेवा. ।।१७।।**

તમોને સેહેજ સંજોગે મળ્યા છે તે આ પુરુષ દેવોના પણ દેવ છે, કલ્યાણકારી છે માટે આપ જેટલી સેવા કરો તેટલી ઓછી છે.

कुटंम सहीत रांनी तांहां सारी, येंसी कोस बसे नरनारी;
बरन अठार मेली सर्व हुती, देखन देवी भोग आहुती. ।।१८।।

દેવીના ભોગના સમયે આખા નગરના અઢાર વર્ણનાં સ્ત્રી-પુરુષો તેમ જ રાણીઓ હાજર હતાં.

सो सबकु सक्ति सीख दीनी, देवी शब्द लियो उरचीनी;
बोहोरु शक्ति केहे सुन राइ, हंमतो लोक हंमारे जाइ. ।।१९।।

તે તમામને દેવીએ શિખામણ આપી જે સર્વેએ હૃદયમાં ધારણ કરી. પછી રાજાને કહ્યું હું હવે મારા સતધામમાં જઈશ.

येसे कही शक्ति सीरनाये, गद गद कंठ लागी मोइ पाये;
करी परकंमा भइ नचंता, गवंन कीयो सत लोक अयंता. ।।२०।।

એમ કહી પરમ પુરુષના શરણમાં નમસ્કાર કરીને ગળગળી થઈ પ્રકંમા કરી નચિંત થઈ સતલોકમાં જવાની તૈયારી કરી.

जब सक्ति सत लोक सधारी, मोइ सरनन ग्रहीये नरनारी;
राजा परजा सहीत समेतु, करन लगे हंमसे अति हेतु. ।।२१।।

દેવી સતલોકમાં ગઈ. પછી અહીંના સર્વજનો મારા પગે પડ્યા પછી રાજા અને સઘળા જનનો પ્રેમમાં વધારો થયો.

राजा सोज मगाइ सारी, धुप दीप मोइ आरती उतारी;
अवन्येसर पंडे सुंन पाइ, माता सहीत अति विलखाइ. ।।२२।।

રાજાએ ઉત્તમ પ્રકારનાં સુગંધીથી આરતી ઉતારી તે વખતે અવનેશ્વર પંડિત અને તેની પત્ની ઘણો પશ્ચાત્તાપ કરવા લાગ્યાં અને કહેવા લાગ્યાં કે,

अहो परमेश्वर हम नही चीन्या, दांम साटे राजनकु दीना;
बोहोत करे अति मंन पस्तावो, मूल दीये नव चाले दावो. ।।२३।।

હે દયાળુ પરમેશ્વર ! અમે તમને ના ઓળખ્યા અને પૈસા લઈને અમોએ તમને પણ વેચ્યા, જેથી અમોને ઘણો પસ્તાવો થાય છે. હવે અમારો હક્ક દાવો ચાલે તેમ નથી.

येसे कही मनमे अटवैया, परमेश्वर राजा घेर गइया;
अब सुनीयो राजाकी फेरी, कीरत करी अद्‌भुत हमेरी. ॥२४॥

એમ વિચારી અતિ પસ્તાયાં. પછી રાજાને ઘેર પરમ પુરુષ પધાર્યા. તેમ જ પરમપુરુષ (પરમગુરુ) કહેવા લાગ્યા કે હે રાજા ! અમારી કીર્તિ ઘણી ફેલાવી છે.

गाजत बाजत घेर लेइ गइया, सिंधासन पर मोइ पधरइया;
तांहां पण आरती कीनी बोहोरु, करता जांनी भाव न ओरु. ॥२५॥

ત્યાર બાદ વાજતે ગાજતે રાજ્ય દરબારમાં ગયા અને મને રાજાએ સિંહાસને પધરાવી કર્તા જાણી ભાવપૂર્વક આરતી ઉતારી.

लोक नगर नरनारी जे ते, लीयो उपदेश भाव करी ते ते;
कैवल ध्यांन दीयो सब काउ माहा मंतर करननमे सुनावुं. ॥२६॥

સારા શહેરનાં સ્ત્રી-પુરુષોને ઉપદેશ કરી કેવલ લક્ષનો મહામંત્ર આપ્યો.

कायंम पंथ पुरातंन सोइ, सबके उर लखवायो मोइ;
राय जयंदर जहदां रांनी, ओर तीनसे नार सह्यांनी. ॥२७॥

મારો પંથ કાયમ અને પુરાતની છે એમ દરેકના અંતરમાં ધારણ કરાવ્યું. તથા તે જયંદર રાજાને જહદા તથા બીજી શાણી રાણીઓ હતી.

ते सरवंनकु दीया उपदेशा, टाली दीयो भव जनम अंदेसा;
ओर दियो परमोध प्रधांनु, कुटंम सहीत सुनवाये ज्ञांनु. ॥२८॥

સઘળા રાજકુટુંબમાં ઉપદેશ આપી જન્મ-મરણનો ભય ટાળ્યો અને પ્રધાનને પણ તેના કુટુંબીજનો સહિત પરમ લક્ષ આપ્યો.

सेवा करन सकल सब लागे, रात दीवस हंमसु सुरत पागे;
तंनमंन सहित सरन मम सेवा, ओर नहि दुजा उर देवा. ॥२९॥
एही परकार सेहेर सब राचे, केहं कुवेर भाव नहि काचे. ॥३०॥

ત્યાંના સઘળા જન મારી તનમનથી સેવા કરતા અને મને પરમેશ્વર માની સર્વે દેવોના દેવ માનતા હતા. આ પ્રમાણે આખા નગરના જનો દ્વેષ ભાવ છોડી મહાન સમર્થ શ્રી કુવેર સ્વામીજી કહે છે કે ખરા ભાવથી મારી સેવા કરતા હતા.

# અથ જંન પ્રમોધ પરચાકો-અંગ - ૬૧મું

घेर घेर नुता देई पधरावे, माहा मंगल आनंद करावे;
येंसी कोश नगरके लोकु, सब घेर पावु धरवाये मोकु. ॥१॥

એંસી કોસની વસતિમાં તમામ જનોને ઘેર વિધ વિધ પ્રકારે પધરામણી કરી ધોળ મંગળ ગવડાવી પ્રેમપૂર્વક જ્ઞાન ચર્ચા કરતાં અને અમને ભોજન કરાવતાં.

अति आनंद बहु दीन वीते, केतेक पंडित ज्ञांने जीते;
देश देशके तेडा आवे, राय सहीत मोकु लेइ जावे. ॥२॥

ઘણા દિવસ સુધી તો આવો ઉત્તમ પ્રકારનો જ્ઞાનોપદેશ સાંભળી ઘણા વિદ્વાનોનું મન અતિ આનંદિત થયું અને દેશ-વિદેશના લોકો મને અને રાજાને આમંત્રણ આપી જ્ઞાનનો આનંદ લેતા હતા.

केतेक दीन सेवा तांहां करही, राय सहीत पीछा संचरही;
बोहोरु एक दीन राजा रांनी, मंदिर करननकी बुध ठांनी. ॥३॥

આ પ્રમાણે દેશ પરગણે રાજા સહિત ઘણાક દિવસો આનંદમાં વિતાવી રાજાના દરબારે પાછા આવી એક દિવસ રાજા રાણીએ મંદિર બંધાવવા વિચાર કર્યો.

दरशनकु दुनिया बहु आवे, राजद्वारा भीर अति थावे;
ग्रस्त मही गुरु कोहो क्यंम सोभे, मंदिर जोइ सबको मंन लोभे. ॥४॥

હરહંમેશ ઘણા લોકો દર્શને આવતા હોવાથી રાજ્ય દરબારમાં ભીડ થતી હતી. જેથી રાજાએ મને કહ્યું કે હે સ્વામી ! ગૃહસ્થાશ્રમમાં આપ શોભો છો તેનાથી મંદિરનું સ્થાપન કર્યું હોય તો સમાજને વધુ ભાવના થાય.

ताते मठ कायंमका करही, बहु विधी सेव करत तांहां सरही;
हुंकम करो परधांनकु जबही, मंदिर एक बनावो अबही. ॥५॥

માટે હે સ્વામી ! મંદિર બાંધવાથી સેવા-પૂજા અને જ્ઞાન ચર્ચા વધુ પ્રમાણમાં થાય એમ કહી રાજાએ દીવાનને મંદિર બંધાવવા હુકમ કર્યો.

पंच लक्ष दांमनको कीजे, दरसन करत सकल मंन रीजे;
द्वादस मास मंदिर भयो जबही, हंमकु तांहां पधरइया तबही. ॥६॥

પાંચ લાખ રૂપિયા ખર્ચીને લોકોનું મન આનંદિત થાય તેવું મંદિર એકાદ વર્ષે તૈયાર કરી મારી પધરામણી તેમાં કરી.

राजा सहीत कचारी जांमी, इंद्रादीक देवंनकी दांमी;
तेही मध्ये सीधासन मेरा, उचेरे ज्ञांन अघाद अनेरा. ॥१३॥

આ જ્ઞાનસભાનો દેખાવ ઈંદ્રાદિક દેવોની કચેરીથી પણ અધિક સુંદર હતો, તેમાં સિંહાસન પર બેસી હું વારંવાર જ્ઞાનનો પ્રભાવ બતાવતો હતો.

हरिजंन सहित सभा सुंन पाये, भीन्न भीन्न बहु बोध बताये;
पिंड ब्रांह्मांडके काँड कह्यानुं, जड चैतंन विभाग विज्ञानुं. ॥१४॥

તે સમયનો ઉપદેશ પિંડ બ્રહ્માંડના ચૈતન અને જડ વિભાગોના ભિન્ન ભિન્ન ભેદ તેઓ સાંભળતા હતા.

पुरुष प्रकृति नीराक्रण ए नीजु, समजाये चैंतन नीज बीजु;
करुणामये कैवल सद धांमु, तांहां एकता करी दीयो विसरामु. ॥१५॥

તેથી જ ચૈતન બીજનું જ્ઞાન અને પુરુષ પ્રકૃતિનો ભાવ સમજાય તેવો હતો, સરજનહારનું કરુણામય ધામ છે ત્યાં એકતા કરો તો વિશ્રાંતિ સ્થાન મળે.

बोहोरु कह्यो सभा सरवंनकु, हंमतो जासी दीप ओरनकु;
तुम आनंद नीसदीन रहीयो, जपजो जाप हमेजो कहीयो. ॥१६॥

તમે હંમેશ મારો આપેલો લક્ષ કરશો તેમ જ નિજ સ્વરૂપના આનંદમાં કાયમ રહેશો, હવે હું બીજા દ્વીપમાં જઈશ એમ સભામાં જાહેર કર્યું.

कैवल ध्यांन निरंतर धरहो, हंम जातो कलपंत न करहो;
ऐसी सीख दीनी सरवंनकु, प्रथक प्रथक राखी जंन जंनकु. ॥१७॥

મારા જવાથી દિલગીર ના થતાં તમો સર્વ નિજ સ્વરૂપના જ્ઞાનમાં સદા રહેશો. આ પ્રમાણે દરેક સભાજનોને જુદી જુદી સમજ આપી.

राय वजीर धीर माहाग्याता, सब हरीजन सीर भये वीक्षाता;
ओरु मंदिरके मुडीत चेरा, ज्ञांन कुशल सउ नही फारफेरा. ॥१८॥

ત્યાંના રાજા અને દીવાન બધા હરિભક્તોમાં જ્ઞાનમાં શિરોમણિ હતા તેમ જ મંદિરમાં દીક્ષા લઈને રહેલા સંતો પણ પરિપૂર્ણ વક્તા હતા.

राजा सहीत कचारी जांमी, इंद्रादीक देवंनकी दांमी;
तेही मध्ये सीधासन मेरा, उचेरे ज्ञांन अघाद अनेरा. ॥१३॥

આ જ્ઞાનસભાનો દેખાવ ઈંદ્રાદિક દેવોની કચેરીથી પણ અધિક સુંદર હતો, તેમાં સિંહાસન પર બેસી હું વારંવાર જ્ઞાનનો પ્રભાવ બતાવતો હતો.

हरिजंन सहित सभा सुंन पाये, भीन्न भीन्न बहु बोध बताये;
पिंड ब्रांह्मांडके कॉंड कह्यानुं, जड चैतंन विभाग विज्ञानुं. ॥१४॥

તે સમયનો ઉપદેશ પિંડ બ્રહ્માંડના ચૈતન અને જડ વિભાગોના ભિન્ન ભિન્ન ભેદ તેઓ સાંભળતા હતા.

पुरुष प्रकृति नीराक्रण ए नीजु, समजाये चैंतन नीज बीजु;
करुणामये कैवल सद धांमु, तांहां एकता करी दीयो विसरामु. ॥१५॥

તેથી જ ચૈતન બીજનું જ્ઞાન અને પુરુષ પ્રકૃતિનો ભાવ સમજાય તેવો હતો, સરજનહારનું કરુણામય ધામ છે ત્યાં એકતા કરો તો વિશ્રાંતિ સ્થાન મળે.

बोहोरु कह्यो सभा सरवंनकु, हंमतो जासी दीप ओरनकु;
तुम आनंद नीसदीन रहीयो, जपजो जाप हमेजो कहीयो. ॥१६॥

તમે હંમેશ મારો આપેલો લક્ષ કરશો તેમ જ નિજ સ્વરૂપના આનંદમાં કાયમ રહેશો, હવે હું બીજા દ્વીપમાં જઈશ એમ સભામાં જાહેર કર્યું.

कैवल ध्यांन निरंतर धरहो, हंम जातो कलपंत न करहो;
ऐसी सीख दीनी सरवंनकु, प्रथक प्रथक राखी जंन जंनकु. ॥१७॥

મારા જવાથી દિલગીર ના થતાં તમો સર્વ નિજ સ્વરૂપના જ્ઞાનમાં સદા રહેશો. આ પ્રમાણે દરેક સભાજનોને જુદી જુદી સમજ આપી.

राय वजीर धीर माहाग्याता, सब हरीजन सीर भये वीक्षाता;
ओरु मंदिरके मुडीत चेरा, ज्ञांन कुशल सउ नही फारफेरा. ॥१८॥

ત્યાંના રાજા અને દીવાન બધા હરિભક્તોમાં જ્ઞાનમાં શિરોમણિ હતા તેમ જ મંદિરમાં દીક્ષા લઈને રહેલા સંતો પણ પરિપૂર્ણ વક્તા હતા.

ते सरवंनकु सीख हंम देही, सदा रहो मम सरुप सनेही;
तामही तारण तरण पचीसा, जस जाहर सब जगके इसा. ॥१९॥

તે સર્વેને મેં મારા નિજ સ્વરૂપમાં રહેવા આજ્ઞા કરી અને સમાજમાં અનેક અંશોને ભવ પારાંગત કરે તેવા પચીસ મુખ્ય હતા.

जामे द्वादस अनुभवी वेता, अति अद्भुत ही सुघड सहेता;
द्वादसमे द्वे अकल अमोला, सब साधु मांनत गुरु तोला. ॥२०॥

તેમાં ઉજાગ્રત અવસ્થાના અધિકારી બાર અનુભવી વેત્તા હતા. તેમાં બે પુરુષ ખુદ કેવલ વેત્તા જેવા હતા જેથી સર્વ સમાજ તેઓને પરમગુરુ તુલ્ય માનતા હતા.

अविचलदास अचलजींन नांमा, ग्रहीये नीज कैवल गुन ग्रांमा;
मोहि मंन सरव बराबर हेतु, अधीक नुंन्य जुगमांही संकेतु. ॥२१॥

તે બંને પુરુષો નિજ સ્વરૂપ સહ કેવલમય રહેનારા હતા. જેના નામ અવિચલદાસ તથા અચલદાસ હતા અને બંનેનો ભાવ ગુરૂપદ પ્રત્યે સરખો હતો. તેમ જ જગતનો ભાવ તેમના પ્રત્યે અધિક હોય તેમ જણાતું હતું.

सत कैवल सरवनकु कीना, छेहेली संघ नये हंम दीना;
राजा हरिजंन संत समेतु, सुनी दीनता मोइ भये अचेतु. ॥२२॥

સર્વ સભાજનોને છેલ્લા સતકૈવલ કહેવાથી તેઓ દીનતા સહિત દિગમૂઢ થયા.

अहो स्वांमी येसे क्यौं बोले, गद गद कंठ थइ सब डोले;
जो हंमकु तुम जावो पसारी, कुनगती फेरी होय हमारी. ॥२३॥

સર્વે જનો ગદ્ગદિત થઈને કહેવા લાગ્યા કે હે સ્વામી ! આપ જવાની વાત કરો છો પણ આપના વિયોગથી અમો દુઃખી થઈએ છીએ.

जो तुम दीप ओरनकु जावो, तो हंमकु फेरी क्यांहासे पावो;
येसे कही सब जंनही दुखाये, बोहोरु हंम लेइ कंठ लगाये. ॥२४॥

આપ બીજે દેશ જશો પછી મેળાપ ક્યારે થશે એમ કહીને સર્વે વ્યાકુળ થયા તેથી મેં તેઓને હૃદય સાથે ચાંપ્યા.

मत दलगीर करो तुम मंनही, चैतंन रुप मेरो सनातंनही;
सो चैतंन तुमकु हंम कीना, कैवल लक्ष लखाइ दीना. ॥२५॥

દિલમાં ગ્લાનિ લાવશો નહિ, મારું ખરું ચૈતન સ્વરૂપ (સોહંગ સ્વરૂપ) છે, જે સનાતન છે. તેનો ખરો લક્ષ મેં તમોને આપેલો છે.

व्यापक वस्त चराचर जेही, जीनु परकाश कैवल पद तेही;
सो कैवल लक्षी हंम सोइ, देह अध्यास रखो मत कोइ. ॥२६॥

કેવલ કર્તાનો પ્રકાશ સચરાચર વ્યાપક છે. એ બ્રહ્મથી પર મારો કેવલ લક્ષ છે. જેનો અભ્યાસ કાયમ રાખશો અને દેહ અધ્યાસ ને દૂર કરશો.

येसे कही अंतरध्यांन भइया, सब हरिजंन देखत अलपइया
जये जये शब्द करत सब दीपा, करी अस्तुत स्वांत जों छीपा. ॥२७॥

સર્વે સભા સમક્ષ હું અંતર લક્ષમાં રહી અદૃશ્ય થઈ ગયો અને સર્વે સભામાં જય જય નાદનો પોકાર ગાજી ઊઠ્યો અને સ્વાતિ નક્ષત્રમાં જેમ છીપ બુંદ ગ્રહણ કરી શાંતિ પામે તેમ સર્વજનો શાંતિ પામ્યા.

क्रोड अढार ज्ञांन तांहां कथीया, कउसक दीप एता मोइ रटीया;
सत कुवेर छोडी कौसक दीपा, आये कुसालक ज्ञांन समीपा. ॥२८॥

તે કૌસક દ્વીપમાં મેં અઢાર કરોડ શબ્દનું જ્ઞાન કહ્યું હતું અને પછી કુસાલક દ્વીપમાં આવ્યો.

## અથ કુસાલક દીપ પ્રવેશ કરનકો-અંગ - ૬૨મું

दीप कुसालक अति अनुरागा, सकल सृष्टीके मध्य विभागा;
खंड सीतर द्वे कहीये जामे, श्रेष्ठ सीरोमनी एक ही तामे. ॥१॥

કુસાલક નામના દ્વીપના લોકો ઘણા જ પ્રેમાળુ હતા અને આ દ્વીપ સૃષ્ટિના મધ્ય ભાગમાં આવેલો છે તેમ જ કુશાલક દ્વીપમાં બોત્તેર ખંડો છે. તેમાં એક શ્રેષ્ઠ શિરોમણિ ખંડ છે.

सोही खंडे हंम प्रगट भइया, करवा काज जीवन पर दइया;
कहु खंडनका नांम सुनाइ, सकल दीपमे श्रेष्ठ सराइ. ॥२॥

તે જ ખંડમાં જીવો ઉપર દયા લાવીને જન કલ્યાણાર્થે હું પ્રગટ થયો. તમામ દ્વીપો પૈકીમાં તે ખંડ શ્રેષ્ઠ ગતિનો હતો.

**महीरद कहिये जीनका नांमु, बस्ती जामे लोक सकांमु;**
**सो खंडे एक नगर अनुपा, बसे जांहां महीपति भडभूपा. ॥३॥**

જેનું નામ મહીરદ હતું, જેની વસ્તીમાં ઘણા જ ઉદ્યોગો હતા, ત્યાં એક ઉત્તમ નગર હતું જેમાં રાજાની રાજ્યધાની હતી.

**नांम जाहाको मधुमंड राइ, दीप श्रेष्ठमे नगर कहाइ;**
**वाको नाम सनंधपुर कहीये, सो चेतावन भाव धरइये. ॥४॥**

આ ઉત્તમ ખંડમાં સનંધપુર નામના શહેરમાં મધુમંડ નામનો રાજા રાજ્ય કરતો હતો અને તેને ચેતવવા માટે ઉપદેશ કરવા ભાવના થઈ.

**सवालक्ष जाकु अरधंगी, पुत्र विना सबही नरभंगी;**
**तब राजाने कीया विचारा, कुंवर विना नरवंश दवारा. ॥५॥**

જેને સવા લાખ રાણીઓ હોવા છતાં વાંઝિયો હતો. તે રાજાને વિચાર આવ્યો કે પુત્ર વિના રાજ્ય નિર્વંશ જશે.

**पढे जोतीसी विप्र बोलाये, सुत संपनके जोस जोवाये;**
**बोले विप्र वेद वीक्षातु, नरपति सुत होवे साक्षातु. ॥६॥**

જ્યોતિષના જાણકાર પંડિતોને બોલાવી પુત્ર પ્રાપ્તિ માટે યોગ જોવડાવ્યો ત્યારે જાણકારે કહ્યું કે, હે રાજા ! આપને પુત્ર પ્રાપ્તિ થશે, અને તેનું સુખ મળશે.

**करो सेवा संतनकी जबही, विप्र संन्यासी पूजो तबही;**
**तब राजाने सीख लेइ मांनी, विप्र कही सो सत करी जांनी. ॥७॥**

સંત મહાપુરુષો અને ઋષિમુનિઓ તેમ જ બ્રાહ્મણ અને સંન્યાસીઓની સેવા કરવાનું કહ્યું ત્યારે રાજાએ સાચી શિખામણ હોવાથી કબૂલ રાખી.

**देश-देशके संत मेलाये, विप्र सहित संन्यासी बोलाये;**
**करन लग्यो सेवा अती राइ, रांनी सहीत प्रीत रत लाइ. ॥८॥**

દેશ વિદેશથી, વિદ્વાનો, વિપ્રો તથા સંન્યાસીઓને તેડાવીને રાજા તથા રાણી તેઓની સેવા કરતા હતા.

सांठ सहस्त्र सबही मीली भेखु, सबकु भोजंन देइ संतोखु;
एही परकार वर्ष खट वीत्ये, सेवा करत राय भये छीत्ये. ॥९॥

સાઠ હજાર ભેખની છ વર્ષો સુધી સેવા કરી ભોજન આપી સંતોષ્યા. તો પણ પુત્ર પ્રાપ્તિ નહીં થવાથી રાજા મનમાં મૂંઝાયો.

पुत्र भयो नहीं दरबही खुटा, तब राजाका भाव वछूटा;
हुकंम दियो सब भेख बोलाइ, आप आपने मारग जावो भाइ. ॥१०॥

રાજ્યનું દ્રવ્ય ખૂટી ગયું તો પણ પુત્ર પ્રાપ્તિ થઈ નહિ. જેથી રાજાએ સર્વ ભેખને બોલાવીને પોત પોતાના સ્થાને જવા વિદાયગીરી આપી.

परवत एक पूरवकी देशे, हंम आसंन मारी तांहां बेसे;
तांहां होयके सब भेख नीकसीया, हरि उपर सब मन मसकसीया.॥११॥

તે ખંડમાં આ રાજ્યની પૂર્વ દિશાએ એક પર્વત પર અમારું આસન હતું ત્યાં થઈને સર્વે ભેખ ઈશ્વર ઉપર હતાશ થઈ વાતો કરતા કરતા જતા હતા.

तांहां हम बोले क्याहा हे भाइ, भेख सकल क्यौं चले रीसाइ;
सब साधु परिउत्तर दीना, हरि कपटी नहीं भये रंग भीना. ॥१२॥

પરમ ગુરુશ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે, તે સંતોને મેં પૂછ્યું કે આપ બધા કયા કારણથી રિસાઈને જાવ છો, ત્યારે ભેખમાંથી જવાબ મળ્યો કે હરિ કપટી છે અને તેમને અમારી ભક્તિનો સ્વીકાર કર્યો નહિ.

राजा सेव अती बहु करीये, वरस चतुर द्वे लौं रंग भरीये;
स्वारथ एक सुतनकी काजा, हरि नही आपे सीख देइ राजा. ॥१३॥

છ વર્ષ સુધી રાજાએ ભેખ માત્રની પુત્ર લાલસાએ અધિક સેવા કરી છતાં કપટી હરિએ રાજાની આશા પૂરી કરી નહિ.

ताते सहु साधु विखराये, अंतरजांमी मेहेर न लाये;
हंम बोले संतन सीर नांमी, जावो सुत देशे अंतरजांमी. ॥१४॥

અંતરજામીએ કૃપા કરી નહિ જેથી તમામ સંતોને રાજાએ રજા આપવાથી પોતપોતાને સ્થાને જતા ભેખને અમોએ નમસ્કાર કર્યા અને કહ્યું કે, પાછા રાજાને ત્યાં જાવ, અને કહો કે અંતરજામી પુત્ર આપશે.

राजासु कहीयो तुम एही, दशमे मास पुत्र हरि देही;
एसे कही साधु उलटाये, सेहेर मांही पीछे सब आये. ॥१५॥

હે સંતો ! રાજાને ત્યાં જઈને કહો કે દસમો માસ પૂરો થશે ત્યારે પુત્રની પ્રાપ્તિ થશે. આ વાત સાંભળીને ભેખ પાછો રાજ્ય દરબારે આવ્યો.

राजा जोइ मनमे मुसकाये, कोहो साधु पीछे क्यौं आये;
तब साधु केहे सुनहो राइ, दशमे मास पुत्र तोही थाइ. ॥१६॥

ભેખને જોઈ ખુશી થઈ રાજાએ પૂછ્યું કે, હે મહાપુરુષો ! પાછા આવવાનું શું કારણ છે ? સંતો કહેવા લાગ્યા કે આપને ત્યાં દસમા માસે પુત્રની પ્રાપ્તિ થશે.

जब राजा सरवंनकु राखे, सुत कारंन अति मंन अबीलाखे;
एही परकार संत सेवइया, बोहोरु हंम चितमे चितवैया. ॥१७॥

પુત્ર પ્રાપ્તિની વાત સાંભળી રાજાએ હર્ષ ભેર ભેખને સંતોષ્યો તે પછી મેં અંતરમાં વિચાર્યું.

राजाकु सुत चहीये सोइ, संतनपे परठायो मोइ;
एक उपाय कीयो उर जबही, पवनको ग्रभ करु हंम अबही. ॥१८॥

રાજાને પુત્રની ઈચ્છા છે અને મેં તે પૂરી થશે એમ સંતો દ્વારા વચન અપાવ્યું છે. તો હવે પવનથી ગર્ભ ધારણ કરાવવો એવો (પરમગુરુ એ) વિચાર કર્યો.

पेर्यो पवंन भयो जब गर्बु, हरषवंत भये उनमन सर्वु;
सवा लक्षमे श्रेष्ठ सह्यांनी, राजाकु मांनीती रांनी. ॥१९॥

તે રાજાને સવા લાખ રાણીઓમાં માની તી રાણીને પેટે પવન પ્રેરણા કરી ગર્ભ ધારણ કરાવ્યો. તે ગર્ભ રહ્યાની જાણ થવાથી સર્વેન આનંદ થયો.

तीनके उद्र ग्रभ हम कीना, बाढे पवन पुष्ट दीन दीना;
एही परकार भये नव मासु, दायन सहीत कांमनीयां पासु. ॥२०॥

રાણીને પેટે ગર્ભ રહ્યો તે દિવસે દિવસે પવન પ્રેરણાથી નવ માસનો થયો, ત સમયે રાણીની પાસે દાસીઓ તથા દાયણો રહેતી હતી.

दशमे मास दसे दीन गयेउ, तब आक्रष्ट ग्रभकी भयेउ;
कृष्ण पक्ष षट चतुरमी रातु, दीनो कष्ट पवंन ग्रभ मातु. ॥२१॥

ગર્ભને દસ માસ અને દસ દિવસ પૂરા થયાથી માતાને કષ્ટ થવાનું શરૂ થયું, તે દિવસે કૃષ્ણ પક્ષની દશમની રાત્રિએ ગર્ભને લઈ માતાને કષ્ટ થવા લાગ્યું.

आधी रेंन जगे नर लोइ, पीछे घारन मेहेलो मोइ;
भये घारन जबही नरनारी, बालरुप देहा हंम धारी. ॥२२॥

અર્ધી રાત્રિ ગયા પછીથી અમોએ સર્વેને ગાઢ નિદ્રા મૂકી જેથી સર્વ નરનારીઓ નિદ્રાવશ થવાથી અમોએ બાળ સ્વરૂપ ધારણ કર્યું.

पवंन छुट्यो गयो ग्रभ विलाइ, तब हंम सुते गोदमे जाइ;
बाल चेष्ठा रोवन जब लागे, तब नरनारी सबही जागे. ॥२३॥

તે વખતે પવનની ગતિની ગાંઠ છૂટી જવાથી તરત જ હું માતાની ગોદમાં સૂઈ બાળકની માફક રૂદન કરવા લાગ્યો તે સાંભળી સર્વે નરનારી જાગ્રત થયાં.

रमतो बाल गोदमे देखो, त्रीया धाइ सब सुतकु पेखो;
एक एकपे सब खाइ वधाइ, कुटंम सहित हरखे पितु माइ. ॥२४॥

માતાની ગોદમાં બાળ ચેષ્ટા કરતો જોઈ સ્ત્રીઓ ધસી આવીને અરસપરસ વધાઈ કરતાં હતાં અને રાજા તેમ જ કુટુંબીજનો હરખાતાં હતાં.

भयो भोर जब प्रगटे भांनु, देश परगने खबर गयांनु;
सेहेर सकल सब जांनी बाता, बरन अढार भइ सुख साता. ॥२५॥

સૂર્યોદય થતાં તરત પુત્ર પ્રાપ્તિની વધાઈ દેશ પરગણે ફેલાઈ અને સઘળા નગરવાસીઓને ઘણો જ આનંદ ઊપજ્યો.

बाजंतर बहु वीधीके बांजे, ढोल भुंगल नगारां गाजे;
घेरघेर उछव होत उलाहु, गांन तांन बहु करत उछाहु. ॥२६॥

તે વખતે રાજ્ય દરબારમાં તેમ જ નગરમાં વાંજિત્રોનો અવાજ થયો અને સર્વ સ્થળે આનંદ ઓચ્છવ થવા લાગ્યો.

देश देशके नरपति जेता, मेहेता पंडीत रहीत समेता;
सो सर्व भेठ सामग्री लाये, राजकुवर देखनकु आये. ॥२७॥

દેશ પરગણેથી તમામ નરપતિ તેમ જ મોટા મુત્સદીઓ અને વિદ્વાનો રાજકુંવરને જોવા ભેટ સામગ્રી લઈ રાજ્ય દરબારમાં હર્ષભેર આવી પહોંચ્યા.

मधु मंड राइ पीता मम जोइ, धरी पुजा सुख मनवे सोइ;
जय जय शब्द करे नरनारी, हरी करुणा भयो पुत्र दवारी. ॥૨૮॥

તે મધુમંડ રાજાએ પુત્રનું (મારું) મુખારવિંદ જોઈ હર્ષભેર સર્વ ભેખધારીઓનું પૂજન કરી રાજી થયા. પ્રભુ કૃપાથી પુત્ર પ્રાપ્તિ થઈ જેથી સર્વેજનો જય જય નાદ પોકારી રહ્યા હતા.

अहो माहा भायग राजंनके, सुत प्रगट्यो माहा सुख रही तंनके;
बोहोरु राय दांन बहु दीनो, देश गामहरि अरपंन कींनो.॥૨૯॥

રાજા ભાગ્યશાળી છે એમ વિચારીને રૈયત ઘણી રાજી થઈ. રાજાએ અનંત પ્રકારે દેશ પરગણાં ભગવાનના નામ પર દાનમાં આવ્યાં.

लक्ष एक गौधेंन मगाइ, देही दांन सर्व विप्र बोलाइ;
ओर दान हस्ती ओरु घोरा, हीरामांणक चांदी मोहोरा. ॥૩૦॥

દેશમાં વસતા પંડિતો બોલાવીને એક લાખ ગાયો, હાથીઓ અને ઘોડાઓનાં દાન આપ્યાં અને હીરા માણેક રત્ન સુવર્ણનાં ઘણાં દાન કર્યાં.

जेही जेही हस्तराय पे ओढे, तीनको सरव दालीदर तोडे;
माग्यो दांन लीयो कवी जेते, ओरही जाचक बरनु केते. ॥૩૧॥

જેણે જેણે રાજા આગળ હાથ ધર્યા તેમનું દારિદ્ર રાજાએ દાન આપીને નાશ કર્યું, યાચકો તેમ જ કવિઓને મોં માગ્યાં દાન આપી દારિદ્ર કાઢી નાંખ્યા.

बोहोरु करी संतनकी रीति, देइ पेहेरांमनी होय रस रीति;
ब्राह्मण ओरु सन्यासी साधु, अति सेवन राजा मन बाधु. ॥૩૨॥

ત્યાર બાદ રાજાએ સંતો, સંન્યાસીઓ અને ભેખને અધિકાર મુજબ પહેરામણી કરીને ભેટ આપી.

हरिजंनकु हरि संम करी जांने, भीन भाव कबु मन नहि आंने;
बोहोत करे मंदिर संतनकु, तांहां पधराये सब जंन जंनकु. ॥૩૩॥

તમામ ભક્તજનોને હરિરૂપ ધારી ભેદ દૃષ્ટિએ નહીં જોતાં સંત પુરુષો માટે મંદિરો બંધાવી આપીને તેમાં વસાવ્યા.

वरखासंन बांधे जीन जेता, साजन भोजंन खरचही तेता;
कथा पुरांन शाहास्त्र बहु वंचे, वेद विप्र धुनी करे निसंचे. ॥३४॥

દરેકને સામગ્રી અને ભોજન માટે વર્ષાસન મરજી મુજબ બાંધી આપ્યાં. અને વિદ્વાનો, વેદ પુરાણો ને શાસ્ત્રોના નિર્ભય નાદના પોકાર કરતા હતા.

रेहेन दिवस आनंद होय येसे, तेही सुख सोभा बरनु केसे;
वरस पंच एही वीधके गइया, वीधी सहीत उपवीत मोइ दइया. ॥३५॥

રાત્રિ દિવસ આનંદ કરતાં પાંચ વર્ષ પૂર્ણ થતાં તે વખતનું વર્ણન વાણી દ્વારા થાય તેમ નથી. અખંડ આનંદમાં પાંચ વરસ પૂર્ણ થયે ઉપવીત ધારણ કરાવ્યું.

करुणारट मम नांम धराये, संतनकी करुणाये पाये;
तेही दीप उपवीत दे जबही, बालक नांम धरावे तबही. ॥३६॥

હું બાળક રૂપે હતો તેથી ઉપવીત આપી સંતની મહેરથી મારું નામ કરૂણારટ રાખ્યું.

ब्रांह्मण क्षत्री वैश कहावे, एतनेकु उपवीत सहावे;
पुत्र एक प्रगट्या हे दुजा, जोग करन हंमकु तब सुजा. ॥३७॥

બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યને ઉપવીતનો અધિકાર છે જેથી મને ઉપવીત આપ્યું છે. ત્યાર બાદ રાજાને ત્યાં બીજો પુત્ર ઉત્પન્ન થયો જેથી મેં યોગ ધારણ કરવા વિચાર્યું.

बोहोरु देश देशनके राइ, आवे सब मोइ करन वेहेवाइ;
हंम बोले बेहावो मत मोइ, हंम अबधुत पुरातंन सोइ. ॥३८॥

દેશ પરગણેથી રાજાઓ મારો વિવાહ કરવાને માટે આવતા હતા, ત્યારે મેં જણાવ્યું કે હું પુરાતન મહાયોગી છું, મારો વિવાહ કરશો નહિ.

राजपाट हमंही नही चाहावु, वरश बार वीत्ये उठी जावु;
केहं कुवेर हंमकु मत बाहावो, हंम सेती तुम छांडही दावो. ॥३९॥

મારે રાજ્ય કરવાની ભાવના નથી. મહાન સમર્થ શ્રી કુવેર સ્વામીજી કહે છે કે હું બાર વરસની ઉંમરે વૈરાગ ધારણ કરીશ માટે મારો વિવાહ કરશો નહિ અને મારા ઉપરનું મમત્વ છોડી દો.

## અથ માતપિતાકે મોહ ભંગ બોધ વૈરાગકો-અંગ-૬૩મું

सुत छोटेकी करो सगाइ, हंमकु तो नां चहीये लुगाइ;
बरजे मोइ येसे पीतु माता, समज गये सतसंग सनाता. ॥१॥

મારે સ્ત્રીનો સંબંધ કરવો નથી જેથી નાના છોકરાની સગાઈ કરો એવી રીતે મેં માત પિતાને કહ્યું, ત્યારે તે સઘળાં સમજી ગયાં કે આ સનાતન પુરુષ છે.

जब मेरा बीहावन न कीना, आद्य पुरातंन जोगी चीना;
मात पिता मंनमे यौं लाये, संत क्रिपाते सुत एही जाये. ॥२॥

માત-પિતાએ મનમાં વિચાર કર્યો કે સંત કૃપાથી આ પુત્ર પ્રાપ્ત થયેલો છે, જે પુરાતન યોગી પુરુષ છે એમ સમજી વિવાહનો વિચાર માંડવાળ કર્યો.

सो सुत क्यौं संसार सराइ, ए तो कोइ माहा पुरुश कहाइ;
उनके चरन प्रतापही जोइ, सुत दीनो दुजो हरि सोइ. ॥३॥

આ છોકરો સંસારી થાય તેમ નથી. પણ મહાપુરુષ છે. એના પવિત્ર પગલે ઈશ્વરે બીજો પુત્ર આપ્યો છે.

येसे करी मनकु समजाये, संत प्रतापही सोख न लाये;
ज्ञांन गोष्ट नीसदीन सतसंगा, नरनारी भये बुध उतंगा. ॥४॥

રાજા રાણી સંત સેવવાથી ઊંચી બુદ્ધિવાળાં બન્યાં જેથી મારા વિચારને મળતાં થઈ ખેદ ઊપજાવ્યો નથી.

सेवा करत संतनकी सोइ, रानी राय मुक्त भये दोइ;
ताते आग्रे कछु नव कीना, हमहीकु जोगश्वर चीना. ॥५॥

સંતની સેવાને પ્રતાપે મુક્તરૂપ થયેલા મને યોગેશ્વર જાણી મને લેશ માત્ર લગ્ન માટે આગ્રહ કર્યો નહિ.

ओर नगरके लोक लुगाइ, हंमहीकु बहु केहे समजाइ;
कांमादार वजीर वकीला, करन लगे मोइ बोध रसीला. ॥६॥

આખા નગરના જનો તેમ જ દીવાન સહિત બધા અમલદારો મને રસિકતા ભરેલી વાતો કરીને સમજાવતા હતા.

मोहोका शब्द सुंनावे नीका, देवन करे राजका टीका;
ओर खंड खंडनके राजा, बोध करन मोइ आवे झाझा. ॥७॥

તમામ ખંડીયા રાજા તેમ જ પ્રજાવર્ગ મને રાજ્ય તિલકનો અધિકાર આપી લાલચમાં લલચાવતા હતા.

जेही तेही कर लालच ललचावे, राज करनकी रुची उपजावे;
देइ देइ सीख सकल पची हारे, एकु बात हंम उर नहीं धारे. ॥८॥

મને રાજ્ય કરવાની લાલચમાં ફસાવે તેવાં વચનો મને કહેતા, પણ મેં તેનો સ્વીકાર ના કરવાથી તેઓ હતાશ થયા.

माता पिता बोले नहि जाजु, निरगुण लक्ष समज गये काजु;
एम करतां भये द्वादश वरसा, लेवंन जोग मेरा मंन हरसा. ॥९॥

નિર્ગુણ પદનો લક્ષ સમજેલાં માતાપિતા વાતોમાં વિશેષ રસ લેતાં નહિ. એમ કરતાં બાર વર્ષ પૂરાં થયાં, અને મેં યોગ લેવાનો વિચાર કર્યો.

राजसभा सब हुती कचारी, वजीर दोतीया सहीत झवेरी;
तेही अवसर एक पंडित आये, सभामांझ जइ कथा चलाये. ॥१०॥

રાજા પ્રજા સાથે સભા ભરીને બેઠો હતો તે વખતે એક પંડિતે સભામાં આવી કથા કરવાની શરૂઆત કરી.

राजा एक देशको भारी, साठ सेहेस्त्र जाकु हे नारी;
माहा पुरुष तीनकु कोइ पइया, छोडी राज जोगी होइ गइया. ॥११॥

તે કથામાં એવું આવ્યું કે એક રાજાને સાઠ હજાર રાણી હતી તેને કોઈ યોગેશ્વર મળવાથી તેણે રાજ્ય છોડી યોગ લીધો.

कथा सोइ तेही राजा केरी, सो पंडितने कही अनेरी;
अचरज भइ सब सभा राजंनकी, सुनी नरपती सोहीबात त्यागंनकी. ॥१२॥

પંડિતે આશ્ચર્ય પમાડે તેવી કથા કરી કે જે સાંભળતાની સાથે સર્વે સભાજનો આશ્ચર્ય પામ્યા.

कहन लगे धंन धंन हो राजा, क्यौं छोडो होयगो सुख साजा;
तब हम बोले त्याग चढाइ, क्यौं नहीं एसो होये हो भाइ.॥१३॥

રાજાએ રાજસુખ છોડી યોગ લીધો જેથી તે રાજાને ધન્યવાદ છે. તે વખતે અમે અંતરમાં (ત્યાગનો) વૈરાગ ધારણ કરીને કહ્યું કે આ વાત બનવા યોગ્ય છે.

देखो अब हंम धरतही जोगु, छोडी सब सुख साज विभोगु;
एसा कही काढा हंम भइया, आभुक्षण छटकाइ दइया. ॥१४॥

અહો ! હે સંત સજ્જનો જુઓ તો ખરા હું આ રાજ્ય અધિકાર છોડી યોગ ધારણ કરું છું એમ કહીને ઊભા થઈ આભૂષણોનો ત્યાગ કર્યો.

धोती फार लंगोट भीडाइ, चेतन भइ तब सकल सभाइ;
देन सीखांमन लागे सरवुं, एक एकपे उरधरी धरी गरवु. ॥१५॥

ત્યાર બાદ ધોતી ફાડીને લંગોટ લગાવી દીધો તે જોઈ સભાજનો આશ્ચર્ય પામી શિખામણ દેવા લાગ્યા.

मातपिता ओरु कुटंमही सारु, रोके मोइ मली सब परिवारु;
तब हंम बोले अगम गीराइ, आद पुरुष हंमही पितु माइ. ॥१६॥

માતા, પિતા અને કુટુંબીજનો મારો ત્યાગ જોઈ રોકવા લાગ્યાં ત્યારે હું અવિગત આદિ પુરુષ છું. એવી વાણીથી ગર્જના કરી.

संतनके कारंन हंम आये, भक्त वछ्ल तोही सुत केहेवराये;
अब छोटे सुतकु द्यो राजु, हंमकु रोकत होय अकाजु. ॥१७॥

હું ભક્ત વત્સલ હોઈ પુત્રરૂપે પ્રગટી સંતનું કાર્ય કરવા આવ્યો છું માટે નાના પુત્રને રાજ્ય આપો અને મને રોકશો તો તમારું અહિત થશે.

हंमतो पुरुश अनादि आदु, आये बचन बंधाये साधु;
संत वचन ज्हां ज्हां फुरमाह, साचा करु हंम त्हां त्हां जाइ. ॥१८॥

સંત પુરુષોનાં વચન પાળવા માટે મારે આવવું પડ્યું છે અને હું તો આદિ-અનાદિ પુરુષ છું.

संत रछामे एही विधी करहु, चौद लोकमे ताते फरहु;
तब थोरे पितु माता मंन मांन्या, छुट्या मोहो जेही सुत करी जान्या. ॥१९॥

ચૌદે લોકમાં સંત વચનોને સત્ય રીતે સ્થાપન કરવા હું ફરું છું, આ સાંભળી માતા પિતાનો પુત્ર ભાવ હતો તે દૂર થયો.

बोहोरु बोध अघाद उचारे, राज कुटंम समजाये सारे;
ओर सकल सब सभा चेताइ, ज्ञांन ध्यांन करी अरथ बताइ. ॥२०॥

તે વખતે તે જ સ્થાને ઘણું જ્ઞાન કહી રાજકુટુંબને તેમ જ સભાજનોને જ્ઞાન સમજાવ્યું.

तब सबके मंन भया उदारा, अगंम बोध लक्ष समजे सारा;
तब हम नीकसे सब छटकाइ, कलपंत रहो कुटंम पितु माइ. ॥२१॥

મારા સત્ય બોધનું ભાન થવાથી બધા ઉદાર વૃત્તિવાળા થયા અને મેં તરત જ ત્યાંથી ચાલવા માંડ્યું, તે વખતે માતા, પિતા, કુટુંબીજનો કલ્પાંત કરવા લાગ્યાં.

कोश पंच ल्यौं पुठल धइया, सब देखत हंम गुप्तही भइया;
सब कर झाडे हीयो ठगोरे, करता चींन्या नहीं सुत भोरे. ॥२२॥

સર્વેજનો પાંચ કોસ સુધી મારી પાછળ આવ્યાં અને હું જોત જોતામાં અંતરધ્યાન થઈ ગયો, ત્યારે બધા હૈયાફાટ રૂદન કરતા બોલવા લાગ્યા કે આ પુત્ર કર્તારૂપ છે એમ અત્યાર સુધી સમજાયું નહિ.

अब दरसंन दीजे हो देवा, करता लही करीये हंम सेवा;
येसे कही बेठे पण लेही, बिनु दरशन तजीये सब देही. ॥२३॥

હે મહા પુરુષ દયા કરી દર્શન આપો કે જેથી અમો કર્તા જાણી સેવા કરીએ. જો દર્શન નહીં આપો તો પ્રાણનો ત્યાગ કરીશું એવો ટેક લીધો.

एक पेर पकी जब गयेउ, पण देखी हंम प्रगटही भयेउ;
तब दरसंन कीनो नर लोइ, चांम चक्षु टाली सरवकोइ. ॥२४॥

આ ટેક લીધેલો જોઈ એક પહોર પછી હું પ્રગટ થયો. તે વખતે દરેકનાં જ્ઞાનચક્ષુ ખુલ્લાં થવાથી સર્વ નરનારીએ પ્રેમથી દર્શન કર્યાં.

दीव्य दृष्टे मोइ देव निहाला, तब हंम जनम मरन भये टाल्या;
धई धई सब मोइ पाव लपटाये, धंन्य परमेश्वर सुतहोइ आये. ॥२५॥

જ્ઞાન દૃષ્ટિએ મને નિહાળ્યો ત્યારે તેઓ જન્મ-મરણથી રહિત થયાં અને મને પરમેશ્વર જાણી ચરણમાં પડ્યાં.

अब हंमकु तुम दो उपदेशा, चीन्या हंम तुम अकल नरेशा;
जो अग्या देहो सोही करहु, मेटी बचन पाव नहीं धरहुं. ॥२६॥

મને ગુરુ માની સર્વેજનો ઉપદેશ લેવા તૈયાર થયા, અને અમો તમારી આજ્ઞા પાળીશું અને ઉપદેશ લીધા સિવાય અહીંથી જઈશું નહિ.

कोहो करता जतमतही तुमारा, रेहेणी करणी सहीत विचारा,
बोहोरु कहो आपना हरि धामु, चीतवंन मंन होये विसरामु.॥२७॥

અહો હે કર્તા ! અમારે જે રેહેણીકરણી પાળવાની હોય તે જણાવો અને આપ કયા ધામવાસી છો તે કહો જેથી અમારાં હૃદય આનંદિત થાય.

येसे कही सब भये आधीनां, तब हमही माहा मंतर दीना;
देश काल सर्व लक्ष बताया, पंथही कायंम नाम द्रढाया. ॥२८॥

મેં બધાઓને મહામંત્ર આપ્યો અને તમામને મારા શરણમાં આણ્યા, મારો પંથ કાયમ અને હું પણ કાયમ અને મારું ધામ પણ કાયમ છે એવો લક્ષ સમજાવ્યો.

माता पिता ओरु कुटंम कबीला, मेहेता पंडित वजीर वकीला;
सबकु देइ परमोध पताये, कैवलको नीज धांम बताये.॥२९॥

માતા, પિતા, વજીર અને સર્વેજનોના સમૂહને બોધ આપ્યો અને નિજ કૈવલ એ મારું નિજધામ છે એમ સમજાવ્યું.

ओर नगर के जेही नरनारी, दीयो उपदेश समज कही सारी;
गुप्तही जाप अंमर लक्ष जेही, सबके उर लखवायो तेही.॥३०॥

ત્યાં વસતા તમામ નગરજનોને હૃદયમાં ગુપ્ત જાપનો અમર લક્ષ આપ્યો.

प्रगट जाप कैवल रटवाया, देइ सीख पीछे घेर पठवाया;
मात पिता कुल कुटंब समेता, उलटाये पुठल आये तेता.॥३१॥

જાહેરમાં વાણીથી પ્રગટ કૈવલ જાપ આપ્યો અને માતા, પિતા, કુટુંબીઓ તેમ જ સર્વજનોને પોતપોતાને ઘેર જવા ફરજ પાડી.

करी परणांम गये सब घरकु, उर अंतर धरी जाप अंमरकु;
सत कैवल वलतां कोहो सारे, सत कुवेर वंन खंड सधारे. ॥३२॥

મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે સર્વેએ પ્રણામ કરીને અંતરમાં મહાલક્ષ ધારણ કરી ઘેર જતી વખતે સત્ કેવલનો ઉચ્ચાર કર્યો અને તેમના ઘેર ગયા પછી હું વનમાં ગયો.

##  વન ખંડ પ્રવેશ કરનકો - અંગ-૬૪મું 

केतेक दीन वंनखंडही भुगता, खइ फलफुल रहे मंन मुगता;
वंनखंडे पशु पंखी रहेता, सींघ वाघ बरनु मे केता. ॥१॥

ભગવાન કરૂણાસાગર વસ્તીનો ત્યાગ કરીને વન ખંડમાં ગયા અને ત્યાં ફળફૂલ ખાઈને મન મુક્ત રહેતા હતા, કે જે વનખંડમાં ઘણાં હિંસક પશુ, પંખી, સિંહ, વાઘ, વરૂ વગેરેનું હું કેટલુંક વર્ણન કરું.

ओर जीव त्रहे त्रहेका तांही, देखत मनस धाइ तेही खांही;
येसो भये बंनखंड रहावे, मनस जात कोइ रहन न पावे. ॥२॥

સદર જંગલમાં જુદી જુદી જાતના જીવો હતા કે જે માણસને જોતાં જ દોડીને ખાઈ જતા, જેથી વનખંડમાં ઉપર પ્રમાણેનો ભય વ્યાપક હતો તેથી ત્યાં મનુષ્ય જાત રહી શકતી ન હતી.

सोही वंनमे हंम रहे नचंता, सींघ वाघ खग भये मोइ मीता;
बरस एकावंन रहे हंम बनमे, बोहोरु चंत्या उपजी मंनमे. ॥३॥

તે વનમાં હું નિશ્ચિતતાથી રહ્યો, સિંહ, વાઘ અને હિંસક પક્ષીઓ મારાં મિત્રો બન્યાં, આ પ્રમાણે એકાવન વરસ વનમાં વિતાવ્યા બાદ મારા મનમાં જગતની ચિંતા ઉત્પન્ન થઈ.

विश्वलोक अज्ञांन अचेता, ज्ञांन विना वीसीये मही वहेता;
सो जीवंनको बोध लगाइ, कैवल धांममे देहु पठाइ. ॥४॥

સદર દીપના લોકો જ્ઞાન વિના જડ દશા ભોગવતા હતા, અને ઈન્દ્રિયો તથા અંતઃકરણના વિષયોમાં તલ્લીન રહેતા હતા, જેથી અજ્ઞાની જીવોને બોધ આપીને કૈવલ ધામમાં મોકલવાને માટે વિચાર કર્યો.

येसे कही चंचल चित भयेउ, छोडी वन वस्ती हंम गयेउ;
देश एक हुता बड भारी, नांम कहु तीनको विस्तारी. ॥૫॥

આ પ્રમાણે વિચાર થવાથી મારું ચિત્ત ચલિત થયું, જેથી વનનો ત્યાગ કરીને હું વસ્તીમાં ગયો, દેશ મહાન વસ્તીથી ભરપૂર હતો કે જેના નામનો વિસ્તાર કરીને કહું છું.

कौलंट देश हे जिनको नांमा, कोटी एक लक्ष सप्तही गांमां;
तेही देशमे हंम चली गइया, सुघड लोक देखी सुख पइया.॥૬॥

તે દેશનું નામ કૌલંટ હતું, ત્યાં એક કરોડ અને સાત લાખ ગામ હતાં; તે દેશમાં હું ગયો અને ત્યાંના ડાહ્યા લોકોને જોઈને મને આનંદ થયો.

सेहेर एक अतली बल हुता, तांहां हंम जइ बेठे अबधूता;
तेही सहेर नगर अनुपा, वसे जांहां मही पती भड भूपा. ॥૭॥

તે દેશમાં એક મોટા વિસ્તારવાળા શહેરમાં હું અવધૂત વેશમાં જઈને બેઠો; સદર શહેર ઉપમા ન આપી શકાય એવું તથા રાજની રાજ્યધાની હતું.

सोही सेहेर नरपती अस्थांना, देस सकलमे अमल तेहोना;
महिल पूर जीन नांम कहाइ, इन्दुसल कहीये राजाइ. ॥૮॥

તે દેશનું નામ મહીલપુર હતું અને રાજાનું નામ ઈન્દુસલ હતું અને આખા દેશ ઉપર તેનો અમલ ચાલતો હતો.

त्रीस सहस्त्र सत जाकु नारी, तामही सप्त रायकु प्यारी;
सप्त मही त्रीये तंनमंन हेतु, तांहां नरपती मंन नीसदीने रेहेतु. ॥૯॥

તે રાજાને તીસ હજાર ને સો રાણીઓ હતી તેમાં સાત વધુ પ્યારી હતી; સાતમાંથી ત્રણ રાણીઓ ઉપર તેમને ઘણો પ્રેમ હતો અને રાજાનું મન હરહંમેશ ત્યાં રહેતું હતું.

महोदा सहोदा पुसलां सोइ, ए तीनहुको नांम कहोइ;
पंच सेहेस्त्र सुत कहीये जाकु, आनंद मये सुख सकल जीयाकु.॥૧૦॥

મહોદા, સહોદા અને પુસલાં એમ ત્રણે રાણીનાં નામ હતાં, સદર રાજાને પાંચ હજાર પુત્ર હતા, અને આ પુત્રોથી તેમનું જીવન આનંદમય હતું.

गादीमल तामे सुत एका, सबते उपनो मोहोर वीसेका;
ताको नांम बींडुसल कहीये, पीतु समांन्य माहा भड भइये. ॥११॥

પિતાના જેવો બાહોશ પ્રથમ પુત્ર બિંદુસલ ગાદીનો એકલો વારસદાર હતો. કારણ કે સૌથી પ્રથમ તે જન્મેલો હતો.

रहीत सकलके अती सुखदाता, हरिनव जांने धर्म वीक्षाता;
सो बींडुशल सुत राजनके, सबके उर हेतु तंनमंनके. ॥१२॥

પ્રજાને સુખ આપનારો તે રાજાનો પુત્ર બિંદુસલ બધાને પ્યારો હતો પણ તેનામાં ઈશ્વર અને ધર્મની જાણ ન હતી.

ताकु प्रेहेत लग्यो एक भारी, गलीत भइ देहा सब सारी;
अरध रात्य रासब एक आवे, पलंग सहीत मरहट लेइ जावे. ॥१३॥

તેને (બિંદુસલને) એક ભૂત વળગતાં તેનું શરીર નબળું પડવા લાગ્યું, આ પ્રેત મધ્ય રાત્રિએ ત્યાં આવતો અને પલંગ સહિત તેને સ્મશાન ભૂમિમાં લઈ જતો.

पांच पचीस प्रेहेत भइ भेरा, खाउं खाउं कहे सुत डरे बोहो तेरा;
नीत्य रेहेण एही वीधी करहु, तीनके डुखीत कुवर झुरी मरहु. ॥१४॥

સ્મશાનમાં પાંચ પચ્ચીસ પ્રેતો ભેગાં મળી ખાઉં ખાઉં કરીને તેને ડરાવતાં; આ પ્રમાણે હંમેશના કાર્યથી તે રાજપુત્ર ઝૂરી ઝૂરીને મરવા જેવો થઈ ગયો.

मंत्र जंत्र ओरु टामणटोणा, वइद भुवा करवाये बोहोणा;
एक उपाय लग्यो नहीं ताइ, सुत कारन सरवे दुःख पाइ. ॥१५॥

મંત્ર, જંત્ર, ટાણાટુંણી અને વૈદ ભૂવા બોલાવીને અનેક ઉપાયો યોજ્યા પણ એકે ઉપાય સફળ થયો નહિ, આમ રાજપુત્રના દુઃખથી આખું કુટુંબ દુઃખી થવા લાગ્યું.

जेही मग रासब सुत लेइ जाइ, तेही मग हंम बेठेते सांइ;
अरध रात्य रासब तेही आये, सुत लेइ जात देख हम पाये. ॥१६॥

જે માર્ગે ભૂત રાજપુત્રને લઈને જતો હતો તે માર્ગમાં હું સાંઈ સ્વરૂપે બેઠો હતો. મધ્ય રાત્રિ થતાં ભૂતને રાજપુત્ર લઈને પસાર થતાં જોયો.

हंम बोले तुंम कुनहो भाइ, अरध रात्य कुनकु लेइ जाइ;
सुनी मम बचन प्रेहेत जब कंपे, जोगेश्वर जाणी मंन झंपे. ॥१७॥

કોણ છે ભાઈ, અને અરધી રાત્રે કોને લઈ જાય છે એવો ઉદ્‌ગાર મેં કાઢ્યો; મારો અવાજ સાંભળીને પ્રેત કંપવા લાગ્યું અને મને મહાન યોગેશ્વર જાણતાં તેનું મન ગભરાટથી વ્યાકુળ થવા લાગ્યું.

तब हंम लीना पास बोलाइ, डरपत रासब सुत लेइ आइ;
छोडी सुत ठाड्यौ जइ डुरी, लाग्यो पाव चाटे मुख धुरी. ॥१८॥

ત્યારે મારી આજ્ઞા થતાં પ્રેત ડરતો ડરતો રાજપુત્રને લઈને મારી પાસે આવ્યો; રાજપુત્રને છોડીને તે દૂર ભાગ્યો અને ધૂળમાં મુખ ઘસતો પગે પડ્યો.

तब हंम मंत्र मुख कर्यो रागु, सुनी रासब जब कडकड भागु;
हंम बोले भागे मत भाइ, लग मोइ चरन मुक्त करु ताइ. ॥१९॥

જ્યારે મેં રાગથી મંત્ર ઉચ્ચાર કર્યો ત્યારે પ્રેત ઝડપથી નાસવા લાગ્યું; મેં કહ્યું, ભાઈ ભાગો નહિ, મારા ચરણમાં પડો જેથી હું તમને મુક્ત કરું.

तब रासब पीछे वली आये, कनक डंड वृत लाग्यो पाये;
हंम दीना मुस्तक दोइ हाथु, करन लग्यो अस्तुती अनाथु. ॥२०॥

ત્યારે પ્રેતે પાછા આવી મને દંડવત પ્રણામ કર્યા; મેં તેના માથા ઉપર બંને હાથ મૂકતાં જ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા.

माहामंतर कीनो हंम जबही, गयो जेही लोक फेरे नहीं कबही;
राजकुंवर सब जोये तमासु, देवाधी चरीतर चीत भासु. ॥२१॥

જ્યારે મેં પ્રેતને મહામંત્ર કહ્યો ત્યારે તેનો ઉદ્ધાર થયો, આ બધા પ્રસંગો રાજકુમારે જોયા ત્યારે હું તેને મહાન દેવાધિદેવ સમાન ભાસ્યો.

रासब सो निज धांम पठइया, बोहोरु सुत मेरे ढीग रहीया;
भोर भये जागे नरनारी, हेहाकार भयो राजदवारी. ॥२२॥

પ્રેતને પોતપોતાના ધામ મોકલ્યો અને રાજપુત્ર પોતાની પાસે રહ્યો; પ્રાતઃકાળ થતાં નરનારીઓ જાગ્રત થયાં અને રાજદરબારમાં રાજપુત્ર માટે હાહાકાર મચી રહ્યો.

**सुत मेहेलांमे दीठो नांही, रायरांनी त्रासे मंनमांही;**
**दोदश धावे खबर कराइ, देवु मोहां मागे जीन सुत पाइ. ||२३||**

રાજપુત્રને મહેલમાં નહિ જોતાં રાજા તથા રાણીઓ મનમાં ત્રાસ પામવા લાગ્યાં; બધી દિશાઓમાં રાજપુત્ર માટે તપાસ કરાવી અને જે રાજપુત્રને મેળવી આપે તેને ઈચ્છા મુજબ જે કાંઈ માગે તે આપવા જણાવ્યું.

**तब कोई पुरुषे कीयो तांहां जाई, राजा सुत हंम देवु बताई;**
**सेंहेर बाहार जोगी कोई बेठे, तांहां देखे तुमेरे सुत जेसे. ||२४||**

ત્યારે કોઈ પુરુષે રાજા પાસે જઈને કહ્યું કે, તમારો પુત્ર હું બતાવી આપું; શહેરની બહાર એક યોગી બેઠા છે ત્યાં તમારા છોકરા જેવો જ કોઈ બેઠો છે.

**तब राजाने मनस पठाये, राय सहित पीछे तांहां आये;**
**डुर हीत्ये राय दोउ कर जोरे, बोहोरु पाव लपटाये मोरे. ||२५||**

રાજાને પોતાના પુત્રના સમાચાર મળતાં તેમણે તપાસ માટે માણસો મોકલ્યા અને પાછળથી પોતાના સગાંસંબંધીઓ સહિત ત્યાં ગયો, દૂરથી મને (ભગવાન કરૂણાસાગરને) જોતાં રાજાએ બે હાથ જોડી નમસ્કાર કર્યા અને નજીક આવતાં મારા (ભગવાન કરૂણાસાગરના) ચરણમાં શીશ મૂક્યું.

**ओहो स्वांमी तुम कांहांथे आवा, मेरे सुतके जीवु बचावा;**
**अब तुम कोहो साची मोइ सांइ, सेज सहीत सुत कांहांथो आंइ.||२६||**

અને રાજા કહેવા લાગ્યા કે હે સ્વામી ! આપ ક્યાંથી પધાર્યા ? શું મારા પુત્રનો જીવ બચાવવા આવેલા ? હે સ્વામી ! હવે કહેવા કૃપા કરશો કે મારો પુત્ર ક્યાંથી આવ્યો.

**तब सुत बोले सुनो पीतु राइ, तेही हकीगत मे कहु सुनाइ;**
**जेही रासब मोइ नीत्य लेइ जाइ, मरहट मांहांय उतार डराइ||२७||**

ત્યારે રાજકુમાર બોલી ઊઠ્યો, "હે પિતાશ્રી, તેની હકીકત હું કહું છું તે સાંભળો." પ્રેતો મને હંમેશાં સ્મશાનમાં લઈ જઈ ડરાવતા હતા.

**सो रासब आजु लेइ जाता, मेहेर करी छोडायो ताता;**
**जब रासब आंहां होये नीकरीया, तब स्वामीकी द्रुष्टे परीया. ||२८||**

તે પ્રેતો આજે પણ મને સ્મશાનમાં લઈ જવા માટે અહીંથી પસાર થતાં હતાં

ત્યારે કૃપાળુ ભગવાન કરૂણાસાગરની દૃષ્ટિએ પડતાં પરમ કૃપાળુએ દયા કરી મને છોડાવ્યો.

**केहे स्वांमी तुम कुनहे भाइ, एही बेरा कुनकु लेइ जाइ;**
**जब रासब पासे मन त्रासु, तब स्वांमी बोलाये पासु. ॥२९॥**

અને ભગવાન કરૂણાસાગર પેલા પ્રેતને પૂછવા લાગ્યા કે તમે કોણ છો ભાઈ; અને આટલે સમયે તમે કોને લઈ જાવ છો. આ વચનો પ્રેતે સાંભળતાં તે ગભરાવા લાગ્યો ત્યારે પરમ કૃપાળુએ તેને પાસે બોલાવ્યો.

**जब रासब मोइ लेइ आइ, छोडी पलंग डुर रहो जाइ;**
**तब स्वांमी एक मंत्रही कहीया, सुनी सोइ शब्द प्रेहेत भग गइया. ॥३०॥**

જ્યારે પ્રેત મને ભગવાન કરૂણાસાગર પાસે લઈ આવતાં પલંગ છોડીને દૂર ઊભો રહ્યો, ત્યારે પરમ કૃપાળુએ અજરઅમર મંત્રનો ઉચ્ચાર કરતાં તે પ્રેત મંત્રનો શબ્દોચ્ચાર સાંભળી ભાગવા લાગ્યો.

**तब स्वांमीने बचन उचरहु, मत भागे आय कारज करहु;**
**जब रासब पीछे वली आयो, सो स्वांमी नीज धांम पठायो. ॥३१॥**

ભગવાન કરૂણાસાગરે વચનોચ્ચાર કરી પ્રેતને ભાગતાં અટકાવ્યો, જ્યારે પ્રેત પાછો આવ્યો ત્યારે પરમ કૃપાળુએ તેમનો મોક્ષ કર્યો.

**एतनी बात कुंवर जब कहेउ, सबके उर आनंद अती भयेउ;**
**राजा रहीत सकल मीली सोइ, कहन लगे परमेश्वर ओइ. ॥३२॥**

આટલી વાત રાજકુમારે કહેતાં જ સર્વના મનમાં આનંદ વ્યાપી ગયો; રાજા અને પ્રજાજનો આનંદથી કહેવા લાગ્યા કે ખરેખર આ પરમેશ્વર છે.

**बोहोरु राय मगायो साजु, धूपदीप आरती करी काजु;**
**तार पीछे भोजंनकी ठांनी, बहु विधी भात सांमग्री आंनी. ॥३३॥**

રાજાએ ભોજન અને પૂજા માટે વિવિધ પ્રકારની સામગ્રીઓ મંગાવી પ્રથમ પૂજા આરતી કર્યા બાદ ભોજનની તૈયારી કરી.

**ब्रंह्म भोज तांहां वीप्र जमाये, अती युक्ती करी मोय पवराये;**
**बोहोरु बीरा पांनसोपारी, केहं कुवेर मोइ दीयो समारी. ॥३४॥**

બ્રાહ્મણો, સાધુસંત વગેરેને ભોજન કરાવ્યાં અને ઘણી યુક્તિથી મને પણ ભોજન

લેવાની ફરજ પાડી; વધુમાં બિરા પાન અને સોપારી આરોગ્યાં; શ્રીમંત કરૂણાસાગર ભગવાન કહે છે કે, આ સર્વ સમાપ્ત થતા મેં આરામ કર્યો.

## અથ જંન પ્રમોધ પ્રીત દેખાવનકો-અંગ-૬૫મું

लेइ भोजन राय करी कचारी, सहु आधीन होय केहे पोकारी;
अब स्वांमी सबकु दोहो बोधु, टाली द्यो भव जलम विरोधु. ।।१।।

ભોજન લીધા બાદ રાજાએ સભા ભરી, અને સર્વે સભાજનોએ પરમ કૃપાળુને દીનતાપૂર્વક પોકાર કરીને સર્વને ઉપદેશ આપી જન્મ-મરણનો ફેરો ટાળવા વિનંતી કરી.

जेही उपदेश करो तुम स्वांमी, सोइ दृढता रहीये अंतरजांमी;
राजा केहे मोइ मेहेल पधारो, रानी सहीत कारज मम सारो. ।।२।।

હે સ્વામી ! તમે જે ઉપદેશ કરશો તે અમે દૃઢતાથી ગ્રહણ કરીશું; રાજા પણ વિનંતી સહિત કહેવા લાગ્યો કે હમારે મહેલ પધારી રાણી સહિત અમારું કલ્યાણ કરો.

तब चलवेका कीया बिचारा, घोरा ओरु हस्ती संनगारा;
गाजत बाजत लेइ गये द्वारु, पुठल आये सेहेरही सारु. ।।३।।

ભગવાન કરૂણાસાગરે રાજાના મહેલે પધારવાનો વિચાર કર્યો અને તે માટે હાથીઘોડા શણગારી વાજતે ગાજતે રાજદરબારમાં જતાં તેમની પાછળ આખું શહેર પણ જવા લાગ્યું.

सींधासन मोइ लेइ बेसारे, आसपास सुगंध समारे;
करी आरती अगर कपूरे, मंगल गावे सवर मधुरे. ।।४।।

રાજદરબારમાં પહોંચતાં મને સિંહાસન ઉપર બેસાડી મારી આસપાસ સુગંધ ફેલાવી અગર કપૂરથી મારી આરતી ઉતારી અને મધુર સ્વરથી મંગળ ગીતોની લહેરો વરસાવી.

सजंन कुटंम राजाके जेते, पाये परे पीछे सब ते ते;
ओर नगरके जेही नरनारी, पाव लगे परमेश्वर धारी. ।।५।।

રાજાનાં જેટલાં કુટુંબીજનો હતાં તે વારા ફરતી પરમ કૃપાળુના પગે પડ્યાં; નગરના નરનારીઓ પણ સ્વામીજીને પરમેશ્વર ધારી પગે લાગ્યાં.

कहन लगे स्वांमी द्यो दछा, आये सरन करो तुम रछा;
पेहेले राजाने ओरु रांनी, दछा लेन सांमग्री आंनी. ।।६।।

સર્વેજનો પરમકૃપાળુને કહેવા લાગ્યા કે અમે તમારે શરણ આવ્યા છીએ માટે અમને

દીક્ષા આપી અમારું રક્ષણ કરો. પ્રથમ રાજા રાણીએ ઉપદેશ લેવા માટે ભેટ સામગ્રી આણી.

प्रथम दछा लीनी रावु, माहा मंतर करनमे सुनावु;
पीछे रांनी सहुने लिनी, प्रेमे करी हंम सबकु दीनी. ॥७॥

રાજાએ પ્રથમ દીક્ષા લીધી અને ભગવાન કરૂણાસાગરે તેમના કાનમાં કૈવલ મંત્ર કહ્યો; પછી રાણીને તેમ જ તેમના કુટુંબને તથા બીજાને પ્રેમ સહિત પરમ કૃપાળુએ દીક્ષા આપી.

ओर देइ दछा परधांनु, कुटंम सहीत हंम कीनो ज्ञांनु;
तार पीछे परजा सर्व सोइ, अती प्रेम दछा देइ मोइ. ॥८॥

પછી પ્રધાન અને તેમનાં કુટુંબને પણ મેં દીક્ષા આપી કૈવલ જ્ઞાનની જાણ કરી અને છેલ્લે સર્વે પ્રજાજનોને પ્રેમપૂર્વક ઉપદેશ આપ્યો.

सेहेर सकल नरनारी सोइ, बीनु उपदेश रहे नहीं कोइ;
ज्ञांन ध्यांन सबकु सीखवाये, बोध अघाद लक्ष लखवाये. ॥९॥

આખા શહેરમાં કોઈ સ્ત્રી પુરુષ ઉપદેશ વિના બાકી રહ્યું નહિ, આ સર્વ જનોને જ્ઞાન ધ્યાન શીખવી તેમને મારા અગાધ બોધનો લક્ષ આપ્યો.

कैवल कैवल दीनो जापु, रेहेन दीवस रटीयो तजी आपु;
सबकु कायम पंथ बताये, रेहेनीकरनी सहीत लखवाये. ॥१०॥

રાત-દિવસ કૈવલનું રટણ કરવાનો તેમને મંત્ર આપ્યો. સર્વેને 'કાયમ પંથ'ની જાણ કરી અને રહેણીકરણી, રીતભાત અને નીતિનિયમ પણ શીખવ્યાં.

ज्ञानगोष्ठी नीसदीन अती होइ, हंम पासे आवे सरव कोइ;
तब राजाने मंदिर बनाये, लक्ष टका मही खरच मेलाये. ॥११॥

દરરોજ જ્ઞાન વિષેની વાતો સાંભળવા સર્વ કોઈ મારી પાસે આવવા લાગ્યા; ત્યારે રાજાને જરૂર જણાતાં લાખો રૂપિયા ખર્ચીને મંદિર બંધાવ્યું.

बोहोरु हंमकु तांहां पधरइया, ढोल भुंगल बाजंत्र बजइया;
नरनारी सब हरीजंन मलीये, ज्ञांन कर्यो हंम सब मंन गलीये. ॥१२॥

ઢોલ, ભૂંગળ અને વાજિંત્રના ખુશાલીભર્યા સૂરોથી વાજતે ગાજતે મને મંદિરમાં

પધરાવ્યો; સ્ત્રી-પુરુષો અને હરિભક્તો ત્યાં ભેગા મળતાં મેં એવો જ્ઞાન ઉપદેશ કર્યો જેથી તેમના મનની સર્વે માયાવી પકડો નાશ પામી.

**मेला सब हरीजंनका होइ, तीनकु दीनी राय रसोइ;**
**करी रसोइ सबने पाइ, कीनी भेठ सकल मोइ लाइ. ।।१३।।**

પધારેલા હરિજનો માટે રાજાએ રસોઈ કરાવી તેમને ભોજન કરાવ્યું. જેઓ ભેટ લાવ્યા હતા તે મારે ચરણે ધરી.

**राजा रहीत बजीर समेता, करी पुंजा मोइ धरी उर हेता;**
**पीछे सब आपने घेर गइया, बोहोरु हंम मंदिरमे रहीया. ।।१४।।**

રાજા અને વજીરે મારી શુદ્ધ હૃદય પૂર્વક પૂજા કરી, સર્વે પોત પોતાને ઘેર પાછા ફર્યા અને હું મંદિરમાં રહેવા લાગ્યો.

**भीर होत नीसदीन अती सोइ, दरसंनकु आवे सर्व कोइ;**
**राजा रहीत समेत वजीरा, सुनी मम ज्ञांन भये मत धीरा. ।।१५।।**

સર્વ કોઈ મારા દર્શન માટે મંદિરમાં હરહંમેશ આવતાં ભારે ભીડ થતી. રાજા, વજીર અને પ્રજા મારું જ્ઞાન સાંભળીને શાંતિ પામતાં.

**सीस भये मुडीतसे दोइ, कीये हरिजंन अगनीत नर लोइ;**
**हरिजंनके नुता बहु आवे, संत सहीत मोइ घेर पधरावे. ।।१६।।**

બસો મુંડિત શિષ્યો થયા અને અગણિત સ્ત્રી પુરુષો હરિજન બન્યાં, હરિજનોનાં ઘણાં આમંત્રણો આવવા લાગ્યાં અને સંતોની સાથે મારી તેમને ઘેર પધરામણી કરતાં.

**देश देश के आवे राइ, गाउं गाउं हंमकु लेइ जाई;**
**कायंम पंथ अती बहु चाले, देश देश गांमु गज घाले. ।।१७।।**

દેશ-દેશના રાજાઓ આવી મને દૂર દૂર સુધી તેમના દેશમાં લઈ જતા. જ્યાં જુઓ ત્યાં કાયમપંથ વિસ્તાર પામેલો માલૂમ પડતો, દરેક દેશોમાં અને ગામડાંમાં આ પંથ વિસ્તૃત બન્યો હતો.

**राय रांनी ओरु कुंव्वर समेता, लोलीन रहे नीशदीन अति हेता;**
**एही परकार बोहोत वरस गयेउ, तब मेरे मंन चीतवंन भयेउ. ।।१८।।**

કુંવર સહિત રાજારાણી અહોનીશ ઘણા હેતથી મારા જ્ઞાનમાં તલ્લીન રહેતાં, આ પ્રમાણે ઘણાં વર્ષો પસાર થતાં મારા મનમાં ચિતવન થયું કે

आ दीपतो चेते सरव सोइ, ओर दीप जावु अब मोइ;
एक दीन राजा वजीर समेतु, हरीजंन बेठे संत सहेतु. ॥१९॥

આ આખો દ્વીપ મારા જ્ઞાનથી જાગ્રત થયો છે માટે મારે બીજા દ્વીપમાં જવું જોઈએ; એક દિવસ રાજા અને વજીર તેમ જ હરિજનો અને સંતભક્તો બેઠા હતા.

तब हंम बोले बचन उचारी, आ दीपतो चेते नरनारी;
अब हंम जासी दीपही ओरु, तुम धरीयो मम ध्यांनही बोहोरु. ॥२०॥

ત્યારે મેં વાણી દ્વારા દર્શાવતાં કહ્યું કે, આ દ્વીપના સર્વે નરનારીઓ કૈવલ લક્ષના જાણકાર બન્યા છે. હવે હું બીજા દ્વીપમાં જઈશ માટે તમે હંમેશાં મારા સોહંગલક્ષ ધ્યાનમાં મગ્ન રહેજો.

हरीजंन केहे येम क्यों कोहो नाथा, हमहीकु लेइ जावो तुम साथा;
तब हंम दीना बोध अघादु, स्वांत भये जब हरीजंन साधु. ॥२१॥

ત્યારે હરિજનો વિનંતીથી કહેવા લાગ્યા, હે નાથ ! આવું શું બોલો છો ? અમને પણ તમારી સાથે લઈ જાવ, ત્યારે મેં તેમને મારો અગાધ બોધ સમજાવી સર્વે હરિજન તેમ જ સાધુઓને શાંત કર્યાં.

तंन त्यागंनकी तब हंम कीनी, ज्ञांन ध्यांन हरीजंन उरचीनी;
दीवस एक मेलाके आये, सब हरीजंन ओरु संत मेलाये. ॥२२॥

શરીર છોડતાં પહેલાં જ્ઞાન ધ્યાન સંબંધી હરિજનોને માર્ગદર્શન કરાવ્યું; એક દિવસ મેળાનો આવતાં બધાં હરિજન અને સંતોનો સમાગમ થયો.

दीवस पंचलौ हलमलकीना, बोहोरु हंम तंन त्यागं ही दीना;
सत कैवल सरवंनकु कहीया, वीपु सहीत वीलसइ हंम गइया. ॥२३॥

પાંચ દિવસ હળીમળીને વિતાવ્યા બાદ બધાંને સત્‌કૈવલ કરી શરીર સહિત હું ત્યાંથી અદૃશ્ય થયો.

तांहा हंम सीस मुनम नही थापे, कारभार कोइकु नही आपे;
पुठलथी जंमहो तंम होइ, थापे नही सहु सरखा जोइ. ॥२४॥

ત્યાં મેં શિષ્ય કે મુનિની સ્થાપન નહિ કરી અને કારભાર પણ કોઈને નહિ આપ્યો, પાછળથી જે થવાનું હશે તે થશે, એમ વિચારી સર્વે સરખી ગતિના હોવાથી ત્યાં કોઈની પણ સ્થાપના કરી નહિ.

केहं कुवेर कुसालही दीपा, तंन त्यागे सहु संत समीपा. ।।२५।।

મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે, બધા સંતોની સમક્ષ મેં કુસાલક દ્વીપમાંથી શરીરનો ત્યાગ કર્યો.

## અથ સાલમ દીપ પ્રવેશ કરનકો-અંગ - ૬૬મું

सोल क्रोड ज्ञांन तांहां गाये, सालंम दीप जबी हंम आये;
सालंम दीप सुंन नर लोइ, ज्ञांन भक्ति जांणे नही कोइ. ।।१।।

મહાન સમર્થ કુવેર સ્વામીજીએ કુસાલક દ્વીપમાં સોળ કરોડ શબ્દોનું જ્ઞાન કર્યું અને ત્યાંથી સાલમ દ્વીપમાં આવ્યા; આ સાલમ દ્વીપનાં સ્ત્રી-પુરુષો જ્ઞાન ભક્તિ વિનાના જડ હતા.

तांहां हंम धरीये अकल सरुपा, सहीत अगम गत स्वाध अनुपा;
समन कोटारथ तीरथ एकु, करे अस्नांनही लोक अनेकु. ।।२।।

ત્યાં મેં અકલ સ્વરૂપ સહિત ઉપમા ન આપી શકાય એવી અગમ ગતિ ધારણ કરી, ત્યાં સમન કોટારથ નામના તીર્થના કિનારે અનેક લોકો સ્નાન કરતાં હતાં.

देश देश के संघही आवे, ब्रह्म भोज तांहां वीप्र जमावे;
हंम बेठे तांहां आसन मारी, बोहोत करे दरसंन नरनारी. ।।३।।

સમન કોથારથના તીર્થમાં દેશદેશના લોકોના સંઘો આવતા અને બ્રહ્મ ભોજનો થતાં; હું ત્યાં આસન ધારણ કરી બેઠો હતો તે દેખી અનેક સ્ત્રી-પુરુષો મારાં દર્શન કરવા લાગ્યાં.

तीरथ व्रतही धर्म अपारा, ज्ञांन भक्ति जांने नहि सारा;
नीरमल बुध सहु नारी नरही, संत वीना कुंन ज्ञांनही करही. ।।४।।

ત્યાં તીર્થ, વ્રત અને ધર્મ અપાર હતાં, પણ જ્ઞાન ભક્તિની સમજ હતી નહિ, લોકોનાં મન નિર્મળ હતાં પણ સંત પુરુષ વિના જ્ઞાનની સમજ કોણ આપે ?

वरस दीनां एक मेला थावे, मलक चोरासीके पती आवे;
तेही अवसर ते मेला आइ, आसंन हंम बेठे ते बसाइ. ।।५।।

વરસ દરમ્યાન ત્યાં એક મેળો ભરાતો અને તેમાં ચોરાસી દેશોના રાજાઓનું આગમન થતું; હું જે સમયે ત્યાં ઉપસ્થિત થયો તે જ સમયે ત્યાં મેળો પણ ભરાયો જેથી આસન ધારણ કરી હું એક જગ્યા પર બેઠો.

नरनारी करी करी अस्त्रांना, जीने जेतनी संपज दे दांना;
गजवाहंन घोरा सनगारी, नरपती देहे बहु दान अपारी. ॥૬॥

નરનારીઓ સ્નાન કરીને જેને જે શ્રદ્ધા હોય તે પ્રમાણે દાન કરતાં; રાજાઓ હાથી, ઘોડા અને વાહનો શણગારીને અમૂલ્ય દાન આપતા.

तांहां हंमही कीना एक नुगता, दीप सकल थावा मंन मुगता;
संघ मही हस्ती एक छूट्या, खीचत लोह मकोडा टुट्या.॥૭॥

ત્યાં મેં એક તરકીબ યોજી જેથી સારો દીપ મારા પ્રભાવથી આશ્ચર્યચકિત થાય. સંઘમાં એક હાથી લોખંડની સાંકળ તોડી છૂટો થયો.

अती अलमस्त चल्यो बेफेला, भाग गये उत-इत सब मेला;
द्वैज एक नेनेंन न सुझा, पुत्र एक ताइ ओरन डुजा. ॥૮॥

આ અલમસ્ત હાથી બેવફાઈથી ચાલવા લાગ્યો. જેથી આખા મેળાના લોકો આમતેમ ભાગવા લાગ્યાં; આ મેળામાં એક અંધ બ્રાહ્મણ કે જેને પુત્ર સિવાય કોઈ પણ ન હતું.

तीनकु दोर सोही सुतलाये, सो हस्तीकु पकरही पाये;
लीनो सुत सुंढन की मांही, पटके भोम्य प्रान गयो तांही. ॥૯॥

આંધળા પિતાને પુત્ર દોરી જતો હતો ત્યારે તે અલમસ્ત હાથીએ છોકરાને સૂંઢમાં લઈ જમીન સાથે પટકતાં તરત જ તે મૃત્યુ પામ્યો.

सुर पीता जबही सीर कुटे, करता क्यों मेरे कर्मही फुटे;
ब्रांह्मण सोइ मंन भये अभागे, सुतकी संघ जलनकु लागे. ॥૧૦॥

પુત્રનો પ્રાણ જતાં અંધ પિતા, ચોધાર આંસુ સેરવી પોતાના દુઃખી કર્મને દોષ અપાતો વિલાપ કરવા લાગ્યો અને પોતાને અભાગી બ્રાહ્મણ માની પુત્ર સાથે બળવા તૈયાર થયો.

खडही चेहे सलीता तीर जबही, ब्राह्मण सुत लेइ बेठे तबही;
कलपे मेला राय समेतु, द्वैज मुवे बहु होइ अनीतु.॥૧૧॥

નદી કિનારે ચિતા ખડકી તે અંધ બ્રાહ્મણ તેના પુત્ર સહિત ચિતા ઉપર બેઠો. આ જોતાં રાજાઓ સહિત આખો મેળો અંધ બ્રાહ્મણને ચિતામાં બેસી બળવા માટે તૈયાર થયેલો જોઈ કલ્પાંત કરવા લાગ્યા.

ब्राह्मणकु सब कहत पोकारी, मत जरही बरजे नरनारी;
राज केहेले जलम जीवाइ, सुत संधे मत जरी मरे भाइ. ॥१२॥

તે અંધ બ્રાહ્મણને બધાં નરનારી પોકાર કરીને, નહિ બળવા માટે કહેવા લાગ્યા, રાજાઓ પણ કહેવા લાગ્યા કે આખી જિંદગી સુધી તમારું પોષણ કરીશું પણ તમે તમારા પુત્ર સાથે બળી મરશો નહિ.

येसी कही कही सब पची हारे, ब्राह्मण एकु उर नहि धारे;
निश्चे द्वैज मरन जब लागे, तब हम ध्यांन पलक ते जागे. ॥१३॥

અંધ બ્રાહ્મણને વિનવણી કરી બધા લોકો થાકી ગયા. પણ બ્રાહ્મણે કોઈનું માન્યું નહીં. જ્યારે તે બ્રાહ્મણ મૃત્યુ માટે તૈયાર થયો ત્યારે હું (પરમ કૃપાળુ) ધ્યાનમાંથી જાગ્રત થયો.

आनंद हंम अबधूत अकेला, तब बुझा क्यों कलपे मेला;
मेला केहे सुनहो अबधूता, मारो गज ब्राह्मण के सुता. ॥१४॥

મેં આનંદથી અવધૂત સ્વરૂપમાં લોકોને કલ્પાંત વિષે પૂછ્યું ત્યારે મેળાના લોકો મને કહેવા લાગ્યા કે એક બ્રાહ્મણના પુત્રને હાથીએ મારી નાખ્યો છે.

द्वैज जरे तीनही के संघु, ताते मेला होय मंन भंगु;
तब हमही आसंन ते उठे, जइ ब्राह्मण सुतकी पर त्रुठे. ॥१५॥

બ્રાહ્મણ તેના પુત્રની સાથે બળવા માટે તૈયાર થયો છે અને મેળાના લોકો આ જોઈ વ્યાકુળ બન્યા છે; ત્યારે હું મારા આસન પરથી ઊઠીને તે બ્રાહ્મણના પુત્ર પાસે જઈ તેની પર મહેર કરી.

कीया सजीव द्वैज सुत जबही, संघ सकल आनंद भया तबही;
वीप्र कहे हरी वाहारे धाये, मेरे सुत जीवावंन आये. ॥१६॥

જ્યારે મેં તે બ્રાહ્મણના પુત્રને સજીવન કર્યો ત્યારે આખા મેળામાં આનંદની લહેર પસરી રહી; તે અંધ બ્રાહ્મણ કહેવા લાગ્યો કે પ્રભુએ મારા પુત્રને જીવત દાન આપી મને મદદ કરી છે.

एसे कही सरनन मम ग्रहीया, संघ सकल तंन मंन धंन दइया;
ओर देश चोरासी केरे, राजा भये सरन गत मेरे. ॥१७॥

ઉપર પ્રમાણે કહી અંધ બ્રાહ્મણ મારા ચરણમાં પડ્યો અને મેળામાં આવેલા આખા

સંઘે તેમનાં તનમન અને ધન મને અર્પણ કર્યાં; ઉપરાંત ચોર્યાસી દેશના રાજાઓ પણ મારા શરણાગત થયા.

**कहन लगे नरनारी जेते, समन कोटारथ आये तेते;**
**स्वांमी हंमकु दो उपदेशु, तुम करता धरी आये भेसु. ॥१८॥**

સમન કોટારથ નામના તીરથે આવનાર નરનારીઓ દીનતાપૂર્વક કહેવા લાગ્યાં કે હે સ્વામી તમે સર્જનહાર છો અને વેશ ધારણ કરી આવ્યા છો માટે અમને ઉપદેશ આપો.

**राजा देश सकल के सोइ, करे आरती बहु विधी मोइ;**
**वारंमवार कही कर जोरे, हंमकु राखो सरन तमोरे. ॥१९॥**

બધા દેશના રાજાઓએ ઘણી જ વિધિપૂર્વક મારી આરતી કરી અને વારંવાર હાથ જોડીને કહેવા લાગ્યા કે અમને તમારા શરણમાં રાખો.

**सीस तमारा हंमकु करहु, आपो जाप ध्यांन तेही धरहु;**
**तब हंमही दीना उपदेशा, प्रथम लीनो बोध नरेशा. ॥२०॥**

અમને તમારા શિષ્યો બનાવો અને કર્તા પ્રત્યે ધ્યાન અને જાપનો મહિમા સમજાવો; ત્યારે મેં તેમને ઉપદેશ આપ્યો અને રાજાઓએ પ્રથમ બોધ ગ્રહણ કર્યો.

**पीछे सहु मेला नरनारी, दीनो बोध सकल परीवारी;**
**ब्राह्मण क्षत्री सउदर वंशु, चारु बरन भये मम अंशु. ॥२१॥**

છેલ્લે સર્વે મેળાનાં નરનારીઓને બોધ આપ્યો. આમ ચારે વર્ણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર મારા સેવકો બન્યા.

**कायंम पंथ पुरातन कहीया, सबके उर लखवाइ दइया;**
**कैवल नाम धणी का कीना, रेहनी करनी देइ भींन भीना. ॥२२॥**

પુરાતન કાયમ પંથ સર્વેના હૃદયમાં લખાવ્યો અને ખુદ કૈવલ કર્તાની જાણ કરાવી ભિન્ન ભિન્ન રહેણી કરણીનો ખ્યાલ આપ્યો.

**देश देशके नरपती जेता, मुखी करे हरीजंन के तेता;**
**चौराशी देशनके राइ, ज्ञांन भक्ति सब उर लखवाइ. ॥२३॥**

દેશદેશના જેટલા રાજાઓ હતા તેમને પ્રથમ હરિજનો બનાવ્યા; આમ ચોરાસી દેશના રાજાઓના હૃદયમાં જ્ઞાન ભક્તિનો લક્ષ લખાવી દીધો.

सब राजा के सीर एक राइ, दांम सकल सब तांही भराइ;
तेही नरपती तीरथ तांहां आये, वाकु हंम माहामंत्र लखाये. ॥२४॥

ખંડિયા રાજાઓના ઉપર એક ચક્રવર્તી રાજા હતો તે પણ સમન કોટારથ તીર્થ આવ્યો હતો, તેને પણ મેં મહામંત્રનો લક્ષ સમજાવ્યો.

नांम तेहुनको कहु विस्तारी, पुत्र सहीत जेतनी घेर नारी.
बोहोतेर सहस्त्र रायकु रांनी, वीस राय मांनीती मांनी. ॥२५॥

પુત્ર સહિત જેટલી તેમની પત્ની હતી તેમનો વિસ્તાર કરીને કહું. તે રાજાને બોતેર હજાર રાણી હતી જેમાં વીસ રાણી માનીતી હતી.

कुंवर सतरसे कहीये जाकु, माहद नांम जेठी सुत ताकु;
गयंद राय पीताकु सोइ, ओर राय केते कहु मोइ. ॥२६॥

તેમને સત્તરસો કુંવર હતા જેમાં માહદ નામનો પ્રથમ પુત્ર હતો. પિતાનું નામ ગયંદ રાજા હતું. તેના વિશે આગળ કહું છું.

दीवस सोल-लौ कीया समाघु, जनम मरन सबके गये दाघु;
मेला केहे हो अंतरजांमी, नाम तुमारा कहीये स्वांमी. ॥२७॥

સોળ દિવસ સુધી સમાગમ કર્યો જેથી બધાનો જન્મ-મરણનો ભય જતો રહ્યો; મેળાના લોકો કહેવા લાગ્યા કે હે અંતરજામી તમારું નામ શું છે તે કહો.

बोहोरु हंम मेलासु कीना, नांम हमारा लखाइ दीना;
सयंम पुरश मम नांम कही जे, आद्य अंत मध स्वयं रही जे. ॥२८॥

મેળાના લોકોને કહ્યું કે, મારા નામની ઓળખ આપી દીધી છે; મારું નામ સ્વયં પુરુષ છે અને આદ્ય, અંત અને મધ્યમાં હું સ્વયં રહું છું.

नीज कैवलका हंसा मोइ, जुग कारन पठवायो सोइ;
असंख लोक वेधी हंम आवा, धांम धांम हंमकु बहु चाहावा. ॥२९॥

હું નિજ કૈવલ કર્તાનો પરમ વિશેષ અંશ છું, અને જગતના કલ્યાણ માટે મને મોકલ્યો છે, અસંખ્ય લોકોને વીંધી હું આવ્યો છું અને જે ધામમાં હું ગયો છું તે ધામના લોકો મારે માટે ચાહના કરે છે.

**बोहोरु हंम श्रष्ठी पर आये, दीप चतुरके लोक चेताये;**
**दीप पंचमो आये सोइ; तंमकु अब चेताये मोइ. ॥३०॥**

પછી હું પૃથ્વી પર આવી ચાર દ્વીપના લોકોને ચેતાવી પાંચમા દ્વીપમાં આવ્યો; તમને પણ હવે ખુદ કર્તાના જાણકાર કરીશ.

**तुमकु लक्ष हमे जो बतइयो, नीसदीन सो पद रटतही रहीयो;**
**येसे कही मेला सरवंनकु, नरनारी ओरु रहीत नरपनकु. ॥३१॥**

તમને જે લક્ષનો મેં ઉપદેશ આપ્યો છે તેનું હરહંમેશ રટણ કરશો, આ પ્રમાણે રાજાઓ તેમ જ મેળામાં આવેલા નરનારીઓને કહ્યું.

**अब हंम दीप ओरनकु जावु, बेरबेर ताते समझावु;**
**सुनी येसी सब मंन कलपइया, अंतर ध्यांन जबी हंम भइया. ॥३२॥**

હવે હું બીજા દ્વીપમાં જાઉં છું એટલા માટે ફરી ફરી તમને પરમ લક્ષ સમજાવું છું; મારી બીજા દ્વીપમાં જવાની વાતથી સર્વેનાં મન ઊંચા થઈ ગયાં અને તરત જ હું અંતરધ્યાન થયો.

**सोल दीवस ओरु सोल हजारा, सालम दीप ज्ञांन विस्तारा;**
**सालम दीप ज्ञांन करी ठहावा, सत कुवेर पालकी दीप आवा. ॥३३॥**

સાલમ દ્વીપમાં સોળ દિવસમાં સોળ હજાર શબ્દો સહિત જ્ઞાન કથા કરી જ્ઞાનનો વિસ્તાર કર્યો અને મહાન સમર્થ કુવરે સ્વામી કહે છે કે, હું પાલખી દ્વિપમાં આવ્યો.

## અથ પાલકી દીપકો-અંગ-૬૭મું

**दीप पालकी आतम अयांना, अब हंम देखो कीया पीयांना;**
**देश अपुल एक नगर अनुपा, वसे जांहां महीपती भडभूपा. ॥१॥**

સાલમ દ્વીપથી આ બાજુ આવેલા પાલકી દ્વીપમાં પરમગુરુ ભગવાન કરૂણાસાગરે આગમન કીધું. આ મુલક ઘણો નવાઈ ઉપજાવે તેવો હતો અને તેમાં એક અનુપમ સુંદર શહેર હતું અને તે ઉત્તમ નગરમાં એક રાજાની રાજ્યધાની હતી. તે રાજા ઘણી મોટી વિભૂતિવાળા હતા.

**सुलारट नांम कहीये सेहेरनकु, खलुमंत नांम ओर राजंनकु;**
**सोही सेहेर बहु बाग बगीचा, वापी कुप तडाक समीचा. ॥२॥**

આવા ઉત્તમ સુંદર રાજધાનીવાળા નગરનું નામ સુલારટનગર હતું અને ત્યાંના

રાજાનું નામ ખલુમંતજી હતું. આ નગરમાં ફૂલ ફળાદિના અસંખ્ય બગીચાઓ એક એકની સાથે જ ખીલીને ઝૂકી રહ્યા હતા અને આખાય નગરમાં ઠેક ઠેકાણે કૂવાઓ તેમ જ દરેક લત્તામાં સરોવરો તેમ જ નાનાં તળાવો અને પુરાતન સુંદર વાવો બંધાયેલી હતી. તેના ઘાટ અને ઓવારા ઘણા જ રમણીય ને શિલ્પી કામથી સુંદર શોભા આપતા હતા.

तांहां हंम प्रगट भये हे सोइ, बाग एक बेठे जइ मोइ;
सेहेर सकलके सिधा आवे, तांहां हम बेठे भोग लगावे. ॥३॥

આવા રમણીય સુંદર નગરમાં નગર બહાર એક અતિ સુંદર બાગ હતો તેમાં હું આસન મારીને બેઠો હતો અને ત્યાંના ઘણા જ ધર્મિષ્ટ ભક્તો ઘેર ઘેરથી સુંદર સીધા (ભોજન સામગ્રી) અમારે માટે પ્રેમપૂર્વક લાવતા હતા અને તેમના પ્રેમને વશ થઈ અમો સુંદર રસોઈ જમતા હતા.

लोक सकल आवे दरसंनकु, हंम परमोध बतावु तिनकु;
करम भरम भव भांगही तुता, करु गीरवांण ज्ञांन अद्‌भुता. ॥४॥

તે નગરના જિજ્ઞાસુ જનો ઘણા જ પ્રમાણમાં દર્શન માટે નિયમિતપણે આવતા હતા અને તે સઘળાઓને હું ઉત્તમ પ્રકારે બોધ આપતો હતો અને કર્મકાંડથી ઉત્તમ જ્ઞાન વિષય માટે અગાધ-વાણીથી પડકાર કરતો હતો.

चैतंन लोक सकल सब भयेउ, सार असार विविधी वग लहेउ
दीन दीन प्रीत होत अति भारी, आव्रन लगी नगर सब नारी. ॥५॥

અમારા અગાધ બોધને લઈ ઘણા લોકો જાગ્રત થવા લાગ્યા અને નિત્ય-અનિત્યનો વિવેક સમજતા થયા. જેમ જેમ નિત્યને સમજતા ગયા તેમ તેમ અતિ પ્રેમે વશ થઈ આ નગરની પવિત્ર સન્નારીઓ ઉપદેશ માટે આવવા લાગી.

ताकु पण हम कही समजाइ, भिन भिन बहु ज्ञान बताइ;
नारी मही कोइ कोइ बुधवांनु, सो समजी हंमहीके ज्ञांनु. ॥६॥

જેમ જેમ મુમુક્ષુ નારીઓ આવવા લાગી, તેમ તેમ અમે અતિ અગાધ જ્ઞાનનો ઉપદેશ આપતા હતા. છતાં જે બુદ્ધિવાન નારીઓ હતી તે જ અમારા જ્ઞાનને સમજી શકતી હતી.

ओर सकल सब देखादेखी, तीनको पंन भाव विशेषी;
लाहार कतार लोक सब सारा, सेहेर बाग होइ रहे एक तारा. ॥७॥

અને જેની બુદ્ધિ તીવ્ર નહોતી તેઓ પણ ભાવ ભરીને જ આવતાં. રાત્રિ-દિવસ

લોકોની હારબંધ અવર-જવર ચાલુ જ રહેતી જેથી નગર અને તે બગીચો એકમેક સળંગ વસ્તીવાળો જ બની રહેતો હતો.

**जोजंन अष्ट पुर विस्तारु, सब आय रहे राजदवारु;**
**तब एक दीन राजाकी रांनी, सबमे श्रेष्ठ मांनीती मांनी. ॥८॥**

આ સુંદર નગરનો વિસ્તાર બત્રીસ ગાઉના ઘેરાવામાં થયેલો હતો અને ત્યાંના રાજા તથા રાણીઓ દર્શને આવતાં હતાં. રાજાને રાણીઓ ઘણી હતી તેમાં એક ઘણી જ માનીતી અને ઉત્તમ ગણાતી હતી.

**ताकु व्राध लगी कोइ आइ, करन लग्यो बहु राय उपाइ;**
**मंत्रजंत्र धूप ध्यांन करावे, तेडी वइदने नाड जोवावे. ॥९॥**

તે રાણીને એકદમ કોઈ પ્રકારની ચોટ (વ્યાધિ) લાગી જેથી તેને સારું કરાવવા રાજાએ ઘણા જ મંત્રતંત્ર તથા ઘણા વૈદ ભુવાઓના ઉપાયો કર્યા અને રોગ પરીક્ષા માટે પણ ઘણો પુરુષાર્થ કર્યો.

**अनेक उपाय करी करी हारे, वइद भुवा बहु पची पची सारे;**
**तोहु व्राघ गइ नहि कोइ, राजाके मन दुग्धा होइ. ॥१०॥**

રાજાએ રાણીને સારી નીરોગી ને સુખી કરવા બહુ બહુ ઈલાજો કર્યા અને સારા સારા પ્રખ્યાત વૈદો ને ભુવાઓએ બનતા સઘળા ઉપાયો અજમાવી જોયા તો પણ રાણીને પીડા ઓછી થઈ નહિ જેથી રાજા ઘણા જ દુઃખી થયા ને સદા ચિન્તાંતુર રહેતા હતા.

**पीर ह्लेत दीन दीन अति भोरे, आकुल वाकुल भये दवारह्ली सोरे;**
**दीवस एक तंन भयो अचेतु, सुक्षम नाडी सास संकेतु. ॥११॥**

રાણીને રોજ ને રોજ વધારે પીડા થતી હતી, જેથી રાજ્ય દરબારમાં ઘણા જનો આકુળ-વ્યાકુળ એટલે બેબાકળા રહેતા હતા. તેવા સંજોગોમાં એક દિવસ રાણીનું શરીર શુદ્ધિ વગરનું બેભાન દશાને પ્રાપ્ત થયું અને હાથની નાડી ઘણી જ મંદ ગતિમાં ચાલતી દેખાઈ ને શ્વાસોચ્છ્વાસની ક્રિયા પણ ઘણી જ ગૌણ થવા લાગી.

**सेन करायो भोमी तबही, मृत्यु कालगत्य जांनी सबही;**
**तेही अवसर हंमही तांहां गयेउ, उठी नरपती आदर अती दयेउ. ॥१२॥**

જ્યાં રાણીના હાથની નાડી મંદ મંદ ચાલતી જોઈ તે જ વખતે સૈયા પરથી ભોંય

પર સાથરે સુવડાવી મરણ સમયની રાહ જોતાં હતાં. તે સમયે મારું રાજાના મહેલમાં જવાનું થયું. તે જ સમયે રાજાએ ઊઠી મને સત્કાર કરી આસન આપી બેસવા જણાવ્યું.

तब हम बोले क्रीपा पसारी, कैवल लक्ष ध्यांन उरधारी;
राजा कहो दुःखीत कयौं रांनी, केही विधी प्रथंम व्राघ भयांनी. ॥१३॥

તે સમયે અમોએ કૃપાવંત થઈ કૈવલ પતિનું ધ્યાન અંતરમાં ધાર્યું અને રાજાને પ્રશ્ન કર્યો કે, આ મહારાણીને અતિ દુઃખરૂપ વ્યાધિ પ્રથમ કેવી રીતે શરૂ થયો તે કહો.

तब नरपती कहे सुनो अबधुता, कुल देवी एक देवलही हुता;
तेही देवल दरसंनकु गयेउ, डगरमही आवत दुःख भयेउ. ॥१४॥

તરત જ રાજાએ ઉત્તર આપ્યો કે, હે યોગીપુરુષ ! નગર બહાર એક કુળદેવીનું દેવળ હતું ત્યાં દર્શન માટે રાણી ગયાં હતાં ત્યાંથી ઘેર આવતાં રસ્તામાં જ આ વ્યાધિ લાગુ થયો છે.

समज गये हंमही मनमांही, अब राजा कछु चंत्या नांही;
लगी डाकनी माहाबलवंतु, सोसलीये रांनी घट तंतु. ॥१५॥

આ સાંભળી તુરત જ યોગીપુરુષ સમજી ગયા ને પ્રત્યુત્તર આપ્યો કે દુઃખનું કારણ મેં અનુભવી લીધું હવે ફીકર કરશો નહિ. ભયંકર ચુડેલની (ડાકણીની) નજર બેઠી છે તેણે તેનો પ્રાણ શોષી લીધો છે.

कैवल जाप जपे हंम जबही, पाडी चीस भागी गइ तबही;
उठी बेठी रांनी सुख भयेउ, कुटंम सहीत राजा हरखयेउ. ॥१६॥

તે વખતે પરમગુરુએ કૈવલનો જાપ જપવાથી તે બલાગત રાડ પાડીને નાસી ગઈ ને તરત જ રાણી બેઠી થઈ. તે જ સમયે રાજાનું સઘળું કુટુંબ ચિંતાતુર હતું તે આનંદિત થયું અને રાજાને ઘણો જ આનંદ થયો.

उठी अचानक चाले मोइ, बागमांही हंम आये सोइ;
धइ पुठल रांनी ओरु राजा, देखो सांमृथ कांहां बीराजा. ॥१७॥

પરમગુરુ તે જ વખતે એકદમ ઊઠીને બગીચામાં મુકામ પર ચાલી આવ્યા, પણ સારી થયેલી રાણી પાછળ જ દોડતી આવી અને રાજા પણ અબધૂત ક્યાં જાય છે એમ કહી બાગમાં પાછળ ને પાછળ દોડ્યા અને આ સમર્થ પુરુષનો મુકામ ક્યાં છે ? એમ પૂછવા લાગ્યા.

**तब एक हरीजंन कही समजाये, स्वांमी आसन बाग बछाये;**
**तब रांनी राजा तांहां आवा चरन कमल मेरे लपटावा. ॥१८॥**

તે જ વખતે એક હરિભક્તે સમાચાર આપ્યા કે, સ્વામી સ્વરૂપે અવધૂત બગીચામાં બિરાજે છે એટલામાં રાણી ને રાજા ત્યાં આવી મારા પગ ચાંપવા બેસી ગયા.

**करन लगे अस्तुती राइ, स्वांमी मृतक नार जीवाइ;**
**रांनी सहीत कही करजोरे, येतना दीन चींन्या नहि भोरे. ॥१९॥**

અને રાજારાણી પ્રાર્થના કરવા લાગ્યાં. પછી રાજાએ કહ્યું હે પ્રભુ ! મરણને શરણ થયેલી રાણીને જીવતદાન આપ્યું છે. અહો પ્રભુ ! આટલા દિવસો થયાં આપને યથાર્થ ઓળખ્યા નહિ.

**कोहो स्वांमी कुन नांम तुमारे, सो नीसदीन रहे ध्यांन हमारे;**
**नांम कहया हंमही तब सोइ, भउभीर भंजन साहब मोइ. ॥२०॥**

હે દયાળુ ! આપનું શરીર શું નામથી સંબોધાય છે તે કૃપા કરીને કહો, જેથી હરહંમેશ અમને આપના નામનું રટણ રહે. આ સાંભળી મેં મારું નામ ભવભીડભંજન સાહેબ જણાવ્યું.

**तब राजा रांनी सुख पांमी, जये भीरभंजन अंतरजांमी;**
**अब स्वांमी मम ध्वारे सधारो, नरनारी कुल नेह वधारो. ॥२१॥**

તે સાંભળી રાજા તેમ જ રાણી ઘણાં જ આનંદિત થયાં અને કહેવા લાગ્યાં કે હે ભીડભંજન ! આપનો જય હો, હે અંતરજામી ! હમારે દ્વારે પધારો અને અમારા સર્વે પર સ્નેહનો વધારો કરો.

**राजा केहे बोहोरु सीर नांमी, द्वार पधारो अंतर जांमी;**
**कमल सेठ ओरु कनक सेठांनी, तीनके बाग बेठे ते आंनी. ॥२२॥**

બીજી વાર રાજાએ આજીજી કરી કે, હે અંતરજામી ! પ્રભુ, અમારે દ્વારે પધારવા કૃપા કરો. રાજા ને રાણી ભગવાન કરૂણાસાગર પાસે કમલ શેઠ અને કનક શેઠાણીનાં બાગમાં બેસી રહ્યાં.

**नरपत नार सहीत आये जबही, कुहम सहीत तेही घाये तबही;**
**आइ परे सरने नरनारी, हंम नहि चीनी गती तुमारी. ॥२३॥**

રાણી અને રાજા પ્રભુ પાસે અડગ થઈને બેસી ગયાં. ત્યારે અન્ય રાજ્ય કુટુંબ

પરિવાર આવીને ગુરુચરણ પડી કરગરવા લાગ્યા કે હે અંતરયામી! આપને હમો મંદમતિનાં ઓળખી ન શક્યાં.

**सेठ सेठांनी होय आधीनु, पुत्रादीक नारी भये दीनु;**
**हम जानु कोइ रमता जोगी, बेठे बाग भले मंन भोगी. ॥२४॥**

તે સમયે શેઠ અને શેઠાણી બાગનાં જે માલિક હતાં તે પણ દોડી આવ્યાં ને આધીન થઈ રહ્યાં. તેમના પુત્ર પુત્રાદિકે પણ દીનપણું દાખવી ઘણો જ પસ્તાવો કરતાં હતાં અને કહેવા લાગ્યા કે, આ કોઈક રમતારામ જોગી બાગમાં બિરાજ્યા હશે.

**सेहेज स्वभाव सेवागनी साधु, चींन्या नहि गत्य पुरस अगाधु;**
**येसे करी वीनती सौकारु, बहोरु हंम गये राज दवारु. ॥२५॥**

સહજ સામાન્ય ભાવે સાધુ જાણી નમન કરેલું પણ આપની અગાધગતિને જાણી (પરખી) શક્યા નહિ. આ પ્રમાણે જ શેઠ શાહુકારોએ વિનંતી કરી પછી પરમગુરુ તુરત રાજદરબારે જવા તૈયાર થયા.

**गजआदी वाहन बहु लाये, हंमकु तापर लेइ बेसाये;**
**सेहेर सकल जेतने नरनारी, मंगल गीत गाये सब सारी. ॥२६॥**

તે વખતે રાજદરબારેથી હાથી, ઘોડા, પાલખી, સુખપાળ વગેરે ઘણાં વાહન તેમ જ વાજિંત્રો સહ રસાલો બાગમાં લાવ્યા ને પરમગુરુને હાથી પર અંબાડીમાં બેસાડી સઘળા જનો ધોળમંગલ ગાતાગાતા રાજદરબારે રાજાની સાથે ગયા.

**बाजा सोइ दीपनका जेता, राजाने बजडाये तेता;**
**एही परकार करत लेइ गइया, राजद्वार हंमकु पधरइया. ॥२७॥**

તે સમયે સઘળા પ્રકારનાં વાજિંત્રો સહિત વાજતે ગાજતે રાજદરબારે પધરામણી કરાવી.

**कारजतो ओरका बहु सरही, राज विना उपमा कुन करही;**
**अति उत्तम आसंनही समारे, तापर हंमकु लेइ बेसारे. ॥२८॥**

આ રાજા સિવાય બીજા ઘણા જનોનું દુઃખ નિવાર્યું. પછી રાજદરબારમાં ઉત્તમ પ્રકારની બિછાવટ કરી ઊંચા પ્રકારનું આસન બનાવી તેના પર પરમગુરુની રાજાએ પધરામણી કરી, કારણ કે રાજા સિવાય શોભા કોણ વધારી શકે?

**धुप दीप पुस्पादीक सोइ, करी आरती बहु विधी मोइ;**
**रांनी सक़ल रायकु जेती, तंनमंन अरपी रही सब तेती. ॥२९॥**

સારાં સુગંધિત પુષ્પોથી તથા ઊંચા પ્રકારના ધુપદીપથી હરખભેર આરતી તથા પૂજા કરી, તેમ જ રાજાને જેટલી રાણીઓ હતી તે સર્વેએ તન અને મન પરમગુરુને અર્પી દીધાં.

**तेर सेहस्त्र सबही मीली नारी, व्राघ लगी सोही सबसे प्यारी;**
**नांम कहीये तीनको मधुवंता, वाको प्रेम लह्यो नहि अंता. ॥३०॥**

તે રાજાને તેર હજાર રાણી હતી. તેમાં જેને વ્યાધિ લાગ્યો હતો ને જે મરણની તૈયારી પર હતી, જેને પરમગુરુએ જીવતદાન આપ્યું હતું તે રાણીનું નામ મધુવંતા હતું. તે રાણીનો ઉમંગ, હર્ષ અને પ્રેમ ઘણો ઊભરાયો હતો.

**करी रसोइ बहु विधी भाती, बंजन बरनु केतीक जाती;**
**भाव प्रीत्य करी भोजन पाये, बीरापांन पीछे खवराये. ॥३०॥**
**केहं कुवेर मे केतेक बरनु, राजा रांनी के उत करनु. ॥३१॥**

તેઓએ ઉત્તમ પ્રકારની વિધવિધ જાતની રસોઈ બનાવી કે જેનું વર્ણન થાય તેમ નથી અને ભગવાન કરૂણાસાગરે ભાવપૂર્વક ભોજન લઈ મુખવાસ લીધો. ત્યાર બાદ પરમગુરુ કહે છે કે તે રાજા તથા રાણીઓનાં જેટલાં વખાણ કરું તેટલાં ઓછાં છે.

## અથ નરપત જ્ઞાન બોધકો-અંગ-૬૮મું

**बाहोरु राजा सभा समारी, उत्यम लोक बरन सब सारी;**
**तेही मध्ये हंम बेठे जाइ, कैवल ज्ञांन कथाय चलाइ. ॥१॥**

ભોજન અને મુખવાસ લીધા પછી રાજાએ સભા ભરી કે જે સભા ઉત્તમ પ્રકારના માણસોથી શોભતી હતી. તે સભાની મધ્યમાં બેસી હમે કૈવલ જ્ઞાનની કથા શરૂ કરી.

**परम लक्ष परपंच पराइ, भिन्न भिन्न कह्यो भेद बताइ;**
**सकल शास्त्र मत के ग्रंथ काढी, कल कुंची निध देइ देखाडी. ॥२॥**

તે સભામાં ઉત્તમ પ્રકારનો બોધ આપી પંચભૂતાદિકથી બનાવેલું આ જગત પરાયું ને વિજાતી છે એમ ઘણા પ્રકારે સમજાવ્યું. તથા તમામ શાસ્ત્રો અને ગ્રંથોના સિદ્ધાન્તો તથા

રહસ્ય સમજાવ્યું. તથા ભવપારંગત થવા માટે કળ કુંચીરૂપે સોહંગ પ્રણવ દ્વારા લક્ષ સમજાવ્યો.

**सार असार प्रकार प्रकाशी, अगम निगंम दीयो भेद निकासी;**
**सभा सकल सब सनमुख भयेउ, ज्ञांन हमार समज उर गयेउ. ॥३॥**

ખટશાસ્ત્રનો સાર સમજાવી જેની ગમ ન પડે એવો અગમ નિગમનો ભેદ સમજાવ્યો. તે સમયે સઘળી સભાના જનો સન્મુખ દૃષ્ટિ રાખી આરતભરીને બેઠા હતા જેથી મારું સમજાવેલું ઉત્તમ જ્ઞાન તેમના ઘટમાં (ઉરમાં) ઊતર્યું હતું.

**भये गतिवांन सकल जब लोगु, विसर गये सब हरखन सोगु;**
**ज्ञांनबान सबके उर लागा, भव बंधन भये भरमही भागा. ॥४॥**

જેથી સઘળા જનો શુદ્ધ ગતિને સમજી ગયા. જેથી શુદ્ધ ગતિના પ્રભાવે કરીને શોક ને હરખ જે પદાર્થના થયા હતા તે નષ્ટ થયા. શુદ્ધ જ્ઞાનનું પાનામૃત સઘળાએ પીધું જેના પ્રતાપે દરેક જનનાં ભવ બંધનનાં દુઃખો દિલમાંથી નાશ પામ્યાં.

**कहन लगे करजोर नरेशु, सभा सहीत माग्यो उपदेशु;**
**दीयो उपदेश जबी हंम राइ, तार पीछे सब सभा चेताइ. ॥५॥**

તે સમયે સભામાં ઊભા થઈ રાજા કહેવા લાગ્યા કે હે પ્રભુ ! મને ઉપદેશ આપો. તે જ સમયે ભગવાન કરૂણાસાગરે સભામાં રાજાને ઉપદેશ આપ્યો. તે પછી સઘળી સભાના નરનારી જનોને ઉપદેશ આંપી તેમને જાગ્રત કર્યાં (ચેતાવ્યાં).

**एक एकपे राखी भिन्नभिन्ना, कैवल लक्ष करनमे दीना;**
**तार पीछे घरकी जेही नारी, दीयो उपदेश सकल परिवारी. ॥६॥**

વ્યક્તિગત એક બીજાથી ગુપ્તપણે કર્ણ દ્વારાએ કૈવલ લક્ષનો ઉપદેશ આપ્યો. ત્યાર બાદ રાજાની તમામ રાણીઓ તથા નગરની સન્નારીઓને તેવી જ રીતે ઉપદેશ આપી સર્વ પરિવારને ગુરુમુખી કર્યાં.

**घेर घेर सब पधरामनी करही, राय सहीत हंमही संचरही;**
**कमल सेठ ओरु कनक सेठांनी लीयो उपदेश कुटंम सब आंनी. ॥७॥**

તે પછી સારાય નગરમાં ઘેરઘેર પરમ ગુરુજીની રાજા સહ પધરામણી કરી, ને કમલ શેઠે તેમ જ કનક શેઠાણીએ પણ કુટુંબ સહિત પધરામણી કરાવી ઉપદેશ લીધો. તે વખતની શોભાનો તેમ જ આનંદનો મહિમા વાણીથી થાય તેમ ન હતો.

केतीक बेर तीनके घेर गइया, उछव करत करत पधरइया;
एही परकार सकल नरनारी, सरन हमार भये सब सारी. ॥८॥

નગરમાં કેટલેક ઠેકાણે તો ઓચ્છવ કરતા કરતા ભગવાન કરૂણાસાગરને પોતાને ઘેર પધરાવી અનેરો આનંદ લેતા હતા. આ પ્રકારે નગરનાં સઘળાં નરનારી પરમગુરુને શરણે થયાં હતાં.

रात दीवस रस बस एकताइ, ज्ञांन ध्यांन मत भये सुखदाइ;
सेहेर सकल एही विधी रंग भीना, कैवल लक्ष सबे उर चीना. ॥९॥

આખા નગરના જનો ગુરુના પ્રેમમાં રસબસ થઈ ગયા હતા અને જ્ઞાન તેમ જ લક્ષનો ભાવ સમજી સુખનો અનુભવ કરતા હતા. સઘળા લોકો આવા પ્રકારે રંગમાં રંગાઈ ગયા હતા અને કૈવલ લક્ષ દ્વારાએ સ્વ અભ્યાસથી સાચા સુખને અનુભવતા હતા.

ओर देश कीरती सुन पावा, गाऊं गाऊं के दरसंन आवा;
सो सबही लेइ गये उपदेशा, हंमकु चीन्या अकल नरेशा. ॥१०॥

તે સમયે પરગણે પરગણે અમારી કીર્તિ પ્રસરી જેથી ઘણા ગામોથી લોકો દર્શને આવીને ઉપદેશ લઈ જતા હતા અને અમારી પરીક્ષા કરતા હતા કે આ પુરુષ પણ કોઈ અકળ પરમ પુરુષ છે.

बहोरु हंमकु तांहां पधरइये, गांउ गाउ हरीजंन लेइ गइये;
कायंम पंथ चल्यो मेहेमंता, जनम मरन सबकी खोइ चंता. ॥११॥

વળી ગામે ગામ મારી પધરામણી હરિભક્તોએ કરી ને ઉપદેશ પણ લીધો. આ પ્રમાણે કાયમ પંથની ગતિનો પસારો ચાલ્યો અને સઘળાઓની જનમ મરણની જે ચિંતાઓ હતી તે નાબૂદ કરી.

संत भये मुडीत सो चारु, कैवल धाम लक्ष के उदारु;
जब बंधे हंमही एक धामु, तांहां निज आसन कीया वीरामु. ॥१२॥

તે સ્થળે મુંડિત સાધુ ચારસો થયા હતા. જેથી ત્યાં એક ધામ બંધાવડાવ્યું કારણ કે તેઓ કૈવલની ઉપાસનામાં જ વખત ગાળતા હતા. તે સ્થળે હું પણ મારું આસન રાખતો હતો.

लोक सकल तांहां दरसंन आवे, दीन दीन भीर अधिक जो थावे;
देश देशके नरपत-राइ, देखी ज्ञांन भये जन आइ. ।।१३।।

આ ધામમાં દર્શન માટે દેશ દેશથી લોકોનો ધસારો રોજનો રોજ વધતો જતો હતો (મેદની ભારે જામતી હતી) ને ઘણા રાજાઓ દર્શને આવતા ને ઉપદેશ પણ લેતા હતા.

दीप सकल जस कीरत गयांनी, सुनी मम ज्ञांन अलोकीत बांनी;
बहोरु हंम जन जनपे दाखी, कैवल लक्ष पक्षकी भाखी. ।।१४।।

સારાએ દીપમાં મારી કીર્તિ ફેલાઈ ને દેશ દેશના લોકો મારી અલૌકિક વાણીથી દોરવાયા ને શરણે આવ્યા. જે જે જન આરત ભરીને શરણે આવ્યા તે દરેકને મેં કૈવલ જ્ઞાનનો જ લક્ષ આપ્યો.

ओर संत मंदीरके सोइ, गुरुभाग कही दीनो मोइ;
कही सकल कीरत जत मतकी, कैवल पंथ पुरातंन सतकी. ।।१५।।

તે સમયે જે મુંડિત સંતો મારી સમક્ષ રહેતા હતા તેઓને મેં ગુરુગમ આપી અને રહેણીકરણીમાં જતમત રહેવાનું સમજાવ્યું. કૈવલ પંથ સર્વોપરી અને પુરાતન છે તે પણ સમજાવ્યું અને તે જ સત્ પદ છે એમ નક્કી કરાવ્યું.

सब संतनमे श्रेष्ट सह्यांना, कैवल दरसी सोल भयांना;
ओर सकल ज्ञांने मंनमुक्ता, पण सरभर सोलु गत युक्ता. ।।१६।।

સઘળા સંતોમાં ઉત્તમ કોટીના જ્ઞાની અને કૈવલદર્શી સોળ સંત હતા અને તે સિવાયના બીજા જ્ઞાની ને મનમુક્ત હતા. પણ સોળ તો સંપૂર્ણ ગતિવંત ને અનુભવી હતા.

सोलमही कवलके वेता, तारंनतरंन कहीये दौ एकता;
अखीलदास ओरु अलखह्री दासा, ए दोहुनके नांम प्रकासा. ।।१७।।

હવે સોળમાં કૈવલવેત્તાને જાણનાર અને ભવપારંગત થયેલા ને શરણે આવનારને તારે તેવા બે જ સંત હતા. જેમનાં નામ અખીલદાસ ને અલખદાસ હતાં.

ओर नांम बरनु मे केता, सब साथे सरभर मोइ हेता;
दीरघ लघु वस्तु गत्यनांही, अधिकनुंन्य समज न गत्यमांही. ।।१८।।

હવે બીજાં કેટલાંક નામનું વર્ણન કરું મારું હેત સઘળા સાથે સરખું છે કારણ કે

વસ્તુએ અંશ દીર્ઘ કે લઘુ નથી. તો ઓછાવત્તાં વહાલ ને ગતિ ન આપતાં સઘળાને સરખું જ પોખવું જોઈએ.

एकही अंश सकल घट व्यापी, थावर जंगम आद्य अद्यापी;
समज विना भुगते भवभारा, समज गये सो भये भवपारा. ॥१९॥

પરમગુરુ કહે છે કે સઘળા નાના-મોટા શરીરોમાં એક જ અંશ વ્યાપી રહેલ છે, તે સ્થાવર અને જંગમ સઘળા ઘાટોમાં આદ્યથી અદ્યાપિ સુધી એ જ વ્યાપેલા છે. પણ અજ્ઞાનીઓ સાચી સમજ વિના જગતનો ભાર માથે વહોરીને દુઃખ ભોગવે છે, પણ જો સદ્ગુરુની સમજ સમજાય તો યથાર્થ ભવપારંગત થાય છે.

सकल लोकमे समज अनुपा, समज थकी ज्ञांनी भडभुपा;
राजा पंडित वजीर वकीला, जीन जेतनी समजण पद खीला. ॥२०॥

પરમગુરુ કહે છે કે સઘળા લોકમાં વિવિધ પ્રકારની સમજણ ઉપમા ન અપાય તેવી હોય છે. કારણ કે સમજણથી જ જ્ઞાની, મોટાજન, રાજન, પંડિત ને વજીર (પ્રધાન) તેમ જ વકીલ જેનામાં જેટલી સમજ હોય તેટલા તે પ્રકાશમાં આવે છે.

भक्त वैरागी ज्ञानी वेता, बकसा पद समजा जेही तेता;
नाभी कमल सुत बरनहि चारी, समज थकी भयेभीन विकारी. ॥२१॥

ભક્ત, વૈરાગી, જ્ઞાની ને અનુભવી પુરુષોમાં તે જેને જેટલી સમજ સમજાઈ તેટલું જ પદ પ્રાપ્ત કરી રહ્યા છે. વળી બ્રહ્માના ચારે પુત્રો ભિન્ન ભિન્ન સમજણે જુદા જુદા વર્ણના વાડા બાંધી થઈ બેઠા છે, એ ઓછીવત્તી સમજણનો જ ભેદ છે.

कोइ कंकर थइ थइ करगरही, कोइ धंन्य धांम विसाल विचरही;
कोइ धंधाधारी धनवन्वु, कोइ भरे उद्र मसागत जंतु. ॥२२॥

કેટલાક રખડતા કાંકરા જેવા સમજ વિનાના કરગરીને જીવન ગાળે છે. કોઈ ધન ભેગું કરવામાં જ જિંદગી ગાળે છે. કોઈ મોટાં ધામ બાંધી નામ કરવામાં જ જિંદગી ગાળે છે. કેટલાક રાત્રિ-દિવસ ધંધો જ કરી ધનવાન થાય છે. કોઈ પેટ ભરવા મસાગત કરે છે ને જિંદગી ગાળે છે.

ए सरवे समजण के भेदु, वस्तु गते कांइ नहि नखेदु;
ते माटे वस्तुगत ग्याता, धेकिना सबसे विक्षाता. ॥२३॥

ઉપરની વિવિધ પ્રકારની સમજના ભેદથી જ જુદી ક્રિયા કરતા હોઈ વિવિધ છે, પણ

એ સઘળા વસ્તુતાએ અંશ જ છે. માટે નખેદ ન ગણાય તો સમજ એવી લેવી કે અંશ જ બધામાં વ્યાપેલો છે. આવી સઘળી સમજ ઉપર દર્શાવેલા સંતોમાં સમાયેલી હતી.

**तब हंम मंनमे कीया विचारा, आ दीप नहि पडे कांम हमारा;**
**तारंनतरंन भये दोइ सीशु, सब दीपंन जीवंन के इशु. ।।२४।।**

જેથી પરમગુરુના અંતરમાં વિચાર આવ્યો કે હવે આ દીપમાં મારા ઉપદેશની જરૂર રહેતી નથી. કારણ આ બંને સંતો ભાવપારંગત થયેલા છે ને શરણે આવનાર પાત્ર હશે તો તેને પણ તારશે કારણ આખા દ્વિપના જીવોના તેઓ ઈશ્વર સમાન હતા.

**क्रोड सप्त कथीया हंम ज्ञांना, सो उन हरदे लखी सब ज्ञांना,**
**सकल भेद ताते लखपाये; दीव्य द्रष्ट माहा अरुढ कहाये.।।२५।।**

પરમગુરુ ભગવાન કરૂણાસાગર કહે છે કે મેં ત્યાં સાત કરોડ શબ્દોથી જ્ઞાનનો પ્રચાર કર્યો, જે દરેકના હૃદયમાં ગુંજારવ કરી રહેલ છે. જેમાં સઘળો ભેદ આવી ગયો છે, જેથી ઘણા જ જનો દિવ્ય દૃષ્ટિના અરૂઢ ગતિમાં બિરાજે છે.

**तब मेरामंन चंचल भइया, राजाकु तेडी सब कहीया;**
**हुकंम दीयो मेलाको जबही, राजा सोज मगाइ सबही. ।।२६।।**

આ પ્રમાણે પરમગુરુએ જોયું તો પ્રજામાં આનંદ રેલાતો હતો જેથી પોતે ત્યાંથી જવાને મન ચંચળ કર્યું અને રાજાને બોલાવી પોતાની ઈચ્છા મેળો ભરવાની જણાવી. પરમગુરુનો હુકમ રાજાએ વિચારીને સ્વીકાર્યો.

**देश देश पाती लखी भेजी, पूनमके दीन तेडे वेजी;**
**सबगांमनके हरिजंन सोइ. आये सकल रहे नहि कोइ. ।।२७।।**

દેશે દેશ, પરગણે, ને ગામે ગામ જ્યાં હરિભક્તો હતા ત્યાં કાગળ પહોંચાડી પૂનમને દિવસે પધારવા વિનંતી કરી. પત્રિકા મળતાં જ સઘળા હરિજનો ઉમંગભેર ગુરુ દર્શને મેળામાં પધાર્યા. કોઈ હરિજન બાકી રહ્યા નહિ, સઘળેથી તમામ પધાર્યા.

**हरखवंत दुरथे जंन सोइ, धइधइ चरन परस करे मोइ;**
**बोहरु सब हरिजंन रस लिये, ऐकऐकपे, लपटइ उरमलीये. ।।२८।।**

ઘણે દૂર દૂરથી પધારેલા હરિભક્તો ઉમંગભેર પરમગુરુના ચરણને સ્પર્શ કરતા અને એક બીજાને હળીમળીને હરિરસ પીવારૂપી કમાણી કરતા અને એક બીજાને પ્રેમથી ભેટતા હતા અને અનેરો આનંદ ઉભરાવતા હતા.

हलीमली रहीये जंन जंनपे जबही, बाग बगीचे उतरे तबही;
बहु विधी भोजन पाक बनाये, दिवस सप्तलौ संघ जमाये. ।।२९।।

બાગ બગીચાઓમાં તેમ જ ઘરબારોમાં જ્યાં જ્યાં હરિભક્તો ઊતરેલા તે એક બીજા સાથે હળીમળી (સંપીને) રહેતા ને ખૂબ સતસંગનો આનંદ લૂંટતા હતા. આ મેળો સાત દિવસ સુધીનો નક્કી કરેલો હતો તેમાં રાજા તરફથી વિધવિધ પ્રકારની રસોઈ ઉત્તમ રીતે સર્વેને જમાડવામાં આવતી હતી.

बहोरु राय कपड बहु लाये, सब हरिजनकु लेइ पहेराये;
तार पीछे हरिजंन लेइ पूजा, धरी मम चरन देव नही दुजा. ।।३०।।

તે સમયે રાજાએ ઘણું જ કાપડ ખરીદી લાવીને સઘળા સંઘને વસ્ત્રોની ભેટ આપી હતી અને સંઘમાં આવેલા સઘળા હરિભક્તો પૂજાની સામગ્રી લાવીને ગુરુની ભેટ સહિત મારી પૂજા કરતા હતા. ને પરમગુરુસમાન કોઈ બીજા ઇષ્ટ નથી એમ વચનો ઉચ્ચારતા અખંડ આનંદમાં સમય ગાળતા હતા.

करी पूजा सब भये आनंदु, जे जे कही स्वामी दीनबंधु;
बहोरु हरिजन संत समेतु, हमपासे तेडे करी हेतु. ।।३१।।

વિધવિધ પ્રકારે સોડસોપચારથી ગુરુનું પૂજન કરી ખૂબ હરખથી ઉમંગમાં વધારો કરી જ્ઞાનરસ પીતા હતા અને ગુરુનો જય હો ! જય હો ! એવા પોકારની પહાડી (મોટા અવાજથી) સૂરથી મેળામાં ગર્જના થતી હતી અને એક બીજાને ગુરુ નજીક તેડી લાવી દર્શન કરી આનંદમાં મસ્ત બનતા.

भये सकल आइ सनमुख मेरे, हरिजंन ओरु मुडीत सब चेरे;
तब हम बोले लक्ष पसारी, सुनो हरिजंन हरिगत नरनारी. ।।३२।।

સમગ્ર સંઘના હરિભક્તો અને મુડેલા સાધુઓ મારી સન્મુખ બોધ લેવા બેઠા તે વખતે પરમગુરુએ લક્ષનો પસારો જાહેર સંભળાવ્યો ને એક ચિત્તે હકીકત સાંભળવા તમામ નરનારી તથા હરિજનોને ફરમાવ્યું.

दीप सकल चेतन भयो आइ, अब हंम दीप ओरनकु जाइ;
तुंम सेवा संतनकी करीयो, ध्यांन हमेरा निसदिन धरीयो. ।।३३।।

આ દીપમાં જે જે આરતવંત અંશો હતા તે સઘળા સચેતન થયા છે. હવે હું બીજા

દીપમાં જવા ધારું છું અને તમે સઘળા સંત સાધુની સેવા કરજો ને હંમેશ પરમ ગુરુનું ધ્યાન ધરજો. મેં તમને પરમ ગુરુનું સ્વરૂપ સમજાવ્યું છે તે સદા તમારી પાસે જ રાખશો.

**केहं कुवेर एसी कही जबही, करी कलपंत रोवे अती सबही. ॥३४॥**

પરમગુરુ ભગવાન કરૂણાસાગર કહે છે કે, મારા વિદાયગીરીનાં વચનો સાંભળી સઘળા જનો અતિ ખેદ પામી અશ્રુપાત કરવા લાગ્યા (પ્રેમનાં આંસુડાં પાડતા હતા.)

## અથ સ્થુલ અભાવ કરન સ્વરૂપ લક્ષકો-અંગ-૬૯ મું

**संत सहीत दलगीर चित भयेउ, रायसहीत रानी वीलखयेउ;**
**बोहोरु हंम द्रडता द्रढ दीनी, लक्ष अघाद आद्य ल्यौ चीनी. ॥१॥**

તે સમયે સંતો તથા બીજા તમામ હરિજનોનાં દિલ ઘણાં જ દિલગીર થયાં અને ચિત્ત અંતરમાં ચિંતાતુર થયાં અને રાજા તેમ જ રાણીઓ સહ સર્વેએ પોત પોતાને સ્થાને જવા વચન સ્વીકાર્યું અને છેવટે નિશ્ચયનું નિશાન (અગાધલક્ષમાં) મજબૂતપણે સ્થિર કરી આદ્ય પુરુષમાં લક્ષ જોડવા ફરજ પાડી અને અઢળક જ્ઞાન આપ્યું.

**द्वैत भाव देहीको द्यौ नांखी, हंम अद्वैत चैतंन जुवो झांखी;**
**अमर अखे अविचल तंन मेरा, निज कैवल संम नहि फारफेरा. ॥२॥**

પરમગુરુએ પડકાર કરીને ગર્જનાપૂર્વક કહ્યું કે, દેહભાવ જ્યાં છે ત્યાં દ્વૈત જ છે. જ્યારે દેહભાવ અંતરથી વિસારી દઈને મારું મૂળ સ્વરૂપ અદ્વૈત ચેતન છે તે જુવો અને અનુભવો. તેમ જ ખૂબ અંતરના અવલોકનથી સમજાશે કે મારું સ્વરૂપ અમર, અક્ષય ને ચળે નહિ તેવું છે અને તે નિજ સ્વરૂપ કૈવલ સ્વયં છે તેમાં જરા પણ ફેરફાર નથી એમ જરૂરી કરી માનશો.

**येसा सरुप सदोदीत हंमही, सोइ निज ध्यांन धरी उर तुमही,**
**अउठ हाथ हंम नही उनमांना, देह हमारी व्यापक ज्ञांना. ॥३॥**

પરમગુરુ કહે છે કે સત્ય સ્વરૂપ સદા સદોદિત છે. તે તમે તમારા નિજનું તમારા ઉરે ધ્યાન ધરી અનુભવી જુઓ ને તમોને જે મારું શરીર દેખાય છે તે હું પોતે નથી. તમે તો ઘાટનું પ્રમાણ લ્યો છો પણ જેના આધારે ઘાટ હલન-ચલન ને સચેતન રહે છે તે સ્વરૂપ પ્રત્યક્ષ લક્ષ દ્વારાએ સાક્ષાત્કાર થયે મારું સ્વરૂપ સમજાશે કે મારો દેહ જ્ઞાન સ્વરૂપે જ વ્યાપક છે.

जो उपजे बनसे नहि कावु, सो निजपद हंम सदा रहाउ;
पंचभूत तंन पंड ब्रंह्मांडा, चउदेई लोक दीप सत खंडा. ॥४॥

જે કેવલ પદની ઉત્પત્તિ નથી તેમ નાશ પણ કદીયે નથી તે નિજપદમાં હું સદા અખંડ રહું છું અને પંચભૂતોથી બનેલાં સઘળાં નાનાં મોટા શરીરો, ચૌદેય લોકનાં સાત દ્વીપ અને નવ ખંડમાં ઠસરસ ભરેલાં છે.

सो सहु साज सबे शक्तिना, यात्ये सरुप हंमारो भींना;
शक्ति पण हंमही उपजाइ,चौद लोक जीन पेज बनाइ. ॥५॥

સઘળાએ ઘાટરૂપી સાજ ઇચ્છા શક્તિના છે પણ હું સ્વસ્વરૂપે તેથી પર ભિન્ન છું. વળી શક્તિની ઉત્પત્તિ પણ મારાથી ઉપજેલી છે. તે શક્તિ દ્વારાએ, 'ચતુરદશ' લોકનું પેજરૂપી સાજ ઊભું કરાવેલું છે.

खांण चतुर जीवंन की देहा, एक मसाला भिन्न भिन्न वेहा;
सो चतुराइ शक्ति बुध साजे, सबमे आतम एक बीराजे. ॥६॥

ચારે ખાણના સઘળા જીવોના દેહોનો મસાલો એક જ છે. છતાં વિધવિધ પ્રકારે દેહો દેખાય છે એ ચતુરાઈ મારી ઉપજાવેલી શક્તિની બુદ્ધિની છે પણ ભિન્ન ભિન્ન ભાસે છે. છતાં તે ભાસતા દેહો જે વડે સુંદર ને સુવ્યવસ્થિત રહે છે તે ચૈતન આત્મા સઘળા શરીરોમાં એક રૂપે બિરાજે છે.

सो नहि हे सक्तनका जाया, कैवल अंश अरस त्ये आया;
बास कीनो तंनमे जब आंनी, भूल गये निजसरुप नीसांनी. ॥७॥

તે અંશો શક્તિના તનથી ઊપજેલા નથી પણ ખુદ ખાવન કૈવલની અંતર વૃત્તિના જ ઊપજેલા અરસથી જ આવેલા છે અને જે અંશોએ શરીરોમાં વાસ કર્યો તેઓને પોતપોતાના સ્વરૂપનું વિસર્જન થયું (ભૂલી ગયા). કારણ કે ભિન્ન ભિન્ન ઈન્દ્રિયોનાં પાસમાં અને અનંતા અનંત સ્વરૂપોને નિહાળતાં જ નિજ સ્વરૂપની ગમ ગુમાવી ઘાટમાં ગૂંચવાઈ ગયા. તે હજુ સુધી પરમગુરુ વિના મૂળ સ્વરૂપનું ભાન કોણ કરાવે ?

ते माटे सब जीव कह्यांना, निजपद से जब भया अयांना;
जब भुले आपना सब आपा, तब करता शक्ति गुन थापा. ॥८॥

જેથી સઘળા અંશોને જીવ શબ્દથી સંબોધવામાં આવ્યા છે અને તે જ કારણે નિજ

ભૂલ્યાની છાપ (મહોર) મારી છે. તેથી અજ્ઞાનતાયે કરી શક્તિ તેમ જ ગુણોને જગતના કર્તા માન્યા છે અને તેમનું જ સ્થાપન આચાર્યોએ કરી મનાવ્યું છે.

पंच भुत शक्ति गुन जोती, थापे इस्ट जीवे पद गोती;
यांहां लौ तो खर अक्षर माया, भूले जीव करता करी गाया. ॥९॥

આચાર્યોના નામથી પ્રસિદ્ધ થયેલા જીવોએ જ કર્તાપદની શોધ કરતાં કરતાં જે સમજમાં આવ્યું તે જ પ્રમાણે દેવ ગણાતા અંશોને કર્તાસ્વામી નક્કી કરી બેઠા છે. પરમગુરુ કહે છે ત્યાં સુધીનાં સ્થાપિત પદ તો ક્ષર અને અક્ષર ગતિએ માયાનાં સ્વરૂપ છે. હે હરિજનો સ્વરૂપનું ભાન ભૂલેલા આચાર્યોએ જ જીવ બુદ્ધિથી જીવગતિના જ દેવોને કર્તાપદનું વિશેષણ ઠોકી બેસાડી જગતના જીવોને અંધારામાં રાખ્યા છે.

लख चोराशी जीवा जंतु, सरस अधिक एक एकपे तंतु;
तेसे पंन शक्ति गुन जोती, उन तंनकी वली अधिक विभूती. ॥१०॥

સ્વસ્વરૂપનું વિસર્જન કરી બેઠેલા અંશો (જીવો) કે જેનાં પંચ ભૌતિક શરીરો ઘણાં સરસ ને એક એકથી અધિકાધિક બળ, બુદ્ધિ ને સમૃદ્ધિવાન હોવાથી જીવો તેમનાથી અંજાઈ નવાઈ પામી ઈષ્ટ માની લે છે. શક્તિ તેમ જ ત્રિગુણ દેવો અને જ્યોતિ સ્વરૂપનાં શરીરો પણ અધિકાધિક હોવાથી તેઓ ઈષ્ટ ને સર્વોપરી છે એમ કાયમની માન્યતા ચાલી આવે છે.

ए सरवे बीबाकी बाजी, परथंम निज करतारे साजी;
इश्वर आद्य मंनस तीन गुनके, बीबां सक्त निरंजन उनके. ॥११॥

પરમગુરુ ભગવાન કરૂણાસાગર કહે છે કે ઉપર દર્શાવેલા સઘળા દેવ, દાનવ ને માનવ તેમ જ ત્રણ ગુણના શરીરો ને શક્તિ નિરંજનનાં શરીરો પણ સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણરૂપી બીબાં જ છે અને એ સર્વ રચના સર્જનહારની રચેલી છે.

एसे बीबा सब जीवंनका, भींन्न भींन्न सबही जंन जंनका;
सो परथंम करतारे करीया, पिछे कार सक्ति सिर धरीया. ॥१२॥

આ પ્રમાણે સઘળા જીવોને રહેવા ને મોજમઝા માણવાને જુદી જુદી જાતનાં વિવિધ પ્રકારનાં બીબાં જન જન પ્રત્યે રચેલ છે તે પ્રથમ સરજનહાર કેવલે જ અંતરમાં રચેલાં છે અને તે પછી કાળ પુરુષ નિરંજન અને શક્તિને પસારાનો કાર્યક્રમ સોંપેલો છે.

**ते माटे हंमही पंन कीना, सक्ति घाट रचा भीन भीना;**
**पण बीबां करता नहि माया, जोत्य सहित बीबां मे आया. ॥१३॥**

તે માટે હું પણ કહું છું કે શક્તિએ ભિન્ન ભિન્ન પ્રકારે ઘાટ રચ્યા છે પણ બીબાંના બનાવનાર શક્તિ કે જ્યોતિ નારાયણ નથી, કારણ જ્યોતિ નિરંજન પણ બીબામાં જ સમાયેલા છે.

**सो बीबे बीबां बहु जंत, उपजे घाट अनेक अनंत;**
**पण कांति तेसीकी तेसी, पुरवत्ये उपजी होय एसी. ॥१४॥**

ભગવાન કરૂણાસાગર કહે છે કે સઘળી જાતનાં બીબાંમાંથી સૂક્ષ્મ જીવ જંતુ સુધીનાં બીબાં આખાય વૈરાટમાં અનંતા અનંત જેવાં ને તેવાં જ આદ્યથી અદ્યાપિ સુધી નીપજે છે પણ હજુ કોઈ અવયવ કે ઈન્દ્રિ કે કોઈ ગુણ કે બોતેર તત્ત્વોમાં એક પણ ખૂટી ગયું હોય કે જેથી નવીન કોઈ ઉપજાવી ખામી પૂરે એવું થતું નથી અને પ્રથમના જેવા જ હાલ પણ તેટલા તત્ત્વોવાળાં જ બીબાં આવે છે.

**नवीन करे नहि पंन कोइ फेरी, अधिक अधिक करे सक्ति पेरी;**
**पण नमुने नमुनो उतरही, सक्ति घाट समीप संचरही. ॥१५॥**

સર્જનહારે જે પ્રકારે જેટલું રચેલું છે તેમાં કોઈએ વધઘટ કરેલી હોય તેમ બન્યું નથી. પણ મનુષ્યથી, પશુથી પશુ, પંખીથી પંખી અને સ્થાવરની પણ તે જ ન્યાયે ઊપજ ચાલતી આવે છે. તે સર્વમાં શક્તિ સહ વસ્તુઓનો સંચાર હોય જ છે.

**तब शक्ति कही सरजन हारा, नमुने नमुना पन अधिक पसारा;**
**आतम की करता नहि सक्ति, सो आग्ये तमकु कही वीग्ती. ॥१६॥**

તેટલા જ માટે સર્જનનું કામ શક્તિને શીરે કહ્યું છે. દિન-પ્રતિદિન અધિકાધિક પસારો ચાલે પણ નમુનામાં બીજો પ્રકાર નહિ. વળી આત્માને સર્જનાર શક્તિ નથી પણ તેની ઊપજ પરમગુરુએ આગળ દર્શાવેલ છે કે તે પરભાર્યા કૈવલના અંશ છે.

**सो आतम चैतंन चिद हंमही, घाट भाग बीबां कही गंमही;**
**अकल अघाट एसा हंम पोत्ये, घाट भाव आनी क्यौं रोत्ये. ॥१७॥**

કૈવલથી ઊતરી આવેલ તે જ આત્મા શુદ્ધ ચૈતન ચિદ્દ હું છું જેથી જ ઘાટ (આકાર)

બીબાંની સમજની ગમ કહી જણાવી છે, હું અકળ રૂપ અઘાટી એવો પોતે છું છતાં તમે ઘાટ પર દૃષ્ટિ ઠેરવી શા માટે રડો છો ! ઘાટના ભાવ ભૂલી જાવ તો ચૈતન સ્વસ્વરૂપે (સોહંગ સ્વરૂપે) હું અખંડ છું.

**येही विधि ज्ञांन जबी हंम किना, तब चैतंन चिद हंमकु चीन्या;**
**जब दलगीर मटी सब जंनकी, भइ द्रढता हंम चीनी मंनकी.॥१८॥**

પરમગુરુએ આ પ્રકારે જ્યારે જ્ઞાન સમજાવ્યું ત્યારે હું ચિદ્રૂપ ચૈતન સ્વરૂપે છું એમ અનુભવ કરતા હતા. આવી સમજ જ્યારે જ્યારે જેના જેના અંતરમાં આવી કે તરત જ દિલમાંથી દિલગીરી જતી રહી અને સઘળા સમજેલા જનોને આનંદ ઊભરાયો અને તેઓ દૃઢ નિશ્ચયથી ચૈતન દૃષ્ટિવાળા થયા અને તેમના અંતર ગ્લાનિ રહિત આનંદિત જણાયાં.

**भयो ज्ञान सब थये नचिंना, देही दरसनकी टली दघीना;**
**तब हंम जांन्या सब जंन चेता, उर अंतर भये चैतंन वेता. ॥१९॥**

જ્યારે ચૈતનદૃષ્ટ થઈ ત્યારે સર્વે નચિંત થયા અને તેઓની દેહ દૃષ્ટિની પીડા ગઈ (દુગધા ટળી) ત્યારે મને અતિ આનંદ ઊભરાયો કે હવે સઘળા જનો સત્યનો અનુભવ અનુભવવા લાગ્યા છે.

**तब सबसे हंम अग्या मागी, सत कैवल कही तंन दीयो त्यागी;**
**सब हरिजन मीली ज्ये ज्ये कहीया, अंतर ध्यांन जबी हंम भइया. ॥२०॥**

ત્યારે સઘળા સમૂહ પ્રત્યે પરમગુરુએ વિદાયગીરી માગી અને સત્‌કૈવલ શબ્દનો ઉચ્ચાર કરી શરીરનો ત્યાગ કર્યો તે સમયે સઘળી સભા એ જય જય કારનો ઘોષ ઉચ્ચાર્યો અને તેજ પળે પરમગુરુ અંતરધ્યાન થયા.

**पंचभूत सहु साज समीपा, छोड चले हंम पालकी दीपा;**
**साकुट सहीत पीछे पस्ताये, केहं कुवेर जंबु हंम आये. ॥२१॥**

ભૌતિક શરીર સભા સમક્ષ છોડી પોતે સુરતાની સવારીથી પાલકી દીપથી ઉપડ્યા ત્યારે સાકુટ જીવોને ઘણો જ પસ્તાવો થયો. આ રીતે મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે, હું પાલકી દ્વિપ છોડીને જંબુદ્વિપમાં પધાર્યો.

## અથ જંબુદ્વિપ પ્રવેશ કરનકો-અંગ-૭૦મું

दीप जंबु सर्व करम विलासी, कोइ कोइ महाजंन ज्ञांन अभ्यासी;
सुनो संत हरिजंन जंबुके, दीनो बोध दीप खट मुके. ॥१॥

જંબુદ્વિપમાં વસતા જનો સઘલા કર્મકાન્ડી જોયા અને કોઈક મોટા પુરુષોમાં જ્ઞાનના અભ્યાસવાળા જોયા અને પરમગુરુએ બોધ કરવા માંડ્યો કે હે જંબુવાસી જનો હું છ દ્વિપોમાં આરતૂવંત જીવોને સાચો માર્ગ સમજાવતો સમજાવતો તે સઘળા છ દ્વિપો છોડીને અત્રે આવ્યો છું.

ओर कहीये सुंन के धामनका, नाम नवेश सहीत देवंनका;
दीप सप्तमो जंबु सोइ, ચેતાવંન अब आये मोइ. ॥२॥

હવે તમને શૂન્યમાં કેટલાં ધામ છે અને તેના કયા કયા દેવ છે તે વિગતવાર નામો સહિત જણાવી વાકેફ કરીશ. કેમકે આ સાતમો જંબુદ્વિપ ચેતાવવા અત્રે મારું આગમન થયું છે.

बहोरु कहु सुनीयो विस्तारा, एक एकपे होय दुर पसारा;
जोजंन लक्ष जंबु हे सोइ, दीप पालकी कहीये दोइ. ॥३॥

હે હરિજનો ! દ્વિપોનો વિસ્તાર આપને સમજાવું છું. તે દીપો એક બીજાથી ઘણા દૂર આવેલા હોય છે. જંબુદ્વિપનો વિસ્તાર લાખ જોજનમાં રચાયેલો છે, અને પાલકી દ્વિપ જંબુદ્વિપથી બે ઘૃણા વિસ્તારમાં રચાયેલો છે.

ओर दीप सालम लख चारु, लक्ष अष्ट कुसाल समारु;
सोल लक्ष जोजन कउसंनके, लक्ष कहीये बतीस सागनके. ॥४॥

ભગવાન કરૂણાસાગર કહે છે કે સાલમ દ્વિપનો પસારો ચાર લાખ જોજનમાં રચાયેલો છે અને આઠ લાખ જોજનમાં કુશાલક દ્વિપનો પસારો રચાયેલો છે અને સોળ લાખ જોજનમાં કઉસક દ્વિપનો પસારો રચાયેલો છે અને સાગ દ્વિપનો પસારો બત્રીસ લાખ જોજનમાં રચાયેલો છે.

दीप सप्तमो चोसट लाखु, पुरस्करजाको नांमही भाखु;
ओर कहु साहेर गतसातु, जो दीपन जेही पुष्ट रहातु. ॥५॥

ભગવાન કરૂણાસાગર કહે છે કે સાતમો પુષ્કર નામે દીપ છે તેનો વિસ્તાર ચોસઠ લાખ જોજનોમાં રચાયેલો છે. હવે સાત સાગર (સાહેર)ની હકીકત તમને કહી સમજાવું છું, કે જે તે દ્વિપ જે તે સાગરને વીંટાઈને રહેલો હોય છે.

**खार समुद्र जंबु फेरी दीपा, पालकीपर रस सिंधु समीपा;**
**सालमली पर मधके सिंधु, दीप कुसालक घ्रथ समंधु. ॥६॥**

જંબુદ્વિપને વીંટાઈને ખારો સમુદ્ર આવેલો છે અને પાલકી દ્વિપની ચોમેર રસસિંધુનો સમુદ્ર આવેલો છે અને સાલમ દ્વિપની ચોમેર મધનો સિંધુ આવેલો છે અને કુશાલક દ્વિપની ચોમેર ઘીનો સમુદ્ર આવેલો છે.

**कौसक पर दूधको निधिराजे, साग दीप दहीको दधी गाजे;**
**पुस्कर पर अमृत निधि कहावे, तापर कंचन भोम सहावे. ॥७॥**

કઉસક દીપ પર દૂધનો સાગર આવેલો છે, અને સાગ દીપ પર દહીંનો સાગર આવેલો છે. ને પુસ્કર દીપ પર અમૃતનો સાગર આવેલો છે. તેના પર સુવર્ણની ભૂમિ આવેલી છે અને તે અતિ સુંદર શોભે છે.

**लोकाचल परवत तांहां सारा, अंधकार तंम तीनकी पारा;**
**अब सुनीओ शुन्य का उनमांना, देव धांमकी कहु निद्यांना. ॥८॥**

ત્યાં લોકાચલ પર્વત આવેલો છે. તે પછી અંધાધૂંધ (પ્રકાશ રહિત) તમ આવેલું છે. હવે શૂન્યનું અનુમાન (પ્રમાણ) કહું છું અને ત્યાં જે જે સ્થળે જે જે દેવો છે તેની સમજ દર્શાવું છું તે સાંભળો.

**लख जोजन अवनी तेसुरा, द्वे लखजोजंन चंद सफुरा;**
**त्रिय लख जोजंन तीन पर तारा, तापर द्वे लख सुकर सारा. ॥९॥**

એ પૃથ્વીથી લાખ જોજન ઊંચો સૂર્ય રહેલો છે અને પૃથ્વીથી બે લાખ જોજન ઊંચું ચંદ્રનું સ્થાન આવેલું છે અને પૃથ્વીથી ત્રણ લાખ જોજન ઊંચે તારા મંડળ આવેલું છે અને તારાથી બે લાખ જોજન ઊંચે શુક્રનો ગ્રહ આવેલો છે.

**बुध मंडल तीन पर लख दोइ, मंगलके द्वे तीन पर सोइ;**
**गुरु मंडलता परद्वे राजे, द्वे लख जोजन सनी बिराजे. ॥१०॥**

શુક્રથી પર બે લાખ જોજન, ઊંચે બુધનો ગ્રહ આવેલો છે અને બુધના ગ્રહથી મંગળ ગ્રહ તેથી પર બે લાખ જોજન દૂર ઊંચે આવેલો છે, વળી ગુરુનો ગ્રહ છે તે મંગળથી પણ બે લાખ જોજન પર છે, ને શનિનો ગ્રહ છે તે ગુરુના ગ્રહથી બે લાખ જોજન ઉપર રહેલો છે.

एकादश लख जोजंन धांमु, सप्तरुषिके तांहां विसरांमु;
तेर लक्ष जोजन तीनपारु, तांहां अविचल ध्रुके घरबारु. ॥११॥

શનિના ગ્રહથી એકાદશ લાખ જોજન પર સાત ઋષિ રહેલા છે અને ઋષિ મંડળથીં તેર લાખ જોજન પર ધ્રુ અવિચળ ધામે રહેલા છે.

महर लोक तापर एक कोटि, क्रोड दोय जनलोक वसोटी;
क्रोड अष्ट तिनकी हे पारा, तापस लोक वसे निरधारा. ॥१२॥

અવિચળ ધ્રુના ધામથી એક કરોડ જોજન પર મહર લોક વસેલું છે, અને તેથી બે કરોડ જોજન ઉપર જનલોકનો વસાવટ છે. વળી તેથી આઠ કરોડ જોજન પર તાપસ લોક વસેલા છે તે વાત નક્કી જ છે.

तीनकी पर द्वादस सत लोका, वसे जांहां सहु सत संतोका;
क्रोड एक अडसट लख थाइ, तांहां विष्नु वैकुंठ बसाइ. ॥१३॥

અને તાપસ લોકથી બાર કરોડ જોજન પર જેનો વસવાટ છે તે સતલોક છે, અને તેઓ ઘણા જ સંતોષી હોય છે. ને તેથી પર એક કરોડ ને અડસઠ લાખ જોજન પર વિષ્ણુ વૈકુંઠ વસાવી બિરાજે છે.

भुर क्रिन्द गांध्रव नहि कहीया, सुरपति सहीत धां विचरइया;
अब कही देउ वैकुंठ समारा, क्रोड पचीस उरध विस्तारा. ॥१४॥

તે પછી ભૂર લોક, કિન્નરલોક અને ગાંધર્વ લોક છોડીને ઈન્દ્રનું ધામ છે. હવે વૈકુંઠનો વિસ્તાર જણાવું છું કે જે પચીશ કરોડ જોજનમાં વસેલું છે.

ब्रह्मसुदन कैलास सीवन के, आसपास वैकुंठ सबनके;
जेतन्ये क्रोड अवन्य वैकुंठा, तेतने पर गौलौक वसंठा. ॥१५॥

વૈકુંઠ ધામની સાથે જ કૈલાસ અને બ્રહ્મપુરી આવેલાં છે ને જેટલા કરોડ જોજન પર પૃથ્વીથી વૈકુંઠ આવેલું છે તેટલા જ કરોડ જોજનથી પર ગૌલોકનો વસવાટ છે.

सो गउलोक अवन्य जीत दुरी, तेतने पर शक्ति जुग मुरी;
शक्ति धांम अवनी बीच दुरा, तेतन्ये पर निरंजन नीज सुरा. ॥१६॥

પૃથ્વીથી જેટલા અંતરે ગૌલોક આવેલું છે, તેટલા જ અંતરે ગૌલોકથી પર

શક્તિનું ધામ આવેલું છે કે જે શક્તિ જગતના મૂળ રૂપ ગણાય છે, વળી પૃથ્વીથી શક્તિ ધામની વચમાં જેટલું અંતર છે તેટલું જ અંતર શક્તિ અને નિરંજન ધામ વચ્ચે ગણાય છે.

ईंड कटाक्ष भोम ब्रेहे मंडा, तीनका डींट निरंजन पंडा;
निरंजन परएकादश धांमु, द्वादशमे कैवल विसरामु. ।।१७।।

નિરંજન પુરુષની કટાક્ષ દૃષ્ટિ વડે શક્તિની વ્રેહ શાન્ત થઈ તો તે સમગ્ર ઈંડના ડીંચ રૂપે નિરંજન પુરુષ સમજવા; હવે નિરંજન પુરુષના ધામથી પર એકાદશ (અગિયાર) ધામ આવેલાં છે. તે વસ્તી સિવાયનાં હોઈ તેથી પર કૈવલ કર્તાનું દ્વાદશમું ધામ આવેલું છે ત્યાં સદા કાયમ બિરાજે છે, તે કૈવલ પદ કહેવાય છે.

सो द्वादशके पलाभारी, एक एकपें गत्य अधिक अपारी;
निरंजनते अवनी होय जेते, ब्रंह्म धांम तीनकी पर ते ते. ।।१८।।

ઉપર મુજબ પૃથ્વી અને નિરંજન એ બે ધામ વચ્ચે જેટલું અંતર છે તેટલા જ જોજનના અંતરે બ્રહ્મ ધામ સદા રહેલું છે, એ ન્યાયે એકાદશ ધામોની વચ્ચેના પદાર્થ ઘણા જ ભારે છે.

एही परकार अधिक एक एकही, सबके सिर कैवलपद सेखही;
सौ कैवल करता सरवनके, जो हंम बरन्या धांम तेहुनके.।।१९।।

એ પ્રકારે એક એકથી ઘણા જ અધિક અંતરે ધામ રહેલાં છે અને તેથી પર બારમા ધામે કૈવલ ધામ સદા સદોદિત ને કાયમ જ છે. તે કૈવલ સર્વેનો કર્તા છે અને જે જે ધામોનું મેં વર્ણન કરેલું છે તે સઘળાના કર્તા "કૈવલ" છે.

उलट सुलट कही दीना भेवा, धांम धांम जीनके जेही देवा;
येतने लोक फोर हंम आये, सबकु कैवल लक्ष बताये.।।२०।।

ભગવાન કરૂણાસાગર કહે છે કે અગમ્ય ગતિની વાત મેં સુગમ રીતે કહી સમજ આપી અને જેટલાં ધામ હતાં તેટલાંનું સંક્ષેપમાં વર્ણન કરી જેના તેના દેવો પણ સમજપૂર્વક સમજાવ્યા, ઉપર દર્શાવેલાં સઘળાં ધામોમાં વસેલા અંશોને ફરમાન કરી જે તે લોકમાં કૈવલ લક્ષની સમજ આપતો આપતો હું આ જંબુદ્વિપમાં આવ્યો છું.

**हे कैवल सबके पति राया, क्रीपा करी हंमकु पठवाया;**
**सुनो दीप जंबुके संतु, कैवल पद गत्य अकथ अनंतु. ।।२१।।**

ભગવાન કરૂણાસાગર કહે છે કે કૈવલ તમામના રાજા ને ધણી છે (માલિક છે) અને તેમણે જ મને દયાની દૃષ્ટિ કરી મોકલ્યો છે, જેથી જ હું જંબુદ્વિપમાં વસતા સંત મહાપુરુષોને જાહેર કહું છું કે કૈવલ પદની ગતિ અકથ્ય ને અનંતા અનંત છે.

**सो तुमकु सब कही बताइ, धांम धांम भिन्न भिन्न जस गाई;**
**केहं कुवेर सुनो नरलोइ, कीनी गंम राखी जेही गोइ. ।।२२।।**

પરમગુરુ ભગવાન કરૂણાસાગર કહે છે હે સંતો ને હરિભક્તો સઘળી હકીકત તમને યર્થાથ કહી સમજાવી છે. તમામ ધામની તેમ જ ભિન્ન ભિન્ન ગતિ સહ તેમના યશ ને ગુણ કહી દીધા છે, હે આરતવાન અંશો લક્ષ દઈને સાંભળો કે જે ગમ ગુપ્ત હતી તે તમને સરળ રીતે જાહેર સમજાવી છે.

## અથ બાળ ચરિત્ર પરચાકો-અંગ - ૭૧મું

**अब सुनीयो एक विनत हमारी, जंबु दीप देही जेही विधीधारी;**
**बाल रुप बंनमे हंम धरिया, तांहां सुत लेइ आइ एक तरीया.।।१।।**

પરમગુરુ કહે છે કે જંબુદ્વિપમાં મેં કેવી રીતે પ્રવેશ કરેલો તે હકીકત કહું છું. વનવગડામાં ઝાર ખંડિમાં એક નાનું બાળ સ્વરૂપ મેં ધારણ કર્યું. ત્યાં એક ઝાડ નીચે એક બાળકને લઈને તેની માતા આવી કે જેને તરસ લાગેલી હતી.

**तेही जंगल एक निर तलाइ, छोडी सुत पीवन गइ माइ;**
**पूठभइ माताकी जबही, लेइ गये बालक नाहर तबही. ।।२।।**

પોતાના બાળકને એક વૃક્ષની છાંયે સુવાડીને પોતે તળાવમાં જળ પીવા ગઈ. જ્યાં બાળક તે માતાથી એકલું પડ્યું કે તરત જ એક નાહર નામનું હિંસક પ્રાણી બાળકને તાણી જઈ ભક્ષ કરી ગયું.

**निरपीइ माता जब आइ, देख्या नहि सुत मंन पस्ताइ;**
**रोवत कुटत सोधन लागे, तरुवर नीच हुते हंम आगे. ।।३।।**

બાળકની માતા જળ પીને પાછી આવી વૃક્ષ નીચે આવી જુવે છે તો ત્યાં બાળક દીઠું નહિ. જેથી રડતી ને કૂટતી આજુબાજુ બાળકની તપાસ કરતી હતી. તેવામાં તેની દૃષ્ટિ પરમગુરુ જે બાળક શરીર ધારણ કરી એક ઝાડ નીચે બેઠેલા હતા તે જોયા.

**तीनके सुत सावज खइ गइया, ढुंढत हंम बहोरु तांहां पइया;**
**जब माता घरकु गयेउ, उनके सुत जेसे हंम भयेउ. ॥४॥**

પોતાના સુતને નાહર ખાઈ ગયું તેથી શોધવા છતાં, નહિ મળવાથી પરમગુરુ જે બાલક રૂપે હતા તેમને પોતે લઈ પોતાને ઘેર ચાલી ગઈ. પરમગુરુએ પોતાનું બાળ સ્વરૂપ તે બાઈના બાળકના સરખું જ દેખાવમાં રાખ્યું.

**हेतबाइ रघुवरजीन नामा, क्षत्री कुळ हंम कीया विरामा;**
**पुरवसे हंम कोल बंधाये, तब बांलक होय उन घर आये. ॥५॥**

માતાનું નામ હેતબાઈ ને પિતાનું નામ રઘુવર હતું. ત્યાં પરમગુરુ ક્ષત્રી કુળમાં પુત્ર રૂપ લઈને પ્રગટ રહ્યા કારણ આગલે જન્મ વચન આપી કોલ કરેલો હતો જેથી બાલસ્વરૂપે પ્રગટ થઈ રહ્યા હતા.

**माताकु बंनमे समजाइ, काहुसे भेद दीयो नहि ताइ;**
**गुप्त रहे येतने दीन जबही, प्रगट पोकार कहत हंम अबही. ॥६॥**

પરમગુરુ કહે છે કે મેં જંગલમાં માતાજીને સમજ આપી હતી કે આ જંગલમાં બનેલી વાત બીજાને કહેશો નહિ. આ વાત આટલા દિવસો સુધી ગુપ્ત રહી હતી તે આજે હું આ સભા સમક્ષ જાહેર કહું છું.

**सुनो हरिजन सहु संतसह्यांना, या विधसे हंम प्रगट भयांना;**
**ग्रभयोन हंमही नहि आये, ताते तुमकु कही समजाये. ॥७॥**

હે વહાલા હરિભક્તો અને શાણા સંતો, મારી ઉત્પત્તિ આ પ્રમાણે પ્રગટ થયેલી છે. હું યોનિમાં થઈ પ્રગટ થયો નથી તેમ જ ગર્ભવાસમાં પણ આવ્યો નથી, જે મારી હકીકત હતી તે તમો આગળ કહી સમજાવી છે.

**हंमहे पुरुष अकल अवन्यासी आद्य संत मध्य कही प्रकासी;**
**दीप दीप हंम भये निवासी, नगर सहेर कीयो नाम प्रकासी. ॥८॥**

હું અકળ પુરુષ હોઈ અવિનાશી સ્વરૂપે છું. મારી આદ્ય અને અંત આપને પ્રગટ સમજાવી દીધી. સઘળા દ્વિપોનાં અને દરેક શહેરનાં નામો કે જ્યાં જ્યાં મારો નિવાસ હતો તે પણ પ્રગટ કરી જણાવી દીધું છે ને ત્યાં મારાં જે જે નામો પ્રચલિત હતાં તે પણ જણાવેલાં છે.

**बहोरु कहु जंबु दीपनका, नवेखंड विस्तार हे जीनका;**
**भ्रथ खंड जामे अधिकाइ, गादीपत जांहां भ्रथ कहाइ. ॥९॥**

વળી જંબુ દીપની હકીકત જણાવું છું કે તમામ (નવ) ખંડમાં જંબુનો વિસ્તાર છે અને ભરતખંડ નામથી તે પ્રખ્યાત છે કે જેમાં ભરતરાજાએ રાજ્ય કરેલું (ગાદી સ્થાપેલી).

**तेही खंडे देखो हंम आये, नगर सारसा धांम रचाये;**
**बरन अढार वसे जांहां सारी, आनंद मये सबही नरनारी. ॥१०॥**

આ ભરતખંડમાં મારું આવવું થયું અને તે સારસા નામના ગામમાં અમે વસવાટ કરી રહ્યા કે જ્યાં અઢારે વરણાશ્રમના લોક વસેલા છે. અમારા રહેવાથી સઘળાં નરનારીને આનંદ થયો.

**केहं कुवेर सुनो नरलोइ, तीनमे श्रेष्ठ बतावहु सोइ. ॥११॥**

મહાન સમર્થ પરમગુરુ કરૂણાસાગર ભગવાન કહે છે કે હે નરનારીઓ તેમ જ સંતો ધ્યાનપૂર્વક સાંભળો કે તેમાં શ્રેષ્ઠ ઉત્તમ કોણ છે તે સમજ આપું છું.

 અથ હરિજન જન બરનનકો-અંગ-૭૨મું. 

**सरव समेट चारुमुख अंसु, ब्राह्मण क्षत्री सौदर वंसु;**
**चारु बरन हेत अधिकारी, प्रित्य रित्य हंमसे रत प्यारी. ॥१॥**

બ્રહ્માના મુખથી ઊપજેલા ગણાતા ચાર મુખથી ચારે વર્ણની ઉત્પત્તિ શાસ્ત્રકારોએ વર્ણવેલી છે. તે મુજબ બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય - ને શૂદ્ર એમ ચારે વર્ણથી ઓળખાતા જનોનું મારા પર ઘણું જ હેત હતું, પણ જેનો જેટલો અધિકાર હતો ને જેણે જેટલું ઉત્તમ જ્ઞાન મેળવેલું તેનાં નામ કહું છું.

**तामे कोइ कोइ अधिक हेतारु, नांम नवेश तीनको विस्तारु;**
**मीयाराम जन क्रदमजी हेतु, जीभइ जेभइ सहीत समेतु. ॥२॥**

આ ચારે પ્રકારના હરિજનોમાં કોઈક કોઈક અધિક હેતવાળા હતા તેમનાં નામ વિસ્તારપૂર્વક જણાવું છું. મયારામ નામના બ્રાહ્મણ અને જન કદમજી ઘણા જ હેતાળુ સ્વભાવના હતા. વળી જીભઈ અને જેભાઈ નામના બે બ્રાહ્મણ પણ બહુ માયાળુ અને સમજદાર હતા.

ओर विप्र हरिजन के भावा, मोक्ष मोक्ष के नाम बतावा;
तामे द्वेमही श्रेष्ट सह्यांनु, मीयाराम जन ऋदम बखांनु. ।।३।।

ઉપર નામ દર્શાવ્યાં તે સિવાય બીજા ઘણા વિપ્રો ભક્તિભાવવાળા હતા પણ મુખ્યનાં નામ જણાવું છું. તેમાં મયારામ ને જનક્રદમ અતિ ઉત્તમ સમજવાળા ને હેતાળુ હતા.

सील सभाव चाहाव चितवंनकी, हरदे खोज अधिक दीन दीनकी;
सार असार सकल विधि जांने, कैवल मोक्ष आद्य पेहेचांने. ।।४।।

જેમનો સ્વભાવ શીલવત્ તથા ચિત્તમાં ચિતવન કૈવલનું કરનારા અંતર ગતિમાં ઊંડી ખોજ કરવાવાળા હતા. જેથી દિન-પ્રતિદિન તેમની ગતિ અતિ અગમ ગમવાળી હોઈ હંમેશના શોધક હતા. વળી તે શાસ્ત્રોના સારા અભ્યાસી હતા. જેથી સઘળા શાસ્ત્રનો સાર સમજતા હતા પણ શોધક વૃત્તિવાળા હોવાથી તેમનું નિશાન કેવલ મોક્ષને પ્રાપ્ત કરવામાં હતું.

ताते द्वे हंम श्रेष्ठ सराये, गुण गरवागत असील सहाये;
त्रिया कहु तीनके ओरु वगकी, लक्षवंती जनुनी भइ जगकी. ।।५।।

અમે આ બેને ઉત્તમ અને શ્રેષ્ઠ ગણીએ છીએ તેનું કારણ એ જ છે કેં તેઓ ત્રિગુણને જીતી નિજાનંદમાં આનંદ રૂપે શીલવત્ રહેતા હતા. તેમની ધર્મપત્નીઓની (અર્ધાંગનાઓની) પણ સમજ પતિ પક્ષની અને લક્ષાર્થમાં યથાર્થ અનુભવવાળી હોવાથી જગત જનુની તુલ્ય ગણાતી હતી.

अचरत अवल राम ओरु प्रेमा, कुलतोडे छोडे नहि नेमा;
ए चारु बइ प्रेम सनेही, भवके सिर चाली पग देइ. ।।६।।

હવે બ્રાહ્મણ કુળમાં ચાર સ્ત્રીઓ હરિજન હતી તેમનું વર્ણન કહું છું. અચરતબા, અવલબાઈ, રામબાઈ ને પ્રેમબાઈ એ કુળ મરજાદાને બાજુએ મૂકી ભક્તિ આદરી રહેતી હતી. અરસપરસ અઢળક પ્રેમ રાખતાં હતાં ને દુનિયાથી પર પરમ પતિની શોધમાં રહેતાં હતાં.

ओरु दुजी हरिजन रुषि पत्नी, भाव रखे उरग्रहे कुलवतनी;
पण चारु तंन मंन धंन अरपे, सिस सहीत मम चरन समरपे. ।।७।।

ઉપર જણાવેલા ચાર નામોવાળા હરિજનો સિવાય બીજી બ્રાહ્મણ કુળની હરિજન સ્ત્રીઓ પણ ગુરુ તરફનો ભાવ ભરી ભક્તિ કરતી પણ કુળનું કુળવટપણું આગળ રાખી

ભક્તિ કરતાં જેથી અસમી આડી આવતી હતી. પણ અચરતબા, અવલબાઈ, રામબાઈ અને પ્રેમબાઈએ પોતાનાં તન, મન ને ધન ગુરુને અંતરથી સમર્પી ગુરુના ચરણમાં જ શિષનમાવી રહેતાં હતાં. તેમનામાં વરણાશ્રમનો ભેદભાવ નહોતો.

करी क्रोध लडे बहु द्विजा, नगणी आंच अंतर गत इजा;
केतीक बेर मली मली नाती, घेरघार बहु करी उतपाती. ॥८॥

આ પ્રમાણે હરિભક્તિ આદરનાર સ્ત્રીઓને બ્રાહ્મણો તરફથી ધાક ધમકીયો ને ફિટકાર ઘણો જ કરવામાં આવતો હતો ને કેટલીક વાર ગામના પંચો ભેગા મળી સ્ત્રીઓને ગુરૂદર્શને નહિ જવાની ફરજો પાડી અતિ ઉત્પાત કરતા હતા.

घरमे घाल दीया फेरी तारा, द्विज रहे पुठल रखवारा;
हुती टेक मम दरसंन करी, माटे घरमे राखी घेरी. ॥९॥

એક દિવસ અચરત બાઈ સહિત ચારે બાઈઓને એક ઘરમાં પૂરીને બારણે તાળું મારી બ્રાહ્મણો ચોકી કરવા માટે રહ્યા હતા. કારણ કે આ બાઈઓને ગુરુ દર્શનનો નિત્ય ટેક હતો તે તોડાવવા સારું ઘરમાં ઘેરી તાળું દીધું હતું.

द्विज मंडल बेठे रहे सारु, मम दरसंन आइ बइ चारु;
तारा तो त्यौका त्यौं रहीया, अकल गते गइ चारु बइया. ॥१०॥

ત્યાં એવો બનાવ બન્યો કે ચોકી કરનારાઓ તાળાની બાજુમાં તાળું જોતા જ રહ્યા ને ચારે સ્ત્રીઓ અકળ ગતિએ ગુરુદર્શનમાં હાજર થઈ ગઈ હતી.

तब ब्राह्मणको छुट्यो क्रोधा, करन लगे कुल मतके बोधा;
विप्र सकलको द्विज अधिकारी, पाये लग्यो जइ पाग उतारी.॥११॥

આ બનાવ જોઈને બ્રાહ્મણોને ક્રોધ ઊપજ્યો ને કહેવા લાગ્યા કે બ્રાહ્મણો ચારે વર્ણના ગુરુ કહેવાય અને તેમનું પદ સર્વથી શ્રેષ્ઠ છે તો તમોને પાઘડી ઉતારીને કહીયે છીએ કે

कहन लगे सत भक्ति तुमारी, सब राखो कही लाज हमारी;
ब्राह्मण कुल सबते अधिकाइ, सो लजवो संतनपे जाइ. ॥१२॥

વિપ્રો કહેવા લાગ્યા કે તમારી ભક્તિ સાચી છે પણ અમારું કુળ ઊંચું હોવાથી ગમે તે કુળના સંતને નમવાથી લાજ આવે છે, પણ હવે તો આપનું કુળ સર્વથી અધિક ગણાય છે તેથી તમે સંત પાસે ન જતાં ઘેર રહી ભક્તિ કરો.

रुषी कुल संतसु आद्य लराइ, सत् देखे पण रोस न जाई;
ते माटे अती कहे समजाइ, सतसंगत्य तुम छांडो बाइ. ॥१३॥

આદિ અનાદિથી બ્રાહ્મણ ને સંતનો વેરભાવ ચાલતો જ આવે છે. સત્ય વસ્તુ સમજાયા છતાં પણ અંતરમાં રોષ રહે છે. તેટલા જ માટે ઘણું ઘણું સમજાવીએ છીએ કે તમો સંતનો સંગ છોડી દો.

ओर घने बहु पढ़े पुरांनी, कही थाके एकु नव मांनी;
विप्र बोधसीख सब उलटाइ, लक्षवंती चारु द्रडबाइ. ॥१४॥

આ પ્રમાણે ઘણા ભણેલા પુરાણીઓએ સમજાવ્યું પણ ચારે સ્ત્રીઓ લક્ષ જ્ઞાનનો અનુભવ અનુભવતી હોવાથી બ્રાહ્મણોએ આપેલો બોધ મન પર લીધો નહિ અને ચારે સ્ત્રીઓ-ગુરુ લક્ષે અડગપણે રહેતી હતી.

भनी भनी व्याक्रण वीवीधी ववेके, समझाइ बहु पेर अनेके;
करतवज्ञांन धर्यो नहि कांहांने, सब पंडित पसुसंम करी जांने. ॥१५॥

ઘણા વ્યાકરણાચાર્ય તેમ જ પંડિતોએ વિધવિધ પ્રકારે વિવેકપૂર્વક સમજાવ્યું પણ ક્રતવી જ્ઞાન અને દેવોની ઉપાસના કોઈના પણ મનમાં ઠીક લાગી નહિ અને વ્યાકરણાચાર્યો અને પંડિતોને પશુ સમાન માની આત્મા લક્ષમાં વળગી રહેતાં હતાં.

निज चैतंनकी चारु ज्ञानी, तब पंडितकी बात न मानी;
बरजंन लगी विप्रकु चारु, पंडित करतव ज्ञांन तमारु. ॥१६॥

ચારે સ્ત્રીઓ નિજ ચૈતનની અભ્યાસી હોવાથી પંડિતોની વાતોનો સ્વીકાર કર્યો નહિ અને વિપ્રોને કહેવા લાગી કે તમારું જ્ઞાન કર્તાના ક્રત પૈકીનું જ છે.

नीज कैवलपद तुम नहि बुजो, वेद पुरांन शास्त्र पर जुजो;
एतो सर्व करतवकी बाजी, पढी पढी मरो सहु पंडीत अभाजी. ॥१७॥

જેથી નિજપદનું સજાતી કૈવલપદ જે છે તે તમને પ્રાપ્ત નહિ થાય, કારણ કે તમારું નિશાન ચારવેદ-ખટશાસ્ત્ર ને નવ વ્યાકરણ તેમ જ પુરાણોના ભયવાળું હોવાથી તમે તે સિદ્ધાન્તો પર ધારણા ધારી બેસી રહ્યા છો પણ તે સર્વે ધર્મગ્રંથોનું સૂચન માત્ર કૈવલકર્તાના ક્રત પૈકીનું જ છે, જેથી ભણી ભણીને વિદ્વાનો બની ને વાદવિવાદમાં ઊતરો છો. વિદ્યામાં વાદનો ભય જ રહેલો છે જેથી વાદવિવાદી વિદ્વાનો જનકની જેલમાં ઘણો વખત રહ્યા હતા

પણ પંચમવેદના હિમાયતી અષ્ટાવક્ર જ્યારે જનકને મળ્યા ત્યારે પળવારમાં રાજાને વિદેહી બનાવ્યા ને વિદ્વાનોને છૂટા કરી પોતાને ઘેર જવા રજા અપાવી. જેથી તમારું ઝઝૂમવું તે જીવન મુક્ત દશાએ જવામાં ગૌણ ભાગ્ય ગણાય.

**चैतंन बोध लक्षपद जेही, नीगम नयेती पोकारत तेही;**
**ताते पदकु क्यौं करी जांनो, वेद मही तुमतो पतीयांनो. ॥१८॥**

હે પંડિતો ચૈતન પદ પ્રાપ્ત કરવામાં વેદે નેતિ પોકારી છે તો તમે તે વેદનો પરિવાર રૂપ થયેલા ગ્રંથો પર ઝંઝૂમનારા અને ચાર જ વેદ પર ભરોસો રાખનારા ચૈતન સ્વરૂપ કેમ કરી પ્રાપ્ત કરશો.

**एसे कही ब्रांह्मण सरवंनकु, सीख देवन आये जीन जीनकु;**
**सब कुलके कही कही पची गयेउ, एही उत्तर सरवनकु दयेउ. ॥१९॥**

આ પ્રમાણે શિખામણ દેવા જે વિપ્રો આવ્યા હતા તેઓ ઉત્તમ કુળ સંબંધી શિખામણો આપી હતાશ પામ્યા કારણ કે તે સઘળાઓને ઉપર પ્રમાણે ઉત્તર આપવામાં આવ્યો હતો.

**तब हारे कही द्वीज दवेखी, डगी नहि चारुमांही एकी;**
**माहा द्रढता अविगत गतिवंती, चारु बाइ नीजपद चीतवंती. ॥२०॥**

જ્યારે ચારે સ્ત્રી પૈકી એક પણ ડગી નહિ ત્યારે અદેખા બ્રાહ્મણો હારી બેઠા. કારણ કે ચારે સ્ત્રીઓ મહા દઢતાવાળી અને અવિગત ગતિવાળી પોતપોતાના નિજપદનું હરહંમેશ ચિંતવન કરવાવાળી હતી.

**दुरमति लोक देखत उपरकी, जांनत नहीं कोइ गत्य भीतरकी;**
**जौं हरि पे रुसी पतनी नंदी, अब देखो पुठल ते वंदी. ॥२१॥**

પરમગુરુ કહે છે કે પ્રકૃતિના પટવાળા બાહ્ય દૃષ્ટિવાળા જીવો અંતરની ગતિવાળાને ઓળખે જ નહિ. જેમ હરિ (કૃષ્ણ) સાથે ઋષિપત્નીઓની નિંદા થઈ પણ પાછળથી તેમનું વંદન કરવામાં પ્રેમલક્ષણા ભક્તિ કરનારા ઉત્તમ ગણાય છે.

**येसी भइ चारु नीज दासी, हंमकु चीन्या करी अवन्यासी;**
**वली कोइ केहे हरी परचा दीना, सोभी पंन पुठलथी चीना. ॥२२॥**

જેમ હરિ અવતારને પ્રેમથી ભજે છે તેમ આ ચારે હરિજન સ્ત્રીઓએ અમને અવિનાશી પુરુષ માની અમારા ચરણ સેવ્યા છે. કેટલાક કહે છે કે હરિ અવતારોએ પરચા

(ચમત્કારો) આપેલા તો પણ તેઓની ઓળખ તો તેઓએ સ્થૂલ છોડ્યા પછી જાણ પડી કે આપણે ભાગ્યહીન કે આપણે સાચા પ્રભુને ન ઓળખ્યા.

हाल हजुरन कोपति आवे, परोक्ष भये सबके गुन गावे;
त्यौं न लहो लोको तुम आजु, पस्तावगो पुठल ते जाजु. ॥२३॥

હમો હાલ હજૂર છીએ ત્યારે ઘણા વિમુખીઓને વિશ્વાસ બેસતો નથી. પણ આગળના મહાપુરુષો માટે પણ વિશ્વાસ (પતીત) તેઓના ગયા પછી પાછળથી આવ્યો છે. તે જ પ્રમાણે અનિત્ય પરની દૃષ્ટિવાળા તમો સર્વે પણ અંતે ઘણું જ પસ્તાશો એમ હું પડકાર કરીને કહું છું.

धन्य अचतरही अवल ओरु रांमा, प्रेमबाइ धन्य प्रेम न्हें: कांमा;
ए चारु भइ कैवल दरसी, हुइ एकता पुरन पद परसी. ॥२४॥

અચરત, અવલ, રામબા અને પ્રેમબાનો પ્રેમ ન્હેંઃ કામી હતો. એ ચારે સ્ત્રીઓ કૈવલદર્શી પદ પામી હતી ને પુરણપદ સાથે ઐક્યતાવાળી હોઈ તેઓ દિવ્ય દૃષ્ટિવાળી હતી.

अहो तीनको भायग काहा बरनु, केहं कुवेर होइ रही मम चरनु. ॥२५॥

પરમગુરુ કહે છે તેમના સદ્‌ભાગ્યનું વર્ણન હું શું કહું, તેઓની અંતરવૃત્તિ ગુરૂચરણમાં જ રહેતી હતી.

## અચરત અંશ વિશેષ વિભૂતિ ભક્તિ બરનનકો-અંગ-૭૩મું

चारुमे अचरत नीज अंशी, धर कैवल पदकी मम वंशी;
पण त्रियेको तीनु संघ गवाइ, तीनके मरम लखावहु भाइ. ॥१॥

ભગવાન કરૂણાસાગર કહે છે કે ઉપર દર્શાવેલાં ચાર નામવાળા હરિજન પૈકી અચરત નિજસ્વરૂપનો સંપૂર્ણ અનુભવ મેળવી જે પ્રથમપદે કૈવલ છે તેની જ વંશનો નિર્ણય કરી અખંડ (સોહંગ બ્રહ્મ) ભૂમિકામાં જ વૃત્તિને વારી રાખેલ હોઈ અખંડ આનંદમાં જ વિરામેલી હતી. બીજાં નામોવાળા હરિજન તેમની સંગમાં સદાસર્વદા રહેતાં હતાં તે ભેદ જણાવું છું.

वीप्र कोप जेही दीन कीये जंगु, तीन रहे अचरतके संघु;
जबत्ये मेहेर करी मन मांही, मम पछ राखी बीछरे नांही. ॥२॥

જે દિવસે બ્રાહ્મણોએ અચરતને ઘરમાં પૂરી ત્રાસ વરતાવ્યો તે દિવસે ત્રણે સ્ત્રીઓ

અચરતની સાથે રહી હતી અને જરા પણ અચરતથી છૂટાં રહેતાં નહિ. જેથી તેમના અંતરમાં પણ મહેર કરી.

**बोहोर रहे तंन मंन धरी दीनु, जबत्ये सरन लेइ बइ तीनु;**
**ओर जीव अगनित बहु तारे, प्रथंम भइ तीनु नाम उधारे. ।।३।।**

તે ત્રણે હરિજન સ્ત્રીઓ તન, મન અને ધનનો ત્યાગ કરી પરમગુરુ લક્ષમાં ધ્યાન આપી રહેતાં હતાં. જેથી ત્રણે સ્ત્રીઓ પર અચરત ઘણા પ્રેમ સહ ભાવ રાખતાં ને જ્ઞાનામૃતરસ રેડતાં હતાં. તે સિવાય પણ જે જે જનો શુદ્ધ ભાવ ભરી શરણે આવતા તેઓને પરમગુરુના લક્ષનો જ ઉપદેશ આપતાં જેથી અભ્યાસે કરી ઘણાં અંશ ભવપાર થવાની ગતિને પ્રાપ્ત કરતાં હતાં. અત્રે જેઓએ પ્રથમ શરણે આવી તન, મન અને ધન સહુનો ત્યાગ કર્યો તેઓનાં નામ જણાવવામાં આવેલાં છે.

**बडकी रीत सरन जेही आवे, धंन्य अचरत तीनु पार लगावे;**
**जब ते अचरत कही निजरंगी, तीन भए उनके सतसंगी. ।।४।।**

ભવ તરવાની ઉત્તમ રીત તન, મન અને ધન ઉપરથી વૈરાગ ધારણ કરી જે શરણે આવતા તેવા વ્રહેવંત-અંશોને અચરત શુદ્ધ ભાવથી પરમગુરુનો લક્ષ આપીને ભવ પારંગત કરતાં હતાં, જેથી મેં અચરતને નિજરંગી શબ્દથી સંબોધ કર્યો છે. જેના સંઘમાં ત્રણે સ્ત્રીઓ હરહંમેશ સંગનો લહાવો લેવાનું ચૂકતા નહોતાં.

**पण अचरत अविगत गति जांने, भरम अनेक भूले नहि भांने;**
**जेही कैवल निज धांम अलोकी, तीनके एही अंश सलोकी. ।।५।।**

પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે અચરત અવિગત ગતિની અનુભવી હતી, જેથી પંચભૂતાદિ પ્રકૃતિના વિધ વિધ ભરમ ઊભો કરે તેવાં આવૃણથી જરા પણ લોભાતી નહિ અને સ્વસ્વરૂપના આનંદમાં જ રહીને જે કૈવલપતિ પોતાના અલૌકિક ધામમાં અખંડ સ્વરૂપે કાયમ રહેતા તે જ ધામ અચરતે સરળ અને સુગમ રીતે સંપાદન કરી ધણીની હજૂરમાં વિરામતાં હતાં, જેથી તે અંશ હજૂરી રહેવાના અધિકારવાળા સલોકી ગણાય છે.

**तंबत्ये तलब न राखत हलकी, जुगन जुगन भक्ति कैवलकी;**
**ताते मत कोहु करो अंदेशा, कैवल अंश धरे भव भेसा. ।।६।।**

જેથી આવા અંશો હલકી એટલે કે કર્તાના કૃત પૈકીના કોઈ પણ દેવની પ્રાપ્તિ કરવાની

આશા રાખતા નથી, પણ યુગોના યુગો સુધી કૈવલ પદના સાંનિધ્યમાં રહી એક જ દૃષ્ટિ રાખી રહે છે, માટે કોઈ સંદેહ રાખશો નહિ, કારણ કે કૈવલના અંશો જ આ ભવસાગરમાં અનેક શરીરો ધારણ કરે છે. (કૈવલ પોતે શરીર ધારણ કરતા નથી.)

जेही पदसे हंमही चली आवा, तेही पदके कही अंश सोहावा;
तब हमसे उनके सुध नेहु, घर एकके क्यौं टले सनेहु. ॥७॥

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે જે ધામથી હું અવિગત ગતિએ આવ્યો છું તે જ ધામના એ અંશ છે, અને તેથી જ મારો અને તેમનો શુદ્ધ સ્નેહ રહેલો છે. તેમ જ અમારું સ્થાન પણ એક જ છે તો પછી અમારો સ્નેહ કેમ ઓછો થાય ?

वीशेश अंश देश कैवलके, अरुढ मता जबते निज दलके;
चरन सरन जेही जेही जंन आवे, कैवल पद सद ताही लखावे. ॥८॥

મારાં વચનો જે જે અંશોને દિલમાં ઊતરે છે તે તે અંશો વિશેષ ગતિના હોઈ કૈવલ પદની ધગશવાળા ને અરૂઢ મતે નિજ દિલમાં જનમત રહેનારા હોય છે અને તેમની પાસે શુદ્ધ ભાવ ભરીને જે જે અંશો આવે છે તેમને સત્યકૈવલ પદ ઓળખાવે છે.

नेती नेती जीनु नीगम बखांने, तेही अचरत पद अचरत मांणे;
ता सुखकी काहा कहु समतोला, जेही जांने तांहां रहत अबोला. ॥९॥

જે પદની વેદોએ નેતિ કહી વખાણ કર્યા છે તે આશ્ચર્યજનક પદ અચરતબા માણે છે (અનુભવે છે) તે સુખની સરખામણી કે તુલના થાય તેમ નથી. શબ્દોથી કહેવા યથાર્થ વાચા પણ નથી. આવું પદ તો જે અંશ અનુભવે ને જાણે તે જ માણે છે. ત્યાં વાણીનો વિષય નથી (અવાચ્ય જ રહે છે.)

सुध कैवलके दरशी जेहु, पाय परमगति गत तेहु;
वैस सही हरिजंन होय जेही, अब सुनीयो कही देहु हंम तेही. ॥१०॥

જે જન શુદ્ધ કૈવલદર્શી હોય તે જ પરમગતિની ગતને સમજે છે. હવે વૈશ્ય જાતિના જે હરિભક્તો હોય તેમની સમજ આપું છું તે સાવધાનપણે શુદ્ધ ચિત્તે શ્રવણ કરો.

सीधर शेठ कुवरजी शाहु, प्रीत्य रीत्य जांने सब काहु;
अेभेदास ओरु नागर सोइ, चारु भक्त वंशमे ओइ. ॥११॥

શ્રીધર શેઠ, કુંવરજી, અભેદાસ અને નાગરદાસ નામના ચાર વૈષ્ણવો હતા, અને તેઓ ભક્તિભાવવાળા તથા રહેણીકરણીમાં રહેનારા હતા.

द्वे कहीये तामे निज सारु, संत सेवै गती प्रेम अपारु;
ओर सकल माहाजनके भावु, सेज भक्ति नंदे नहि कावु. ॥१२॥

તે ચારમાંથી બે નિજ સ્વરૂપની ગમગતિમાં પ્રવીણ હતા, અને સંત સેવા એ જ ખરી સાચી ભક્તિ છે એમ સમજતા હતા ને સંતો માટે અઢળક પ્રેમ રાખતા હતા. સઘળા હરિજનો પ્રત્યે સમાન ભાવ રાખતા ને સહેજા સહેજમાં પણ અવિગત વસ્તુમાં લક્ષ લગાવતા. વળી કોઈ જનની નિંદા કરતા નહિ.

पण द्वे मही तंन मंन धंन हेता, सेठ कुवरजी सीधर समेता;
क्षत्रीकुल रजबुत बखानु, सब भावीक हंमसे अविलांनुं. ॥१३॥

શ્રીધર શેઠ અને કુંવરજી એકબીજા પ્રત્યે તન, મન અને ધનથી હેત રાખતા હતા. વળી ક્ષત્રિય કુળના રજપૂતો સઘળા હમારા પર હેત ભાવથી જોતા ને હમોને પૂર્ણ અવિલાનથી નિહાળતા.

मुखी कहीये तीनमे नीज एकु, द्रढ भक्ति नीज ज्ञान विवेकु;
कराभाई जिनके हे नांमु, आतम दरस लक्ष अभिरामु. ॥१४॥

ક્ષત્રિય કુળમાં નિજમાં અનુભવ કરનારા એક ભક્ત હતા, જેમનું નામ કરારભાઈ હતું અને તે ઘણા જ વિનય અને વિવેકવાળા તથા આત્મદર્શનના અભ્યાસી હતા. (લક્ષ કરનારા હતા).

बरन सुद्र बरनु अब सोइ, अधीक भक्ति जाके उर होइ;
सीधरदास संभुजन बाजी, प्रागदास धोरी ध्रड साजी. ॥१५॥

શૂદ્ર જાતિમાં જે અધિકારી હતા તેમનાં નામ સિધરદાસ, શંભુજન, બાજીભાઈ, પ્રયાગદાસ ને ધોરીદાસ હતાં. તેઓ ભક્તિરસના રસિયા હતા.

मोक्ष पंच एही प्रेम सनेही, लक्ष ज्ञांन उर समजे जेही;
ओर सकल हरिजंनके हेतु, उन कुलके नरनार समेतु. ॥१६॥

ઉપર દર્શાવેલા પાંચે ભક્તો મોક્ષના અધિકારી હતા. એકબીજા માટે ઉરમાં અખંડ સ્નેહ રાખનારા હતા, તેમ જ તેમને લક્ષાર્થ જ્ઞાનનો ઊંડો અભ્યાસ હતો. તે પક્ષના સઘળા હરિભક્તો તથા કુટુંબનાં સઘળાં નરનારીઓને મહાન સમર્થકુવેર સ્વામીજી પરમ ગુરુ પ્રત્યે ઘણો જ પ્રેમ હતો.

कुंवरबाइ केसर सखबाइ, अवलबाइ चोथी अनुराइ;
एही उनके कुलकी चहु नारी, जीनकु हे हरी भक्ति प्यारी. ॥१७॥

તેમના કુળમાં કુંવરબાઈ, કેસરબાઈ, સખબાઈ અને અવલબાઈ એ ચારે સ્ત્રીઓને હરિભક્તિ ઘણી જ વહાલી હતી અને તેથી હરિભક્તો પર પ્રેમદૃષ્ટિથી જોતાં હતાં.

ओर पंचमी बेहेन कुवारी, हरी उरमे लीनो पती धारी;
वखतबाइ क्षत्री कुल जाइ, कंकुबाइ रजक कुल ताइ. ॥१८॥

અને પાંચમી સ્ત્રી કુંવારી તે કુળની હતી જેણે હરિને ઉરમાં પતિ તરીકે માન્યા હતા. બીજાં વખતબાઈ નામનાં એક ક્ષત્રિય કુળનાં બાઈ હતાં તે પણ પરમ ભક્તિભાવવાળાં હતાં. ત્રીજા એક કંકુબાઈ નામનાં ધોબી કુળનાં હતાં તે પણ ભક્તિ ભાવવાળાં અને સારાં અભ્યાસી હતાં.

भये सरन तीनु आद्य अनेकु, बरनन कीये अधीक जीनु टेकु;
मुनदास जंन द्वारकांदासा, भक्त द्वारकादास हे खासा. ॥१९॥

ઉપર દર્શાવેલાં નામો સિવાય બીજા પણ ઘણા ભક્તો હતા, પણ જે ખરેખર દૃઢ ટેકવાળા હતા તેમનાં જ નામ આ ગ્રંથમાં લીધાં છે. બીજા ભક્તોમાં મુનદાસ, દુવારકાંદાસ તથા દ્વારકાદાસ પણ ભક્તિરસના અધિક ભોગી હતા.

जंन भगवान भुलाभाइ सोइ, गलाभाइ रघुनाथ ए दोइ;
नरसीदास गोविंद नीज हेतु, कल्याणदास चीत चरन समेतु. ॥२०॥

હરિભક્ત ભગવાનદાસ તથા ભુલાભાઈ શેઠ અને ગલાભાઈ તથા રઘુનાથ એ બંને ભાઈ તથા નરસીદાસ ગોવિંદભાઈ તેમ જ કલ્યાણદાસ વગેરે સર્વેને ભક્તિરસ વહાલો હતો પણ સાથે સાથે ચૈતનના અભ્યાસમાં રચ્યાપચ્યા રહેતા હતા.

साहा कुलमे कलयांण अरुदाजी, अहोनीश चरन कमल चित राजी;
बाइ तेजा तंन मंन धंन हेतु, प्रभुदास पुनी चरन ग्रहेतु. ॥२१॥

વણિક કુળમાં દાજીભાઈને કલ્યાણદાસ અહોરાત્રિ પ્રણવ સુરતાનાં સંયોગ માટે ખૂબ આરતપૂર્વક અભ્યાસ કરી રહેતા હતા. વળી તેજબા તથા પ્રભુદાસ પોતાનાં તન, મન અને ધનની કામનાઓનો નાશ કરી સુરતાથી લક્ષ ભજનમાં અરુઢપણે રહેતાં હતાં.

बरन चतुर एतने जंन सोइ, मोक्ष मोक्ष कीने हंम जोइ;
ओर रहे बीनु नांम कह्यांनुं, पण मेरे मन सरव समांनु. ॥२२॥

ચારે વર્ણોમાંથી જે નામો અત્રે વર્ણવામાં આવ્યાં છે તે મુખ્યત્વે કાર્ય ભક્તિ જ આદરી બેઠેલાંનાં નામ છે. એ અંશો પૂર્ણ અધિકારી હોવાથી ગતિ પ્રાપ્ત કરી રહેલાં છે. હજુ બીજા હરિભક્તોનાં નામ તથા ગુણનું વર્ણન અત્રે કર્યું નથી છતાં તે બધા જ અંશો ઉપર મારો સમાન ભાવ છે.

प्रेम नेम जिनकु जेतनाइ, संमकीना पण एही परभाइ;
नामरुप बरनु मे केता, मुक्त रुप सरनन मम जेता. ॥२३॥

હું સર્વને સમાન ભાવથી જોઉં છું, પણ જેનામાં જેટલો પ્રેમ અને જેટલા અડગ નીતિ નિયમવાળા તેમનું તે પ્રમાણે જ વર્ણન કર્યું છે અને જેઓ મારા શરણમાં નિરંતર રહેતા તેઓ પણ લક્ષનો જ લહાવો લેતા હતા.

सार धार धंन्य सेवक सभागी, केहं कुवेर रहे पद मम लागी. ॥२४॥

પરમગુરુ ભગવાન કરૂણાસાગર કહે છે કે જે સંતોએ અડગપણે સુરતાને અવિગતમાં ગોઠવી છે તેવા અંશોને હું ધન્યવાદ આપું છું અને તેજ સાચા સદ્દ્ભાગી સેવક ગણાય, ને તેમના ભાગ્યનો ભાનુ ઉદય થાય ને છેવટે ભવસાગરના ફેરામાંથી મુક્ત થાય.

## અથ સંત બરનંન કરનકો - અંગ-૭૪મું

अब सुनीयो मुडीत कहु साधु, घर त्यागे पकडे लक्ष आदु;
नारणदास ओरु प्रेमहीदासा, जीनके चीत मम चरन नीवासा. ॥१॥

જેનાં ચિત્ત અંતઃકરણ મારા ચરણ કમલને વિષે એકાગ્ર થયેલાં છે તથા હરહંમેશ અહોરાત્ર જેમનાં ચિત્ત મારામાં લીન થઈ રહ્યાં છે એવા સંત નારણદાસ તથા પ્રેમદાસ કે જેમણે ઘરનો ત્યાગ કરી મારી પાસેથી ભેખ ધારણ કરી મારાં વચનોને શિર પર ચઢાવી મારા આપેલા લક્ષમાં જ અરૂઢપણે રહેતા હતા.

जंन रणछोडदास भगवांना, तीनु चीत पण मम चरनही ठांना;
तारंन तरंन चतुर चीद चक्षु, भये अद्भुत लेइ मम दक्षु. ॥२॥

રણછોડદાસ અને ભગવાનદાસ બંને ભક્તોનાં ચિત્ત પણ મારા ચરણકમળમાં જ વિરામ લેતાં હતાં. તેઓ તરન તારન પુરુષ હતા ને ભવપાર ચિદ્દ ઘનના ઘરમાં જ ખૂપી

રહેલા અને શરણે આવનારને જ્ઞાનામૃતનું પાન કરાવતા હતા. આ બંને ભક્તોએ મારી પાસેથી દીક્ષા (ભેખ) લીધા પછી ગુરુમુખી થઈ અદ્‌ભુત ગતિવાળા બન્યા હતા.

**नारणदास नरवेद भेदंती, सकलग्रंथ गतिवंत अनंती;**
**प्रेमदास परीकरण प्रवेणु, ज्ञांन ध्यांन नरणीत नीज नेणुं. ॥३॥**

સંત શિરોમણિ નારણદાસે દૃઢ વૈરાગ વડે પ્રકૃતિના પડવાળા સઘળા કૃતને ભેદીને બધા ધર્મ ગ્રંથોની ગતિને સમજી જેનો અંત નથી એવા બ્રહ્મની ભવાટીને ભેદી અનહદ ગતિએ વિરામ લેતા હતા. પ્રેમદાસજી નામના ભક્ત પણ ઘણા પ્રવીણ અને પરિકરણથી વાકેફ હતા, તેમ જ તેમણે પોતાના જ્ઞાનચક્ષુ વડે નિજપતિ સાથે ઐક્યતા સાંધી હતી જેથી નિજપતિની મોજમાં મસ્ત રહેતા હતા.

**चार नांम परमांनही चारी, अब तीनके कहु जस वीस्तारी;**
**नारणदास नीज लक्ष वीलासा, अनंत नेन घट खोले प्रकासा. ॥४॥**

ઉપરના ચાર ભક્તોનાં નામ પ્રમાણે જે જે ગુણો હતા તેનું વર્ણન કરું છું. સંત નારણદાસ નિજલક્ષમાં જ આનંદ માણતા હતા. જેથી અનંત ચક્ષુઓ ખુલ્લાં થતાં નિજનો પ્રકાશ પોતાના ઘટમાં સંપૂર્ણ પ્રકાશાય તેવો અનુભવ લેતા હતા.

**रोम रोम रज रजकी गतीया, वारपार वीवीधी रती रतीयां;**
**द्वादश पख पहेचांन प्रचंडे, देखी देखी कहु चीत नहि मंडे. ॥५॥**

જેની ગતિ રોમેરોમની જાણવાળી હતી ને જે જાણે વારપાર વિનાનો અનુભવ થતો હતો. તેમ જ સૂક્ષ્મ ને વૈરાટની ગમ રજેરજની પડેલી હતી જેથી બાર પંથવાળાઓનાં ધ્યેય પ્રચંડ ગતિએ જાણવાવાળા હતા તથા તેમની ગમગતિનો અનુભવ જોતા હતા પણ તેમાં ચિત્ત ચોંટતું નહોતું ને વારંવાર સ્વસ્વરૂપમાં આરૂઢ થતા હતા.

**ज्ञांन ध्यांन सबका लीया देखी, पकर रहे गुनके मत भेखी;**
**गुनके ज्ञांन सकल पंथ ज्ञांनु, कोहु नहीं जांनत पद नीरबानु. ॥६॥**

નારણદાસે નિજના ઘરમાં રહીને તમામ મતપંથવાળાઓ જે પદનું ધ્યાન કરતા હતા તે તથા તેઓએ સમજેલું જ્ઞાન પોતાનાં નિજ ચક્ષુઓએ સમજી લઈ વિચાર કર્યો કે આ સઘળા પંથીઓ ગુણથી પર ગતિ મેળવી શક્યા નથી, જેથી જે તે ગુણમાં જ ગૂંચવાયા છે અને તેથી તેઓએ નિર્વાણ પદનો અનુભવ પ્રાપ્ત કરેલો નથી.

तब बोहोरु चरनन मम आये, अरुढ लक्ष मत अकथ लखाये,
तब चीतवंन मंन कीयो वीलोकु, नहि एही ज्ञांन चतुरदश लोकु. ॥७॥

આ પ્રમાણે સમજીને મારી પાસે આવી શરણું સ્વીકાર્યું. તેમની આરતને (જિજ્ઞાસાને) ઓળખી પાત્ર પ્રમાણે અરૂઢ લક્ષ દર્શાવ્યો. જે કથન લક્ષપૂર્વક સાંભળી અંતરમાં ચિતવન કરી જોઈ પોતે ઉચ્ચાર કર્યો કે હે પરમગુરુ ! આપના લક્ષ જ્ઞાનનો પટ ચૌદ લોકમાં કોઈને જ નથી. આપનું જ્ઞાન અનંત, અનહદ ને વારપાર વિનાનું છે.

जब हंमकु गुरु परमही चीना, तंन मंन अरपी रहे आधींना;
जब सबके मत छाड अछुता, ग्रही मम ज्ञांन भये अद्भुता. ॥८॥

જ્યારે નારણદાસે મને સર્વથી શ્રેષ્ઠ પરમગુરુ છે એમ અનુભવ્યું ત્યારે તન, મન અને ધન અર્પી મારા શરણમાં આધીન થઈ રહ્યા. તેમ જ સઘળા મતપંથનું જ્ઞાન ફિક્કુ સમજાયું અને મારા જ્ઞાનથી અદ્‌ભુત ગતિવાળા થયા.

अगंम निगंम गत्य मये अघादु, छेदी भरम मरम लीये आदु;
देशकाल जुगमे जसवंतु, भये माहा दीव्य ज्ञांन गतिवंतु. ॥९॥

જે પદ અગમ નિગમથી રહિત ગુરુગમ વિના અગમ્ય હતું તેની ગમ પરમગુરુ દ્વારા પ્રાપ્ત થઈ. જે ગમ વડે અનેકાનેક ભરમોનો મર્મ (ભેદ) સમજી તેથી પર રહેલા આદ્ય પુરુષનો ગુપ્ત મર્મ સમજાયો. જે સમજ વડે દેશેદેશમાં પ્રસિદ્ધિ થઈ જશ પ્રાપ્ત કર્યો અને દિવ્ય જ્ઞાન થવાથી મહાદ્ ગતિવંત થયા.

देइ परमोध बोध युग मांही, अगणित लोक लिये सरनांही;
कीये कल्याण जीव बोहोतनके, अरपी रहे तंन मंन तीन तीनके ॥१०॥

સંપૂર્ણ જ્ઞાનગતિના અધિકારી એવા સંતશ્રી નારણદાસે તેમના શરણે આવેલા અગણિત હરિજનોને ઉત્તમ પ્રકારનો બોધ આપીને શરણે લીધા અને એમના શરણે રહી જેણે પરમગુરુનો લક્ષ કર્યો તે બધાની મુક્તિ થઈ કારણ કે તેમને પોતાનાં તન, મન અને ધન અર્પણ કરેલાં હતાં.

नही रण कीये सकल जीव पासा, नांम रखे जब नारणदासा;
केहं कुवेर सुनो नर बोहोरु, प्रेमदासके जस विस्तारु. ॥११॥

નારણદાસે શરણે આવનાર આરતવંત અંશોને ભવસાગરના લક્ષ રૂપ લક્ષ ચોરાસીના આશારૂપી પાસના બંધનમાંથી મુક્ત કરવાનું સ્વીકારી લીધું. અને મારે શરણે મોકલવાનું

કાર્ય પણ કર્યું. અને મારું નામ જગતમાં વિખ્યાત કર્યું તેથી જ મેં તેમનું નામ નારણદાસ રાખ્યું છે ભગવાન કરૂણાસાગર કહે છે કે ! હે સભાજનો ! હવે પ્રેમદાસના ગુણોનો વિસ્તાર સમજાવું છું તે સાંભળો.

**प्रेमदास नीज प्रेम प्रकासा, बीनु कैवलपद नांही अभ्यासा;**
**नीज कैवल ओरु मम पद लक्षु, एकमेक उर राखत दक्षु. ।।१२।।**

સંત પ્રેમદાસજીએ પોતાના સ્વ સ્વરૂપ માટે સઘળો પ્રેમ જે જગતભરમાં વિખરાયેલો (જોડાયેલો) હતો તે સઘળો એકત્ર કરી નિજપદની પ્રાપ્તિ માટે જોડ્યો. જેથી પરમગુરુએ બતાવેલ લક્ષથી નિજપ્રેમ પ્રાપ્ત થયો કે જેનો પ્રભાવ ઘણા સંત હરિજનો પર પડ્યો. વળી તેઓ પોતે નિજપદ ઉપરાંત અધિક લક્ષાર્થ કેવલ પદને સ્પર્શવાનો જ કરતા. અનિત્ય પદો તથા પદાર્થોમાં જતી પોતાની વૃત્તિને અટકાવી નિજ કેવલ લક્ષના જ અભ્યાસી હતા. તેમનું ચિત્ત કેવલ લક્ષ સિવાય બીજામાં નહોતું.

**तीनके चरन सरन कोहु परशे, कोटी तीरथ फलको पद दरसे;**
**लखी लखी ग्रंथ दिये बहु जंनकु, वंची वंची भये ज्ञांन सबनकुं. ।।१३।।**

સંત પ્રેમદાસના શરણમાં રહેનાર અંશને કરોડો તીર્થનું ફળ પ્રાપ્ત થાય એવી ગતિવાળા એ સંત પુરુષ હતા. વળી તેઓ મારા ઉચ્ચારેલા વચનોવાળા ગ્રંથો સ્વ હસ્તે લખીને ઘણા હરિજનોને આપતા, ને તેમ કરવાથી ઘણા હરિજનો તે વાંચીને સત્ય સમજી જ્ઞાનવાળા થયા હતા. તો આવા સંતને મારા અનેક વાર ધન્યવાદ છે.

**केतेक जीव कीयेही भवपारा, कैवल ज्ञान करी वीस्तारा;**
**आपी लक्ष अबे करी दीयेउ, मम चरनन चीत सब एक तयेउ. ।।१४।।**

પ્રેમદાસને શરણે આવેલા કેટલાક અંશો ભવપાર થયા હતા. તેમને વિસ્તારપૂર્વક કેવલજ્ઞાન સમજાવી તથા લક્ષની લક્ષણા સમજાવી, નિર્ભયપદે પહોંચાડ્યા ને મારા ચરણકમળના વિષે એકચિત્ત થઈ રહ્યા.

**मीसर ज्ञांन गुझ करही जीवनकु, दरस परस आये जीन जीनकु**
**जेही तेहीसे करही गुरु ज्ञांनु, करवावही मम पद अवीलांनु. ।।१५।।**

ગુરુઓ દર્શને આવનાર હરિભક્તોને મીસરીવત જ્ઞાન આપીને રાજી કરે છે અને જે તે રીતે ગુરુપદનું જ્ઞાન કરાવડાવે છે અને નિજપદનું અવિલાન કરી તે પદનો સ્વ અનુભવ કરી ભવપાર કરાવે છે.

देश वदेश वीकट घट जीते, गुरु परताप कीये सब रीते;
खट दरसंन ओरु पंडित ज्ञांनी, करी करी बाद थके सब आंनी. ।।१६।।

ગામેગામ અને દેશ-પરદેશમાંથી જે જે વાદવિવાદ કરનારા આવતા તેમને ગુરુ પ્રતાપથી અનેક પ્રકારની તેમની શબ્દજાળને તોડી છ દર્શનના વાદવાળા વિદ્વાન પંડિતો તથા બીજા અનેક જુદા જુદા ધ્યેયવાળા, સિદ્ધાંતવાળા તથા મતપંથવાળા જ્ઞાનીઓને વાદવિવાદ કરીને હતાશ કર્યા.

तीनु सबकु नीज नाव बताइ, संमरस करी दीयेहु उलटाइ;
वेर वरग कोहुसे नव रखीये, सनमुख मीले सोइ भये आसकीये. ।।१७।।

આવા સઘળા જનોને નિજ સ્વરૂપ રૂપી નાવને સમજાવી શાન્ત પાડ્યા તથા તેઓની ઊલટ રીતને સૂલટ કરી સમજાવી અને આવા જ્ઞાની અંશો સાથે વેરભાવ દૃષ્ટિ કે કોઈ જાતનો વિતંડાવાદ કરતાં નહિ પણ પ્રેમભાવથી વર્તતા.

कुमल वचन भरीत करुणाइ, बीनु अमरीख उचरन लघुताइ;
एही सब भेख मीलन के बचनां, रखीत इष्ट उर अंतर सचनां. ।।१८।।

અને તેમની સાથે કોમળ વચનોથી ને કરૂણાભરી દૃષ્ટિથી તથા વેરઝેર રાખ્યા વિના લઘુતાઈ ને મૃદુભાવ ધારણ કરતાં. જ્યાં જ્યાં કોઈ ભેખવાળા મળે ત્યારે ત્યારે આ પ્રમાણે વર્તતાં. અંતરમાં ઈષ્ટનું ધ્યાન ધરતાં અને પાપ કે કપટ રહિત થઈ શુદ્ધ અંતઃકરણપૂર્વક વાણી ને અંતરની એકતા રાખી વર્તતા.

जग जीतन जीनके मंन चाही, तो संतनसे करो अनुराइ;
हंम दीना सोही देत लखाइ, जीनसे मोक्ष परम पद पाइ. ।।१९।।

જે હરિભક્તે કે સંતપુરુષે જગતમાં જીત મેળવવી હોય તેમણે જ્ઞાની સંતો સાથે પ્રીત કરવી અમારે તમને જે કાંઈ કહેવાનું હતું તે કહી દીધું છે ને લખાવી દીધું છે તો તે તમે વાંચીને વિચારો ને પરમપદ (મોક્ષ) પ્રાપ્ત કરો.

प्रेम नेंम जीनके उर पासा, जब हंम कीना प्रेमही दासा;
तीनके संम ओरु जंन कहु दोइ, केहं कुवेर सुनो सुध चीत प्रोइ. ।।२०।।

જેને પ્રેમનો પટ અંતરમાં નિયમિત લાગ્યો છે તેને જ હું પ્રેમદાસ નામથી સંબોધું છું, અને તેના જેવા બીજા નિયમિત પ્રેમના પાસવાળા ભક્તોના ગુણોનો વિસ્તાર કહું છું એ પ્રમાણે પરમગુરુ ભગવાન કરૂણાસાગર કહે છે.

## અથ સંત બરનનકો - અંગ-૭૫મું

**रण छोडे रणछोड जीवंन का, चरन सरन आवे जीन जीनका;**
**देइ परमोघ परमगति आपे, अभे अचल अवीगत करी थापे. ॥१॥**

આરતવંત અંશોનું ભવભવાટીનું જે ઋણ બંધનરૂપ છે તે બંધનમાંથી મુક્ત થવા નિત્યપદના શરણે આવી પરમપતિની ગમ પામી નિત્યબોધ ગ્રહણ કરે, અને જે પદ અભય ને અચળ છે તથા ગરુગમ વિના ન કળાય તેવું છે તે પદે વિરામ પમાડે છે.

**अघम अनेक पार लगाये, ते माटे रणछोड कहाये;**
**भवतारंन भगवांनही दासा, अगुढ ज्ञांन मत अकल नीरासा. ॥२॥**

જે પોતાને શરણે આવનાર અધમ ગતિવાળા જીવોને ભવપાર થવાનો લક્ષ આપી તેમને ભવસાગરમાંથી મુક્ત કરે છે, તેવી ગતિવાળા સંતનું નામ રણછોડ કહેવામાં આવે છે. તથા ડૂબતા જીવોને નિજનું જ્ઞાન કરાવનારને ભગવાનદાસ નામથી ઓળખવામાં આવે છે. જેમનું જ્ઞાન ઘણું જ ઊંડું, ડગે નહિ તેવું, ગુરુગમ વિના કળી ન શકાય તેવું અનંત બ્રહ્માંડોમાંના કોઈ પણ પદની આશા રાખ્યા સિવાયનું આશારૂપી પાસથી બંધનમાં ના પડે તેવું ફક્ત કૈવલ પદ છે.

**सकल ग्रंथ गतिवंत निरुपा, भाग त्याग करे अरथ अनुपा**
**सार असार नरणे करी आपे, सकल लोकके संसे कापे. ॥३॥**

હમારા રચેલા સઘળા ગ્રંથોમાં મહાદ્‌ગતિ ભરી છે ને તે દરેક રૂપરંગને ઘાટ વિનાના નિજપદનું પતિપદ સહ સ્થાપન કરે છે અને જે તે પદોના ભાગ ત્યાગ કરી લક્ષણો સમજાવે છે, જેમાં ઉપમા રહિત, સાર અસારનો નિર્ણય કરી બતાવે છે જેથી સઘળા લોકના સંસય નષ્ટ થાય છે.

**चैतंन लक्ष नीराक्रण काढी, निज जंनकु सुध देत देखाडी;**
**जीवन मुक्त करे जीवंनकु, करी करी ज्ञांन सब्रे जंन जंनकु. ॥४॥**

શરણે આવનારને ચૈતન લક્ષનું નિરાકરણ કરી બતાવી તે પદ યથાર્થ સમજાવી શુદ્ધ સ્વરૂપનો અનુભવ કરાવે છે અને આરતવંત અંશોને જીવન મુક્ત દશાવાળા બનાવી ઉત્તમપદે પહોંચાડે છે.

बुधीवंत जंन कीये अनेका, द्रडवाये कैवल पद एका;
एही परकार जंन बहु तारे, अगणीतके कारज कही सारे. ॥५॥

આરતભર્યા શરણે આવી પ્રેમપૂર્વક ભક્તિ આરંભી રહેનાર ઘણાઓને શુદ્ધ બુદ્ધિ આપી અને કૈવલપદ પ્રાપ્તિનો અતૂટ લક્ષ સમજાવી તે પદમાં વિરામ્યા. આ પ્રમાણે ઘણા ભક્તિભાવવાળા અંશો મુક્ત થયા તથા અસંખ્ય અંશોને સ્વ સ્વરૂપનું ભાન કરાવ્યું.

भगथीवांन कीये जीव भीना, जब भगवांन दास हंम कीना;
एही परकार नांम मत चारु, होइ गये माहा अद्भुत अपारु. ॥६॥

તેમણે ભક્તોને ભગ ઈન્દ્રિ દ્વારા ઊપજતાં શરીરોનો મોહ તજાવી તથા જન્મ-મરણનો ભય ટળાવી પોતે પણ નિત્યપદમાં અંતે લક્ષદ્વારાએ ઠરી રહેતા (લીન થઈ જતા). જેથી નવું શરીર ધારણ કરવું રહેતું નહિ માટે ભગવાનદાસ નામ ધારણ કરાવ્યું હતું. ઉપર દર્શાવ્યા પ્રમાણે ચાર સંતનાં લક્ષણો અતિ ઉત્તમ હોઈ અનંત ગતિમાં રહેતા હતા જેથી જગતમાં તેમની અદ્‌ભુતતા પ્રકાશતી હતી.

ओर संतके नांम सुनावु, जीनके पण तंन मंन अती भावु;
नरभेरांम जुमनांदा जेही, दयाराम जंन प्रेम सनेही. ॥७॥

આ સિવાયના બીજા સંત પુરુષોનાં નામ જણાવું છું, તેઓ મહદ્‌ગતિવાળા હતા અને ગુરુ માટે તન, મન, ધનથી પુષ્કળ ભાવ રાખતા હતા. તેઓમાં નિર્ભય થયેલા નરભેરામ, જમનાદાસ અને દયારામ દરેક જન પ્રત્યે અતિ પ્રેમ રાખતા ને ભક્તિમાર્ગમાં અતિ કુશળ હતા.

रसोइ करनमे द्वार अधीकारी, पोखत संत रसोइ समारी;
हीरादास गोपालही दाजी, एही तीनु गत असील वेराजी. ॥८॥

સંત હીરાદાસજી, ગોપાલદાસજી અને ત્રીજા દાજીદાસજી રસોઈ કરીને સંતોને પોષતા હતા, અને સેવા કરવામાં મહાકુશળ હતા, તથા શુદ્ધ વૈરાગવાળા હતા કે જેથી ભેખને શોભાવતા હતા.

आरतीदास जंन लालहीदासा, हंसदास गोवर्धन पासा;
एही चारु चरनन अधीकारी, हंमसे प्रीत्य टरे नही टारी. ॥९॥

સંત આરતીદાસ, લાલદાસજી, હંસદાસ ને ગોવર્ધનદાસ પ્રણયલક્ષી હતા. તેમને પરમગુરુ પર અઢળક પ્રીતિ હતી. ઉપર દર્શાવેલાં નામોવાળા ચારે સંતોની લક્ષણા પૃથક પૃથક જણાવું છું તે હે હરિજનો સન્મુખ દૃષ્ટિ રાખીને શ્રવણ કરજો.

**तीनका जस परथक कहु मोइ, केहं कुवेर सुनो सनमुख होइ;**
**आरतीदास जंनमे अबधुता, कांम दहन ज्यौं रन रजबुता.॥१०॥**

સંત આરતીદાસ બધા સંતોમાં અતિ અદ્‌ભુત ગતિવાળા હતા. તેઓએ કામાગ્નિને જીત્યો હતો અને સમરાંગણના શૂરવીર રજપૂત યોદ્ધા જેવા હતા.

**लालदास चीत लक्ष समंडी, रोम रोम जीनु प्रेम अखंडी;**
**गदगद कंठगलीत तंन सारु, मम वीछ्रंन दुःख होत अपारु. ॥११॥**

સંત લાલદાસજી પોતાના ચિત્ત અંતઃકરણમાં ગુરુલક્ષના ઊંડા અભ્યાસી હતા અને રોમેરોમ ગુરુ પ્રત્યે પ્રેમભાવ રેલાવતા હતા ને ગદ્‌ગદ્‌ કંઠે ગુરુપદને ઇચ્છતા હતા. પરમગુરુના ભૌતિક શરીરથી (સ્થૂલ શરીરથી) વિમુખપણું જરા પણ સહન થતું નહિ અને જો કદાચ થોડીવાર માટે પણ છૂટા થવું પડે તો તેમના અંતરમાં અતિ વેદના થતી અને પ્રેમનાં આંસુ ઝરતાં હતાં.

**पण अंतरगतमे एकताइ, उपले दरदसो दीये चीनाइ;**
**हंसदास हंसा अवतारु, छडीदार लीनो अधिकारु. ॥१२॥**

આ સંતોનો ઉપરનો દેખાવ આવો હતો, પણ અંતરગતિએ નિજપદમાં ઐક્યતા રાખતા હતા. હંસદાસજી હંસના અવતાર જેવા હતા, કારણ કે જેમ હંસ દૂધપાણીમાંથી દૂધનો જ ફક્ત આહાર કરી પાણીનો ત્યાગ કરે છે તે મુજબ નિત્ય સ્વરૂપ અને અનિત્ય સ્વરૂપનો (ભૌતિક ઘાટોનો) વિવેકપૂર્વક સમજી નિત્યપદનો જ અભ્યાસ રાખતા, આમ છતાં પરમગુરુની પાસે પોતાના સ્થૂલ શરીર વડે છડીદારનો હોદ્દો ભોગવતા હતા.

**दृढ वैराग त्याग नीज दलके, राजहंस आकंस उपलके;**
**गोवरधंन नीज चरन ममेतु, पुजाकरन चरन अती हेतु. ॥१३॥**

આ સંત મહાન ત્યાગની લક્ષણાવાળા તથા દૃઢ નિશ્ચયવાળા હતા. તેમની ઉપલક આકાંક્ષા રાજહંસ જેવી હતી. તેમ જ ગોવરધનદાસ ગુરુના ચરણપાદનું પૂજન કરવાના અડગ નિયમવાળા હતા..

**धूपदीप पुस्पादीक पूजा, हंमसे देव सेव नहि दुजा;**
**करन आरती नीसदीन नेमु, कैवलपद वीनु ओर न वेमु. ॥१४॥**

ગુરુ પૂજા ધૂપ, દીપ, પુષ્પો વગેરેથી નિયમિતપણે કરતા હતા ને હરહંમેશ ગુરુની

આરતી ઉતારવાના નિયમવાળા હતા. તેઓ કૈવલપદ સિવાય બીજા કોઈ પદને માનતા નહોતા.

**एही चारु चीतवीत मम देही, रहत सदोदीत सुध सनेही;**
**हनुमांन हुकमीत तांहांजाइ, अग्या मेट धरत नहीं पाइ. ॥१५॥**

આ ચારે સંતના ચિત્ત અંતરમાં પરમ ગુરુના સોહમ શરીર સાથે સાચો પ્રેમ હોવાથી હરહંમેશ પરમગુરુ પ્રત્યે શુદ્ધ સાચો સ્નેહ રાખી રહેતા હતા. હનુમાનદાસ ભક્ત ગુરુની આજ્ઞાનું બરાબર પાલન કરતા અને ગુરુની આજ્ઞા વગર કંઈ પણ કામ કરતા નહિ.

**हनेमांन मंनके अभीमानु, तब ते नाम धरो हनुमांनु**
**जुगलदास जुग जीतन जुगती, केतेक जीव पमाड्हु मुगती. ॥१६॥**

જેણે માન અને અભિમાનનો ત્યાગ કર્યો છે તેનું જ નામ હનુમાન રાખ્યું યોગ્ય કહેવાય. જેનામાં જગત પર જીત મેળવવાની શુદ્ધ ગતિ આવેલી હોય તેવા ગતિવાળાનું નામ જુગલદાસ રાખેલું છે. આવા સંત શરણે આવનારને પરમપદ આપે છે.

**पाढी लोक न मांनत कोइ, तीनकु बोध सरन कीये मोइ;**
**एक थइ दोउके कज कीना, जुगलदास जबी नांम धरीना. ॥१७॥**

પહાડોની તળેટીમાં વસનારા હઠાગ્રહી અને જંગલી જનો કે જેઓ ધર્મને માનવાવાળા નહોતા, તો તેવા હઠીલા અને અસંસ્કારી જીવોને સાચો બોધ સમજાવીને મારે શરણે કર્યા. આમ જુગલદાસ નામથી એક છે છતાં જુગલ શબ્દના અર્થ બે થાય છે જેથી નામ એક ધારણ કરી બે પ્રકારનાં કામ કરવાની ગતિ પ્રાપ્ત કરેલી હતી.

**नागरदास वीठल नरहरही, हंमसे साच रखे नीसतरही;**
**धंन गोवंनदास बलरांमा. करतही सेव संत न्हे कांमा. ॥१८॥**

સંત નાગરદાસ, વિઠ્ઠલદાસ તેમ જ નરહરદાસ, હરહંમેશ મારી સન્મુખ રહી મારી સેવામાં જ તત્પર રહેતા અને સદા સાચું બોલી સત્ય ધર્મ પાળતા. વળી જુઠાથી ભવપાર થવાતું નથી એવું યથાર્થ સમજી સત્ય આચરણવાળા થઈ સેવાભાવથી રહેતા. બીજા ગોવિંદદાસ તથા બલરામ સંતોની સેવા ઉઠાવવામાં કોઈ પ્રકારની સ્વાર્થબુદ્ધિ રાખતા નહિ.

**कारभार सबके अधीकारी, पण अंतरगत रहत उदारी;**
**जौं जलमे कमलागत सोइ, जलके परसनां लागत कोइ. ॥१९॥**

સંત ગોવિંદદાસ કોઠારના અધિકારી હતા. (કારભારી હતા) તેઓ ઘણી જ

ઉદારતાવાળા હતા. પાણીમાં જેમ કમળ રહેવા છતાં પાણીથી અલિપ્ત છે તેવી રીતે ગોવિંદદાસ પોતાનો કોઠારી તરીકેનો હોદ્દો હોવા છતાં કોઈ પ્રકારના પદાર્થો કે માનના મદમાં રહેતા નહિ, જેથી સર્વ સંતોના ઘણા જ પ્રીતિપાત્ર બન્યા હતા.

त्यौं गोवंन बलरांमही दासा, रीधसीधके मध रहत उदासा;
अंतर एक नीरंतर ध्यांनु, हंम पर तंन मंन कीये खुरबानु. ॥२०॥

ગોવિંદદાસ અને બલરામદાસ સંતો રિદ્ધિસિદ્ધિવાળા હતા. તો પણ તેઓ રિદ્ધિસિદ્ધિ પર ઉદાસીનપણે ભાવ રાખી વર્તતા અને અંતરમાં કૈવલનું ધ્યાન નિરંતર ધરતા હતા. ગુરુ પર તન મન કુરબાન કરી સઘળો કારભાર ચલાવતા હતા.

रांमदास व्रिनु पास मायन के, सहीत वइराग त्याग तंन मंनके;
छीवे न धात पात विनता के, कैवल ध्यांन सदा उर जाके. ॥२१॥

સંત રામદાસજી કોઈ પણ પ્રકારની પાસજાળમાં બંધાયા વગરના હતા અને તન મનથી ત્યાગવૃત્તિવાળા હતા. તેમ જ કોઈ પણ જાતની ભેટ સામગ્રી લેતા નહિ ને અડગ બ્રહ્મચારી હતા. તેમના અંતરમાં કૈવલપદના લક્ષનો ગુંજારવ અનુભવાતો હતો.

लेंन देंन प्रवेण प्रवेशु, जीनके दाग न लागत लेशु;
गरीब दास जेरांमही दासा, चरनदास ओरु बालक दासा. ॥२२॥

તેઓ ઘણા જ વહેવાર કુશળ હતા. લેવડદેવડના કામમાં ઘણા જ નિપુણ હતા. વળી વહેવારની બાબતોમાં પણ ઘણા કુશળ હતા. તેમની સાથે ગરીબદાસ, જેરામદાસ, ચરણદાસ ને બાલકદાસ નામના બીજા સંતો પણ હતા અને તે પણ સાવધાનીથી વર્તતા હતા.

मनोरदास हरीदास कसनदा, सेवादास रणछोड भरथदा;
राधवदास जांनकीदासा, प्रेमदास रघुरांम वीलासा. ॥२३॥

મનોરથદાસ, હરિદાસ, કસનદાસ, સેવાદાસ, રણછોડદાસ, ભરથદાસ, રાઘવદાસ, જાનકીદાસ, પ્રેમદાસ તથા રઘુરામ વગેરે સંતો પણ ભક્તિભાવમાં વિલાસ કરતા હતા.

चारु सुर एहीने नव हुना, भजनानंद गगंन सुन धुना;
तुलसीदास रघुनाथही दासा, पीतांमर केशव हे ममदासा. ॥२४॥

તુલસીદાસ, રઘુનાથ, પીતામ્બરદાસ તથા કેશવદાસ, નામના સંતો પૃથ્વી, જળ, વાયુ અને અગ્નિ તત્ત્વોનો ત્યાગ કરીને ફકત આકાશત્વ તથા સુષુમણા નાડીને સાધ્ય કરી ગગનધુનમાં અડગપણે દાસત્વ ભાવથી રહેતા હતા.

जंन गोपाल आत्मारांमु, मम चरनन चीत ओर न ठामु;
प्रीयांदास जंन प्रेम प्रकासी, तग्नवृत्ति वृत जगते उदासी. ॥२५॥

સંત ગોપાળદાસ અને આત્મારામ હરતાં ફરતાં ગુરુચરણમાં (સોહંગપ્રણવમાં) લક્ષ વારંવાર જોડતા હતા. સંત પ્રીયંદાસને પ્રણવના ઘરમાં રહેવા માટે ઘણી પ્રીતિ હતી અને તેમની સુરત (તજ્ઞ) શુદ્ધ શૂન્યમાં ચૈતન સાથે નિહંગપણે રહેતી હતી અને જગતના દશ્યો પર ઉદાસીનતા રહેતી જેથી તજ્ઞ દશામાં મગ્ન રહેતા હતા.

माधवदास आस मम चरनां, जीनकी रहेण केहेण अघ हरनां;
अमरतरांम ओरु भावदासा, बालक्रदम जंन प्रेम प्रकाशा.॥२६॥

સંત માધવદાસજી પરમગુરુના સાંનિધ્યમાં રહી તેમના ચરણકમળમાં વૃત્તિઓને વાળી રાખતા હતા. તેમ જ રહેણીકરણીમાં રહી પારકાનાં દુઃખો હરી લેતા હતા. બીજા અમૃતરામ તથા ભાવદાસ નામના બંને સંતો સમગ્ર પ્રેમને એક જ લક્ષમાં ભરી રાખી જગતમાંથી વૃત્તિઓ સંકેલી લઈ તદવતપણે રહેતા હતા.

जंन कलयांण मोरारही दासा, सुरदास सुखरामही खासा;
नरसंगदास मांणेक जंन सोइ, बंशीदास संतोक समोइ. ॥२७॥

મોરારદાસ, સુરદાસ, સુખરામ, નરસંગદાસ, માણેકદાસ અને બંસીદાસ વગેરે સંતો જન કલ્યાણ કરનારા તથા ભક્તિમાર્ગમાં ઘણા કુશળ હતા.

देवांदास विष्णु ओरु प्राग, अगरदास हरी कदम समाग;
नीरमलदास पुरण मथुरांइ, सांमदास केशव सुखदाइ. ॥२८॥

દેવાંદાસ, વિષ્ણુદાસ, પ્રાગદાસ, અગરદાસ, નિર્મળદાસ, સામદાસ તથા કેશવદાસ વગેરે ભક્તો સતસંગના અભ્યાસી હતા. તે પળેપળ જન સમાજના હિતમાં રહેનારા હતા.

नंदराम रघुराम खुशालु, आत्मारांम दयाल विसालु;
पुरणदास हरगोवंन तेही, जगननाथ रतनदा जेही. ॥२९॥

નંદરામ, રઘુરામ, ખુશાલદાસ, આત્મારામ, પુરણદાસ, હરગોવનદાસ, જગન્નાથ તથા રતનદાસ નામના સંતો મહા દયાળુ સ્વભાવના હતા અને તેથી તેમની ખ્યાતિ જગતમાં સારી ગણાતી હતી.

**गंगारांम मुनदास सोइ, सरजुदास बड़ी पुनी ओइ;**
**कालीदास जादव त्रिकंमही, रघुनाथ नारण गंम संमही. ॥३०॥**

ગંગારામ, મુનદાસ, સરજુદાસ, કાળીદાસ, જાદવદાસ, ત્રિકમદાસ, રઘુનાથ તથા નારણદાસ ઘણા પુણ્યશાળી સંતો હતા અને શમદમપણે રહેવાની ગમ ગતિવાળા હતા.

**गरीबदास दासनके दासा, परभूदास जेही दास हुलासा;**
**त्रीकंमदास वीहारी वीलासा, मंगलदास कल्याण की लासा. ॥३१॥**

સંત ગરીબદાસ દાસાનુભાવથી સેવા કરતા હતા. સંત પરભુદાસ ઉમંગપૂર્વક સેવા કરનારા હતા. સંત ત્રિકમદાસજી ઘણા મોજીલા ને રસિયા હતા અને સંત મંગળદાસ શરણે આવનારનું કલ્યાણ કરવાની ભાવનાવાળા હતા.

**रांमचरन चेतन नीजदासु, जीनु चीत मम चरन अभ्यासु;**
**उत्तम संत आगु कीये मोइ, तीनत्ये लघु कीये पुनी सोइ. ॥३२॥**

સંત રામચરણ તથા ચેતનદાસનાં ચિત્ત ગુરુની ચરણ સેવામાં દાસત્વ ભાવે ચોંટેલા હતાં ને ઉપર વર્ણવેલ દરેક સંતોનાં ચિત્ત પણ દાસત્વભાવે પરમગુરુ ચરણમાં ચોંટેલાં રહેતાં હતાં.

**घने संत मंदिर मे ओरु, नांम लीया मुडीत जेही मोहोरु;**
**सोही सकल चरनन मम राचे, मेरे मंन संमतोलही साचे. ॥३३॥**

હમારા સાંનિધ્યમાં બીજા પણ ઘણા મૂંડિત સાધુઓ હતા. પણ જેમનાં નામ અને ગુણ દર્શાવ્યા છે તે પ્રથમના શિષ્યો હતા અને સત્સંગમાં તરબોળ રહેનારા હતા. આમ નાં હું તો સઘળા જ સાધુ-સંતોને સમાન દૃષ્ટિથી જોતો હતો.

**तारंन तरंन चतुर चीद चक्षु, भये अद्‌भुत लेइ मम् दक्षु;**
**एही साधु हरीजंन जेही कहीये, नगर सारसामांही नीपइये. ॥३४॥**

આ સઘળા સંત સોહગં બ્રહ્મના ઘરના અભ્યાસી હોવાથી ઘણા ચતુર હતા અને આવનાર હરિજનને તારે તેવા હતા. આ બધા સંતોએ મારી પાસે દીક્ષા લઈ અદ્‌ભુત ગતિ પ્રાપ્ત કરેલી હતી. આ સઘળા સાધુસંતો સારસાપુરીમાં નીપજેલા હતા.

##  અથ હરિજન બરનનકો-અંગ - ૭૬મું 

नगरपति अब कहु अमीना, सब पुरके नरनार सहीना;
खोजीदास रणछोड कहाइ, नगरपति सबही पीतु माइ. ॥१॥

સારસાપુરીમાં ત્યાંના ધારધણી જેવા અમીનોનાં નામ તથા બીજાં જે નર નારી હરિજન થયેલાં તેમનું વર્ણન કહું છું. ખોજીદાસ તથા રણછોડદાસ સર્વમાં મુખ્ય આગેવાન ને નગરની વસ્તીના મા-બાપ જેવા ગણાતા હતા.

अजुभाइ बेचर बापुजी, ए उनकी पंगत्य संम ध्रुजी;
धाभाइ ने बापु ओरु धोरी, ए सबक़ी उनकी संम ओरी. ॥२॥

અજુભાઈ, બહેચરભાઈ, બાપુજી, દયાભાઈ, બાપુભાઈ ને ધોરીભાઈ એકસરખી પંક્તિના બરોબરીયા હતા.

प्रभुदास ओरु जेशंगभाइ, संतनके सेवइ सुखदाइ;
तीन आगे पंडीत कहु सोइ, पढे पुरांन ज्ञांनके दोइ. ॥३॥

પ્રભુદાસ તથા જેસંગભાઈ એ બંને પૂરણ ભક્ત હતા અને સંતોની સેવામાં આગળ પડતો ભાગ લેતા હતા. બંને ઘણા સુખી હતા. તેમને ત્યાં હરહંમેશ પુરાણોક્ત કથા કરનાર તે સમયના બે પંડિતો કથાકીર્તન કરતા હતા.

विश्वनाथ ओरु अंबारामु, आचारजके जन अभिरांमु,
नगरशेठ बरनु अब सोइ, रामदास ओरु दालजी दोइ. ॥४॥

આ બે પંડિતોનાં નામ વિશ્વનાથ અને અંબારામ હતાં, તેઓ બંને સમાજમાં આચાર્ય તરીકે ગણાતા હતા. વળી ત્યાં નગરશેઠ તરીકે રામદાસ તથા દાલજીશેઠ અગ્રગણ્ય હતા.

लखे तलाटु नगरपतीकु, कारभार वहेवारमे नीकु
दयारांम ओरु धरमही दासा, केवलरांम रांमबाइ पासा. ॥५॥

આ શેઠિયાઓ નગરપતિનું કામ કરતા, તલાટીનું કામ કરતા, હિસાબ રાખતા અને

સઘળો કારભાર નેકીપણાથી કરતા હતા. તેમ જ દયારામ, ધરમદાસ ને કેવલરામ તથા ચોથા રામબાઈ ભક્તિ ભાવમાં આગળ પડતા હતા.

रांमबाइ, मम तंनमंन हेतु, त्रीपारांम जीनु सुत समेतु;
एही पुरके थानापती संतु, हम प्रगटो तीनु महोर वसंतुं. ॥६॥

રામબાઈ મારે પ્રત્યે તન, મનથી અધિક હેત રાખતાં હતાં, તેમનો પુત્ર કીરપારામ તે પણ મારો ભક્ત હતો, આ સારસાપુરીના થાનાપતિ સંતો (કાયમના રહેવાસી) હું પ્રગટ થયો ત્યાર પહેલાંના ત્યાં વસેલા હતા.

घन्ये नगरपुर मठ अतीतु; सब राखत मोइ गुरु संम प्रीतु;
एही पुरके लोकही भीनभीना, मुखी मुखी बरनन हंम कीना. ॥७॥

સારસાપુરીમાં ઘણા મોટાં મઠો આવેલાં છે. ત્યાંના સમગ્રજનો મારા પ્રત્યે ઉચ્ચ ગુરુભાવ રાખતા હતા. આ નગરની વસ્તી ઘણી મોટી છે, પણ તેમાંથી મેં મુખ્ય મુખ્ય ભક્તિભાવવાળા જનોનાં જ નામ જણાવ્યાં છે.

ओर लोक अगणीत नरनारी, सोही हंमसे अती प्रेम हेतारी;
एसेही सब नरनार सह्यांने, सत कुवेर तेही पुर उतपाने. ॥८॥

સારસાપુરીમાં બીજાં ઘણાં નરનારી રહેતાં હતાં અને સર્વે સમજદાર ને શાણાં હતાં તથા અમારી સાથે હેતભાવથી વર્તતાં હતાં.

## અથ પરપુરકે જન બરનનકો-અંગ-૭૭મું

ओर परगना देशहा गांमु, बहु हरीजंन नरनार न्हेंः कांमु;
तीनका बरनन केतेक करहुं, अगनीत लोक नारी ओरु नरहु. ॥१॥

હવે ગામેગામ, પરગણે ને દેશે દેશના મુખ્ય હરિજનોનાં નામના વર્ણન કરીશ કે જેઓ ન્હેંઃ કામી હતા.

नगर सप्तसे-के जंन जेता, भाव प्रीत मोइ भजही तेता;
ओर देश भइ कीरत हमारी, सुनी दरसन आवे नरनारी. ॥२॥

સાતસો ગામમાં અમારા જ્ઞાનનો ફેલાવો થયો હતો અને ત્યાં અમારા હરિભક્તો હતા. તે સઘળાનો અમારા પ્રત્યે ઘણો જ પ્રેમ હતો અને અમારી કીર્તિ દરેક ઠેકાણે ફેલાયેલી હતી, જેથી અમારા દર્શનાર્થે ઘણો જનસમૂહ આવતો હતો.

राजा परजा बरन अठारु, नीसदीन हंमसे प्रीत्य अपारु;
देश देशके पंडित पुरानी, हमसे बाद करन लगे आंनी. ॥३॥

રાજાઓની તથા અઢારે વર્ણની રૈયતની મારા પર ઘણી પ્રીતિ હતી અને દેશવિદેશથી ઘણા વિદ્વાનો અમારી સાથે સત્સંગ કરવા તથા વાદવિવાદ માટે આવતા હતા.

करी करी प्रश्न ब्रुजे बहु मोकु, सुरती साख्य भाषी अश्लोकु
हंम सबही परी उत्तर दीना, समज अघाद करी भींन भींना. ॥४॥

વિદ્વાનો રચનાત્મક કવિતાઓ બનાવી તથા શ્લોકો રચી મને ઘણા પ્રકારના પ્રશ્નો પૂછતા ને ખુલાસા માગતા અને શ્રુતિ તથા સ્મૃતિની સાખ માંગતા. હું તે સર્વેને શાંતિપૂર્વક પરિઉત્તર આપતો ને અગાધ સમજ આપી જુદાં જુદાં દૃષ્ટાંતો આપી સમજાવી શાન્ત પાડતાં હતાં.

एकु प्रश्न हंम नहि अटकाये, विविधी भात्य बहु बोध बताये;
करत बाद पंडीत सब हारे, देश देशके पची गये सारे. ॥५॥

સઘળા પ્રશ્નોના પરિઉત્તર હમોએ શાંતિપૂર્વક આપ્યા અને ઉત્તમ પ્રકારે નિજસ્વરૂપનો બોધ પણ આપ્યો. જેથી ઘણા ખરા શાન્ત થઈ ગયા અને બાકીના ધીમે ધીમે સત્સંગ તથા વાદવિવાદ કરી શાન્તિ પામ્યા.

मुसलमांनके मुलां काजी, सोभी पन हंमसे रची बाजी;
तीनकु पण नीज तंत बताये, कुलकादर अल्ला लखवाये. ॥६॥

મુસ્લિમ બંધુઓમાંથી તેમના ધર્મના આગેવાન ગણાતા કાજી અને મુલ્લાંઓ પણ શબ્દજાળ રચી વાદવિવાદ કરતા હતા. તો તેમને પણ નિજસ્વરૂપ ઓળખ્યા વિના નિસ્તાર નથી, એમ સમજાવી કાદર અને અલ્લાની સાચી સમજણ આપી શાન્ત કર્યાં.

काजी पंडीत दोनु डगीये, सुनी मम ज्ञांन आंन पाव लगीये;
येसेही द्वैज देश देशंनके, छोड गये संसे सब मंनके. ॥७॥

સઘળા પંડિતો અને કાજીઓ અમારી સાથે વાદવિવાદ કરી ડગી ગયા અને અમારું કહેવું સાંભળીને સત્ય વાત સમજી અમારે પગે પડવા લાગ્યા. આમ ઘણા દેશોમાંથી આવેલા વિદ્વાનો સાચી સમજણ મેળવી વિદાય થતા હતા.

खट दरसन ओरु द्वादश भेखु, करी चरचा गये हार अनेकु;
भेख सकल भजनीक तीन गुंनके, कोइ माहाजंन लक्षी निरगुनके. ॥८॥

છ દર્શન અને બાર ભેખના જનો અમારી સાથે ચર્ચા કરી હાર પામ્યા હતા, કારણ કે

સઘળા ભેખધારી ભજનીકો હતા ખરા પણ તેઓનો લક્ષ ત્રણ ગુણો ને જ્યોતિ સુધીનો જ છે. તેમાં કોઈક મોટા પુરુષો નિર્ગુણ બ્રહ્મના લક્ષવાળા હતા.

ईश्वर के चोवीश अवतारु, तामे सबके मंन पतीयारु;
ईश्वरे जेही पद दुरलभ गावा, सो नीज पद लक्ष काहु न पावा. ॥९॥

ઈશ્વરના ચોવીસ અવતારો થયા છે અને એ અવતારોમાં જીવોને અત્યાર સુધી પતીજ (વિશ્વાસ) છે, પણ તેમણે (અવતારોએ) જે પદ દુર્લભ વર્ણવ્યું છે તે પદ જ નિજપદ છે અને તેનો લક્ષ કોઈ જાણતું નથી.

जीने पाया तीने सब कछु पेख्या, सीरगुन नीरगुन एक करी लेख्या;
येसे ही कोइक जवरला प्यारा, जीने परख्या पद नीज करतारा. ॥१०॥

નિજપદ પ્રાપ્ત કર્યું હોય અને સઘળો સિર્ગુણ નિર્ગુણનો સાર સમજી શકે એવા કોઈક જ કેવલના પ્યારા છે કે જેમણે નિજ સહ કેવલપદનો અનુભવ કર્યો હોય.

सकल भेख सीर संत सो मोहोरु, सरवज्ञ ज्ञांन द्रष्ट चहु ओरु;
येसे संत मीले एक मोइ, सकल भेख आभुक्षण सोइ. ॥११॥

તમામ પ્રકારના ભેખોને શિર, ગુરુપદે શોભતા કે આગેવાનો કે સર્વજ્ઞ દૃષ્ટિથી જોવાવાળા હોય અને સર્વ જ્ઞાન સમજતા હોય એવા સંત મને એકાદ પણ મળે તો સઘળા ભેખને શોભારૂપ છે.

अब सुनो कहु तीनु नांम नीसांना, प्रेमदास पद परम पहेचांना;
भक्ति ज्ञांन वैराग समेतु, प्रेमदास नीज प्रेमके खेतु. ॥१२॥

હે હરિજનો ! તેવા સંતનાં નામ અને લક્ષણો દર્શાવું છું. પ્રેમદાસે પરમપદની ઓળખાણ બરાબર કરેલી છે. તેમનામાં ભક્તિ, જ્ઞાન, સ્વસ્વરૂપની જાણ તથા વૈરાગ પૂરેપૂરાં હતાં. તેમનો હરહંમેશનો ઉદ્યમ પ્રેમપૂર્વક નિજમાં જોડાવાનો જ હતો.

दीन दयाल कृपाल सजंनके, पर उपगार उदार मननके;
जीनु रुदे कमल सीतल ससीवंतु, पुरणानंद पदके प्रतीवंतु. ॥१३॥

સજ્જનો પ્રત્યે તે કૃપાળુ હતા, દુઃખીઓ માટે દયાળુ હતા. બીજાઓ ઉપર ઉપકાર કરવામાં ઉદાર મનના હતા (પરોપકારી હતા). જેમનું હૃદય કમળ ચંદ્રના તેજ જેવું શીતળ અને ઉજ્જ્વળ હતું. તેમ જ પૂર્ણપદે એકમેકતાવાળા લક્ષાર્થી હતા ને પૂર્ણપદના પૂર્ણ અનુભવી હતા.

**जीवनमुक्त महा मुक्ता वदेही, तारन तरंन सकलके सनेही;**
**सरल सुगम गत्य अगंम नीगंमकी, त्रिकालदरस स्व सुध्य संम दंमकी।।१४।।**

તેઓ પોતે જીવન મુક્ત દશાના એટલે કે મહામુક્ત વિદેહદશાના હતા. જીવોના તારણરૂપ નાવ જેવા હતા. તેમ જ બધા સાથે સ્નેહભાવ રાખતા. તેમની ગતિ અગમ્યપદને માટે સુગમ હતી. વેદોના ભાવાર્થ સુગમતાથી સમજવાવાળા હતા. ત્રિકાળદર્શી હતા, શ્વાસની ક્રિયાને રેચક, પૂરક ને કુંભક એમ સર્વ પ્રકારે તેમને સ્વાધીન હતી. ગમે તે વખતે પ્રણવને સહેજાસહેજ રીતે દૃષ્ટિથી કુંભક કરી આપનું આપ ને પતિપદ એકમેક અનુભવતા હતા.

**भालजपुर अस्थांन अनुपा, संत समाध त्याग ओर उपा;**
**ज्ञांन ध्यांन अहोनीस अभ्यासा, सत संघत्य रत्य करत विलासा. ।।१५।।**

ભાલેજ નામના ગામમાં એ સંતનું ધામ છે જે અનુપમ શોભાવાળું છે. ત્યાં સત્સંગ, ત્યાગ, ઈષ્ટઉપાસના અને જ્ઞાન સ્વરૂપ માટે ધ્યાન હરહંમેશ થતું હતું. તેમ જ સંત પુરુષો સાથે સત્સંગ કરી આનંદમાં રહેતા હતા.

**आठे पहोर अवीगत अनुरागी, भाग त्याग करी तत्त्व वीभागी;**
**नीज चैतंन तंन अकल वीलोकी, करे चीतवंन चीत नीत्य मंन रोकी.।।१६।।**

જે સંત આઠે પહોર અવિગત પ્રણવ સાથે પ્રીત સહિત આરાધન કરતા હતા અને શરીર તત્ત્વોના વિભાગ યથાર્થ સમજી ત્યાગની વસ્તુઓનો અભાવ અને નિત્યપદનો ભાવ ભરતા હતા અને નિજ ચૈતન સ્વરૂપ જે અકળ છે તેને કળવા અવલોકન કરતા હતા. આ પ્રમાણે મનન કાબૂમાં રાખી નિત્યપદનું હરહંમેશ ચિત્ત દ્વારા ચિંતવન કરતા હતા.

**परम उजागर सागर जंनके, अंननके खेत सेवे संतनके;**
**धांम चतुरके संतही जे ते, सुनी जस कीरत आवे सहु ते ते.।।१७।।**

પોતે સદા જાગ્રતપણે રહી સાગરના જેવી સમ ગતિવાળા હતા. વળી તે અન્નક્ષેત્રરૂપ હતા કારણ કે સર્વેસંતનુ પોષણ કરતા હતા. ચારે ધામમાં જેટલા સંતો હતા તે સઘળાને ભાલેજ ગામના આ સંતના ધામે આવવાની આતુરતા રહેતી હતી.

**करे सबकु सनमांन सहेतु, जंन तंन पीड मेट कुसल सचेतु;**
**नगर सकलके हरीजंन जेता, प्रेम प्रीत्य लपटाइ रहे तेता. ।।१८।।**

જે કોઈ સંત કે હરિજન પોતાના આશ્રમે આવે તેનું હેતસહિત આદરમાન કરતા,

વળી દરેક જનની પીડા મટાડવામાં સચેત તથા કુશળ હતા. તે ગામમાં સઘળા લોકો પ્રેમ સહિત તેમની પાસે સત્સંગ માટે હાજર જ રહેતા હતા.

**रात्य दीवस रसबस एकताइ, परम मोक्ष तेहु सब जंन पाइ;**
**ज्ञांन ध्यांन नीसदीन नीसतरही, गुरुको ध्यांन अहोनीस धरही.॥१९॥**

પોતે રાત્રિ અને દિવસ સ્વસ્વરૂપમાં પ્રણવ દ્વારા રસબસ રહેતા હતા. તેમના સત્સંગમાં રહેનારા સઘળા જનો પરમ મોક્ષની પ્રાપ્તિ કરે તેવા અધિકારી હતા. તેઓ સઘળા જ્ઞાન સ્વરૂપની ચર્ચા તેમ જ ધ્યાનમાં મસ્ત રહેતા જેથી રાત્રિ ને દિવસ સહેલાઈથી વીતી જતાં. આ પ્રમાણે તેઓ ગુરુ સ્વરૂપનું ધ્યાન ધરવાના નિત્ય નિયમવાળા હતા.

**कहु गुरुका नीज नांम सुनाइ, सुनो सब संत सजन चीत लाइ;**
**गुरु प्रीतम गंम अकल अभेदा, नयेति पोकारत नीसदीन वेदा.॥२०॥**

આ સઘળા સંતોમાં જે મુખ્ય સંત હતા તેમના સ્થૂળ શરીરનું નામ પ્રીતમદાસ હતું. તે ઘણા જ બુદ્ધિશાળી ને શુદ્ધ સ્વરૂપની ગમગતિવાળા હતા. વળી અભેદ્ય વસ્તુના પૂર્ણ અનુભવી તેમ જ જે પદ માટે વેદોએ હરહંમેશ નેતિ પોકારી છે તે પદના ભેદું હતા.

**सोही पद प्रीतम कीये प्रवेशा, जांनत हे सब देश वदेशा;**
**सगुन नीगुन समलीत ग्यंम गतियां, दिव्य द्रष्ट अनुभव रती रतीयां.॥२१॥**

વેદે જે પદની નેતિ પોકારેલી છે તે પદમાં પોતે અનુભવથી એકમેકપણે રહેતા તે વાત દેશ વિદેશમાં પ્રસિદ્ધ છે. તેઓ સગુણ અને નિર્ગુણ બ્રહ્મની ગમગતિવાળા તેમ જ દિવ્ય દૃષ્ટિવાળા હોવાથી સઘળી વસ્તુના અનુભવવાળા હતા.

**सोही प्रीतम जीनके गुरु दाता, जांने कीरत जक्त वीक्षाता;**
**प्रेम प्रीत्य प्रीतम गुरु पाये, प्रेमदास जबी नांम धराये.॥२२॥**

આવા ઉચ્ચ-કોટિના સંત પ્રીતમદાસ તે સ્થાને રહેતા સઘળા સંતોના ગુરુ હતા. તેમની ખ્યાતિ દેશ-વિદેશ વિખ્યાત હતી. પ્રીતમના શિષ્ય જે પ્રેમદાસનો સઘળો પ્રેમ સ્વ લક્ષમાં રહેવાથી તેઓ પ્રેમ સ્વરૂપ બની રહેતા હતા અને તેથી જ તેમનું નામ પ્રેમદાસ ઘટાવ્યું હતું.

**गुरु अनुभवी चरननकु सेवी, प्रेमदास प्रगटी बुध एहेवी;**
**गुरुके नाम परतापही बरने, अब उनके सीसको कुरनरने. ॥२३॥**

જે આગળ વર્ણન કરવામાં આવ્યું છે તે પ્રમાણે પ્રેમદાસજીને એક દિવસ એક વાત

સમજાઈ કે જો અનુભવી મહાપુરુષને સેવ્યા હોય તો અતિ ઉત્તમ કહેવાય. હવે તેમના શિષ્યોનું વર્ણન તથા તેમનાં લક્ષણો જણાવું છું.

प्रथंम सीस सुखराम सह्यांने, नीजानंद लक्ष सुख अभिरांने;
सदा नीरंतर अंतर त्यागी, सुरत नुरत गुरु चरनमे पागी. ॥२४॥

પ્રેમદાસજીના પટ્ટશિષ્યનું નામ સુખરામદાસ હતું. તે ઘણા જ શાણા હતા અને નિજના આનંદમાં લક્ષ જોડી રહેતા હતા. વળી એ જ પદનો આશરો છેવટનો છે એમ સમજેલા હતા. તે સદાને માટે અંતરથી પદાર્થ ભાવના ત્યાગી હતા. તેમની સુરતા અને નુરતા ગુરુ ચરણમાં લાગી રહેતી હતી.

सील सभाव दसा दीव्य देवु, हरीगुरु संत चरन अहमेवुं;
कुमल बचन वीरोध वीडारु, उचरत उर गुरु चरन आधारु. ॥२५॥

સંત સુખરામદાસજીનો સ્વભાવ શીલવત્ હતો અને સદા દિવ્ય દશામાં જ રહેતા હતા અને હરિ, ગુરુ ને સંતચરણનો જ લક્ષ રાખતા. આ સિવાય બીજો અહમેવ ધારણ કરતા નહિ. વિરોધી વચનોનો ત્યાગ કરી સદા કોમળ અમૃત જેવાં વચનો ઉચ્ચારતા હતા અને આ બધું ગુરુ જ ઉચ્ચારે છે અને હું તો માત્ર એક નિમિત્ત થઈ વાજિંત્ર જેવો જ છું એવી ભાવનાવાળા હતા.

सब संतन मंन रंजन वेता, करी ललीता लावण्य सुखदेता;
कटुक बचन मुख कबहु न कढही, अधीक रंग उर ज्ञांनको चढही.॥२६॥

સઘળા સંતોનું મન ખુશ રાખી રહેતા અને લાલિત્યભરી સુંદર વાણીથી ગાન કરી દરેકને સુખ આપતા. કદી પણ કડવા વચનો ઉચ્ચારતા નહિ. તેમને આત્મજ્ઞાનનો રંગ રોજ અધિકાધિક ચઢતો રહેતો હતો.

सहु साथे हलमल एकताई, उर अंतर आनंद सदाई;
आठे पोहोर अवीचल चीतवंता, नीज करतार सार लक्षवंता. ॥२७॥

સંત સુખરામદાસજી સર્વ જન સમૂહ સાથે હળીમળીને રહેતા હતા. તેમના દિલમાં આનંદ ઉભરાતો હતો. તેઓ આઠે પહોર અવિચળ વસ્તુનું ચિંતવન કરતા હતા અને નિજકર્તાનો લક્ષ જારી રાખતા હતા.

भाव प्रीत नीसदीन नीज नेहु, जंनके वधारंन परमं सनेहु;
वेर वरग काहुकी नहि संघा, हेत प्रीत सबसे सत-संघा. ॥२८॥

પોતાની પાસે જન સમૂહ સત્સંગ માટે વધુ પ્રમાણમાં આવે તેવો સદ્ભાવ

રાખતા અને કોઈની સાથે વેરઝેર રાખ્યા સિવાય પૂર્ણ હેત સહિત સત્સંગનો લાભ આપતા હતા.

**गुरु ओरु संत सजंन सुखदाइ, तब सुखरांमही नांम धराइ;**
**सुखदायक सरवनके सजनु, अंतसकरंन समरनसु भजनु. ॥२९॥**

તેઓ ગુરુ, સંતો અને સજ્જનોને ઘણું સુખ પમાડતા તેથી તેમનું નામ સુખરામદાસ રાખવામાં આવ્યું હતું અને અંતઃકરણમાં ચિત્તવૃત્તિથી ભજન કરતા હતા.

**रोम रोम हरीरंग नीख सीखही, जुगल, हस्त गुरु सीर पर रखही;**
**तब हमही पण श्रेष्ठ सराइ, धंन्य सुखरांम सदा सुखदाइ.॥३०॥**

જેના રોમેરોમ હરિરંગનો ધ્વનિ ગુંજારવ કરતો હતો અને જેના શિર ઉપર ગુરુના બંને હાથ આશીર્વાદ ભાવે રહેતા હતા, તે આવી ઉત્તમ લક્ષણાવાળા હોવાથી અમે પણ વધુ શ્રેષ્ઠતા આપી છે તો આવા ઉચ્ચ કોટિના સંત સુખરામને ધન્ય હો તથા બીજાઓને પણ સુખ શાન્તિ બક્ષો.

**ओर सीस वीठल वीदवांनु, अरुढ गती समजे गूढ ज्ञांनु;**
**सकल साहास्त्र मतके गतीवंतु, सांख्य जोग भलभेद वेदंतु. ॥३१॥**

પ્રેમદાસના બીજા નંબરના શિષ્ય વિઠ્ઠલદાસ હતા અને તે પણ ઘણા વિદ્વાન હતા. તેઓ એક ઉચ્ચ કોટિના સંત હતા, તેમની ગતિ ઘણા ઊંચા પ્રકારની હતી. અતિ ગૂઢ જ્ઞાનને પણ તરત સમજી શકવાની શક્તિ ધરાવતા હતા. તમામ શાસ્ત્રોના સારા અભ્યાસી હતા અને જે તે શાસ્ત્રકારોની ગતિને સમજી શકતા હતા. કપિલમુનિ રચિત સાંખ્ય શાસ્ત્ર અને યોગ શાસ્ત્રના ઉત્તમ પ્રકારે ભેદ સમજેલા હોઈ બીજા જિજ્ઞાસુ જનોને પણ સમજાવતા હતા.

**करम धरम के भरम ओलंगी, नीज चैतंन गत्यमे रत्य रंगी;**
**भाग त्याग करके तंन सोधे, स्थूल सूक्ष्म कारण देही बोधे. ॥३२॥**

શાસ્ત્રકારોએ માન્ય રાખેલા કર્મકાંડરૂપે ધર્મને તથા દાનપૂણ્યરૂપ ધર્મને ઓળંગી પોતાના નિજચૈતન સ્વસ્વરૂપમાં રંગાયેલા રહેતા હતા. તેઓ સાંખ્યના મત પ્રમાણે સઘળા શરીરોના ભાગ ત્યાગ કરવાની વસ્તુઓના જાણકાર હતા અને સમજણપૂર્વક કાયાને ખોજી પોતાનું સ્વયંપદ તારવતા હતા. ઉપદેશ કરતી વખતે સ્થૂલનાં તત્ત્વો, સૂક્ષ્મ શરીરનાં તત્ત્વો અને કારણ શરીરનાં તત્ત્વોને યથાર્થ સમજાવતા હતા.

**माहा कारण पर कारण परम, नीज चैतंन चिद पाये मरम;**
**अगम अगोचर गोचर घरकी, सरल सुतर गतीयां सरभरकी. ॥३३॥**

આ સંતની ગતિ એવી શોધક હતી કે તેઓ મહાકારણ અવસ્થામાં તત્ત્વો સમજી તેથી પર પરમ કારણ દેહના ચૈતન સાક્ષી રૂપ રહી અગમ્ય (જોવામાં નહિ આવે તેવા) ઘરમાં રહી સઘળી સુરતને ગમગતિમાં સરભર કરી રહેતા હતા.

**सुघड सीरोमणी चतुर सुचंगा, ज्ञांन चक्षु नीज अरथ उमंगा;**
**लक्ष नीरुपन सरुप सनाती, भीन भाव नहि पक्षने पाती. ॥३४॥**

ઉત્તમ પ્રકારના ચતુરજનોના શિરોમણિ રૂપ તેમ જ સાચી વસ્તુમાં ઠરી રહે એવાં જેનાં જ્ઞાનચક્ષુ નિજને નિહાળવા ગુરુગમે ઊઘડેલાં છે એવા તે સંત સત્ય સ્વરૂપનું નિદાન કરી સનાતન પદે રહેતા. વળી જેના અંતરમાં કોઈ જાતની ભિન્નતાનો ભેદભાવ કે પક્ષપાતપણું નથી એવા એ સલેખ પુરુષ હતા.

**अजब कला अनुभवकीपाइ, सतगुरु चरन सरन लेहे लाइ;**
**व्यापक ब्रंह्म सतंतर सोइ, एकही दष्ट नीरंतर जोइ. ॥३५॥**

જેમણે સ્વસ્વરૂપનો સાચો અનુભવ પરમકારણ શરીરે રહી મેળવ્યો અને આશ્ચર્ય પમાડે તેવી કળાઓ પ્રાપ્ત કરી હતી. તેઓ સત્ સ્વરૂપ ગુરુમહારાજના ચરણ કમળમાં એકતાર (લીન) બની રહેતા હતા. વળી કર્તાનો પ્રકાશ જે બ્રહ્મ સઘળે વ્યાપક છે તેને નિહાળતાં પોતે બ્રહ્મદૃષ્ટિવાળા થયા હતા અને જ્યાં દૃષ્ટિપાત કરતા ત્યાં પાંચ તત્ત્વોને ભેદી બ્રહ્મમય થઈ રહેતા.

**नीज पद पांइ स्वांती सद भयेउ, जीव इश्वर घाता द्रढ गयेउ;**
**मापक पद व्यापकमे मेलाइ, सुध सरुपानंद रहत सदाइ. ॥३६॥**

નિજ સ્વરૂપનું સત્ય સ્વરૂપ અનુભવવાથી પોતાને અખંડ શાન્તિ પ્રાપ્ત થઈ હતી. જીવ ને ઈશ્વરો બંને ધાતા પદ છે, અને જે પદ તેઓથી પર રહેલું છે. આ પ્રમાણેની દૃઢતા નક્કી કરેલી હતી તેમ જ માપવાળા પદો વ્યાપકપદ બ્રહ્મથી આ ઊપજેલાં હોવાથી તેને મેળવવા વ્યાપક દૃષ્ટિએ જ નિહાળતા હતા અને તે વ્યાપક સોહંગ દ્વારા નિજ ચૈતનરૂપ થઈ રહેતા હતા.

**येम गत्य मत रत्य रसबस रुपा, धंन्य वीठल दल उरध अनुपा;**
**व्रेहे ठलवी गुरु चरनमे सबही, वीठल नांम धरायो तबही. ॥३७॥**

જેમની ગતિ અને મતિ આરતભરી સત્ય સ્વરૂપ સાથે એકમેકતાએ હતી એવા હે

વિઠ્ઠલ ! તમને ધન્ય છે. જેમણે પોતાનું ચિત્ત ઊર્ધ્વ માર્ગે ઉપમા રહિતના પદે જોડ્યું હતું અને સઘળી આરત ગુરુના ચરણમાં ભરી રહ્યા હતા અને તેથી જ તેમનું નામ વિઠ્ઠલદાસ ધારણ કરાવવામાં આવ્યું હતું.

**ए दोउ सीस धन्य दूढ मत धारी, गुरु चरननमे दीयो चित वारी;**
**ओर सीस दुजेदल साचे, सोइ तंन मंन गुरु चरनमे राचे. ।।३८।।**

આ બંને શિષ્યોને ધન્યવાદ છે કે જેઓએ દઢતાપૂર્વક ઓહંગ સોહંગથી ગુરુ ચરણમાં પોતાના ચિત્તને જોડી દીધું. બીજા જે શિષ્યો હતા તેમણે પણ તેમના અંતઃકરણથી ગુરુના ચરણ કમળ સેવ્યા.

**कहु तीनका अब नांम सुनाइ, सर्व सजंन सुभ बुध सुख दाइ;**
**विष्णुदास वीसवास वीरांमी, नीश्चल चीतरस रीत्य अभीरामी. ।।३९।।**

વિષ્ણુદાસ નામના એક બીજા સંત હતા તે સર્વ જનોને ઉત્તમ પ્રકારનો બોધ આપતા હતા. તેઓ પોતે ઘણા વિશ્વાસુ હતા અને ચિત્ત અંતઃકરણથી નિશ્ચયપૂર્વક પકડ પકડનારા અને અમર રસના રસિયા હતા.

**रामंदास ओरु सांमहीदासा, गुरुपद कमल वीमल वीसवासा;**
**सुभग सीस रघुनाथही दासा, परम लक्षी बीनु पक्ष उजासा. ।।४०।।**

સંત રામદાસ અને શામદાસ જે હૃદયના વિમલ છે તે ગુરુપદના વિશ્વાસે રહેતા હતા અને જે શુભ છે તથા બ્રહ્મરૂપ ભગ છે તેમાંથી અનુભવ મેળવનાર રઘુનાથદાસ પરમલક્ષી હતા. તેઓ સદા પક્ષપાતથી રહિત નિજપ્રકાશમાં રહેતા હતા.

**एही सीस खट भट माहाभेदु, संसे रहीत जीत विधी नखेदु;**
**ओर लक्षमी एक हरीदासी, तंन मंन सहीत गुरु चरन निवासी. ।।४१।।**

ઉપર દર્શાવેલા નામવાળા છ શિષ્યો મહાદ્ બ્રહ્મની સાથે સ્પર્શી રહેતા હતા. તથા તમામ પ્રકારના સંશયોથી રહિત તથા કોઈ પણ પ્રકારના ખેદ વગરના થઈ રસબસ થઈ રહેતા હતા. તેમ જ એક લક્ષ્મીબાઈ નામની હરિભક્ત દાસત્વ ભાવથી તન મન સહિત ગુરુચરણને શરણે રહેતી હતી.

**प्रेम प्रीत्य काहा कहु तीनु रीती, लीयो अवतार जांनु करमीती;**
**रेन दीवस वसे चीत गुरु चरनु, अग्यावंतही संत समरनु. ।।४२।।**

તે લક્ષ્મીબાઈની રહેણીકરણી જોતાં જાણે તે કરમીબાઈનો બીજો અવતાર ન હોય !

આ પ્રમાણે જેનું ચિત્ત રાત્રિ દિવસ ગુરુચરણમાં જ જોડાયેલું રહેતું હતું. તથા ગુરુની આજ્ઞાનું પાલન કરી સંતના સ્મરણમાં મગ્ન રહેતાં હતાં.

**रोम रोम नीख सीख अधीकारी, प्रेमदास गुरु चरनमे वारी;**
**धंन्य बाई लक्ष्मी लक्षवंती, नीजपद पाइ भइ अकल न्हें:चंती. ।।४३।।**

લક્ષ્મીબાઈ રગેરગથી સાચી અધિકારી અને ભક્તિરસમાં ભરપૂર હોવાથી પ્રેમદાસે તેને પૂર્ણ પાત્ર જાણી ગુરુચરણના અભ્યાસમાં પ્રવીણ કરી હતી તો આ રીતે નિજ સ્વરૂપનું લક્ષ મેળવનારને ધન્ય છે કે જેણે અકળીતપદ છે એવા ન્હેં: કર્મના પદને જાણી, અનુભવી, ગતિમાં લીન થઈ રહી.

**ओर सीस हरीजंन बोहोतेरा, तीन का चीत गुरु चरनमे हेरा;**
**जेसेही आप तेसेही सब सीसु, सबके उर आतंम लक्ष इशु.।।४४।।**

પ્રેમદાસજીને બહોળા પ્રમાણમાં સેવકો હતા, તેમાંના કેટલાક હરિજનોનાં ચિત્ત ગુરુલક્ષ તરફ વધુ ઢળેલાં હતાં કેમકે તેમના ઉપર ગુરુ મહેર ઊતરી આવતી હતી. જેવા પોતે ગતિવાન હતા તેવા સઘળા મૂંડિત સાધુઓ તથા કેટલાક સેવકો પણ ગતિવાન હતા. તે સઘળાને આતમ લક્ષનો તથા શુદ્ધ ચૈતનને અનુભવવા માટે ઉપદેશ આપ્યો હતો.

**एही परकार सजंन सब साचे, प्रेम गुरु चरनन चीत राचे;**
**भाव प्रीत्य रस रीत्य सदाइ, गये वरस सीतर सुखदाइ.।।४५।।**

આ પ્રમાણે ઉપરનાં સાત શિષ્યો ઉચ્ચ ગતિના સજ્જનો હતા અને તેઓ પ્રેમપૂર્વક ગુરુચરણમાં જ રહેતા હતા અને સ્નેહભાવ સમરસ પ્રમાણમાં અતૂટપણે રાખતા. આ પ્રમાણે પ્રેમદાસે સિત્તેર વર્ષ આનંદમાં પસાર કર્યાં.

**तब एक दीन मंनमांही संकोचे, करी परणायंम ऐस आलोचे;**
**मास चतुर दीनदश ओरु पंचु, सुज परे मृत काल सकंचु.।।४६।।**

એક દિવસ સંતોમાં શિરોમણિ એવા પ્રેમદાસજી શરીરની વૃદ્ધાવસ્થાને જોઈ મન અંતઃકરણમાં શોચ કરી પોતે પ્રાણાયમની ક્રિયાથી આયુષ્યનું પ્રમાણ તપાસતાં ચાર માસ ને પંદર દિવસ પછી મૃત્યુ થશે એવું અનુભવાયું.

**तब चंत्या भइ मही उदासु, तेडे सीस सुखरांमही पासु;**
**केहे सुखरांमचरन सीर नामी, क्यौं बरजे आतुर मम स्वांमी. ।।४७।।**

આ પ્રમાણે મૃત્યુકાળ નજીક આવવાથી મનમાં ચિંતા થવા લાગી અને મુખારબિંબ

ઉપર ગ્લાનિ આવી. જેથી પોતાના શિષ્ય સુખરામને પાસે બોલાવ્યા. આથી તરત જ સુખરામ ગુરુ સમીપ આવ્યા ને શિર નમાવી કહેવા લાગ્યા કે હે સ્વામી ! શું કહેવાની ઇચ્છાથી મને બોલાવ્યો છે તે કૃપા કરી કહો.

**गुरु बोले सुंन सीस सहांना, मरतकाल मम नीकटही आंना;**
**देखो अब माहाजंन होये जांही, जाइ करीये सत संघही तांही. ॥४८॥**

ગુરુ પ્રેમદાસજી સુખરામ પ્રત્યે કહેવા લાગ્યા કે હે શાણા શિષ્ય, હવે મારો અંતિમકાળ (મૃત્યુકાળ) નજીક આવ્યો હોય તેમ લાગે છે, તો જ્યાં મોટા પુરુષો હોય ત્યાં જઈ આપણે સત્સંગ કરવો જોઈએ.

**जब द्रष्टी करके जुग देख्या, अरुढ माता हमेरा नीज पेख्या;**
**तब छोड धंन्य धाम अवासु, केहं कुवेर आये मम पासु. ॥४९॥**

ઉપર પ્રમાણે ઉચ્ચારી પોતે ત્રિકાળદર્શી હોવાથી જગત પર દૃષ્ટિ નાખતાં હમોને (કરૂણાસાગરને) તથા હમારા આરૂઢ મતને જોયો અને ભગવાન કરૂણાસાગર પાસે તરત જ પોતાનું ધામ છોડી આવી રહ્યા.

**सीस सप्त लेइ सहीत सोहागु, आइ मीले मोइ करन समागु;**
**करी परणांम मीले सब संतु, हंम भेठे भले आये मांहान्तु. ॥५०॥**

પ્રેમદાસજી સાતે શિષ્યોને સાથે લઈ પોતાના સોહાગ સહિત મને આવીને મળ્યા અને સત્સંગ કરવાની ઇચ્છા જણાવી. સઘળા સંતોને પ્રણામ કરીને મળ્યા તથા હમારી સાથે પ્રેમપૂર્વક ભેટ્યા.

**मली मली रहे सब संत सजंनही, करन लगे हंम ज्ञांन भजंनही;**
**अगम अगोचर ग्यंम नही वेदु, करी करुणा हंम कीयो तेही भेदु. ॥५१॥**

બધા સંતો અને સજ્જનો એક બીજા સાથે હળીમળીને પ્રેમપૂર્વક રહેતા હતા અને ત્યાં અમે ભજન કીર્તન તથા સત્ય વસ્તુનો બોધ કરતા હતા અને વેદોએ જે પદ માટે નેતિ પોકારેલી તે અગમ્ય ને અગોચર પદનો ભેદ કરુણા દૃષ્ટિ કરી અમો સમજાવતા હતાં.

**जड चैतंन तंन करी भिंन भींना, नीज कैवल पद लक्ष कही दीना;**
**ओर प्रश्नन बहु बुजे अघादु, संसे छोड सब कीये समादु. ॥५२॥**

તેમ જ પંચભૌતિક જડ પદાર્થો અને શુદ્ધ ચૈતન આપનું આપ જુદા જુદા પ્રકારે

સમજાવતા હતા. વળી સઘળી સભા સમક્ષ કૈવલ લક્ષનું જ્ઞાન સમજાવી દીધું હતું અને ઘણા ઘણા પ્રશ્નો બ્રહ્મના અંતરપટની અગમ્ય ગતિના પુછાતા હતા તે તે સર્વના પરિઉત્તર તરત જ આપી સર્વના સંશયોનું સમાધાન કરતા હતા.

**करत समाज मास चहु वीत्ये, ज्ञांन ध्यांन मंन भये रस रीत्ये;**
**ओर दीवस दश पंचही गयेउ, तन त्यागंन समये जब भयेउ.॥५३॥**

પરમગુરુ કહે છે કે સઘળા સંતો સાથે સત સમાગમ કરતાં ચાર માસ વીતી ગયા અને ઘણા સંતો ધ્યાનની રીત સમજી લક્ષ પક્ષ અનુભવતા હતા. આ પ્રમાણે પંદર દિવસ પૂરા થયા અને પ્રેમદાસજીને સ્થૂલ શરીર છોડવાનો સમય આવી પહોંચ્યો.

**संत सहीत संनमुख हंम हुते, ज्ञांन बोध सद सोध संजुते;**
**अंतकाल गतीके जेही ज्ञांनु, सो सनमुख हंम कीयो अविलांनु.॥५४॥**

આ સમયે સઘળા સંતો સહિત હમે પ્રેમદાસજીની પાસે જ્ઞાન સ્વરૂપના સદ્‌બોધની સમજ આપતા હતા અને અંત સમયે (શરીર છોડવાના સમયે) જે સમજ સમજાવવામાં આવી તે જ્ઞાન ગતિમાં લક્ષ પરોવતાં હું સન્મુખ રહી તે ગતિનું અવલોકન કરતો હતો.

**लक्ष अलख मही करी एकतारा, सोहं पुरस हंस हलकारा;**
**मकरतार दम तार सधाइ, नीज घरका परचा परसाइ. ॥५५॥**

પ્રેમદાસજીએ પોતાની સુરતા, નુરતામાં સમાવી અને ઓહંગ પ્રણવ સોહંગ પ્રણવમાં સમાવ્યો અને સોહં પુરુષ હંસનો હલકારો મૂળ સત્ય સ્વરૂપ ચૈતનમાં સ્થિર થયો તે મકરતાર દોરી (શ્વાસ) સાધ્ય કરી નિજ ઘરનું ભાન અનુભવી ચમત્કાર અનુભવાયો.

**पहेले पग पदमही रोकाये, पीछे तंन छटकाइ देवाये;**
**सहु संतनसु जये जये कीहीनु, जड त्यागी चैतंन भये भीनु.॥५६॥**

ઓહંમરૂપ પગ સોહંમરૂપ પદમાં કુંભક કરી સોહંમ નિજ સ્વરૂપે બ્રહ્મરૂપ થતાં શરીર છૂટી ગયું ને તે સમયે સઘળા સંતોએ જય જયકારનો પોકાર કર્યો. આ પ્રમાણે જડ શરીર છોડી ચૈતનમાં લીન થઈ ગયા.

**नीज कैवल पद लक्ष रटाये, प्रेमदास पद परम पठाये;**
**तीथी दशम वीततां जेही वारु, एकादशमी लीला वीस्तारु. ॥५७॥**

તે સમયે નિજ પ્રેમદાસનું લક્ષ કૈવલપદમાં હોવાથી તેઓ પરમપદે પહોંચ્યા. તે દિવસે એકાદશી હતી અને આવા શુભ દિવસે પોતાના શરીરની લીલા સમેટી લીધી.

**समत अठरने ब्यासी यो होइ, माहा मास उज्वल पक्ष सोइ;**
**हरी दीवसने गुरुवारे, तंन त्यागंन कीधो तेही तारे. ॥५८॥**

સંવત ૧૮૮૨ના મહા માસના શુક્લ પક્ષમાં એકાદશીને ગુરુવારે સંત પ્રેમદાસજીએ સ્થૂલ સૂક્ષ્મ કારણ અને મહાકારણ શરીરોનો ત્યાગ કર્યો.

**केहं कुवेर सब भेख बीरांनी, धंन्य एही संत लीये मोइ चीहीनी;**
**ओर भूप नरपति समजाये, सुनी मम कीरत मीलन जेही आये. ॥५९॥**

ભગવાન કરૂણાસાગર કહે છે કે તે પછી જે ભેખધારી સંતો બહારથી આવ્યા હતા તે સઘળા જે તે પોતાને સ્થળે વિદાય થયા. તો આ પ્રમાણે સ્વયં સમજથી મને ઓળખનારને ધન્ય છે. વળી આ બનાવની સુવાસ દૂર દેશાવરો સુધી પહોંચવાથી ઘણા રાજાઓ અને નગરપતિઓ પણ મારે શરણે આવવા લાગ્યા.

**घरबारी केतेक जन बरनु, भये हरीजंन कोटीक मम सरनु;**
**तामेही कोइ कोइ अती लक्षवंतु, नांम नवेश बतावहु तंतु.॥६०॥**

કેટલાક સંસારી જનો પણ હમારે શરણે આવ્યા હતા અને તેમાંના કેટલાક લક્ષ મેળવવામાં વધુ કુશળ હતા. તેઓનાં નામ યથાર્થ રીતે દર્શાવું છું તે સન્મુખ રહી સાંભળો.

**भक्ति ज्ञांन वैरागही जीनके, द्रढ अडंग मत उर होय तीनके;**
**तंन मंन धंन अरपंन करी फरही, अहोनीस ध्यांन हमारो धरही.॥६१॥**

જે જે હરિજનોમાં ભક્તિ સાથે જ્ઞાન અને વૈરાગ તીવ્રપણે હતો અને જેઓ અંતરપ્રદેશમાં દૃઢતાપૂર્વક નિશ્ચય કરી તન, મન અને ધન પોતાના ગુરુને અર્પણ કરી અડગપણે રહેતા હતા ને વિચરણ કરતા હતા ત્યારે પણ દૃઢતાપૂર્વક લક્ષમાં જ રહેતા હતા.

**सतगुरु संत चरन चीत राजे, धंन्य धंन्य सो मम हरीजंन साचे;**
**येसेही कोइक जवरला जंनही, हरदे बसु तिनके नीसदीनही.॥६२॥**

જે હરિજનોનાં અંતઃકરણ સંત અને સદ્‌ગુરુના ચરણ કમળની ચાહના કરી રહેતાં હતાં તેવા મારા સાચા હરિજનોને ધન્યવાદ ઘટે છે. હજારો ને લાખોમાં આવી લક્ષણાવાળા હરિભક્તો ભાગ્યે જ એક બે હોય છે અને એવા હરિભક્તના હૃદયમાં હંમશ હું મારા સ્વસ્વરૂપે રહું છું.

भजे मोइ तीनकु हंम भजहुं, उर अंतर एकता नव तजहुं;
येसे जंन मोइ प्रीये अपारु, केहं कुवेर सोही जंन वीस्तारु. ॥६३॥

પરમગુરુ કહે છે કે જેના ઉરમાં ગુરુસ્વરૂપ નિજનું લક્ષ ભજન હોય છે તેને જ હું મળું છું. તેના અંતઃકરણની એકતાથી હું જરાયે જુદો નથી. વળી આવા લક્ષાર્થ ગતિના અભ્યાસી ભક્તો મને ઘણા જ વહાલા હોય છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હવે પછી જન સમૂહનો વિસ્તાર કહું છું.

## અથ જન બરનનકો-અંગ - ૭૮મું

सैन भक्त अंबनपुर सोइ, तंन मंन धंन अरपंन कीयो दोइ;
विष्णुरांम रलीयातही नांमा, खोडीदास सुत अनीन न्हेंःकांमा. ॥१॥

અમનપુર ગામે એક વાળંદ ભક્ત હતા. તેમણે તન, મન અને ધન ગુરુને સ્વાધીન કર્યાં હતાં. તથા બીજા વિષ્ણુરામ તથા તેમની સ્ત્રી રળિયાતબાઈ તથા તેમના પુત્ર ખોડીદાસની ભક્તિ અનન્ય પ્રકારની તેમ જ નેહકર્મી હતી.

ए तीनुके तंन मंन साचे, जीनको चीत मम चरनमे राचे;
ओर भक्त लालजी बाइजीजी, सुप रहे तंन मंन धंन रीजी. ॥२॥

ઉપર દર્શાવેલાં ત્રણે હરિજનો તન મનથી ભક્તિ કરતાં હતાં અને તેમનું ચિત્ત મારા ચરણકમળમાં જ ચોંટેલું હતું. બીજા લાલજીભાઈ તથા તેમની પત્ની જીજીબાઈએ પણ પોતાનાં તન, મન અને ધન ગુરુના શરણે ધરી દીધાં હતાં.

भाव प्रीत सेवा संतनकी, अधीक अधीक करही दीन दीनकी;
नरनारी नीरमल चीत दोइ, ओर भाव अंतर नहि कोइ. ॥३॥

આ બંને નરનારી હેતભાવ સહિત સંત સેવામાં જ રહેતાં હતાં. વળી દિન પ્રતિદિન વધુ સેવાભાવના પ્રતાપે આ બંનેનાં ચિત્ત વિકાર રહિત શુદ્ધ નિર્મળ બન્યાં ને ગુરુભક્તિ સિવાય બીજામાં પોતાનું ચિત્ત રાખતા ન હતા.

अडंग मतो दोनु दल साचे, अहरनी चीत मम चरनमे राचे;
दावलपुर ओर भये जंन मेरा, तीनको पंन अती नेह अनेरा. ॥४॥

તેમનો મત અડગ હતો ને દિલનાં બંને સાચાં હતાં. તેમનું ચિત્ત મારા ચરણોમાં જ ચોંટી રહેતું હતું. દાવલપુર ગામમાં પણ અમારા હરિભક્તો હતા અને તેમનું હેત પણ અતિ ઉત્તમ પ્રકારનું હતું.

मंगाबाइ नारण नीजदासा, संत संगत गती अकल नीरासा;
लक्षवंत नीरमल नीज ज्ञांनी, द्रष्ट चराचर वस्त पेहेचांनी. ॥५॥

નારણદાસ અને મંગાબાઈ બંનેને સંતનો સમાગમ બહુ જ ગમતો. વળી પારકી આશથી વિમુક્ત હતાં. લક્ષનાં સારાં અભ્યાસી હતાં. શુદ્ધ અંતઃકરણવાળાં હતાં, નિજસ્વરૂપનાં જ્ઞાની હતાં અને જેમની દૃષ્ટિ સચરાચરમાં પ્રવેશ કરી સર્વ વસ્તુઓને પહેચાનતી હતી.

अगम नीगम नरणे भइ सोइ, मंगाबाइ नारण जंन दोइ;
ओर भक्त वस्ता जंन वरधा, सुप रहे तंन मंन करी सरधा. ॥६॥

દાવલપુરમાં અગમ્ય વસ્તુની ગમગતિનો નિર્ણય કરનાર મંગાબાઈ, નારણદાસ ને ત્રીજા વરધા ભક્ત ગતિવાળા હતા, જેથી તેમણે પોતાનાં તન મન ગુરુના શરણમાં શ્રદ્ધા સહિત નમાવેલાં હતાં.

अजर नहि अंतर संतनसु, सदा समाज सेव सुध मंनसु;
दुजे बहु हीरजंन पुरमांही, सोभी होइ रेहे मम सरनांही. ॥७॥

દિન-પ્રતિદિન જતાં મન જુદું ન પડતાં હરહંમેશ સમાજસેવામાં (જન સેવામાં) શુદ્ધ ભાવનો વધારો કરતું હતું. આ સિવાયના બીજા ઘણા હરિજનો હતા અને તેઓ પણ અમારા શરણમાં જ રહેતા હતા.

नगर मेहेलावती भये जंन एकु, जीन पीछे भये भक्त अनेकु;
वनमाली जीनको हे नांमु, अजब गती मत अकल अभीरांमु. ॥८॥

મેહેલાવ ગામમાં એક જ સેવક પ્રથમ થયા હતા કે જેમનું નામ વનમાળીદાસ હતું. તેમની ગતિમય અજાયબી ઉપજાવે તેવી હતી. અકળ વસ્તુને સમજી શકેલા હતા અને તેમાં જ આનંદ માણતા હતા.

दीव्य ज्ञांन माहा सुभट सचेता, सकल ग्रंथ चीत दोहीत लहेता;
परापार पर कैवल धांमु, सोही पद लखी चीत भये वीरामु. ॥९॥

વનમાળીદાસનું જ્ઞાન દિવ્ય હતું. પોતે બ્રહ્મવેત્તા હતા ને સદા ચેતન હતા. તેમણે અમારા સઘળા ગ્રંથોનું દોહન કરી પરા વાણીથી પર વાણી રહિત જે કૈવલ ધામ રહેલું છે તે ચૈતન પદે વિરામ પામી અખંડ આનંદમાં રહેતા હતા.

**नगर एक नडियाद अनुपा, वसे जांहां पंडित भडभुपा;**
**भन्ये गन्ये साहास्त्र गतीवंतु, जोतीस सहीत पेहेचांनत तंतु. ॥१०॥**

નડિયાદ નામનું અનુપમ શહેર હતું કે જ્યાં ઘણા વિદ્વાન પંડિતો વસતા હતા. તેઓમાંના ઘણા તો વિભૂતિવાળા અને ખટ શાસ્ત્રના અભ્યાસી તથા જ્યોતિષના નિપુણ હતા.

**वेद वीक्त व्याक्रण वीलासे, संसक्रत अश्लोक अभ्यासे;**
**एही परकार वीप्र जतमतही, सब ब्राह्मण सीर श्रेष्ठ समतही. ॥११॥**

તે પંડિતો વ્યાકરણના પણ સારા અભ્યાસી હતા અને સંસ્કૃત વાણીના રસમાં ગુલતાન રહેતા હતા. તેમની ભાષા સંસ્કૃત હતી અને તેથી શ્લોકોના સારા અભ્યાસી હતા. આ પંડિતો જતમતપણે નીડરતાપૂર્વક રહેનાર તથા સર્વ બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ગણાતા સમર્થ વિદ્વાન હતા.

**तेही कुलमां एक हरीजंन नारी, भइ अद्भुत कहु वीस्तारी;**
**हेतबाइ जीनको हे नांमु, कुल नातो तज भये वीरांमु. ॥१२॥**

સઘળા બ્રાહ્મણોમાં જે ઘણા વિદ્વાન ને શ્રેષ્ઠ ગણાતા હતા તે કુટુંબમાં એક હેતાબાઈ નામની ભગવતિ હરિજન હતી. હેતાબાઈ કુળની મરજાદા છોડીને ભક્તિ માર્ગમાં વિરામ થયેલાં હતાં.

**अती वैराग लक्ष अनुभवकी, तारंन तरंन मात जुग सबकी;**
**न्हें: कांमी नीरमल अनुरागी, सकल वीसे वैभव तंन त्यागी. ॥१३॥**

હેતાબાઈમાં ઘણો જ દૃઢ વૈરાગ હતો અને નિજલક્ષનાં અનુભવી હતાં. શરણે આવનારને તારે તેવાં હતાં. જગતની જનુની જેવાં હતાં. કામાક્ષીથી રહિત વિકાર વગરનાં, સવિગત સાથે પ્રીતિવાળાં, વૈભવોનો મનથી ત્યાગ કરી અખંડ વૈરાગવાળાં તથા અલંકારો કે આભૂષણોનો શરીર પરથી ત્યાગ કરી સાદાઈથી રહેતાં હતાં.

**ज्ञांन ध्यांन गतीवंत वधाता, सकल लोककी भइ गुरु माता;**
**बांधी मत अती पंडित पुरांनी, केतीक बेर लडे बहु आंनी. ॥१४॥**

તે મહા જ્ઞાની હતાં તથા લક્ષાર્થનાં અનુભવી હતાં. નિજગતિમાં પ્રવીણ હતાં, વિધાતાની (વેદ) વાણી જેવી તેમની વાણી હતી. સઘળાં જનોની ગુરુ માતા હતાં અને બહારગામથી વિદ્વાનો, પંડિતો, પુરાણીઓ અને જ્યોતિષના જાણકારો પોતાના ગ્રંથો લાવી પોતાના મત મતાંતરો રજૂ કરી વાદવિવાદ કરતા હતા.

**भागवंत वेदांतही गीता, करे चरचा लख नीगंम सहीता;**
**सब हारे पंडीत करी ज्ञांना, हेतबाइ सबके मत भांना. ॥१५॥**

હેતાબાઈ સાથે વાદવિવાદ કરવા મોટા મોટા વિદ્વાન પંડિતો નગરમાંથી તથા બહારથી આવતા હતા. ભાગવત તેમ જ વેદો, શાસ્ત્રો પુરાણો તથા જ્યોતિષના જાણકારો બ્રહ્મ સંબંધી લક્ષની વાતોના ઘણા પ્રશ્નો પૂછી પોતાનો મત સર્વ શ્રેષ્ઠ છે એમ જણાવવા આવતા હતા. પણ હેતાબાઈ સર્વે સાથે વાદવિવાદ કરી જીત મેળવી પોતાના પ્રકાશ સઘળા ઉપર પાડતાં હતાં. જેથી તે આ વિદ્વાનોની સભામાં સૂર્યની માફક પ્રકાશતાં હતાં.

**हेतबाइ कहे सुनहो पंड्या, सकल साहास्त्र मतती हंम खंड्या;**
**तीनका क्या मोही ज्ञांन बतावो, नीजानंद लख तुम नहि पावो. ॥१६॥**

નિજલક્ષી હેતાબાઈ સર્વ પંડિતોને કહેતા કે તમારાં છ શાસ્ત્રોનું મેં ખંડન કરી સમજાવ્યું. હવે તેમાં અધિક શું છે ? તો પછી એવાં શાસ્ત્રો ભણવાથી નિજાનંદ સ્વરૂપનું ભાન તમોને કદી પણ થશે નહિ.

**अहो पंडीत तुमकु गती नांही, नीज करता नही वेदकी मांही;**
**तो तुमकु गत्य कांहांसी पावे, बीन सतगुरु पद कुन लखावे. ॥१७॥**

હેતાબાઈ કહે છે કે હે પંડિતો ! તમારામાં નિજગતિની સમજ નથી. વળી નિજનું ઉપાદાન કારણ જે શુદ્ધ કર્તા ધણી છે તે વાત વેદમાં નથી. તો તે કર્તાને પ્રાપ્ત કરવાની ગતિ તમને ક્યાંથી પ્રાપ્ત થશે. તમે સઘળા વર્ણાશ્રમના અભિમાનવાળા હોવાથી શિર પર સદ્‌ગુરુનું પદ ધારણ કરેલું નથી તો "ગુરુ બીન કોન જગાવે; ગુરુબીન બીગડી કોન સુધારે, ગુરુ સમ નહિ બેલી જગતમાં, સત્ ગુરુ સમ નહિ બેલી." આ ન્યાયે દેવ દાનવને માનવના શિરે ગુરુપદ શ્રેષ્ઠ ગણાય છે. ગુરુ પૂજવાથી ચૌદેલોકની પૂજા પરિપૂર્ણ થઈ ગણાય. માટે શાસ્ત્રોને બાજુ પર મૂકી બ્રાહ્મણત્વનો ગર્વ છોડી તથા પોતે ગુરુપદના મોહમાં ન અંજાતાં સાચા સદ્‌ગુરુનું શરણું સ્વીકારી નિજલક્ષના અભ્યાસી થાવ. (નરસિંહ મહેતા જેવા પરમભક્ત પણ કહે છે કે, "આત્મ તત્ત્વ જાણ્યા વિના સાધન સર્વે ખોટાં છે") આ શબ્દનો ગુરુમુખ દ્વારા મર્મ બરાબર સમજશો તો જ જીવન સાર્થક થશે.

**वेद पुरांन शास्त्र जोइ संख्या, माहावायक द्वादश ओरु भांख्या;**
**सो सबही रहे नीगंम पोकारी, नीज करता गत्य उनसे न्यारी. ॥१८॥**

ચાર વેદ, અઢાર પુરાણ, ખટ શાસ્ત્ર તેમ જ ઘણા ગ્રંથો વાંચ્યા, વિચાર્યા તથા દોહન

કર્યું તો ચાર મહાવાયક ભાખ્યાં અને બાર જ્યોતિષ લિંગ સ્થાપ્યાં તે સઘળાં વેદને જ પોકારી રહેલાં છે. નિગમ તે નિજગમને જાણતાં નથી, કારણ કે તે શાસ્ત્રોમાં નિજ કર્તાપદનું વર્ણન કે સમજ જણાવેલી નથી.

हेतबाइ केहे सुनो द्वीज देवो, प्रभु चहीये तो सतगुरु सेवो;
हे सतगुरु सबके सीरदाता, लोक चतुरदश जांनत ख्याता. ॥१९॥

હેતાબાઈ કહે છે કે હે વિપ્રો (ભૂદેવો-ભૂ એટલે પૃથ્વી અને તેના દેવો તે બ્રાહ્મણો) જો તમારે સાચા પ્રભુનો અનુભવ કરવો હોય તો સદ્‌ગુરુના શરણે જાવ અને તેમનો સહવાસ કરો.

ते माटे तुमही करो सेवा, तब पांमो पंडीत नीज भेवा;
सुनी पंडीत सबने सीर नाया, द्यो दछा तुमही जोगमाया. ॥२०॥

હેતાબાઈ કહે છે કે હે પંડિતો ! તમે પરમગુરુની સેવા કરશો તો જ નિજપદ રૂપ મેવો મળશે. આ વાત સાંભળી સર્વે પંડિતોએ શિર નમાવ્યાં અને બોલ્યા કે હે જોગમાયા શક્તિ, તમે અમોને દીક્ષા આપો.

जब दछा दीनी हेतबाइ, कैवल लक्ष दीयो लखवाइ;
जेही समजे कैवल लक्ष बोधु, तेही पंडीत रहे करत वीरोधु. ॥२१॥

આ પ્રમાણે હેતાબાઈએ સર્વ પંડિતોને દીક્ષા આપી કેવલ લક્ષ તેઓના અંતરમાં લખાવી દીધો. આ દીક્ષા લેનાર પંડિતો પૈકી જે કેવલ લક્ષનો બોધ સમજ્યા તેઓએ કર્તાના કૃત પૈકી દેવોની ઉપાસનાનો ત્યાગ કર્યો.

येसे पंडित बहु चेताये, बाद करन जेही जेही मीली आये;
पंन कोउसे नही गइ डरपांनी, पची पची गये बहु पंडीत ज्ञांनी. ॥२२॥

આ પ્રમાણે ઘણા પંડિતો વાદવિવાદ માટે આવતા અને તેઓમાંના ઘણાને દીક્ષા આપી નિજના લક્ષાર્થી બનાવ્યા. કોઈનાથી હાર પામ્યા નહિ અને ઘણા જ્ઞાની પંડિતોએ ભાવપૂર્વક દીક્ષા લીધી.

डीगवजे भवमे जग जननी, फरे अनभे लक्ष सुध चैतंननी;
आ जुगमे कोइ नहीं जंन येसी, धंन्य हेतबाइ तोइ कहु कुन जेसी. ॥२३॥

હે જગતજનની તમે જગત પર દીર્ઘ વિજય મેળવ્યો છે અને શરણાગતોને નિર્ભયપદ આપી શુદ્ધ ચૈતનનો જ લક્ષ આપ્યો છે. આ જગતમાં તમારા સમાન બીજું કોઈ નથી. તો હેતાબાઈને કોની ઉપમા આપી શકાય તેવી છે ?

मीरांबाई सबरी ओरु करमी, एतो सहु सरगुणकी मरमी;
तो तीनके तोल क्यौं करहुं, तुम संम नहि कोइ लख सरभरहु. ॥२४॥

જેઓ ભક્તિ માર્ગમાં જગજાહેર હતાં એવાં મીરાંબાઈ, શબરી તથા કરમીબાઈએ સારી ખ્યાતિ મેળવી હતી છતાં તેમની ભક્તિ સિર્ગુણ, (સાકાર વિષ્ણુ અવતારોની) છે તેથી તમને તેમના બરાબરીની ઉપમા ન અપાય. તમારા જેવાં તો લાખોમાં કોઈક જ હોય.

तुमतो हे कैवल पद दरशी, हेत सहीत हेतबाइ गत अरसी;
ओर भये हरीजंन तेही गांमु, नाथबाइ बइ वखत वीरांमु. ॥२५॥

તમે કેવલ પતિનાં દર્શી છો. વળી તમે હેતવાળાં હોવાથી તમારું નામ હેતાબાઈ છે. તમારી ગમગતિ અરસને સ્પર્શીને કર્તા સાથે એકતાવાળી છે. તે શહેરમાં હેતાબાઈના સંગમાં રહેવાથી નાથબાઈ અને વખતબાઈ પણ ગતિવાન થઈ નિજપદમાં વિરામ લેતાં હતાં.

तेजबाइ तंन मंन धंन दीना, सैंन कुल भक्त भइ लोलीना;
दुजा हरीजन बहु नरनारी, तंन मंन दीये सोही कहे वीस्तारी. ॥२६॥

એક તેજબાઈ નામે વાળંદ જ્ઞાતિમાં હરિજન બાઈ હતી તેમણે તન, મન અને ધન ગુરુ શરણ સોંપી ભક્તિરસમાં તરબોળ થઈ લક્ષાર્થમાં લીન થઈ રહેતાં હતાં. બીજા પણ ઘણા હરિભક્તો તન મન સહિત ભક્તિ આદરી રહેતા હતા તેમનો વિસ્તાર જણાવું છું.

नगर एक नेहेपाड कहाइ, कहु हरिजंन तामांही जो रहाइ;
तंन मंन धंन्य त्यांगी भये जेही, नरनारी दोहु सुध सनेही. ॥२७॥

નેપાડ નામે એક નગર હતું કે જેમાં રહેનારા હરિજન નરનારી તન, મન અને ધનનો ત્યાગ કરી શુદ્ધ સ્નેહવાળાં હતાં.

त्रीया तींन तामही एक छोटी, भइ हरिजंन पती संग लज मेटी;
जतनबाइ जीनको हे नांमा, चतुर सीरोमणी सुघड वीभामा.॥२८॥

આ નગરમાં ત્રણ હરિભક્ત સ્ત્રીઓ હતી. તેમાં એક સ્ત્રી નાની ઉંમરની હોવા છતાં પતિની લાજ છોડી ભક્તિમાર્ગના પંથે વળી હતી કે જેનું નામ જતનબાઈ હતું. તે ઘણી ચતુર અને ઉત્તમ પ્રકારની આવડતવાળી સુઘડ ભામિની હતી.

**कहलसंग कहीये रजबुता, नरनारी भये जंन अद्‌भुता;**
**कथा कहु तीनकी भिंन भिंना, नरख परख हंमकु गुरु कीना. ॥२९॥**

રજપૂત કોમમાં એક કહલ સંગ નામના પરમ ભક્ત હતા. તે બંને નરનારી અદ્‌ભુત જ્ઞાન ધરાવતાં હતાં. તેમનો વિસ્તાર જુદો જુદો બતાવું છું તે સાંભળો. કારણ કે તેમણે મારી પાસે ઉપદેશ લીધો હતો.

**नरनारी परथम बहु पुजा, खटदरसंन लेइ भेखही दुजा;**
**पहेले काजी मुलां देखें, पीछे ते संन्यासी पेखे. ॥३१॥**

આ નરનારીએ ખટદર્શન ભેખની આદ્ય લઈ ઘણા પ્રકારની પૂજાઓ કરી, અને કાજી, મુલ્લાં તથા સંન્યાસીઓની આદ્ય લઈ ઘણા સાધુ સંતોના મતનો અનુભવ કર્યો.

**तार पीछे जोये मग जीना, लक्ष पक्ष तीनको करी भिन्ना;**
**जंगमकों मत देख्यो बोहोरु, तेका ते लक्ष बोधन ओरु. ॥३२॥**

વળી જૈન મતનો અનુભવ પણ કર્યો અને તેનો લક્ષ પણ જોયો તેમ જ જંગમ મતનો અનુભવ પણ કર્યો તો તેમાં પણ તે જ લક્ષ માલૂમ પડ્યો.

**ब्राह्मणकी करीया सब जोइ, जोगीका मत देख्या सोइ;**
**बोहोरु देख्या द्वादश पंथा, दरसाये नहीं कोइ नीजकंथा. ॥३३॥**

બ્રાહ્મણોની સઘળી ક્રિયાઓનો તથા યોગ સાધનની ક્રિયાઓનો અનુભવ કર્યો. દ્વાદશ પંથને તપાસ્યા તો તેમાં પણ કોઈએ નિજપતિની જાણ જણાવી નથી.

**सब आप आपने मत उर जांना, द्रढ करी बेढे करतव ज्ञांना;**
**निजानंद पद कैवल लक्षा, कोहु नहि कीनी तीनकी दक्षा. ॥३४॥**

તમામ આચાર્યોએ કતવી જ્ઞાનને દૃઢ કરીને પોતે પોતાના મતમાં રચી પચી ગયા છે. જેથી પોતાના ચૈતન સ્વરૂપનો અને સકર્તા પતિપદના લક્ષનો કોઈએ અનુભવ કર્યો નથી.

**येसे दोउ नरनार सह्यांनु, देखी लीये सबहीके ज्ञानु;**
**करमकांड मत पेख्या सबका, नही कोइ आत्म ज्ञान आरंभका. ॥३५॥**

આ પ્રમાણે બંને નરનારીએ સમજપૂર્વક તમામ જ્ઞાનનો અનુભવ કર્યો તથા તમામ પ્રકારનું કર્મકાંડ જોતાં જણાયું કે કોઈએ આત્મજ્ઞાનનો આરંભ કર્યો નથી.

पंन सबही आपन्ये पख ठांने, ओरकु नंदे आप बखांने;
तब दोनु एक मता उपाया, परचा लेन कपट द्रडवाया. ॥३६॥

તમામ આચાર્યો પોત પોતાના મત નક્કી કરીને વખાણ કરતા અને બીજા મતોની નિંદા કરતા હતા. આ પ્રમાણે જોઈ બંને નરનારીએ બુદ્ધિપૂર્વક વિચાર્યું કે જે પરચા આપે તે મતને દઢ કરવો.

पुत्र एक छोटा तीन हुता, ओर नार दुजीकु नुता;
सो सुत नहि बोलत मुख बांनी, संत परखवा करी नीसांनी. ॥३७॥

તે નરનારીને પ્રજામાં માત્ર એક નાનો બાળક હતો. આ બાળક પોતાના મુખથી વાણીનો ઉચ્ચાર કરી શકતો નહિ. જેથી મા-બાપે સંતની પરીક્ષા કરવાનું નક્કી કર્યું.

नरनारी धारी उर एही, आ सुतकु बोलावे जेही;
सीर देहे हस्त सकल सब सुजे, बीन भनीये साहास्तर सब बुजे. ॥३८॥

ઉપર પ્રમાણે નિશ્ચય કરી બંને નરનારીએ વિચાર્યું કે, કયા સંત આ બાળકના શિર પર હાથ મૂકી તમામ શાસ્ત્રોના ઉચ્ચાર વગર ભણ્યે કરાવે છે ?

लेइ बेठे एही पंन नरनारी, फेरी लागे सेवंन भेखधारी;
एक एकपे दीन होय अनाथु, सुतके सीर देवरावे हाथु. ॥३९॥

બંને નરનારીએ ઉપર પ્રમામે ટેક લઈ ભેખોમાં ફરતા સંતોની સેવા કરતાં તથા દીનતાપૂર્વક સ્તુતિ કરી પોતાના પુત્રના માથે હાથ મુકાવતાં.

बोहोरु लेइ चरनांमृत सोइ, सुतके मुख देवे जंन दोइ;
खट दरसंन सहु संत समेता, तंन मंन देइ पूजे करी हेता. ॥४०॥

વળી બધા સંતોના ચરણોનું ચરણામૃત લઈ પોતાના બાળકના મુખમાં મૂકતાં હતાં. આ પ્રમાણે છ ભેખની આદ્ય લઈ સઘળા સંતોની તનમનપૂર્વક સેવા પૂજા કરતાં હતાં.

एही परकार वरस खट वीत्ये, पाय नहीं परचा रहे रीत्ये;
येम करतां फकरा एक पाया, तीन साधंनका ध्यांन बताया. ॥४१॥

આ પ્રમાણે છ વર્ષ વીતી ગયાં પણ ધારવા પ્રમાણે પરચો (ચમત્કાર) મળ્યો નહિ. એવામાં એક ફકીર મળી આવ્યા તેમણે ધ્યાન કરવાનું સાધન બતાવ્યું.

खोद गुफा बेठे ततकाला, संम दंम आसंन करी वीशाला;
इंद्री दमन नीग्रे मंन करिया, तोहु न कारज कंचीत सरीया. ॥४२॥

તેમની પાસે એક ગુફા બનાવડાવી અને તે ગુફામાં બેસી પ્રણવને રોકી કુંભક કરીને સમદમપણે આસન લગાવી ઈન્દ્રિયો અને અંતઃકરણનો સંયમ કર્યો છતાં કાર્ય ધારવા મુજબ થયું નહિ.

जो फकरे जप दीना सोइ, सो तो वरस पुरन भया दोइ,
छेड गुफा नीकसे जब बाहारा, जामे नहीं कछु देख्या सारा. ॥४३॥

ફકીરે જે જાપ જપવાનો કહ્યો હતો તેનું બે વરસ સુધી રટણ કર્યું તો પણ તેનું ફળ નહિ દેખાવાથી બંને નરનારી ગુફા છોડી બહાર આવ્યાં.

तब प्रतीत डगी मंन मांही, भेखमांही साचे कोइ नांही;
येसे कही नरनारही दोइ, कहलसंग जतनबाइ सोइ. ॥४४॥

આ પ્રમાણે બંને નરનારીને મનમાંથી વિશ્વાસ ઊઠી ગયો ને વિચાર્યું કે ભેખોમાં સાચા તાત્પર્યવાળા સંતો નથી.

अहो करता तुम केसे पावो, भेख उपरतो भयो अभावो;
केहं कुवेर हंम लेइ पेहेचांनी, कलपे दोनु भक्त नीद्यांनी. ॥४५॥

અહો હે કર્તા ધણી ! તમે કયા પ્રકારે પ્રાપ્ત થાવ તેમ છો ? હવે અમને ભેખ ઉપર અભાવ આવ્યો છે. આ પ્રમાણેની તેમની આજીજી સાંભળી ભગવાન કરૂણાસાગર કહે છે કે, આ બંને ભક્તિભાવવાળાં નરનારીના દિલની વાત મેં જાણી લીધી છે.

## અથ જંન પરચાકો - અંગ - ૭૯મું

नंदे भेख जो हंम नहीं जावु, ते माटे कारज करी आवु;
येसे मंन जांनी हंम गइया, पहेले जइ सुत सीर भुज दइया. ॥१॥

ભગવાન કરૂણાસાગર કહે છે કે હવે જો હું નહિ જાઉં તો ભેખની નિંદા થશે માટે આ ભક્તોનું કાર્ય મારે કરવું જોઈએ એમ વિચારી હું ત્યાં ગયો ને તેમના પુત્રના માથે હાથ મૂક્યો.

तब लरका बोले मुख बेनां, गरजे गीरा अकल गत येनां;
तब दोनु पकरे मम चरनां, अहो करता आये कारज करनां. ॥२॥

હાથ મૂકતાંની સાથે તરત જ તે બાળક પોતાના મુખથી ઉચ્ચાર કરવા લાગ્યો તેની

વાણી અકળીત ભાવ ભરેલી અને ગર્જનાવાળી હતી. તે સમયે બંને નરનારી મારા ચરણ પકડી કહેવાં લાગ્યાં કે હે કર્તા ધણી આપ અમારું કાર્ય કરવા જ પધાર્યા છો.

**वारंवार परक्रंमा देइ, धरे मुखमे चरणांमृत लेइ;**
**अती सनमांन आसंन करवाये, करी पकवांन भोजन पवराये. ।।३।।**

વારંવાર પ્રદક્ષિણા કરી ચરણામૃત લઈ છોકરાના મુખમાં મૂકતાં હતાં તેમ જ પોતે પણ લેતાં હતાં. ત્યાર બાદ અમને સન્માનપૂર્વક આસન આપી ભોજન કરાવ્યું.

**करी भोजंन खाये मुखवासु, सब हरीजंन बेठे मम पासु;**
**तब चरचा करनन जब लागे, सुनी हरीजंन संसे मन भागे. ।।४।।**

ભોજન કર્યા બાદ અમોએ મુખવાસ લીધો અને ત્યાર પછી સઘળા હરિભક્તો મારી સન્મુખ આવીને બેઠા કે તરત અમે કૈવલ જ્ઞાન ચર્ચા કરવા લાગ્યા જે સાંભળી સઘળાના સંશય નિવારણ થયા.

**कैवल बोध अघाद उचारा, तब चीन्या मत पर गये सारा;**
**जब नरनार आधीन अति होइ, बुजन लागे हंमकु सोइ. ।।५।।**

જ્યારે મેં કૈવલ સંબંધી અગાધ બોધ આપ્યો ત્યારે સઘળાં સ્ત્રી પુરુષો અન્ય ભેખોના મતનો આશય સમજી ગયાં અને અમારે આધીન થઈ નમ્રતાપૂર્વક પ્રશ્નો કરવા લાગ્યાં.

**अहो स्वांमी कुन पंथ तुमारा, सो हमकु बतलावो सारा;**
**तब हंम कायंम पंथा कीना, जत मत रेहेश बताइ दीना. ।।६।।**

અહો હે સ્વામી ! આપનો પંશ કયો છે તે અમોને કહી સમજાવો, ત્યારે મેં કાયમપંથ સમજાવી જતમતપણે રહેણીકરણી રાખવા કહ્યું.

**मूल मंत्र दीनो नीज जापु, तब बुजे त्रवेधी तंन तापु;**
**कहलसंग जतनबाइ दोइ, तंन मंन धन अरपंन कीयो मोइ. ।।७।।**

જ્યારે મેં તેમને મૂળમંત્ર (અમરમંત્ર)નો જાપ કહ્યો અને તે જાપ જપતાંની સાથે જ તેમના શરીરના ત્રિવિધ તાપો શાન્ત થવા લાગ્યા અને તેમણે તેમનાં તન, મન અને ધન પરમ ગુરુના (મારા) ચરણે અર્પણ કર્યાં.

**ओरु अरपंन कीयो सुत समेता, म्हेल म्हेलात भोम्य बहु खेता;**
**आसारांम नांम सुत सोइ, भयो भीरभंज लहे सब कोइ. ।।८।।**

કહલસંગ અને જતનબાઈએ પોતાના પુત્રને પણ મને અર્પણ કર્યો તથા તેમની

મહેલાતો અને જમીન જાગીરી વગેરે જે હતું તે સર્વ મને અર્પણ કર્યું. વળી તે પુત્રનું નામ આસારામ હતું કે જે બીજાઓને આફતમાંથી મુક્ત કરે તેવો હતો.

**तज ठकराइ त्याग भये दोइ, उर वैराग लक्ष चीत प्रोइ;**
**छोड चले जुठे कुल जुथकु, दीनो राज बड़े भाइ सुतकु. ॥९॥**

બંને નરનારીએ હવે અંતરમાં વૈરાગ ધારણ કરી ચિત્તમાં લક્ષ પરોવી ઠકરાતનો ત્યાગ કર્યો ને ત્યાગી બન્યાં. વળી કુટુંબ કબીલાને મૃગજળ જેવાં અસત્ય માની તેમનો પણ ત્યાગ કર્યો અને પોતાના વડીલ બંધુના પુત્રને સઘળી ઠકરાત સોંપી દીધી.

**आ जुगमांही थोडेक जंन एसे, कहलसंग जतनबाइ जेसे;**
**ओर भये हरीजन त्हां दुजा, बेचर भक्त आद्य मोइ पूजा. ॥१०॥**

આ જગતમાં કહલસંગ ને જતનબાઈ જેવાં ઉત્તમ પ્રકારનાં હરિભક્ત ઘણાં થોડાં હોય છે. વળી તે નગરમાં બહેચરદાસ તથા બીજા પણ ઘણા ભક્તો થયા અને તે સર્વે અમારી પૂજા કરતા હતા.

**ओर गाम खुठल जंन सोइ, तजे जैन पकरे पद मोइ.**
**संभुदास लखमीदा नामु, ओर भक्त रघुनाथ न्हें कामु. ॥११॥**

ખુઠલ ગામમાં જૈન ધર્મના મતવાળા ઘણા હતા. તેમણે બધાએ પણ પોતાનો મત ત્યાગ કરી મારું શરણ લીધું ત્યાં ઉત્તમ પ્રકારના ભક્તોમાં શંભુદાસ, લક્ષ્મીદાસ ને રઘુનાથદાસે અમારું શરણ સ્વીકાર્યું હતું અને ન્હેંઃકામી બન્યા હતા.

**ये तीनु तंन मंन मोही हेता, भाव प्रीत्य बहु कहे संकेता;**
**ओर भाव हरीजनका सोइ, प्रीत्य सहीत पूजे बहु मोइ. ॥१२॥**

ઉપર જણાવેલા ત્રણે ભક્તો તન, મન અને ધનથી મારા પ્રત્યે હેત રાખતા હતા, તેમનું વર્ણન માત્ર સંકેતમાં જ મેં કર્યું છે. આ સિવાયના બીજા હરિભક્તો હેત ભાવ સહિત મારી પૂજા કરતા હતા.

**अजरपरा हरीजन मम सोइ, तीनको नांम बतावहु मोइ;**
**रांमदास बापुजी दाजी, चोथी अचरत बाइ अनुराजी. ॥१३॥**

અજરપુરા નામના ગામમાં અમારા ઘણા ભક્તો હતા. તેમનાં નામ રામદાસ, બાપુજી, દાજીભાઈ અને અચરતબાઈ હતાં. તે સઘળાંની મારા પ્રત્યે ઘણી પ્રીતિ હતી.

ओर घनें हरीजंन तीन पासु, चारुतें तंन मन धंन दासु;
नगर एक दुजा चकलासी, बरनु ताके दासही दासी. ॥१४॥

તેમ જ ત્યાંના બીજા ઘણા હરિજનો અમારે શરણે આવેલા હતા. ઉપરના ચાર ભક્તો તન, મન અને ધનથી દાસત્વ ભાવે મારે શરણે થયાં હતાં. બીજા એક ચકલાસી નામના ગામમાં પણ ઘણાં નરનારીઓ અમારે શરણે આવેલાં હતાં, તેમનાં નામ નીચે પ્રમાણે હતાં :

जीवा केसुर नारणदासा, मोती भक्त संभु ओरु खासा;
तेजबाइ कसनबाइ बेहेनी, चोथी धंनबाइ दास नीद्यांनी. ॥१५॥

જીવાભાઈ, કેસુરભાઈ, નારણદાસ, મોતીભાઈ અને શંભુભાઈ મારા સાચા ભક્તો હતા. તેમ જ તેજબાઈ, કશનબાઈ, બેનીબાઈ તથા ધનબાઈ નામની સ્ત્રીઓ પણ હમારા શરણમાં રહી ભક્તિવાળાં બન્યાં હતાં.

ओर घने हरीजंन तांहां दुजा, बरन्या सोइ प्रथंम मोइ पुजा;
वसो सेहेर हरीजंन जेही भयेउ, तंन मंन देइ सेवा मोइ कहोउ. ॥१६॥

ઉપર જણાવેલા ગામે ઘણા ભક્તો થયા છે પણ જેમણે પ્રથમ મારું પૂજન કર્યું હતું તેઓનું જ વર્ણન કરેલું છે. વસો નામના ગામમાં પણ અમારા ઘણા ભક્તો થયા કે જેમણે પોતાનાં તન, મન અર્પણ કરી શુદ્ધ ભાવથી અમારી સેવા કરી.

सुघड सुहांनीक माहाभट भांमु, रइबा बइ जीनको हे नांमु;
सीलवंत समदरशी सराती, सहु संतन सेवा कुशलाती. ॥१७॥

રઈબા નામની એક સ્ત્રી હતી તે ઘણી શાણી, સમજદાર ને સુલક્ષણા હતી તેમનો સ્વભાવ શીલવંત અને સમાન દૃષ્ટિથી સઘળા સંતોની સેવા કરવામાં કુશળ હતી.

सार असार देखे सरवंनके, ज्ञांन ध्यांन सबही जंन जंनके;
एही परकार सेवत सब भेखु, ढुढे सतगुरु पुरश विशेखु. ॥१८॥

ઘણા સંતોનો સમાગમ કરવાથી નિત્ય અને અનિત્ય વસ્તુ સમજી શકવાની ગતિ પ્રાપ્ત કરી હતી અને સકળ ભેખની સેવા કરતી હતી. તેમ જ સાચા સદ્‌ગુરુ કે કોઈ વિશેષ ગતિના પુરુષ મળે તો તેમનું શરણ સ્વીકારવા તૈયાર હતી.

तब ह्मही एक दीन तांहां गयेउ, संत सरुपे दरसंन जइ दयेउ;
करन लगी सेवा धरी भावु, प्रीत्य सहीत अंतर नहीं कावु. ।।१९।।

એક દિવસ હું ત્યાં સંત સ્વરૂપે ગયો ને દર્શન આપ્યાં તેમણે મારી સાથે કોઈ પ્રકારનું અંતર (પડદો) રાખ્યા સિવાય ભાવપૂર્વક મારી સેવા કરી.

बोहोरु पाकर रसोइ बनाइ, संत सहीत हंमकु पवराइ;
तार पीछे सब सभा जोडांनी, बडे बडे पंडीत बेठे आंनी. ।।२०।।

ત્યાર બાદ તેમણે ઉત્તમ પ્રકારની રસોઈ બનાવી અને બધા સંતો સહિત મને ભોજન કરાવ્યું. ભોજન કર્યા પછી સભા ભરી કે જેમાં મોટા મોટા વિદ્વાનો અને પંડિતો આવી બેઠા.

पुछे पंडीत प्रश्नही बंके, टाल दीये हंम संसे सबके;
करन लगे चरचा हंम जबही, रीत्ये पड गये पंडीत सबही. ।।२१।।

સભામાં બેઠેલા પંડિતો ગૂંચવાડાભર્યા પ્રશ્નો પૂછતા હતા અને અમે તેનો પરિઉત્તર આપતા. આ પ્રમાણે તેમના તમામ સંશયો દૂર થયા. વળી જ્યારે હું જ્ઞાન ચર્ચા કરવા લાગ્યો ત્યારે સઘળા પંડિતો ફિક્કા પડી ગયા.

तब रहीबा रसबस होइ राची, तंन मंन देत रखे नहीं बाची;
जीनके पुरुष अमीन कहाइ, सोही पतीकी पतनी रहीबाइ. ।।२२।।

રઈબા આનંદપૂર્વક અમારા જ્ઞાનમાં તરબોળ થવાથી તેમણે પોતાની પાસે કંઈ પણ બાકી નહિ રાખતાં પોતાનું તનમન ગુરુના શરણે અર્પણ કરી દીધું વળી તેમના પતિ અમીન કુટુંબના હતા.

छेडी दीये तेही उर अभीमाना, सुनी मम बोध अधादही ज्ञांना;
कहन लगी हंमकु करजोरी, देह दछा करो दास तमोरी. ।।२३।।

રઈબાઈએ મારું અગાધ જ્ઞાન સાંભળીને પોતાના અંતરમાંથી કુલાભિમાન છોડી દીધું ત્યાર બાદ તે બંને હાથ જોડી મને કહેવા લાગી કે હે સ્વામી ! મને દીક્ષા આપીને આપના શરણમાં લો.

तब हंम दछा दीनी जबही, समज गइ अविगतगत सबही;
रामनाथ भये भक्तही दुजा, वीप्र ज्ञात हंमकु बहु पूजा. ।।२४।।

રઈબાના ઘણા જ આગ્રહથી અમે તેમને ઉપદેશ આપ્યો. હવે તે અવિગત ગતિનો

ભાવ સમજી ગયાં. તે ગામમાં એક રામનાથ નામના બ્રાહ્મણ જ્ઞાતિમાં પરમ ભક્ત થઈ ગયા, તેમ જ તેમની જ્ઞાતિના બીજા બ્રાહ્મણો પણ ભાવપૂર્વક અમારી સેવા પૂજા કરતાં હતાં.

**खट साहास्तर मत लीये ज़ीन देखी, नीगंम चार गत जोइये पेखी;**
**सार असार नरणे नीज कीना, भेख सकल मतके वित चीना. ॥२५॥**

તેમણે છ શાસ્ત્રોના મત જોયા તેમ જ ચાર વેદની ગતિને જોઈ અને સર્વે ભેખના મતવાદની મતલબ જાણીને સાર-અસારનો નિર્ણય કર્યો.

**नांम रुप गुनमे सब अटक्या, कर्मकांडके डंडमे लटक्या;**
**येही वीधी से सबकी गत जोइ, फेरी हंमकु गुरु कीना सोइ. ॥२६॥**

સર્વ કોઈ નામ, રૂપ ને ગુણમાં અટક્યા છે (અવતારી પુરુષોમાં) જેઓ સર્વ કર્મકાંડના ફાંદામાં ફસાયેલા હતા. આમ ઉપર પ્રમાણે સમજી તથા અનુભવી તેમણે છેવટે મને ગુરુ કર્યા.

**जब समजे गती अगम अघादु, रामनाथ पकरे मम पादु;**
**तब हंम दीना बोध अनंतु, रामनाथ होइ गइये गतीवंतु. ॥२७॥**

જ્યારે મારી અગાધ ગતિ રામનાથના સમજવામાં આવી ત્યારે તેમણે મારા ચરણમાં પોતાનાં તનમન અર્પણ કર્યાં અને જ્યારે મેં અનન્ય ગતિનો બોધ કર્યો ત્યારે રામનાથ મહાગતિવંત થયા.

**नारण भक्त गणेशही दासा, भाइजीदास दाजी जंन ख़ासा;**
**येही खटदास मेरे नीज सोइ, चरन कमल चीत रहे नित्य प्रोइ. ॥२८॥**

નારણભાઈ, ગણેશભાઈ, ભઈજીભાઈ અને દાજીભાઈ મારા સાચા હરિભક્તો હતા. આ ભક્તોનાં ચિત્ત હંમેશાં મારા ચરણ કમળના વિષે પરોવાઈ રહેતાં હતાં.

**ओर घने हरीजन तेही गांमु, मुखी मुखीके लीये हंम नांमु;**
**ओर सेहेर खेडे जंन सोइ, प्रीत रीत्य तीनकी कहु मोइ. ॥२९॥**

તે ગામમાં બીજા પણ ઘણા ભક્તો હતા, તેમાંના મુખ્ય મુખ્ય ભક્તોના નામોનું વર્ણન કર્યું છે. વળી ખેડા નામના શહેરમાં જે જે ભક્તો થયા તેમનાં નામ, ગુણ તથા રીતભાત જણાવું છું.

**बेहेन कुंवर भइ जंन नीज सारा, जीनको प्रेम अखंडित धारा;**
**तनं मन धन सब रही समरपी, सीस सहीत चरने दीयो अरपी. ॥३०॥**

કુંવરબહેન સારી રીતે સમજીને મારાં સેવક બન્યાં હતાં તેમના પ્રેમની અખંડ ધારા

વહેતી હતી. વળી, તેમણે તન, મન અને ધન સહિત પોતાનું શિશ મારા ચરણે ધરી દીધું હતું.

**द्वैज कुली नही कीयो संकेतु, बेहेन कुंवर धंन धंन मम हेतु;**
**ओर भये दुजे जंन सोइ, नरनारी तंन मंन धंन दोइ. ॥३१॥**

બ્રાહ્મણોનો ડર રાખ્યા સિવાય કુંવરબહેને મારા પ્રત્યે પુરણ હેત ધારણ કર્યું, જેથી મેં તેમને ઘણો ધન્યવાદ આપ્યો. તે શહેરમાં બીજા પણ હરિજન બન્યા હતા. તેમાંના એક પતિ-પત્નીએ તન, મન અને ધન ગુરુ શરણમાં અર્પણ કર્યાં હતાં.

**राज दीवान अमल अधीकाइ, सो तजी मांन सरन मम आइ;**
**जिनको नाम दास भगवांना, अरधंगी खुसाल समांना. ॥३२॥**

જે પોતે (ખંભાત રાજ્યના) દીવાન પદે હતા છતાં પણ પોતાના અમલનું અભિમાન છોડી અમારે શરણે આવ્યા હતા. તેમનું નામ ભગવાનદાસ હતું. તેમ જ તેમની અર્ધાંગના હંમેશાં આનંદમાં રહેતી, તેમ જ પતિ જેવી સમજદાર હતી.

**ये ममदास भये धंन्य दोइ, नीज कैवलपद रहे चीत प्रोइ;**
**नगर मलातज भइ रुपबाइ, अनीन भक्ति वंदे मम पाइ. ॥३३॥**

તે પતિ-પત્ની બંને અમારાં સેવક બન્યાં જેથી તેમને ધન્યવાદ મળે છે. તેમણે પોતાનાં ચિત્ત કૈવલ પતિમાં જ પરોવી રાખ્યાં હતાં. તેઓ દાસત્વ ભાવથી અનન્ય પ્રકારથી ભક્તિ આદરી અમારા ચરણ કમળનું વંદન કરતાં હતાં. ભગવાનદાસનાં પત્ની રૂપબાઈ મલાતજ ગામનાં હતાં તે પટેલ રામદાસ ઈશ્વરદાસના કુટુંબનાં હતાં. તેમના વંશ, વારસો, હાલમાં પણ આ સંપ્રદાયના સેવકો છે. પટેલ બેચરભાઈ કાશીભાઈ, જીવાભાઈ કાશીભાઈ, મૂળજીભાઈ કાળીદાસ તથા મણિભાઈ જીવાભાઈ વગેરે સજ્જનો આજે પણ કાયમ પંથના સંત મહાત્માઓનાં સ્વાગત કરે છે અને ધર્મમાં રચ્યાપચ્યા રહે છે.

**कासोर गाम भये जंन सोइ, नांम नवेश बरनु जीनु मोइ;**
**हरसदरांम प्रथम जंन भयेउ, तंन मंन सहीत चरन मम ग्रहेउ. ॥३४॥**

કાસોર ગામમાં પણ અમારા ભક્તો થયા હતા. તેમનાં નામ, ગુણ વગેરેનું વર્ણન કરું છું. હર્ષદરામ નામના ભક્ત થયા કે જેમણે પોતાનાં તનમન સહિત મારું શરણ સ્વીકાર્યું હતું.

**पंथ प्रणांमी आगु जंन हुते, संसे न गयो मंन रहे भभुते;**
**अथरवेद अनुकरम वीलोके, सुरती समरती साख्य अश्लोके. ॥३५॥**

આ હર્ષદરામ, પ્રથમ પ્રણામી સંપ્રદાયના સેવક હતા. પણ તેમના સંશયો ગયા નહિ

અને મન ભ્રમણ કરતું હતું. તે અથર્વવેદનું અવલોકન કરતા હતા અને શ્રુતિ તેમ જ સ્મૃતિના શ્લોકોની સાખ આપતા હતા.

**सकल साहास्त्र अर्थ लह्हे वीभागा, कर्मकांड मत गत मनुरागा;**
**मोक्ष ज्ञान लक्ष कोहु न देखा, कर्म बोध लक्ष सरवही पेखा. ॥३६॥**

સઘળા શાસ્ત્રોના અર્થ સમજતાં તેમને તેમાંથી કર્મકાંડની ગતિ સમજાઈ, પણ કોઈ જગ્યાએ મોક્ષ જ્ઞાનનો લક્ષ મળ્યો નહિ, જ્યાં ત્યાં કર્મકાંડનો જ વિષય ભરેલો હતો.

**जब उनमांन अक्षरातीत गाइ, प्रोक्ष मोक्ष रहे पतीत धडाइ;**
**तब हंम मीले एक दीन तीनु जाइ, परम मोक्ष दीयो प्रतक्ष लखाइ. ॥३७॥**

તે સઘળાં શાસ્ત્રોમાં અનુમાનથી અક્ષરાતીતના, પદનું વર્ણન કરેલું હોઈ મોક્ષ પણ પરોક્ષ રીતે સમજાવેલો છે. આ પ્રમાણે એમાં દૃઢ વિશ્વાસ લાવી રહેતા હતા ત્યારે એક દિવસ તેમને હું જઈ મળ્યો અને પરમ મોક્ષ પ્રત્યક્ષ સમજાવી લક્ષ જ્ઞાન આપ્યું.

**अनंत नैन घट खोले जबही, अगम निगम सब भइ गत तबही;**
**जब छाडे सब पंथही ओरु, मम चरनन पद ग्रही रहे बोहोरु ॥३८॥**

જ્યારે તેમનાં (હર્ષદરામનાં) અનંત ચક્ષુઓ ખુલ્યાં ત્યારે અગમગતિની ગમ તેમ જ વેદની ગતિ પણ સમજી ગયાં. જેથી બીજા મતપંથોનો ત્યાગ કરી મારા ચરણમાં નમી પડ્યા.

**धोलबाइ माता धंन जीनकी, द्रढ भक्ति काहा कहु मे तीनकी;**
**अडंग मतो अवीगत गतीवंती, मम चरनन ग्रही भइ नचंती. ॥३९॥**

તેમનાં માતુશ્રીનું નામ ધોળબાઈ હતું. તો તેમને પણ ધન્યવાદ છે. તેમની ભક્તિ વિષે હું શું વધારે વર્ણન કરું. તેઓ પોતે અવિગત ગતિમાં એકમેક બનીને મારા ચરણકમળને વિષે સ્થિર થઈ નિશ્ચિત બન્યાં હતાં.

**मात सहीत हरसद गती भयेउ, कैवल मोक्ष परम पद पयेउ;**
**कुमलरांम ओरु जंन हेतु, जेठीबाइ अरधंगी समेतु. ॥४०॥**

પરમ ભક્ત હર્ષદરામે તેમનાં માતુશ્રી સહિત પરમ ગતિ પ્રાપ્ત કરી હતી અને કૈવલ મોક્ષનાં અધિકારી બન્યાં હતાં. બીજા કુમલરામ તથા તેમની-અર્ધાંગના જેઠીબાઈ મારાં ભક્ત હતાં અને મારા પ્રત્યે ઘણો પ્રેમ રાખતાં હતાં.

नारी पुरुस धन्य दोउ नीज दासा, मम चरनन रत ओर ना आसा;
जंन येतने द्वैज कुलमाही भयेवु, ओर घन्ये मुखी मुखी बरनयेवु. ।।૪૧।।

આ બંને નરનારીને અમારા ધન્યવાદ છે. તેઓ અમારે શરણે રહી અમારા ચરણની સેવા સિવાય બીજામાં ચાહના રાખતાં નહિ, બ્રાહ્મણ કુળમાં બીજા ઘણા સેવકો થયા હતા. તેમાં મુખ્ય જે ગમગતિવાળા હતા તેમનાં જ નામ જાહેરમાં વર્ણવું છે.

हरखबाइ ओरु दास अनींना, मम चरनन रत गत जलमीना;
जीनके सुत मंगल ओरु हीरा, कांहानदास नीज भक्त सहीरा. ।।૪૨।।

હરખબાઈ અનન્ય ભક્તિવાળાં હતાં. જેમ માછલાનો પાણી સાથે પ્રેમ હોય છે તે જ પ્રમાણે અમારા પર પ્રેમ રાખતાં. તેમના બે પુત્રો મંગળદાસ ને હીરાદાસ હતા તે પણ પરમ ભક્ત હતા. બીજા એક કહાનદાસ પણ નિજપદના પરમ ભક્ત હતા.

वंश कुल येतने भये जंनही, मोक्ष परमपद भये सनातनंही;
रइजीदास नीज भक्त अनींना, नगरपती सोइ भये जंन दींना. ।।૪૩।।

વૈશ્ય કુળમાં ઉપરના ત્રણ ભક્તો અગ્રગણ્ય હતા. તેમણે પરમ મોક્ષ પદ કે જેને આદ્ય, મધ્ય અને અંત લાગુ ન પડે એવું પદ મેળવ્યું હતું. વળી તે ગામના મુખી રઈજીદાસ મારા ભક્ત બની દીનપણે આધીન થઈ રહેતા હતા.

गुरु मुगता भुगता संतनमे, कैवल मोक्ष आराधंन मंनमे;
कासोर गांम भये जन येता, कैवल मोक्ष परमपद वेता. ।।૪૪।।

ઉપર જણાવેલાં નામોવાળા ભક્તો સંતપુરુષના સત્સંગથી મનમાં પોતાના અંતરથી કૈવલ-મોક્ષની અંતરની આરાધનાથી ગુરુપદના ભોગી થયા હતા. કાસોર ગામમાં આ પ્રમાણે ઉપરના ભક્તો પરમ પદના વેત્તા થઈ અધિકારી થયા હતા.

केहं कुवेर येसे जंन हेतु, भये हरीजन नीज कहु सो अनंतु. ।।૪૫।।

ભગવાન કરૂણાસાગર કહે છે કે આવા તો અનંત હરિભક્તો થયા છે, તેમાંના કેટલાનું વર્ણન કરું ?

## અથ જંન બરનનકો-અંગ - ૮૦મું

गांउ आखडोल कहीये एक सोइ, तांहां हरीजन मैरे बहु होइ;
नांम कहु तीनको अब जेही, कालीदास अवलबाइ तेही. ।।૧।।

આખડોલ ગામે અમારા ઘણા સેવક હતા. તેમનાં નામ જણાવું છું. એક કાલીદાસ તથા બીજાં અવલબાઈ હતાં.

काल़ीदास जंन कुल छतरीका, अवलबाइ द्वैज कुल अती नीका;
कहु तीनकी हरी गत भीन भींना, परचा लेइ हंमकु गुरुकीना. ॥२॥

ભક્ત કાલીદાસ ક્ષત્રિય કુળના હતા અને અવલબાઈ બ્રાહ્મણ જાતિનાં હતાં. તેઓ બંને ઉત્તમ સમજણવાળાં હતાં તથા તેઓ બંનેની ગતિ ભિન્ન ભિન્ન હતી અને તેમણે અમારી પાસેથી પરચાઓ લઈ દીક્ષા લીધી હતી (હમને ગુરુ ગણ્યા હતા). તેમનાં વર્ણન જુદાં જુદાં જણાવું છું.

लग्यो पीचास एक बडभारी, वाकुल किये घरके नरनारी;
करे उतपात मनंस धुंनावे, मंत्रजंत्र करे पकर न पावे. ॥३॥

કાળીદાસ ભક્તના ઘરમાં એક ભૂત વળગ્યું હતું. જેથી આખા ઘરનાં નરનારી મહા દુઃખી થતાં હતાં.કેટલાકને ધુણાવતું ને મહા ઉત્પાત મચાવી મૂક્યો હતો. તેમણે મંત્ર, જંત્ર તથા દોરા ધાગા ઘણા કરાવ્યા છતાં કોઈ રીતે તે પકડમાં આવતું નહિ.

छीते भये सकल नरनारी, कालीदास तब लीयो वीचारी;
जउ सरनन संतनके अबही, तब छुटे व्राधी एही सबही. ॥४॥

જ્યારે આ ભૂતથી ઘરનાં બધાં ઘણાં જ ત્રાસી ગયાં ત્યારે કાળીદાસે અંતરમાં વિચાર્યું કે, કોઈ સંતના શરણે ગયા સિવાય હવે આ દુઃખનો અંત આવશે નહિ.

जब सेवा करननकु लागे, भेख सकलपे परे जइ पागे;
एक एकपे करे वीनत अपारु, करजोरी कहे हरो दुःख मारु. ॥५॥

ઉપર પ્રમાણે સમજી જે કોઈ સંત મળી આવતા તેમની પાસે જઈ ચરણે પડી વિનંતીપૂર્વક કહેતા કે હે દયાળુ અમારા દુઃખનું નિવારણ કરો.

एही परकार वर्ष दश वीत्ये, दुःख नहीं गये सब भये मंन छीत्ये;
सुनी बोहोरु कीरत सरन मम आये, हंमकु पंन दुःख कही समजाये. ॥६॥

આ પ્રમાણે સંતોની સેવા કરવામાં દશ વર્ષ વીતી ગયાં છતાં ઘરમાં જે ભૂતનું દુઃખ હતું તે ટળ્યું નહિ. ત્યાર બાદ જ્યારે તેમણે અમારી કીર્તિ સાંભળી ત્યારે તેઓ અમારે શરણે આવ્યા ને તેમના સઘળા દુઃખની વાત અમોને વિસ્તારપૂર્વક સમજાવી.

जब हंमही चीतमे चीतवइया, भेख सकल चरने एही गइया;
सरो नही कारज अब मंन डोले, कोइ नव रहे जब भेखके ओले. ॥७॥

અમે મનમાં વિચાર્યું કે, આ દુઃખી જનો ઘણા સંત સાધુને શરણે જઈ તેમના ચરણોની સેવા ઉઠાવી છે છતાં તેમનું મન હવે સંતો ઉપરથી શ્રદ્ધા વગરનું થવા લાગ્યું છે.

**तब कुरना कीनी हंम सोइ, लीये मम सरन प्रेहेत गयो रोइ;**
**जब सुख साता भये नरनारी, कालीदास लियो लक्ष वीचारी. ॥८॥**

ત્યારે અમે કાલીદાસ ઉપર કરુણા દૃષ્ટિ કરીને જોયું અને દુઃખી જનોને અમારે શરણે લીધાં. આ પ્રમાણે કરવાથી ભૂત તે ઘરમાંથી નાસી ગયું. ઘરનાં સઘળાં નરનારી દુઃખ રહિત થયાં અને સુખ પામ્યાં. ત્યાર પછી કાળીદાસે અમારી પાસે નિજ લક્ષનો શાન્તિપૂર્વક બોધ લીધો.

**अहो करता तुम अकल नरेशा, अब स्वांमी मोही दो उपदेशा;**
**जब हंम दीना मंत्र अनुपा, समजाये करी तत्त्व निरुपा. ॥९॥**

હે ધણી ! આપ અકળગતિવાળા સર્વોપરી શ્રેષ્ઠ પુરુષ છો. મારા ઉપર કૃપા કરીને મને ઉપદેશ આપો - આ પ્રમાણેનાં દીન વચનો સાંભળી અમે ગુરુ મંત્ર ઉત્તમ રીતે સમજાવ્યો તથા તત્ત્વોનું પણ નિરૂપણ કરી બતાવ્યું.

**जब समजे चैतंन नीज बोधु, जनम मरन भये गयो वीरोधु;**
**सार असार लह्यो सब मरमु, कालीदास भये मुक्त न्हेंः करमु. ॥१०॥**

જ્યારે નિજપદનો (ચૈતનનો) બોધ સમજમાં આવ્યો ત્યારે જે જન્મ-મરણનો ભય હતો તે ટળ્યો અને સાર તથા અસાર વસ્તુનો ભેદ સમજાયો. ઉપર પ્રમાણે અનુભવી કાળીદાસ ન્હેંઃ કરમીં થઈ મુક્ત દશાને પામ્યા.

**अवलबाइकी सुनो अब टेकु, प्रभु मीलवा उर भाव वीशेकु;**
**तीरथव्रत करी दमी अती देहा, राग द्वेश जुगसु तजी नेहा. ॥११॥**

ભગવાન કરૂણાસાગર કહે છે કે હવે અવલબાઈના ટેકની વાત કહું છું. અવલબાઈને પ્રભુને મળવાની ઘણી જ આરત હતી. તે દરેક તીર્થો ફરી તથા દરેક પ્રકારનાં વ્રતો કરી દેહને દમન કરતાં હતાં અને જગત ઉપરથી રાગ-દ્વેષ છોડી તેનાથી અલગપણે રહેતાં હતાં.

**कीयो बहु करम नांहांना वीधी ओरु, तोहु न भया कही मंन निज ठोरु;**
**एही वीधसे वर्स द्वादश भइया, अती अकुलाइ नेम एक लइया. ॥१२॥**

આ પ્રમાણે ઘણી જાતનાં નાનાવિધ કર્મ કરી ચૂક્યાં તો પણ પોતાનું મન નિજ સ્વરૂપમાં એકતાર થયું નહિ. આ પ્રમાણે બાર વર્ષ વીતી ગયાં અને છેવટે અતિશય મૂંઝાવાથી એક નિયમ લીધો.

ताग्यो अंन मंन कियो ध्रडावु, हरी पवरावे तब अंन पावु;
करे फलफुल फरालही जबही, अनरसना परसे नही कबही. ॥१३॥

અન્નનો બિલકુલ ત્યાગ કરી માત્ર શરીરના નિભાવ પૂરતાં ફળફળાદિ આરોગી ઉપવાસ આદર્યા. વળી નિશ્ચય કર્યો કે જ્યારે પ્રભુ જમાડે ત્યારે જ જમવું.

येसेही पंन वरस त्रीये जब गइया, तब एक दीन उद्वेश मंन भइया;
फराल तजी पंन करवी जेही, घरमे बेठी सांकल देही. ॥१४॥

આ પ્રમાણે ઉપવાસ કરતાં બીજાં ત્રણ વર્ષ, વહી ગયાં. એવામાં એક દિવસ મનમાં અતિશય ઉદ્વેગ થવાથી ફળફળાદિના આહારનો પણ ત્યાગ કર્યો અને પોતાના મકાનની અંદરથી સાંકળ મારી ઘરમાં દૃઢતા કરી બેઠાં.

अनजल तजे दीवस दश गइया, तब ह्मं तांहां जइ प्रगट भइया;
दीनो दरश अचांनक जाइ, चेतंन भइ अवल जंन बाइ. ॥१५॥

અન્ન, જળ ને ફળાહારનો ત્યાગ કર્યાને દશ દિવસો થઈ ગયા ત્યારે મેં એકાએક તેમની પાસે પ્રગટ થઈ દર્શન દીધાં અને અવલબાઈ તરત જ જાગ્રત થયાં.

भयो अजवाल द्वार जोये बंधे, प्रभु जांना मोइ गयो सब संधे;
करी परकंमा परी जब पाये, तब हंमही भोजन पवराये. ॥१६॥

ઘરનાં દ્વાર બંધ હતાં છતાં ઘરમાં દિવ્ય પ્રકાશ જોઈ સંશયનો ત્યાગ કરી સમજ્યાં કે પ્રભુ મળ્યા છે માની તરત જ મારી પ્રદક્ષિણા કરી મારા ચરણોમાં પડ્યાં. ત્યાર બાદ મેં તેમને ભોજન કરાવડાવ્યું.

लीयो भोजंन जब कही हंम सारा, हंम भयेहे प्रगट अवतारा;
नगर सारसा सार सबनका, तांहां प्रगटे करवा काज जंनका. ॥१७॥

ભોજન કરાવડાવ્યા બાદ અમે સઘળી હકીકત કહી કે અમારો આ પ્રત્યક્ષ અવતાર સારસાપુરીમાં પ્રગટ થઈ જન સમુદાયનું કામ પરિપૂર્ણ કરવા આવ્યો છું.

येसे कही मुस्तक भुज दइया, अंतर ध्यांन जबी हंम भइया;
भयो प्रभात खोले जब द्वारु, उर अंतर पाये हरी पतीयारु. ॥१८॥

આ પ્રમાણે કહી અવલબાઈના મસ્તક ઉપર હાથ મૂકી અમે અંતરધ્યાન થયા. જ્યારે પ્રભાત થયું અને દ્વાર ઉઘાડ્યાં ત્યારે અંતરમાં હરિ પર વિશ્વાસ બેઠો.

तब दोरी सारसे जइ जोउ, साची के भयो भरमही मोउ;
सारसापुर संध्या समे आइ, तब प्रगटही हंम देख्या पाइ. ॥१९॥

રાત્રે બનેલી વાત સાચી છે કે કેમ તેની પરીક્ષા કરવા અવલબાઈ સારસાપુરી જવા નીકળ્યાં અને સંધ્યાકાળે સારસાપુરી પહોંચી જોયું તો ત્યાં અમને પ્રત્યક્ષ બેઠેલા જોયા.

देखतदोर चरन पाव लागी, दीयो हंम बोध भरम गयो भागी;
बोहोरु मोइ लेइ गइ नीज द्वारु, तांहां पंन कीनो ज्ञांन अपारु. ॥२०॥

પરમગુરુ ભગવાન કરૂણાસાગરને ત્યાં બેઠેલા જોઈ અવલબાઈ દોડીને તેમના ચરણોમાં પડી પછી અમે સદ્‌બોધ આપ્યો જેથી તેની સઘળી ભ્રાન્તિઓ દૂર થઈ અને ભગવાન કરૂણાસાગરને પોતાને ઘેર તેડી ગઈ. ત્યાં પણ પરમગુરુએ ઘણું કૈવલ જ્ઞાન સંભળાવ્યું.

एही परकार कारज तीनु करीया, ओर जीव तांहां केतेक तरीया;
वंश कुल भाइजी भये जनही, सुत दारा सनेहीं तंन मंनही. ॥२१॥

આ પ્રમાણે અવલબાઈનું કાર્ય કર્યું, તે સિવાય બીજા કેટલાક હરિભક્તોને પણ ભવપારં કર્યા. વૈશ્ય જ્ઞાતિના એક ભાઈજીભાઈ ભક્ત હતા, તે તેમની પત્ની તથા પુત્ર સહિત તનમનથી ભક્તિ કરતા હતા.

ताको नांम कहु वीस्तारी, जीनकु अती गुरु भक्ति प्यारी;
सुत नारण केसर जीनु माता, मम चरनन चीत नीत्य साक्षाता. ॥२२॥

તેમનાં નામ વિસ્તારપૂર્વક કહું છું. કેસરબાઈ તથા તેમના પુત્ર નારણદાસને ગુરુભક્તિ ઘણી પ્યારી હતી. તેઓનાં ચિત્ત અમારા ચરણમાં રાત્રિ દિવસ અડગપણે રહેતાં હતાં.

चंगावती नगर एक सोही, तांहां हरी जन नीज भये नीरमोही;
केसुरदास नाम जिनु सोइ, जीनके चित मम चरननमे प्रोइ. ॥२३॥

ચાંગા (ચંગાવતી) નામનું એક ગામ હતું કે જ્યાં ઘણા હરિજનો હતા. તેઓ ભય તથા મોહ રહિત થઈને રહેતા હતા. તેમાં કેસુરદાસનું ચિત્ત અંતઃકરણ મારા ચરણકમળમાં પરોવાઈ રહેતું હતું.

अनीन भक्त भावीक भवमांही, संम दरसी सबके सुख दांइ;
संत चरन रजके अधिकारी, ओहोनिश पीवत चरन पखारी. ॥२४॥

ભવસાગરમાં જોઉં છું તો તેમની ભક્તિ અનન્ય પ્રકારની હતી. વળી તેઓ

સમદષ્ટિવાળા અને સર્વને સુખ આપનારા હતા. તે સંતના ચરણોના અધિકારી હતા જેથી હરહંમેશ સંતોના ચરણોને પ્રક્ષાળી તેનું ચરણામૃત કરી આચમન કરતા હતા.

**तब सुझी गत अगंम नीगमकी, वारपार वस्तु जंम तंमकी;**
**भागा भरम मरम नीज पाये, कैवल पद अवीगत पखाये. ॥२५॥**

ઉપર પ્રમાણે વર્તવાથી તેમનામાં અગમ્ય વસ્તુ કે જેની વેદે નેતિ પોકારી છે તે હદ બેહદની અને જેમ છે તેમ જતમતપણે રહેલી ગતિ અનુભવવાથી તમામ પ્રકારની ભ્રાન્તિઓ ભાંગી ગઈ અને નિજપદનો મર્મ સમજાયો, તથા કૈવલપદ અવિગત છે એમ અનુભવ થયો.

**द्रष्ट चराचर भये चीद चक्षु, समज गये चैतंन सद लक्षु;**
**कैवल लक्ष वस्त वीलास वीलोकी, सुरत सतंतर भइ अश्लोकी. ॥२६॥**

જેની દૃષ્ટિ દિવ્ય ચક્ષુ ખૂલવાથી સચરાચર થઈ હતી અને તેથી પોતાનામાં સંપૂર્ણપણે સમજ આવી હતી. ચિત્ત અંતઃકરણમાં લક્ષ જોડવાથી કૈવલનો લક્ષ અનુભવાય છે અને તે ગતિ વડે વિલાસની સઘળી વસ્તુ અવલોકતાં સુરત સ્વતંત્ર થઈ લોકાતીતપદના અનુભવવાળી થઈ હતી.

**पुरन पद पइ भये भवपारा, जीनके जसभये जुग वीस्तारा.**
**एही विधी भये केसुर नीज दासा, उर मम ध्यांन अनीन वीसवासा. ॥२७॥**

આ પ્રમાણે પરિપૂર્ણપદ પ્રાપ્ત કરી ભવપારાંગત થયા અને તેમની કીર્તિ જગતમાં ફેલાઈ. આ રીતે કેસુરભાઈ અમારા દાસ થયા હતા ને અંતરમાં અમારું (ગુરુલક્ષનું) ધ્યાન અનન્ય વિશ્વાસ રાખી ધરતા હતા.

**जीजीभाइ इश्वर जंन सोइ, नगरपती ओरु भये जंन मोइ;**
**ओर दुजा हरीजन तांहां भयेउ, मम चरनन तीनके चीत रहीयेउ. ॥२८॥**

જીજીભાઈ તથા ઈશ્વરભાઈ ગામના આગેવાનો હતા. તે સિવાય બીજા પણ ઘણા હરિભક્તો હતા અને તેમનાં ચિત્ત હમારા ચરણકમળના વિષે ચાહનાપૂર્વક ચિંતવન કરતાં હતાં.

**बीलपाड भइ बइ एक राजु, प्रेम लक्ष जीनको मत काजु;**
**नगर वरनांमे भये जंन जेता, मम चरनन राचे सब तेता. ॥२९॥**

બીલપાડ ગામમાં એક રાજુબાઈ નામની ભગવતી સ્ત્રી હતી. જેનો પ્રેમ અનેરો હતો અને લક્ષાર્થમાં કુશળ હતી. વળી વરણામાં ગામમાં જે જે ભગવતી જનો થયા તેમનાં ચિત્ત મારા ચરણકમળમાં સ્થિર થયાં હતાં.

मीयांराम नागेश्वर दोइ, त्रीजोजंन जग जीवंन सोइ;
अमृतबाइ चोथी नीज दासी, मोही चरनन चीत नीशदीन आशी. ॥३०॥

મયારામ, નાગેશ્વર, જગજીવન અને ચોથાં અમૃતબાઈ, આ બધાંનાં ચિત્ત હંમેશને માટે હમારા ચરણકમળને વિષે રહેતાં હતાં.

एही चारु चीतवे मम ध्यानु, मुक्त रुप भये सुनी मोही ज्ञांनु;
चतुरमही द्वे अधीक अनुरागा, कैवल पद लक्ष लहे वीभागा. ॥३१॥

આ ચારે હરિભક્તજનો મારું ધ્યાન ધરતા અને મારું જ્ઞાન સંપાદન કરી મુક્તદશા અનુભવતા હતા. આ ચાર ભક્તમાંથી બે ભક્તો ઘણા જ ઉત્તમ અધિકારી તથા કૈવલપદના લક્ષના જાણકાર હતા.

निगम चार लखीतंग सह्यांने दीव्य दशा माहा अक्ल भयांने;
जब समजे कैवल मम ज्ञांना, तब ततवेता भये नीद्यांना. ॥३२॥

તેઓ ચાર વેદના વેત્તા હતા તથા દિવ્ય દશાના મહાન વેત્તા હતા. જ્યારે મારું કૈવલ જ્ઞાન સમજ્યા ત્યારે મહાન તત્ત્વવેત્તાના હિમાયતી થયા.

अब सुनीयो साहा कुलके सोइ, दुलव ने दाजी जंन दोइ;
ओर भक्त नरसे नीजदासा, जीनका चीत मोही चरन नीवासा. ॥३३॥

વણિક જ્ઞાતિમાં દુર્લભભાઈ, દાજીભાઈ અને નરસિંહભાઈ આ ત્રણે નિજદાસ રૂપ થઈ મારા ચરણોને વિષે લીન થઈ રહ્યા.

ए तीन मही एक जंन सरसाइ, अगंम भेद लख लहे नरसाइ;
प्रभुदास जंन जवेरी अमीना, नगर सहीत प्रतीपाल समीना. ॥३४॥

ઉપર જણાવેલા ત્રણ ભક્તોમાં એક ઘણા જ ઉત્તમ કોટિના ભક્ત હતા. અગમ ભેદના લક્ષને જાણનાર ભક્ત નરસિંહદાસ હતા અને પરભુદાસ અમીન કુટુંબના તથા સારા ઝવેરી હતા. વળી આખા નગરને સમાન દૃષ્ટિથી પોષતા હતા.

सोही पंन भये मम चरन नीवासी, समरे मोही कछु ओर न आशी;
प्रभुदास गती अधीक सह्यांना, मोही गत अक्ल सो लखे नीद्यांना. ॥३५॥

પ્રભુદાસ મારા ચરણોમાં નિવાસ કરી મારા સિવાય બીજા કોઈનું સ્મરણ કરતા ન હતા. તથા પૂરેપૂરા લક્ષ ગતિના અધિકારવાળા હતા. વળી મારી અકળ ગતિને નિશ્ચયપૂર્વક અનુભવતા હતા.

ओर बहुत हरीजंन तेही गांमु, मोक्ष मोक्षके लिये हंम नांमुं;
इश्वरदास आद्य जंन दुजा, उन कुलके हंमकु बहु पुजा. ॥३६॥

તે ગામમાં બીજા ઘણા હરિભક્તો હતા, પણ તેમાંથી મુખ્ય મુખ્યનાં નામ કહેલાં છે. ઈશ્વરદાસની આદ્ય લઈ તેમના કુળના બીજા હરિજનો ભાવપૂર્વક અમારી પૂજા કરતા હતા.

ओर दास देसइ जंन साचे, तंन मंन सहीत भाव नही काचे;
मेरे मन सरखा सब कोइ, प्रीत सहीत सेवे मंम जंन सोइ. ॥३७॥

બીજા એક દેસાઈ નામના ભક્તે પોતાનાં તનમન ભાવપૂર્વક પરમગુરુ (મારા) ચરણમાં અર્પણ કર્યાં હતાં. મારા મનથી બધા જનો સરખા હતા અને સઘળા જનો પ્રીતિ સહિત મારી સેવા કરતા હતા.

इष्ट थपे तीन सबके सोइ, हरनारायंन सीध नीरमोही;
प्रगट रुप मनु तंन धर देवा, जीनकी मत गत अकल अभेवा. ॥३८॥

તે ગામમાં ઘણા હરિભક્તો હતા. તેમાં એક હરનારાયણ નામે સિદ્ધ પુરુષ હતા તેમ જ તેમણે મોહને જીતેલો હતો. તે મનુષ્ય શરીરે પ્રગટ થયા છતાં તેમની ગતિ દેવોના જેવી હતી. તેમની સમજ અકળ હતી તથા સઘળા હરિભક્તોમાં શિરોમણિ હતા.

तग्न पुरुष वइराग वीलोकी, हरनारायंन पुरुष अलोकी;
जीन दरशन अघ अनंत हराइ, पावे नीजपद परम पराइ. ॥३९॥

તેઓ હરહંમેશ વૈરાગ્યવાન બની અખંડવૃત્તિએ રહેતા હતા. તેઓ ખરેખર પરમ ગતિના પુરુષ હતા કે જેમના દર્શનથી અનેક પ્રકારનાં પાપ નાશ પામે. વળી તેઓ નિજ સ્વરૂપના લક્ષમાં પ્રથમથી જ રહેતા હતા.

येसा पुरुष अंकल अनंतु, हरनारायण पुरश मेहेमनतु;
समदरसी सीध सक्ल सह्यांना, अगम नीगम गती जांनत ज्ञांना. ॥४०॥

આવા પુરુષની ગતિ કળી ન શકાય તેવી વારપાર વાળી હતી. હરનારાયણ મહંત પુરુષ હતા. તેમની દૃષ્ટિ સમાન ભાવવાળી તથા સમજવાળી અને વેદે જે પદની નેતિ પોકારેલી તે પદની ગતિના જ્ઞાનવાળા હતા.

सब हरीजंनकु हंम कही दीना, उन सतसंग रहो नीशदीना;
उर अंतर धरीयो मम ध्यांना, ओहोनीश करो सतसंगये होना. ॥४१॥

ત્યાં વસતા સઘળા હરિભક્તોને અમોએ કહ્યું કે, હરનારાયણ મહાપુરુષ છે. તો

તેમનો હરહંમેશ શુદ્ધ ભાવપૂર્વક સત્સંગ કરજો અને હૃદયમાં મારું (પરમગુરુનું) ધ્યાન ધરજો.

**तब नीरमल बुध नीशदीन रेहेसी, काम क्रोध मोह सके न पेसी;**
**मम चरनन रत रेहेवे जबही, मोक्ष परम पद पावो तबही. ॥૪૨॥**

સિદ્ધ પુરુષોનો સતસંગ હરહંમેશ કરવાથી બુદ્ધિ નિર્મળ થાય અને કામ, ક્રોધ ને મોહની તમને અસર થશે નહિ. જ્યારે તમારી સઘળી આરત (ભાવ) અમારા સોહંગ ચરણ વિષે રહેશે ત્યારે તમને પરમપદ એટલે મોક્ષ પ્રાપ્ત થશે.

**गांम मालसर भये मम जंनही, कीयो अरपंन सब तंन मंन धंनही;**
**नाम रुप तीनको कहु बरनी, जीनके उर मम लक्ष समरनी. ॥૪૩॥**

માલસર નામના ગામમાં હમારા ઘણા સેવકો થયા. તેમાંથી જેણે પોતાનાં તન, મન અને ધન ગુરુના ચરણે અર્પણ કર્યાં હોય અને જેમના હૃદયમાં અહો રાત્રિ હમારા લક્ષનું સ્મરણ રહેતું હોય એવા ભક્તોનાં નામ જણાવું છું.

**मनोर भक्त ओरु जीजीबाइ, सत सबद उर रहे रटलाइ;**
**ज्ञान भक्ति वैराग सहीतु, मोही चरनन रत ओर न प्रीतु. ॥૪૪॥**

ભક્ત મનોરબાઈ તથા જીજીબાઈ બંને પોતાના અંતરમાં સત શબ્દનું એટલે (સોહંગનુ) રટણ કરતાં અને જ્ઞાન, ભક્તિ અને વૈરાગ સહિત અમારા ચરણમાં આરતભર્યાં પ્રીત જોડતાં હતાં.

**अरुढ मतो अवीगत अनुरागी, दोनु जन मम पुरश समागी;**
**अंमइदास साकरबाइ सोइ, मोही चरनन चीत रेहे नीत्य प्रोइ. ॥૪૫॥**

બંને ભક્તોનો મત આરૂઢ હતો ને તેમની ગતિ હમારી સાથે એકતાવાળી હતી. તેઓ હમારા સત સમાગમમાં અતૂટપણે રહેતા હતા. બીજા ભક્ત અમઈદાસ તથા સાકરબા હમારા ચરણકમળને વિષે કાયમ ચિત્ત પરોવીને રહેતાં હતાં.

**संत सेवइ माहा सुघड सह्यांने, ज्ञांन ध्यांन उरमांन बीह्यांने;**
**प्रेम प्रीत परचंड परागी, नरनारी दोनु लक्ष अनुरागी. ॥૪૬॥**

તેઓ સંતની સેવા કરવામાં ઘણાં સુઘડ હતાં તેમ જ વિવેકી ને શાણાં હતાં. તેમના અંતરમાં જ્ઞાન અને ધ્યાન હોવાથી તેમને માન કે મોટાઈ હતાં નહિ. સંતો પ્રત્યે પ્રીતિવાળાં અને વિશાળ ગતિવાન હતાં, તેમ જ લક્ષાર્થનાં અનુરાગી હતાં.

भक्त ओरु रणछोड खुशालु, जंन भगवांनही परम वीशालु;
ए तीनु भाइ परम सनेहु, मोही चरनन चीत ओर न नेहु. ॥४७॥

માલસર ગામે રણછોડભાઈ, ખુશાલભાઈ અને ભગવાનભાઈ આ ત્રણે ભાઈઓ પરમ સ્નેહી હતા. તેમનું ચિત્ત ગુરુચરણમાં જ ચોંટ્યું હતું.

बाइ रलीयात क्षात जीन केरी, प्रेम प्रीत भाव भक्ति अनेरी;
वीप्र कुल एक भक्त अनुपा, परभारांम भये लक्ष नीरुपा. ॥४८॥

બાઈ રળિયાતની સુકીર્તિ ઘણી હતી, તેમનો ગુરુ પ્રત્યેનો પ્રીતિ ભાવ અનેરો હતો. બીજા એક બ્રાહ્મણ કુળમાં પ્રભારામ નામના ભક્ત હતા. તેઓ પણ હમારા જ લક્ષનું નિરૂપણ કરતા હતા.

ओर घने हरीजंन तांहां दुजे, प्रीत्य सहीत हमकु बहु पुजे;
मोक्ष मोक्षका बरनन किना, भाव प्रीत्य जिनु लक्ष अनीना. ॥४९॥

ત્યાં બીજા પણ હમારા ઘણા સેવકો હતા. તેઓ હમારી પૂજા ભાવપૂર્વક કરતા હતા. તેઓ પૈકી મુખ્ય મુખ્યના પ્રીતિ ભાવ તથા તેમના અનન્ય લક્ષનું જ વર્ણન કરેલું છે.

गांम नावरे भये जंन दोइ, गीरधर ने रघनाथही सोइ;
नगर सीन्होर भक्त नीज एकु, ज्ञांन लक्ष ओर पक्ष उवेकु. ॥५०॥

નાવરા નામના ગામમાં ગીરધર અને રઘનાથ નામના બે ભક્તો હતા તેમ જ શિનોર ગામમાં પણ એક ભક્ત હતા. તેમણે હમારો કૈવલ જ્ઞાન લક્ષ લીધો હતો જ્યારે બીજા (સગુણ નિર્ગુણ) ગતિના પક્ષો તરફ અભાવ હતો.

रांमदास जिनु नांम अनुपा, वीवीधी भात्य लहे समज नीरुपा;
भये हरीजंन दुसरे तांहां ओरु, नांम लीयो मुख भयो जेही मोहोरु. ॥५१॥

જેમનું નામ ખરેખર અનુપમ છે એવા રામદાસ જુદી જુદી જાતની સમજવાળા તથા નિરૂપણ કરનારા હતા. ત્યાં બીજા પણ ઘણા ભક્તો થયા હતા, પણ મુખ્ય ભક્તોનાં નામ જ દર્શાવેલાં છે.

वीरक्षेत्र एक नगर बडोदा, जांहां गादी महीपती के होदा;
सीयाराव नरपतके नांमु, जीनको अमल देश सब गांमु. ॥५२॥

એક વડોદરા નામનું શહેર હતું કે જે વીરભૂમિ હતી અને જ્યાં સયાજીરાવ નામના રાજા રાજ્ય કરતા હતા, તેમનો અમલ ઘણા દેશોના ગામો પર ચાલતો હતો.

माहा वंकट राजन रजताइ, जाको करप कठन करडाइ;
तांहां अगनीत भये जन नरनारी, प्रीत्य रीत्य ह्मसे अती प्यारी. ॥૫૩॥

આ રાજા ઘણા કડક હતા અને તેમની સખ્તાઈ આખા રાજ્ય પર હતી. તે શહેરમાં ઘણા સેવકો થયા હતા અને તે સઘળાનો પ્રેમ હમારા પ્રત્યે ઘણો હતો.

मोक्ष अधीकता मही एक जंनही, कीयो अरपंन तंन मंन ओरु धंनही;
दुरलवदास जीनको हे नांमु, भक्ति ज्ञांन मम ध्यांन वीरांमु. ॥૫૪॥

તે બધા ભક્તોમાં એક દુર્લભદાસ નામના ભક્ત હતા જે મારો મુખ્ય પરમ ભક્ત હતો. તેમણે પોતાનાં તન, મન અને ધન ગુરુ ચરણે અર્પણ કર્યા હતાં. તેમનું જ્ઞાન તથા ધ્યાન ઉત્તમ પ્રકારનું હોવાથી ગુરુપદમાં વિરામ પામેલા હતા.

गांम मांकसी साकरतु सोइ, वासणपुर त्रतीयो कहु मोइ;
तांहां हरिजंन मोही भये नीजदासा, जीनका चीत मम चरन नीवासा. ॥૫૫॥

માંક્ષી, સાકરતુ અને વાસદ નામનાં ત્રણે ગામોમાં અમારા ઘણા સેવકો થયા હતા અને તેમનાં ચિત્ત હમારા (સોહંગ) ચરણ કમળમાં વિરામ પામ્યાં હતાં.

नगर खेरडे ओर जंन मेरा, तंन मंन देइ होइ रहे नीत्य चेरा;
रणछोड भक्त लक्ष्मी दोइ, ओर मोरार दालजी सोइ. ॥૫૬॥

ખેડા નામના ગામમાં અમારા ઘણા સેવકો થયા, અને તે પોતાનાં તન, મન અને ધન અર્પણ કરીને હમારા દાસ થઈને રહેતા હતા. તે સઘળામાં રણછોડભાઈ, લક્ષ્મીબાઈ મોરારભાઈ અને દાલજીભાઈ પરમ ભક્તિભાવવાળાં હતાં.

ए चारु हरीजंन मम नीजा, जीनके उर ओरु देव न दुजा;
अहोनीश चीतवंन करे मम पाइ, क्रम भरमके नीकट न जाइ. ॥૫૭॥

આ ચારે ભક્તના અંતરમાં મારા સિવાય બીજાં કોઈ દેવનું ચિંતન નહોતું. તથા અહોનિશ હમારા ચરણકમળની સેવામાં રહી મારા સ્વરૂપને પ્રાપ્ત કરી, કોઈ પણ પ્રકારના કર્મવાદમાં પડતાં નહિ.

भये एक दास सेदलपुर गांमु, रइजीदास जीनको हे नामु;
बाइ रलीयात मात तीनु केरी, उनकी पंन भाव भक्ति अनेरी. ॥૫૮॥

સેદલપુર ગામમાં રાયજીદાસ નામના પરમ ભક્ત હતા. તેમનાં માતુશ્રીનું નામ રળિયાતબાઈ હતું. તેમની ભક્તિ પણ અનેરી હતી.

तंन मंन धंन दोनु सुत माइ, करी. अरपंन मम जुगमे सराइ;
भाव प्रीत्य तीनको काहा बरनु, सुत माता होइ रहे मोही शरनु. ॥५९॥

આ બંને પોતાના તન, મન અને ધન હમોને અર્પણ કરી જગતમાં સારી ખ્યાતિ મેળવી હતી. તેમ જ બંને મારા શરણમાં કાયમ સ્થિર થઈ રહેતાં હતાં.

भक्त लालदा भये हे चलाली, मम चरनन चीत लागी ताली;
कुटंम सहीत तंन मंन धंन अरपी, सुत वीत दारा रहे समरपी. ॥६०॥

ચલાલી નામના ગામે એક લાલદાસ નામના ભક્ત થયા હતા. તેમના અંતરમાં અમારા ચરણોની જ તાલાવેલી હતી. તેઓ પોતાના પુત્ર, પુત્રી તથા સઘળા કુટુંબીઓ સહિત તન, મન અને ધન હમારે ચરણે અર્પણ કરી શરણે થઈ રહ્યાં હતાં.

वंश कुल ओरु भये जन दोइ, भक्त गोपाल लक्ष्मी सोइ;
बाहारोट कुल भये कुवेरही दासा, मम चरनन रत ओर न आसा. ॥६१॥

વૈશ્ય કુળમાં ગોપાળદાસ તથા લક્ષ્મીબાઈ નામનાં બે પરમ ભક્ત હતાં. તેમ જ બારોટ કુળમાં એક કુવેરદાસ ભક્ત થઈ ગયા. અને તે પણ મારા ચરણોને વિષે સ્થિર થયા હતા.

जंबु दीपके हरीजंन ओइ, संत सहीत बरनन कियो मोइ;
वीनु बरनन अगनीत नरनारी, सोभी पंन मम पद अधीकारी. ॥६२॥

જંબુદ્વીપના ઘણા હરિજનો તેમ જ સેવકોનું વર્ણન કર્યું. છતાં હજુ બીજા ઘણા સ્ત્રી-પુરુષો બાકી રહ્યા, કે જેઓ ખરેખર મારા પદનાં અધિકારી હતાં.

नांम रुप केतेक कही बरनु, लोक असंख भये मम सरनु;
जेही जेही लोक चरन मम आसी, कैवल मोक्ष परम पद पासी. ॥६३॥

અસંખ્ય લોકો હમારે શરણે આવ્યા હતા કે જેમાંથી હું કેટલાનાં વર્ણન કરું, જે જે હરિભક્તોએ હમારે શરણે આવી ગુરુચરણની સેવાનો લ્હાવો લીધો તે સઘળા કેવલ પદના અધિકારી બન્યા.

सकल देशमही मंम जन भयेउ, गांउ नांम संखेप कहेउ;
अति अधीकारी तीनु जस गाये, ओहोनीस रहे मम पाव लपटाये. ॥६४॥

આખાયે દેશમાં હમારા ઘણા સેવકો થયા, તેમનાં ગામ તથા નામ ટૂંકમાં ઉપર વર્ણવ્યા છે. તે બધાંમાં જે મુખ્ય અધિકારી હતા અને મારા ચરણકમળને વિષે સ્થિર થયા હતા તેમનું જ માત્ર વર્ણન કર્યું છે.

जो बरनन सब जंनके करहुं, बाढे ग्रंथके तेही उचरहु;
केहं कुवेर संकेत सुनाये, मोक्ष मोक्षके नांम बताये. ॥६५॥

મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે, જો સઘળા જનોનું યથાર્થ વર્ણન કરું તો ગ્રંથનું પ્રમાણ ઘણું જ વધી જાય જેથી મુખ્ય અધિકારી સંતો તેમ જ સેવકોનાં જ વર્ણન કર્યાં છે.

## વિજ્ઞાન સંપ્રદાયવિધિ વિષેનું વર્ણન-અંગ - ૮૧મું

मास मास एक मेला थावे, सब हरिजन दर्शनकु आवे;
करी सभा तब ज्ञानकचेरी, सन्मुख चित्त रखिये नरनारी. ॥१॥

જે સમય પર પરમવિશેષ પરમગુરુ ભગવાન કરૂણાસાગર વિદ્યમાન હતા તે સમયની દરેકે દરેક પૂર્ણિમાએ મેળો ભરાતો હતો અને સર્વે હરિભક્તો દર્શનાર્થે આવતા હતા. અમો આવા પ્રસંગે સભારૂપી જ્ઞાનકચેરી ભરી સઘળાં સ્ત્રી-પુરુષોને ઉદ્દેશી કહેતા હતા કે, અમારી સન્મુખ ચિત્ત રાખી હું કહું છું તે સાંભળો.

तेही मध्ये हम बेठे जाइ, गर्जन लागे सिंहंगिराइ;
सुनो हरिजन जंबुद्वीपनके, दृढ भक्ति साचे तनमनके. ॥२॥

આ જ્ઞાનકચેરીની જે સભા ભરાઈ તેની મધ્યે જઈ બેસીને સકર્તા તથા પરમતત્ત્વ સમજાવવા સિંહગર્જના સમ પ્રચંડ વેગપૂર્વક પરમગુરુ કહે છે કે, હે જંબુદ્વીપનિવાસી સંતો અને હરિજનો ! તનમનથી સાચી દૃઢ ભક્તિ રાખીને લક્ષપૂર્વક સાંભળો.

चौद तबक दिव्य देव चेताये, बोहोरु हम अवनि पर आये;
द्वीप सप्त अवनिका सोइ, सबकु बोध बतायो मोइ. ॥३॥

જ્યારે મારા સકર્તાપતિએ મૃત્યુલોક આદિ સર્વ લોકને લક્ષબોધ આપી શુદ્ધ જાગ્રત કરવાને મને હુકમ કર્યો, ત્યારે ચૌદ તબક્કા ઉપર વસતા સર્વ દિવ્ય દેવતાઓને ચેતાવી તેમને જ્ઞાનબોધ આપ્યો, પછી હું આ પૃથ્વી ઉપર આવ્યો. આ પૃથ્વી ઉપર સાત દ્વીપો આવેલા છે, અને તે દરેકે દરેક દ્વીપમાં ફરી મેં લોકોને સકર્તા સંબંધી લક્ષ આપ્યો છે.

पंथ पक्ष मत सब सुनवाये, ज्ञान रहेशगति विविधी लखाये;
सो हरीगत तुमकु कही दीनु, द्वीप सप्त देवलोक सहीनु. ॥४॥

જે જે ભુવંનોમાં વા દ્વીપોમાં કાયમપંથ ધર્મનો પ્રચાર કરેલો અને ત્યાં પંથ અને તેના પક્ષ સંબંધી જે મત તેમને મેં બતાવેલો તે તમોને સંભળાવ્યો છે. વળી પરમજ્ઞાન તથા રહેશ

એટલે રહેણી અથવા પરમપદ ભોગવવાની દશા તેમ જ પરમગતિ વિષેની વિધવિધ પ્રકારે મેં સાતદ્વીપ અને ચૌદે લોકમાં જે વ્યાખ્યા કરી છે તે સઘળી હકીકત તમોને અગાઉ કહી સંભળાવી છે.

**अब सुनीयो जंबुके जनही, मम सन्मुख धरी सुरत समनही;**
**तेसेही तुमकु देहु बताइ, पंथ पक्षमत सकल शीखाइ. ।।५।।**

હવે જે જંબુનિવાસી હરિજનો ! મારી સન્મુખ અંતઃકરણપૂર્વક સુરક્ષા ધરીને સાંભળો. જેવી રીતે સાત દ્વીપ તેમ જ ચૌદે લોકના દેવતાઓને ઉપદેશ કર્યો છે તે જ પ્રમાણે તમોને પરમપંથનો પક્ષ તથા તે સંબંધીનો જ્ઞાનમત સર્વ શીખવાડું છું.

**साबधान थाओ जन ओरु संतु, क्हुं जेही बोध लखाय नचंतु;**
**संप्रदाय धूनी धाम समेतु, मढी अखाड देखाडहु तेतु. ।।६।।**

હે સંતો અને સર્વ હરિજનો ! સંપ્રદાય, ધૂણી, ધામ, મઢી તેમ જ અખાડો વગેરે દેખાડવા ચતુષ્ટ અંતઃકરણથી પર નચિંત અંતઃકરણનો પરમલક્ષબોધ જે કહું છું તે સાવધાન થઈને સાંભળો.

**तिलक छाप क्हुं भेखकी भाखी, जब देखो उरकी निज आंखी;**
**चामचक्षु देखन मत ओरु, पकर रहे करतव सब ठोरु. ।।७।।**

ભાલતિલકના છાયારૂપ જે નિહંગ ભેખની રીતિ કહી બતાવું છું તે તમારા અંતરની આંખોએ લક્ષપૂર્વક જોજો. જો અંતરની આંખોએ નહિ જોતાં ઉપલક ચર્મચક્ષુ વડે જોશો તો પ્રાકૃત પુરુષોએ પોતાના નામ પર જે જે કૃત્રિમ પંથો ચલાવ્યા છે તે ઠેર ઠેર જ્યાં જ્યાં જોશો ત્યાં ત્યાં દેખાશે; તેમાં મારો જે નિહંગ પ્રદેશનો આશય તમોને સમજાવવાનો છે તે જોઈ શકશો નહિ.

**ज्ञानलक्ष कोहु नांही विचारा, सब बरने उपलेही वहेवारा;**
**बार पंथ ओरु बावन द्वारु, ए सब धरे देही आकारु. ।।८।।**

હે હરિજન ! પરમ લક્ષજ્ઞાન મેળવવા સંબંધી કોઈએ વિચાર કર્યો નથી; કારણ કે બધાઓએ ઉપલક વહેવારનું જ વર્ણન કર્યું છે. જુઓ, બાર પંથ અને બાવન દ્વાર ! આ બધાં જે નામ તે દેહરૂપ આકૃતિનાં હોઈ તેમના ઉપર વિશ્વાસ રખાયો છે.

**रामानंद नेमानुज जेही, विष्णुसांम माधवाचार तेही;**
**देहीके नाम संप्रदा चारी, कोहु न कही निजतत्त्व विंचारी. ।।९।।**

જુઓ ! રામાનુજ, નેમાનુજ, વિષ્ણુસ્વામી અને માધવાચાર્ય, આ ચાર આચાર્યોના

નામ ઉપરથી ચાર સંપ્રદાયનાં નામ પડેલાં છે અને કહેવાય છે કે એ ચારે નામ પરંપરાથી ચાલતાં આવેલાં છે. અરે ! જ્યાં ભૌતિક દેહનાં નામ પૂજાતાં હોય ત્યાં નિજતત્ત્વોનો વિચાર કોણ કરે ! અર્થાત્ કોઈએ કર્યો નથી.

**ते सेही पण ओरु बावनद्वारु, सोभी कहे देही नाम आकारु;**
**देही तो सबकी गइ विलाइ, नाम रह्या सब जुगमे छाइ. ॥१०॥**

તેવી જ રીતે બાવન દ્વાર છે તેમનાં નામ પણ દેહને સંબોધીને પાડેલાં છે. ભલા ! જોઈ શકશો કે કોઈનો પણ દેહ અમર રહ્યો નથી ! પણ દરેકે દરેકનો દેહ વિલસાઈ ગયો છે. માત્ર આખાય જગતમાં ફક્ત નામની છાયા રહેલી છે. આમ છાયારૂપ નામ સિવાય કશુંય અસ્તિત્વ નથી.

**नेरे नामे क्यौं करी सरे काजु, बिनु परगट निज देह समाजु;**
**तो तेही पंथे क्यौं निस्तरही, नामी बिन कारज कुन करही. ॥११॥**

હે હરિજન ! નર્યા એકલા નામે જ કાર્યની સિદ્ધિ કેમ કરીને થશે ! કારણ કે જે નામ પર વિશ્વાસ રાખ્યો છે તે નામને ધારણ કરે એવો જે પ્રગટ પ્રત્યક્ષ દેહ તે નથી, માત્ર નામ જ છે; તો પછી આમ માત્ર નામ ધારણ કરનાર પંથથી જન્મમરણનો નિસ્તાર કેમ કરીને આવશે ! વળી નામથી પર નામને ધારણ કરનાર જે નામી છેતે નહિ મેળવો તો કાર્યસિદ્ધિ કોણ કરશે ?

**वळी कोई हमकु कहे विचारी, देहीतो नहि रहे अमर तुमारी;**
**तब तुमेरे पण पंथही एसे, आगलके थइ गये तीन जेसे. ॥१२॥**

આ પ્રસંગે મને એક વાત ઉપસ્થિત થાય છે અને તે એ છે કે કોઈ વિચારવાન પુરુષ કદાચ મને કહે કે તમારો દેહ પણ અમર રહેશે નહિ, તો પછી તમારો પંથ અને આગળ થઈ ગયા તે બંનેમાં શું ફેર છે ?

**ते माटे हम कहत पोकारी, मेरा पंथ अगम अविकारी;**
**कहुं पंथनका नाम सुनाइ, नाम नामी जेही अखंड सदाइ. ॥१३॥**

ઉપરની શંકાનું નિવારણ કરવા હું પોકાર કરીને કહું છું કે મારો પંથ વિકાર રહિત અગમ્ય છે. જે વિકાર રહિત અગમ્ય પંથ તે પંથનું નામ અને નામને ધારણ કરનાર જે નામી એ બંને સદા અખંડ હોઈ તે વિષે તમોને કહી સંભળાવું છું.

**कायमपंथ हमारा कहाइ, कायम करता सदा रहाइ;**
**नाम रुप अविचल ममपंथा, सदा मोक्षपद कैवलकंथा. ॥१४॥**

મારા પંથનું નામ કાયમપંથ છે અને તેના કર્તા કાયમ હોઈ સદા સદોદિત રહેલા છે. આમ નામ, રૂપ અને પંથ, આ બધુંય અવિચળ છે વળી સદાને માટે મોક્ષ રૂપ જે પદ તેના ધણી સકર્તા સતકૈવલ છે.

**ऊपजे ख़पे न बिनसे धामु, सो पद मम पंथनके नामु;**
**ज्ञान संप्रदा ओरु मम केरी, जीनसे सब मीले चेराचेरी. ॥१५॥**

સકર્તા સત્‌કૈવલનું ધામ ન ઉત્પન્ન થાય કે વિનાશકાળે ન ખપી જાય એવું અચળ પદ (કાયમપંથ) હોઈ આ પ્રમાણે મારા પંથનું નામ છે. વળી મારા સંપ્રદાયનું નામ જ્ઞાનસંપ્રદાય છે; તે જ્ઞાને કરીને અસંખ્ય લોકમાં જ્ઞાનવાદ ઉપસ્થિત થયેલો હોઈ અનેક દ્રવ્યોનું પૃથક્કરણ કરી જે ભાંગફોડ કરવામાં આવે છે તે જ્ઞાન વડે જ થાય છે. આ જ્ઞાન મૂળથી જ સ્થાવર જંગમ આદિ સર્વમાં વ્યાપક રહેલું છે. તેમાં સ્થાવર જાતિમાં ઘાટમાં જે ક્રિયા થાય છે તે ઘાટના યોગે સ્થિર ગુપ્ત થાય છે અને જંગમની ક્રિયા જંગમના ઘાટ પ્રમાણે ચલિત છે એટલે કે ચેષ્ટારૂપે પ્રગટ દેખાય છે. આમ સ્થાવર જંગમ આદિ દરેકે દરેક ઘાટ પ્રમાણે ન્યૂનાધિક જે કંઈ વર્તમાન થાય છે તે બધાય ભિન્ન ભિન્ન વર્તમાનનું મૂળ જ્ઞાન હોઈ તેના સમુલ્લાસનું નામ જ્ઞાનસંપ્રદાય છે.

**तब बाढे पंथनकी परजा, ज्ञानसंप्रदा जबी हम बरजा;**
**अचल सदा सोइ ज्ञान रहावे, कोटी कलप जब जुग वीती जावे. ॥१६॥**

જેમ જેમ પંથના પંથીઓ જ્ઞાનનો વધારો કરતા જાય તેમ તેમ પંથની પ્રજાનો પણ વધારો થતો જાય છે. આવા ચોરાસી લાખ પંથ છે તે પૈકી જે જે પંથ જ્ઞાનનો જમાવ કરતા ગયા તે તે લોકો આગળ વધતા ગયા છે. આ કારણને લીધે ગર્જના કરીને કહું છું કે, સર્વોપરી સર્વશિર શ્રેષ્ઠ જ્ઞાનસંપ્રદાય છે. કોઈનું નામ સંબોધીને યા પ્રાકૃત પુરુષને સંબોધીને એ નામ પાડ્યું નથી. માત્ર નિરાલંબ, નિર્વિકારી દુનિયાના સર્જનહારને સંબોધી જ્ઞાનસંપ્રદાયની સ્થાપના કરી છે. આ જ્ઞાન સદા સદોદિત અચળ છે; કરોડો કલ્પ વીતી જાય તો પણ આ જ્ઞાનનો નાશ થતો નથી.

**संप्रदाय मम एही द्रढाइ, सदा सदोदित आवे न जाइ;**
**मढी गगन धुनी निर्गुण सारा, कर्मकांड झेर काष्ट अपारा. ॥१७॥**

આ પ્રમાણે આ ન્યાયે મારો આ જ્ઞાનવાન સંપ્રદાય દઢ કર્યો છે; અને એ સંપ્રદાય

સદા સદોદિત દેદીપ્યમાન હોઈ તે કદી ન ઉત્પન્ન થાય કે ન નષ્ટ થાય, એટલે કે તે સદા અખંડ જ છે. વળી મારી પરમમઢી તે દશે દિશામાં વ્યાપક રહેલું આકાશ હોય તેની અંદર મારી નિર્ગુણ ધૂણી આવેલી છે. આ નિર્ગુણ ધૂણીમાં ત્રિગુણાત્મક જગત માત્રના ઘાટનો ઠાઠ તૈયાર થાય છે અને તે ઊલટ થતાં એટલે કે પરમ કારણ દેહના અંતર પ્રદેશમાં જતાં આ નિર્ગુણ ધૂણીમાં ઘાટ માત્રનાં કર્મકાંડ બળીને ભસ્મીભૂત થાય છે; જેથી અંશ વિશુદ્ધ, અતિ નિર્મળ થતો હોઈ તે સકર્તાપતિના ધામમાં પહોંચી શકે છે.

**देखो एही मम मढी ओरु धुनी, सदा विदेही तपे उनमुनी;**
**मढी अविचल विनसे नहि शुन्या, धुनी निरगुन चेतनपद पुन्या. ॥१८॥**

અહો ! હે કાયમપંથીઓ ! જુઓ તો ખરા ! કેટલી સુંદર મારી મઢી તેમ જ ધૂણી છે. તે સદા વિદેહદશામાં અખંડ ઉન્મુની તપી રહેલી હોઈ કોઈ જાતનો તેમાં વિનાશ નથી. માત્ર શૂન્યરૂપ હોઈ આ મઢી અવિચળ છે. વળી નિર્ગુણ ધૂણી સદા ચૈતન્યના સ્પર્શે કરી અખંડ પવિત્ર છે.

**ते माटे अविचल मढी धूनीयां, ज्ञानचक्षु जोइ सारही कढीयां;**
**मुक्तद्वार हमेरा हे सोइ, बडे बडे महाजन गये तांहां होइ. ॥१९॥**

હે કાયમપંથીઓ ! આ મઢી અને ધૂણી જ્ઞાનચક્ષુથી જોઈ તે વડે સાર કાઢી નિશ્ચય કર્યો છે કે એ બંને અવિચળ છે. વળી મારા દ્વારનું નામ મુક્તદ્વાર છે, જે દ્વારમાં મહાન મોટા મોટા મહાપુરુષો થઈ ગયેલા છે.

**जीव सकल संशे बंध पाशा, सब कोइ चाहत मुक्तकी आशा;**
**मुक्तद्वार ताते हमकीना, सो द्वारा कुनहु नहि चीना. ॥२०॥**

સંસારભરના જીવમાત્ર સંશયની પાશજાળથી બંધાયેલા છે, તે પાશજાળમાંથી છૂટવા જીવ માત્ર પરમમુક્તિની આશા સેવે છે. આ તેમની આશા પાર પડે એટલા માટે હેમોએ મુક્ત દ્વાર ખુલ્લે ખુલ્લું સમજાવ્યું છે, પણ આ મારું મુક્ત દ્વાર કોઈ ચીની ને જાણી શક્યા નથી; કારણ કે,

**सब कोइ तो लहे मुक्तही चारु, सो सब बंधन अंग आकारु;**
**हम कीना जेही मुक्तही द्वारा, सो मुकते चैतन किरतारा. ॥२१॥**

હે જાણકાર અંશ ! આ બાજુનો સર્વ સંસાર મુક્તિ ચાર પ્રકારની જાણે છે, અને તે ચારે મુક્તિ વિષ્ણુના અંગભૂત શરીરને સંબોધી વર્ણવેલી છે; અર્થાત્ આ મુક્તિઓ વિષ્ણુના

અંગની આધીનતા સેવે છે. એથી જ હું જે મુક્તદ્વાર કહી ગયો છું તેમાં અને આ મુક્તિમાં જમીન આસમાન જેટલો ફરક રહેલો છે. સાયોજ્ય, સાલોક્ય, સાંનિધ્ય અને સામીપ્ય આદિ મુક્તિઓ વિષ્ણુ આદિ ગુણની અપેક્ષા રાખે છે, ત્યારે આ પરમદ્વાર રૂપ મુક્તિ વિષ્ણુ આદિથી લઈ ગુણપર્યંતથી છોડાવનારી હોઈ એ મુક્તિ દ્વારા ચૈતન્ય ગુણો આદિથી નિરાળો થઈ કિરતારને ભેટે છે.

**चार मुक्तके दाता जेही, सो चैतन करता होये तेही;**
**एसा द्वारही मुक्त हमारा, सुनो सब संत हरिजन सारा. ॥२२॥**

હે સંતો અને હરિજનો ! આ ચારે મુક્તિના દાતાર અને કર્તા ચૈતન્ય છે. જુઓ તો ખરા ! ચૈતન્ય અંશમાં કેટલી અદ્‌ભુત શક્તિ રહેલી છે ! આ ચાર મુક્તિ તો ચૈતન્યનું કૃત છે. આ કૃતના કર્તા ચૈતન્ય છે. આ કૃતથી એટલે કે આ ચાર પ્રકારની મુક્તિના વહેમથી ચૈતન્ય મુક્ત થાય ત્યારે ચૈતન્ય અંશ સ્વરૂપે થાય. આમ સ્વસ્વરૂપે થાય એનું નામ મુક્તદ્વાર છે.




**तिलक भेखकी अब समजावुं, संशे रहेवन पावे कावु;**
**तिलकभाल भव तनकु वेधे, अणिअग्रे कालज क्रम छेदे. ॥२३॥**

હવે ભેખને ધારણ કરવાના તિલકનો નિર્ણય સમજાવું છું. આ જે નિર્ણય કરું છું તેનાથી સંશય રહેશે નહિ અને જ્ઞાનની પ્રાપ્તિ થશે. વળી આ અણિયાળું ભાલતિલક ભવમાં આવેલાં શરીરોમાં રહેલી ઈન્દ્રિયોની વાસનાને વીંધી નાખી તેની અણિ વડે કાળના ક્રમને છેદી નાખશે.

**त्रधा त्रवेणी लेलाटही ज्योति, ए उपले आकार उद्योति;**
**अब कही देवु भीतर भल भेदु, तिलक भाल समजण गत वेदु.॥२४॥**

હે હરિજનો ! ઉપર જે તિલક દર્શાવ્યું છે તેની ઉપલક આકૃતિ જ્યોતિના જેવી હોઈ ભ્રૂકુટિથી ઉપરના ભાગમાં જે લલાટ આવેલું છેત્યાં ત્રિવેણી ઉપર ત્રણ પાંખવાળું ઉપર જતાં એક થાય તેવું અણિયાળું ભાલતિલક કરવું. હવે આ તિલકનું સ્વરૂપ જે ઉપર વર્ણવ્યું તે બાહ્ય હોઈ શરીરની આભ્યંતર ભાલતિલકની ગતિનો ભેદ સુંદર રીતથી સમજાવું છું તે સાંભળો.

**चंदसुर होय त्रवेणी समंधा, जब प्रकृति स्वातं पाये धंधा;**
**नेन नासिका त्रिये तंत सारा, तब सुलजे निज लक्ष विचारा. ।।२५।।**

પુરુષના ડાબા અંગે ચંદ્ર અને જમણા અંગે સૂર્ય વહે છે. આ બંને વહેણનો મેળાપ-સંયમ ભ્રૂકુટિસ્થાને થાય છે; એટલે કે ચંદ્ર સૂર્યનો સંબંધ ભ્રૂકુટિસ્થાને એક થાય ત્યારે પ્રકૃતિ જે શરીરના સઘળા અંગભૂત અવયવોને ચંચલ કરનારી છે તે શાંતિ પામી જાય છે. જ્યારે પ્રકૃતિ શાંત થાય ત્યારે શરીરની બાહ્ય કર્મેન્દ્રિયો તેમ જ અભ્યંતર જ્ઞાનેન્દ્રિયો શાંત પામી ગઈ છે એમ જાણવું. આમ ચંદ્રપ્રણવનો શાંત સ્વભાવ અને સૂર્યપ્રણવનો ઉગ્ર સ્વભાવ, આ બંને સ્વભાવ, હે સાધક ! તમારે સ્થિર કરવા. પછી નિજલક્ષનો વિચાર કરવા બે આંખ અને નાસિકાનો અગ્રભાવ, આ ત્રણેનું શરસંધાનની માફક એકીકરણ કરીને સ્થિર થતાં શીખશો તો નિજલક્ષની સૂલટ ગતિનો જે પરમ વિચાર છે તેનું તમોને આલોચન કરતાં આવડશે.

**सोही त्रीये तन मीली तिलकही भालु, त्रकुटी मध्ये कीयो त्रधा विशालु;**
**अणी अग्र सोइ अणी नीकासी, सरी बीच सो निज सुरत विलासी. ।।२६।।**

બંને આંખોની દૃષ્ટિ નાસિકા ઉપર સ્થિર થતાં ભાલતિલકરૂપ આકૃતિ બંધાય છે. આ ત્રિધારું, અણિયાળી આકૃતિવાળું, વિશાળભાવને દર્શાવનારું ભાલતિલક ત્રિકુટિના મધ્ય ભાગે દયાળુ સર્જનહારે કરેલું હોઈ તેની અણિયાળી અગ્ર નિશાની કાઢી છે જેની વચમાં નિજ ચૈતન્યની સુરતાને અખંડજ્ઞાનનો વિલાસ કરાવવા માટે પતિએ પ્રથમથી જ આ પ્રમાણે ગોઠવણ કરેલી જ છે.

**भीतर तिलक ज्ञान कही गतियां, सो नमुनो शिर धरे जतमतीयां;**
**सुनो मम संत सजनही समेतु, तिलक ज्ञान अरथ कीयो संकेतु. ।।२७।।**

હે કાયમપંથના પ્રેમીલા સંત સજ્જનો ! તમારા સમક્ષ શરીરની અંદર રહેલા તિલકની જ્ઞાનગતિ કહી છે, તે નમૂનો તમારા મસ્તકના લલાટ ઉપર ધારણ કરજો અને સર્વાંગ શરીરે મન, કર્મ અને વચનને જતમત રાખી તમારી અંતરદશામાં રહેજો. આ પ્રમાણે આ તિલકના જ્ઞાનનો અર્થ પરમગુરુએ સંકેતરૂપે સંક્ષેપમાં કહ્યો છે.

 **બાવનદ્વાર વિષેની સમજ** 

**ओर सब भेखके द्वादश पंथा, संप्रदाय तीन सब शिर कंथा;**
**द्वार बावन तीनके पुनी ओरु, नामस्त्प उपली गत ठोरु. ।।२८।।**

આ બાજુના ભેખધારીઓના પંથ બાર છે. તેમાં ચાર સંપ્રદાયને માથે ચાર ધણી છે.

તે દરેક ભેખ બાવન દ્વારને માને છે. આ બધાય નામ ઉપલક ગતિનાં હોઈ ઘાટને ઉદ્દેશી ઠેકાણાબંધ પાડેલાં છે.

**ते तेही पंथ द्वार पण मेरा, संप्रदाय एक एकपे अनेरा;**
**तीनु सब लक्ष बतावहु तंतु, सुरत धरी सुनो जन मम संतु. ॥२९॥**

હે શ્રેષ્ઠ હરિજન! બીજા ભેખધારીઓમાં જે પંથ અને દ્વાર છે તે પ્રમાણે જ મારાં પણ પંથ અને દ્વાર છે તથા તે એકેએકથી જુદો મારો પણ સંપ્રદાય છે. હવે મારા પંથ વગેરે વિષેનો સ્પષ્ટ ખુલાસો કરી લક્ષ બતાવું છું. તે, હે મારા સંતજનો! સુરતા ધરીને સાંભળો.

**द्वादश आंगुल श्वास सो पंथा, ओ सोहंग संप्रदाइ कंथा;**
**द्वार कहुं बावन अब मेरे, भये द्वादश पंथनके चेरे. ॥३०॥**

હે પરમપદના શોધક ચૈતન્ય અંશ! હું જે ખુલાસો કરું છું તે લક્ષપૂર્વક ધ્યાનમાં રાખજે. નાસિકાના અગ્રભાગથી લઈ બ્રહ્મરંધ્ર સુધી, એ વચ્ચેનો માર્ગ બાર આંગળના વિસ્તારવાળો છે. આ બાર આંગળ શ્વાસ જે વહન કરી રહ્યો છે, એ જ શ્વાસમાં તમારે નિરંતર ગમન કરવાનું છે, આ જ મારો ખરો પંથ છે. આ સંપ્રદાયના ધણી બે છે, એક ઓહંગ અને બીજો સોહંગ હોઈ આ બંને બાર આંગળ શ્વાસના ધણી છે. હવે હે સાધક! મારા બાવન દ્વારનો વિસ્તાર સાંભળ. આ બાવન દ્વાર બાર આંગળ વિસ્તારવાળો જે પંથ કહ્યો તે પંથના એ શિષ્યો છે.

**द्वादश आंगुल पंथ सो श्वासा, बावन अक्षर द्वार विकासा;**
**श्वासा मठ मध्य शब्द देदारा, अक्षर बावनद्वार नीसारा. ॥३१॥**

હે સાધક! બાર આંગળના વિસ્તારવાળો જે પંથ છે તે શ્વાસરૂપ હોઈ તેમાંથી બાવન અક્ષરરૂપ દ્વારનો વિકાસ થાય છે એટલે કે શબ્દની ખિલાવટ થાય છે. વળી આ શ્વાસરૂપ મઠની મધ્યમાં દરેક શબ્દનો દેદારરૂપ દેહ બંધાય છે. આ દેદારરૂપ બાવન અક્ષર આ દ્વારા બહાર નીકળે છે.

**शब्द रमण बावन निजद्वारा, सो बावन अक्षर विस्तारा;**
**एही बावन द्वारा मम केरा जीन समजे सुलजे उलजेरा. ॥३२॥**

હે વિચારવાન સાધક! શબ્દને રમણ કરવાનાં આ પ્રમાણે નિજ પોતાનાં બાવન દ્વાર છે. આ બાવન અક્ષરનો વિસ્તાર આ પ્રમાણે થાય છે. આ પ્રમાણે આપણાં બાવન દ્વાર દ્વારા નીકળતા બાવન અક્ષરોથી ઊલટસૂલટ સર્વ સમજ પડે છે.

**संप्रदाय कहे पंथ सबेही, जीनु जाने जन होय विदेही;**
**धाम क्षेत्र शाखा कहुं अबही, सुनो मम संत हरिजन सबही. ।।૩૩।।**

હે નિવૃત્ત ચિત્તવાળા ! મેં સંપ્રદાય અને પંથ વિષે ઉપર પ્રમાણે જે ખુલાસો કર્યો છે તેને જો તમે જાણીને લક્ષમાં લેશો તો નિશ્ચયાત્મક કહું છું કે તમો વિદેહદશા પ્રાપ્ત કરશો, હવે ધામ, ક્ષેત્ર અને શાખા વિષે ખુલાસો કરું છું તે, હે મારા સંત અને હરિજન ! લક્ષપૂર્વક સાંભળો.

 **ધામ ક્ષેત્ર અને શાખા વિષે ખુલાસો.** 

**धाम कहे कैवल निज सोइ, ब्रह्मक्षेत्र ऊपजे सब कोइ;**
**लोक चतुरदश पंड ब्रह्मांडा, सप्तद्वीप भिन्न भिन्न महीखंडा. ।।૩૪।।**

આપણું નિજધામ કેવલધામ હોઈ ક્ષેત્ર તે બ્રહ્મક્ષેત્ર છે. આ બ્રહ્મક્ષેત્રમાંથી પિંડબ્રહ્માંડથી લઈ ચૌદ લોક સુધીના સર્વ લોકો તેમ જ ભિન્ન ભિન્ન સાત દ્વીપની આદ્ય લઈ આ મહીમંડઈડમાં અનેક ખંડ રચાયા છે. એકંદરે આ બધી અનેક દૃશ્ય અદૃશ્ય પૃથ્વીઓ પરબ્રહ્મરૂપ ક્ષેત્રમાંથી ઉત્પન્ન થયેલી હોઈ તેમાં જ તેમનું નિવાસસ્થાન છે.

**स्थावर जंगम विश्व विलासा, ब्रह्म थकी सब भये परकाशा;**
**गुन तीनु शक्ति ओरु ज्योति, ए सब ब्रह्मत्ये भये उद्योती. ।।૩૫।।**

હે જિજ્ઞાસુ ! સ્થાવરજંગમની આદ્ય લઈ સમસ્ત વિશ્વનો વિલાસમાત્ર બ્રહ્મથી જ પ્રકાશ પામેલો છે. વળી ત્રિગુણની આદ્ય લઈ શક્તિ અને જ્યોતિનારાયણ, એ બધાંય ભુવનો બ્રહ્મથી જ પ્રકાશિત થયેલાં છે.

**जीव सकल तन उत्पन्न जाते, ब्रह्मक्षेत्र हम कीना ताते;**
**शाखा सद् चिद् आनंद मेरी, बढी बहु पेज गगन लीयो घेरी. ।।૩૬।।**

સર્વ અંશના ઘાટ રૂપ સુંદર શરીરો આ પ્રમાણે આ ક્ષેત્રમાંથી જ ઉત્પન્ન થયેલાં હોવાથી મેં એ ક્ષેત્રને બ્રહ્મક્ષેત્ર તરીકે નિશ્ચિત કરેલું છે. હે સાધક ! હવે શાખાનો પ્રકાશ કરું છું તે તું લક્ષમાં લેજે. જો ! સચ્ચિદાનંદ એ મારી શાખા છે. આ સચ્ચિદાનંદ શાખાના પેચ (વળ) એટલા તો વધ્યા છે કે તેનાથી આખુંયે ગગન ઘેરાઈ રહેલું છે.

**अचंत अखाडा अविगत गादी, ताहां बेठे निज पुरुष अनादि;**
**कहें कुवेर सुनो मम संतु, जीनके नहि हो आद्य ने अंतु. ।।૩૭।।**
**सारधार धन्य सेवक सभागी, कहे कुवेर रहे चरन मम लागी. ।।૩૮।।**

હે શુદ્ધ બુદ્ધિવાળા સાધક ! હવે મારા અખાડા વિષેની સમજ આપું છું. જો ! મારો

અચંત અખાડો છે અને તેમાં મારી અવિગત ગાદી છે. આ ગાદી ઉપર અનાદિ નિજ પરમપુરુષ સકર્તા સત્‌કૈવલ બિરાજેલા છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે, હે મારા સંતજનો ! આ ગાદી ઉપર બિરાજેલા પરમપુરુષને આદ્ય તેમ જ અંત લાગતાં નથી. જેને આદ્યઅંત લાગતાં નથી એવા પરમપુરુષ રૂપ મારા ચરણમાં જેને સારધાર તાલાવેલી લાગેલી છે એવા સદ્‌ભાગ્યશાળી સેવકને ધન્ય છે !

## સંત હરિજનની પ્રણિપાત વિધિ-અંગ - ૮૨મું

**दंडव्रतकी कहूं अब रीति, हरिजन संत मिलनकी नीति;**
**सतकैवल साहेब कहेना जनकु, सतसांम्रथ झीलना संतनकु. ॥१॥**

હવે સંત અને હરિજન જે સમય પર મળે તે સમયે દંડવત્ કરવાની રીતિ કહું છું તે સાંભળો. જ્યારે હરિભક્ત સંતને મળે ત્યારે તેણે 'સત્‌કૈવલ સાહેબ' કહીને તેમના પરત્વે નમન કરવું અને ત્યારે સંતમહાપુરુષે "સતસામ્રથ" બોલીને આવતા નમસ્કાર ઝીલી લેવા.

**ओरु हरिजन हरिजनका मीलना, सो कहुं बचन सजनके आधीनना;**
**सतकैवल परमातम कहेना, एकएकपे हलमली रंगभीना. ॥२॥**

હવે કાયમપંથી હરિજનને જ્યારે હરિજન મળે, ત્યારે સામા મળનાર હરિજનને સજ્જનતાપૂર્વક અનન્ય ભાવ વડે 'સતકૈવલ પરમાત્મા' કહેવું અને બંનેએ હળીમળીને આપણ નિજદેશના દેશી છીએ એમ માની જ્ઞાનસમજના રંગમાં રંગાઈને તલ્લીન રહેવું.

**संत संतमिलनकी बांनी, सो भी पन कही देवुं निदानी;**
**अहो जय कैवलहंसा कहही, सनमुख होइ अन्यो अन्य उचरही. ॥३॥**

નિદાન કહી દઉં છું કે જ્યારે સંતપુરુષને સંતપુરુષ મળે, ત્યારે કઈ વાણીનો ઉચ્ચાર કરવો તે સાંભળો. જ્યારે સંતને સામા સન્મુખ સંત મળે ત્યારે 'અહો ! જય કૈવલહંસા' એમ અન્યોઅન્ય કહેવું.

### સંતનું ગોત્ર

**नाद गोत्र मम कहीए जेही, नादे होय जन नादे देही;**
**द्रे परकार नाद सोइ बरनुं, सुनो हरिजन साधु धरी करनु. ॥४॥**

હવે નાદગોત્ર વિષેનો ખુલાસો કરું છું તે સાંભળો. જ્યારે ગુરુ હરિજનના કર્ણદ્વારમાં અમૂલ્ય લક્ષનાદ સંભળાવે છે ત્યારે તે નાદ એ હરિજનના હૃદય કમળમાં જામે છે. પછી

સર્વાંગે તે હરિજન નાદરૂપ લક્ષમાં રહે છે. આ નાદ બે પ્રકારનો છે, તે વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું. તે હરિજન અને સાધુ સર્વ કર્ણ ધરીને સાંભળો.

**प्रथम नादसे बिंदु होइ, बिंदुसे उपजे सब कोइ;**
**लक्षचोरासी जीवाजंतु, बिंदुत्ये प्रगटे सब तंतु. ॥५॥**

પ્રથમ મહદ અવિગત આકાશમાંથી ગત આકાશ થયું. આ ગત આકાશ એ જ નાદ હોઈ આ નાદથી બિંદુ ઉત્પન્ન થયેલું છે. આ બિંદુથી ચૌદલોક આદિ સમસ્ત જગતની ઉત્પત્તિ થાય છે. ચોરાસી લક્ષ પ્રકારના જીવજંતુનાં સર્વ શરીરો તથા તત્ત્વો માત્ર આ બિંદુથી પ્રગટ થયાં છે.

**सो बिंदुनादे होय सबही, नादगोत्र हम कीना तबही;**
**ओर नाद गुरुमुखकी दिक्षा, लइ उपदेश पंथ भये पक्षा. ॥६॥**

આ બાજુના સર્વલોક નાદબિંદુથી થાય છે એ કારણને લીધે સત્ય અને છેવટ પરિણામને બતાવનાર આ નાદગોત્ર છે એમ મેં કહ્યું છે. વળી બીજો નાદ જે ગુરુના મુખમાંથી શબ્દરૂપ લક્ષ નીકળે છે તે છે. આ શબ્દરૂપ લક્ષનો નાદ લઈને સમસ્ત દુનિયામાં નિરનિરાળા પંથનો પક્ષાપક્ષી ભર્યો ચકચાર ચાલે છે.

**खटदर्शन ओरु द्वादशभेखु, बंधे मत एकएकपे विशेखु;**
**सो सरवे गुरुनादेही भइया, नादगोत्र हम याते कहीया. ॥७॥**

બાર પંથનો ભેખ અને છ દર્શન, આ બધાય મતના આદિ પ્રણેતાઓ એકબીજાથી અધિક શ્રેષ્ઠ મતનું વર્ણન કરી ગયા છે; પરંતુ એ બધાય ગુરુએ આપેલા નાદથી થયેલા છે. એટલા જ માટે મેં નાદગોત્રનું પ્રતિપાદન કર્યું છે.

## સંતને ઉપાસનામાં તલ્લીન રહેવાની વિધિ.

**सबके कहत उपासना बरनी, रहेश कलागत नारीनरनी;**
**गुरुके बोधवचन चित्त धरना, लक्षआराधन अहोनिश करना. ॥८॥**

હે ઉચ્ચભાવવાળા સંત ! તમારે માટે પરમપદની પ્રાપ્તિ અર્થે ઉપાસનાની વિધિ તથા રહેશ એટલે અંતરપદમાં સ્થિર થવાની જે કળા છે તેની ગતિ પ્રાપ્ત થાય એવું કહું છું માટે, હે નરનારી ! સર્વ સાંભળજો, હે સ્ત્રીપુરુષો ! હું તમોને જે ગુરુબોધ આપું છું તે બોધરૂપ વચનો ઉપર ચિત્ત ધરીને અહર્નિશ લક્ષનું આરાધન કરવું.

**भोर भये प्रगटे जब भानु, सावधान थवुं करी अस्नानु;**
**आसन दृढ करी शमदम देहा, विश्व विलास हास तजी नेहा. ॥९॥**

હે સાધક ! તું પોતે અંતરપદની (સ્વરૂપની) પ્રાપ્તિ અર્થે ગુરુની રીઝ મેળવીને પછી ઉપાસનાનો ક્રમ ગોઠવજે. તે ક્રમ આ પ્રમાણે છે. પ્રથમ પ્રાતઃકાળે સૂર્યોદય થયે શૌચાદિ સ્નાનવિધિ પરવારી મનને સ્થિર કરવા એકાંતવાસ શોધી ત્યાં સ્થિર થઈ પછી આસન દૃઢ કરવા એટલે લાંબા સમય સુધી આસન ફેરવવું ન પડે એવી દૃઢતા મેળવવાનો પ્રથમ અભ્યાસ કરવો. આમ લાંબા સમયના અભ્યાસે આસન દૃઢ થશે. હે સાધક ! જ્યારે આસન દૃઢ થાય ત્યારે તમો જગત માત્રનો જે વિહાર કરી વિલાસ ભોગવવાના છો તે તમામ હાસ્યવિલાસ અને વૈભવ તમારા અંતઃકરણમાંથી દૂર કરી સ્વચ્છ થજો. પછી તમારા દેહ ઉપર નજર નાખી શરીરના ગોલકની દશ ઈન્દ્રિયોમાંથી જે વિધવિધ પ્રકારની આકાંક્ષાઓ ઊઠે છે તેને તમો ઉપદેશ કરજો અને કહેજો કે, હે ઈન્દ્રિયો ! મારે મારા અંતરપ્રદેશમાં જવું છે. ત્યાં જતાં મને હરકતભર્યા વિક્ષેપો કરશો નહિ. મારું અંતરધ્યાન તૂટે તેવાં વર્તન રાખશો નહિ. તમારી જે જે આકાંક્ષાઓ ઊઠે છે તે મારા અંતરપ્રદેશમાં જતાં મને હાનિ કરનારી હોઈ વિનાશકારી છે; માટે તમો વિલાસી આકાંક્ષાઓને ત્યજી મને સહાયભૂત થાઓ. આમ ઈન્દ્રિયોને સંબોધી ઉપદેશ કરીને તે ઈન્દ્રિયોની મદદ લઈ તેમના અધોકર્મ સમાવી ઊર્ધ્વ કર્મ કરવા સંબંધી મદદ લેશો એટલે દમરૂપ પ્રણવ આપોઆપ નિયમિત થઈ જશે. પછી શરીરમાં કોઈ વિશેષ ધબકારા ઊઠશે નહિ. જ્યારે ઈન્દ્રિયોની ટક્કરો ખાતાં પ્રણવમાં ધબકારા વધે છે ત્યારે તે જ ધબકારા ઈન્દ્રિયો પોતાનો શાસનકર્તા તરીકેનો અધિકાર છોડી દે છે ત્યારે દૂર થાય છે. આ ન્યાયે ઈન્દ્રિયો વૈભવવિલાસનો સ્નેહ છોડી પોતાના મૂળભૂત સ્વરૂપે થાય તો પ્રણવ પોતાની મેળે આપોઆપ શાંતિ પામે છે એટલે ઘણો જ સ્થિર થતો હોઈ સૂક્ષ્મ અજંપાજાપ ઊઠે છે. આ પ્રમાણે સાધક તૈયાર થઈ પદ્માસન વાળીને દેહને શમદમ કરવો અને ત્રિકુટી ઉપર લક્ષ રાખીને બેસવું.

**सुरतनुरत करके एकतारा, हरदे ध्यान कैवल किरतारा;**
**गुरुलक्ष जापमंत्र तेही जपना, इंद्रीभोग सब सुख तजी सपना. ॥१०॥**

હે સાધુ ! ઈન્દ્રિયોના ભોગનું સર્વ સુખ ત્યજી દેવું જોઈએ, કારણ કે તે સ્વપ્નના સુખ સમાન છે. પછી સુરતા અને નૂરતા, આ બંનેની નાસિકાની ત્રિકુટિ ઉપર એકતા કરી જોવું અને ત્યાં શું થાય છે તેનું આલોચન કરવું અને હૃદયમાં કેવલ કિરતારનું ધ્યાન રાખવું. પછી ગુરુએ જે મંત્ર આપ્યો છે તેનો જાપ જપવો.

**स्थूल सूक्ष्म कारण तन जेही, महाकारण पर परमविदेही;**
**परमविदेही सोही निज आप रुपा, सो निश्चे करी तत्त्व अनुपा. ॥११॥**

હે સાધુ પુરુષ ! તારું નિજ આપનપુ સ્વરૂપ તે સ્થૂલદેહમાં નથી, કારણ કે મન સહ દશ ઈન્દ્રિયોનું રાજ જે શરીરમાં હોય તે શરીરનું નામ સ્થૂલદેહ છે. હવે જો, એમાં તારું નિજસ્વરૂપ દેખાય છે ? ના, નથી દેખાતું. હવે આગળ ચાલો. જુઓ સૂક્ષ્મદેહ પંચમાત્રા અને ચતુષ્ટય અંતઃકરણ, આ નવ વાસનાલિંગથી તૈયાર થયેલો તેનું નામ સૂક્ષ્મદેહ. જો આ નવ વાસનાલિંગથી તેયાર થયેલા દેહમાં તું છે ? અગર તારી સ્વજાતિનો કોઈ હોય એમ દેખાય છે ? કહીશ કે ના, કોઈ જ નહિ. ત્યારે હવે આગળ ચાલ. જો, કારણ શરીર અહંકાર સહ ત્રણ ગુણથી રચાયેલો છે. હવે તું જો. ગુણ પૈકી કોઈ તારો સ્વજાતિ છે ? ના, આ બધીય કારણદેહની રકમો જ છે. તો પછી એ દેહને છોડીને આગળ ચાલ એટલે મહાકારણદેહની તપાસ કરીએ. જે મહાકારણદેહ ચિત્ત અંતઃકરણ સહ સારી નરસી બે વૃત્તિથી રચાયેલો હોઈ તે ૐકાર પ્રણવરૂપ છે. જે, ૐકાર તે તું નથી અને સારીનરસી વૃત્તિરૂપ પણ તું નથી અને ચિત્ત અંતઃકરણરૂપ પણ તું નથી. ત્યારે તું કોણ છે ? એ તો આ ચારે દેહ તપાસતાં પણ નિશ્ચય થતો નથી. હવે આ સ્થળેથી આગળ જતાં ચિત્ત નિવૃત્તિ પામે છે. એ વાત ધ્યાનમાં રાખજો. આમ મનથી લઈ ચિત્ત સુધી તપાસતાં જણાશે કે તારું સ્વરૂપ આ ચારે દેહોથી અલગ છે. હવે પાંચમો પરમકારણદેહ, તેનું અંતઃકરણ નચિંત હોઈ તે દેહ સોહંગપ્રણવરૂપ છે. આ સોહંગપ્રણવ એ જ પરમતત્ત્વરૂપ છે. તે પોતે ભાવાભાવ રહિત નિઃસંસર્ગી છે. નીચેના ચારે દેહનાં કોઈ પણ તત્ત્વ આ પરમકારણદેહરૂપ સોહંગ પ્રણવમાં પ્રવેશી શકતાં નથી. આ પાંચમો દેહ બીજા ચારે દેહના દૃષ્ટારૂપે છે. તે દેહના પટે કરી નીચેના ચારે દેહ સહ સઘળાં તત્ત્વો જીવતાં છે, એટલે કે આ ચારે દેહ તત્ત્વોસહ પરમકારણદેહનું જીવન પામવાથી જ જીવતા છે, આ પાંચમો દેહ સર્વદેહોના કારણના પણ કારણરૂપ છે. આ પાંચમો દેહ આકાશતત્ત્વના સત્ત્વથી રચાયેલો છે. આ એક જ તત્ત્વનો દેહ છે એથી જ આ દેહ અદ્વૈતરૂપ દેખાય છે. હે સાધુ ! આ દેહને નિહાળતાં ચકિત થઈશ નહિ. પણ સ્થિરતાપૂર્વક એ દેહનું આલોચન કરજો. જો, આ દેહમાં નચિંત અંતઃકરણ છે. તું આ અંતઃકરણનો પટ પામે તો નીચેનાં અંતઃકરણ સહ દેહ જામી જાય છે. જેમ શીતના યોગ વડે પાણી જામીને બરફરૂપે બંધાઈ જાય છે તેમ ચિત્ત નિવૃત્તિ પામતાં નચિંત થવાય છે, ત્યારે નીચેના અંતઃકરણયુક્ત સર્વદેહો જામી (ઠરી) જાય છે. જ્યારે તું આ પરમકારણદેહનો પટ પામીશ, ત્યારે તને ઢંઢોળીને જાગ્રત કરનાર આ બાજુનું કોઈ પણ તત્ત્વ તારા પ્રદેશ સુધી પહોંચશે નહિ એટલે તને આ બાજુ કોઈ ખેંચી લાવી શકશે નહિ. એવા સુખરૂપ નિરાલંબ દેહનો, હે સાધક ! તારે સંગ કરવા જેવો છે, વળી આ પરમકારણદેહમાં તું પરમ વિદેહરૂપે રહેલો છે. હે સાધુ ! આ આખર સિદ્ધાંત સમજવાની તક ચૂકીશ નહિ. ધ્યાન રાખ, જે વસ્તુ પરમ વિદેહરૂપ છે એ જ તારું નિજ રૂપ છે. હજી

સ્પષ્ટ સમજાવું છું કે પરમકારણદેહ એ તારું ઘર છે. સોહંગપ્રણવ એ તારું જીવન છે અને નચિંત અંતઃકરણ એ તારી મોજ છે. આ ત્રણેનો સાક્ષી તું પોતે છે, એટલે કે આ ત્રણેયનો પ્રકાશક તું પોતે છે. માટે પરમકારણદેહરૂપ તારા ઘરમાં સ્થિર થા. જો તું આ ઘરની સ્થિરતાનો લાભ ચૂકીશ નહિ તો વિદેહ સ્વરૂપે થશે. આ ઘરમાં ગયાં અને રહ્યા એ જ વિદેહી પુરુષો થયા છે. જેણે સદગુરુ દ્વારા આવા જ્ઞાનના સાધન મેળવ્યા હશે તેમને આ વિદેહદશા પ્રાપ્ત કરવાનો લાભ મળશે. માટે હે સાધક ! આ પરમતત્ત્વનો વિચાર કરી આ પ્રમાણે નિશ્ચયપૂર્વક રહેવાનો પ્રયત્ન કરવો.

**जडतन तजी लख विविधी विभागा, चैतन लखचिंतवन अनुरागा;**

**मकरतार दोरी दम श्वासा, ता मध्ये कैवलहंस निवासा. ॥१२॥**

હે પરમવિદેહી અંશ ! તું જે શરીરમાં સ્થિર છે તે શરીર જડ અને, ચૈતન્યથી રચાયેલું છે. જ્યારે પરમપદપ્રાપ્તિ અર્થે ધ્યાન ધરવા બેસે ત્યારે આ પ્રમાણે વિચાર કરવો. હું કહું છું કે જડચેતનનો વિચાર કરતાં જડથી ચૈતન્યને તારવી શકવો એ જ મુક્ત દશાની નિશાની છે. જો હિરણ્યગર્ભ એ જ જડચૈતનની એકતાનું નામ છે. પતિએ જગત રચ્યું ત્યારથી જ જડચેતન ભેગા છે. હજી સુધી આપણે જડથી અલગ ચૈતન્યરૂપ થયા નથી. દરમિયાન વચમાં અર્ધો કલ્પ વહી ગયો, પણ હજી તેવા ને તેવા જ છીએ. કહો, લાખો વખત જન્મ્યાં હોઈશું અને લાખો વખત ગુરુ કર્યા હશે, પરંતુ જડચેતનને જુદાં પાડી શકીએ એવું જ્ઞાન કોઈ ગ્રંથકારે વા ગુરુએ કર્યું હોય એમ દેખાતું નથી. હવે હે શિષ્ય ! વિચાર કર નખશિખપર્યંત જે બધું શરીર દેખાય છે તે જડ છે. આ શરીરની અંદર વિધવિધ તત્ત્વોનું મિશ્રણ છે તે જડ છે. વળી દશ ઈન્દ્રિયોથી લઈ ગુણ, પ્રાણ, અંતઃકરણ, અવસ્થા વગેરે તથા બીજી નાની નાની જે અનેક પ્રક્રિયાઓ આ શરીરમાં થાય છે તે બધું જડ છે. હે ચૈતન્ય અંશ ! જડ શરીરના ખાલી ખોખામાં સર્વાંગે પ્રણવ વ્યાપક છે અને એ પ્રણવમાં તારું પ્રતિબિંબ છે; એથી કરીને તારું પ્રતિબિંબ અસ્થિર છે, જેથી એ બિંબને સોહંગપ્રણવમાં સ્થિર કરીશ ત્યારે તને જડચેતનની જ્ઞાનયુક્ત જાણ થશે. હવે હે અંશ ! વિચાર કર તારા પરમકારણદેહરૂપ નૂરભૂમિકામાં આ બાજુના પદાર્થ નથી, એટલે આ પદાર્થોના જ્ઞાનની ત્યાં તને જરૂર પણ નથી; માટે સ્થૂલથી લઈ સૂક્ષ્મ પર્યંત મહાકારણદેહ સુધીનાં તત્ત્વો તથા દેહો પણ જડ છે તેમ જ દુઃખરૂપ પણ છે. આમ જડ વિભાગનો વિચાર કરવો. પછી ચૈતન્ય સંબંધીના લક્ષનું આલોચન કરવું. આમ જડનો સંપૂર્ણ વિભાગ હાથ લાગે ત્યાર પછી ચૈતન્ય સંબંધીના લક્ષનું ચિંતવન અનુરાગપૂર્વક કરવું. હવે હે શિષ્ય ! ધ્યાન ધરવાના આરંભમાં જ એક વાત ખાસ લક્ષમાં લેવાની છે તે સમજાવું છું તે સાંભળ. જેમ કરોળિયો પોતાના મુખમાંથી કાઢેલા તાર વડે અંતરિક્ષ ઘર બાંધે છે અને તાર વડે અંતરિક્ષ ખેલે છે. તેમ, એ ન્યાયે ચૈતન્ય અંશના પોતાથી ચેતન થયેલા શ્વાસરૂપ દોરી વડે આ પંચભૌતિક ઘાટ બંધાયેલો છે; તે દોરી દ્વારા જ આ શરીરમાં વિધવિધ પ્રકારના ખેલ અવસ્થાઓ અને

અંતઃકરણને સ્વાધ્ય રાખી ખેલે છે. વળી આ શ્વાસની મધ્યમાં ચૈતન્ય અંશનું પ્રતિબિંબ પડેલું છે જેમાં પ્રતિબિંબ પડ્યું છે તે શ્વાસ સર્વાંગ શરીમાં વ્યાપક છે. આ વ્યાપક શ્વાસને લીધે સર્વાંગ શરીરમાંથી જાણ સ્ફુરે છે. આ જાણનો જાણકાર ચૈતન્ય અંશ છે અને તે પોતે પિંડબ્રહ્માંડની સંધિને વિષે સહેજશૂન્યરૂપ ઘરમાં સોહંગપ્રણવ સહ અખંડ એકતા રાખીને દૃષ્ટારૂપે રહ્યો છે. આ ઓહંગસોહંગની ગ્રંથિ ધ્યાન ધરનાર ધ્યાનીથી લક્ષ વડે છૂટે છે અને તે સોહંગરૂપ થઈ જાય છે; માટે નિત્યપ્રતિ આ પ્રમાણે પ્રણવનું ધ્યાન ધરવું. આમ પ્રણવનું ધ્યાન ધરતા ધરતાં લાંબા સમયે પ્રણવમાં સ્થિરતા આવે છે. જેમ જેમ પ્રણવ સ્થિર થતો જશે તેમ તેમ પ્રણવમાં રહેલું તારું બાહ્ય પ્રતિબિંબ સ્થિરતાવાળું તારી અલ્પજ્ઞ સજાણ દૃષ્ટિએ પડશે; જો, પાણી હાલતું હોય તો આપણા મુખનું પ્રતિબિંબ સ્પષ્ટ જોઈ શકીએ નહિ. તેવી જ રીતે પાણીરૂપ પ્રણવ અસ્થિર હોય તો અંદર આવેલું પ્રતિબિંબ સ્પષ્ટ દેખાશે નહિ. માટે હે સાધક ! ધ્યાનમાં સ્થિરતા મેળવવા આ લક્ષનું વારંવાર ચિંતવન કરવું.

**सो हंसा आपनु निज आपु, दरस परे एही ध्यान प्रतापुं;**
**जब दरसे हंसा एही ध्यानु, तब अनुभव उर होय अविलांनु. ॥१३॥**

શ્વાસમાં જે પ્રતિબિંબ છે અને એ વિષે ઉપર પ્રમાણે સમજૂતી આપીને તમોને સમજાવ્યું છે તે મુજબ તે પ્રતિબિંબ તારું પોતાનું હોઈ એ જ તારું નિજ આપનપુરુપ છે. માટે હે સાધક ! પ્રણવનું ધ્યાન ધરજે; એથી કરી આ ધ્યાનના પ્રતાપે તમારું આપનપુ દૃશ્યમાન થશે. જ્યારે આ ધ્યાન પ્રમાણે આ સોહંગ સ્વરૂપને જોશો ત્યારે મહાન ઉગ્ર અનુભવ પ્રગટ થશે અને આમ અનુભવ પ્રગટ થયે તમારા સકર્તા પતિનો સાક્ષાત્કાર થશે. હે સાધક ! આ સ્થાને એક વાત લક્ષમાં રાખ ! અત્યાર સુધી અભ્યાસ કરી ગુરુદ્વારા અનુભવ મેળવી તું આટલા સુધી આવ્યો, ત્યારે તને આપનપુંનું ભાન થયું. આ ભાન કરાવનાર પરમગુરુ છે. તેમની યોગ્યતા ડગલે ને પગલે ભૂલીશ નહિ. જો પ્રતિબિંબનો યોગ થતાં તું સ્વસ્વરૂપે થયો કે તરત જ પતિ તરફથી ગતિ પ્રાપ્ત થાય છે, એ જ ઉગ્ર અનુભવ હોઈ એ અનુભવ દ્વારા પતિનો સાક્ષાત્કાર થાય છે.

**जब अनुभव उर प्रगटे करता, इंडपिंड फोडी जाय सुरता;**
**जइ कैवल निजपदकु परसे, दिव्य द्रष्ट आंहांवांहां सब दरसे. ॥१४॥**

હે સાધક ! આ પ્રમાણે પતિ તરફથી જે ગતિ પ્રાપ્ત થાય છે તેનાથી તારામાં ઉગ્ર અનુભવ પ્રગટ થશે. આમ અનુભવ પ્રગટ થતાં પિંડ તથા ઈંડ એટલે બ્રહ્માંડભરના સઘળા શરીરો તેમ જ બ્રહ્માંડ સહ સર્વે ઘાટોના સઘળા પડદા તારા અનુભવ આગળ ખુલ્લા થઈ જશે. આમ સર્વ ઘાટોના પડદા ખુલ્લા થતાં નિજ ચૈતન્યની સુરતા તે સર્વેની જાણકાર થાય છે એટલે તે સુરતા સર્વ પડદાને ભેદીને સકર્તાપતિને સ્પર્શીને રહે છે ત્યારે તે સમયે આ ચૈતન્ય અંશને પોતાની દિવ્ય દૃષ્ટિ વડે આ બાજુ સર્વ સ્થળે સર્વ ઘાટની ગતિ દૃશ્યમાન થાય છે.

**एही परकार ध्यान नित्य करना, मुक्तरूप होय विश्व विचरना;**
**आसन सम खट घडी तीन नेमु, चंचलचित्त मन वश करी धेमु.।।१५।।**

હે અંશ ! અત્યાર સુધી ઉપર પ્રમાણે મેં તારી આગળ જે વર્ણન કર્યું તે પ્રમાણે નિત્યનિરંતર ધ્યાન ધરવું એટલે પછી તું આ બાજુના સર્વ બંધનોથી મુક્તરૂપ થઈ આખા વિશ્વમાં વિચરીશ, તો પણ તને તારા પ્રદેશમાં આ બાજુની ટક્કરો હાનિ પહોંચાડશે નહિ. હે સાધક ! છ ઘડી સંપૂર્ણ બેસી શકાય એવો નિયમ લઈ પદ્માસને સ્થિર થવું પછી તારું જે મન ચંચળતાવાળું છે તે ચિત્તસહ વશ કરીને તેના વેગને ધીમો પાડવો.

**द्वे सेहेस्तर सत साठही जापु, घडी खटके होय श्वास समापु;**
**सुनो मम संत उपासनमर्मु, अहोनिश करोएही तजी ओरु भरमु. ।।१६।।**

હે સાધક ! આ છ ઘડીમાં બે હજાર એકસોને સાઠ અજંપા ઊઠે છે અને એટલા અજંપાનો જાપ થતાં આ છ ઘડીનો શ્વાસ પૂર્ણ થાય છે. આ છ ઘડીનું માપ તે ઘડિયાળનો આધાર રાખીને કરી શકાય તેમ નથી, કારણ કે જાગ્રત અવસ્થા બાર ઘડી ભોગવે છે. આ બાર ઘડીના ચાર હજાર ત્રણસોને વીશ અજંપા થાય છે, તેનું અર્ધ આપણે જાપ જપવાના છે. હે સાધક ! લક્ષપૂર્વક યાદ રાખજે કે જે સમય પર જાગ્રતઅવસ્થાનું પરિવર્તન આપણા શરીરમાં થાય ત્યારથી ઘડીની ગણતરી કરી શકાય. જાગ્રતઅવસ્થા સિવાય બીજી અવસ્થાઓમાં નક્કી કરેલી ઘડીઓ મુજબ જાપ જપાય નહિ. જાગ્રત અવસ્થાની અડધી મજલ સુધી છ ઘડી થાય છે. આ અવસ્થાની સાથેના સંબંધવાળી જે ઘડી છે તે ઘડીમાં આ બે હજાર એકસો સાઠ જાપ જપવાના છે. સાધકે પ્રથમ અવસ્થા ઓળખવાનો અભ્યાસ કરવો. પછી તેમાં જાગ્રત અવસ્થા શોધી લેવી અને તે અવસ્થા મુખ્ય રાખી તેમાં ઊઠતા અજંપાનો જાપ જપવો. જ્યારે અવસ્થા બદલાય છે ત્યારે અજંપા તો તે જ છે પણ પ્રક્રિયા બદલાઈ જાય છે, તે આ અજંપાનું સાધન સાધનાર તરત સમજી જાય છે, માટે અવસ્થા સાધ્ય કરવામાં સાવધ રહેવું. હે મારા સંત ! મારી આ ઉપાસનાનો મર્મ આ પ્રમાણે હોઈ આ બાજુનો સઘળો ભ્રમ ત્યજી દઈને અહર્નિશ આ પ્રકારે ઉપાસના કરવી.

## હરિજન માટેની ઉપાસના વિધિ.

**अगम उपास सो कही संतनकु, सुगम उपास कहुं हरिजनकु**
**करी असनांनु भांन जब उदही, मनमंजन अंतर करी शुधही. ।।१७।।**

હે હરિના ભક્ત ! સાંભળ. અગમ્ય પ્રદેશની ઉપાસના તથા ધ્યાન ધરવાની હકીકત

પ્રથમ સંતજનોની કહી. હવે સુગમ એટલે સહેલાઈથી સમજી શકાય અને તદ્દનુસાર ધ્યાન ધરી શકાય તેવી ઉપાસનાયુક્ત ધ્યાન ધરવાનું કહું છું તે સાંભળ. હે ભક્ત ! સૂર્યોદય થતાં શૌચ અને સ્નાનથી પરવારી સંસારના ઉપયોગમાં ન લેવાતી હોય એવી એકાંત જગ્યાએ જઈ મનને મંજન કરવું એટલે માંજવું, એટલે કે મનને શાંતિ આવે એવો વૈરાગ્ય પોખવો અને મનને સમજાવવું કે, હે મન ! તર્કવિતર્ક કરીશ નહિ તથા વાસનામય જે જે તરંગો ઊઠે છે તેનો અમલ કરીશ નહિ. મને મારા પતિ તરફ જતાં અડચણભૂત થઈશ નહિ. આમ વૈરાગ્યનું પોષણ આપી મનથી થતા ઉપદ્રવોને શાંત કરવા. હે ભક્ત ! એક વધુ વાત યાદ રાખ કે જ્યારે તું એકાંતમાં સિદ્ધ કરેલા આસને બેસી મંત્રાવાહન કરીશ ત્યારે તે પ્રસંગે મનમાં સ્થિરતા વૈરાગ્યના પોષણે કરીને આવે છે. તે મનની સ્થિરતા થતાં બુદ્ધિમાં જાગૃતિ આવે છે, એથી કરી બુદ્ધિના ઘરમાં રહેલી વાસનાનું જોર વધે છે. આમ વાસનાનું જોર વધતાં બુદ્ધિમાં જે વિચારવાની શક્તિઓ છે તેની ઉપર વાસનાનું આચ્છાદન પડે છે, તે સમયે સ્વપ્ન સ્ફુરી ઊઠે છે. ત્યારે જે લક્ષ સાધ્ય કરવા એકાંતમાં બેઠા છીએ તેવું જ્ઞાન રહેતું નથી અને બુદ્ધિ આડાઅવળા વિચારોમાં ચડી જાય છે. આમ વિચારોમાં ને વિચારોમાં ઘડી બે ઘડી નીકળી જાય તો પછી શુદ્ધ સજાણ ભજન આપણે કરી શકીશું નહિ. માટે મનને જ્ઞાનસમજણે સ્થિર કરતાં આવડશે પણ બુદ્ધિ મન કરતાં હજારો ગણી બળવાન છે તેને તાબે કરી તેના ઉપર અંકુશ મેળવવાની શક્તિ પ્રાપ્ત કરવી મુશ્કેલ છે. આ સ્થળે જતાં બેલી સદ્‌ગુરુ છે તેમનું વંદન કરવું; અને દીનતાપૂર્વક સદ્‌ગુરુના ચરણશરણની આજીજી સ્વીકારવા દિલમાં નરમ થજો, મોહક ભાવનાનો ત્યાગ કરજો. કામક્રોધાદિકને દૂર રાખજો. આમ કરવાથી શરીરના ગાત્રોરૂપ અવયવોમાં નિર્મળતા આવશે. આ નિર્મળતા સર્વ શરીરમાં અમલ કરશે. આમ નિર્મળતારૂપ અમલ મેળવેલો હરિજન ગુરુના શરણમાં ઝૂકતાં, એ દાસને તે શરણમાં લેશે. આમ ગુરુ શરણમાં લેશે ત્યારે બુદ્ધિથી જે જે વાસનાઓ સ્ફુરે છે તે તે, હે હરિજન ! તારા અંકુશમાં આવશે. પછી દિલમાં અતિશય જાગૃતિ રાખી જે તારા અંતરહૃદયમાં ગુપ્ત જાપ ઊઠે છે તેમાં ચિત્તને પરોવી દેવું. આમ ગુપ્ત જાપ જપતાં એક ભય છે અને તે કુંભવ્યવસ્થા છે. જો આ કુંભવ્યવસ્થાનો અમલ આ ધ્યાનના સમયે થઈ જાય તો સર્વાંગ શરીરમાં જે તારી જાણ છે તે અને તારી દૃષ્ટિ રુંધન પામતાં ધ્યાનમાં બેઠેલા હરિભક્તને નિદ્રા આવે છે. પછીથી તે આ નિંદ્રામાં ઢળી પડે છે. જે સમયે ભક્ત નિદ્રાધીન થઈ ઢળી પડે છે તે સમયે પુનઃસહેજ જાગૃતિ આવી જાય છે. આથી પાછો ફરી સાવધ થઈને બેસે છે પણ પૂરેપૂરી કુંભવ્યવસ્થા નાશ પામી હોતી નથી, એટલે તે ફરી પાછો ગાત્રો ઢીલા પડી જવાથી ઢળી પડે છે. આમ ને આમ ઘડી બેઘડી વ્યતીત થઈ જાય છે, એટલે સમય જાય છે અને ધ્યાન પૂરું ધરી શકાતું નથી. આ કારણને લીધે, હે ભક્તજન ! તું ખૂબ સાવધ રહેજે. તારા અંતઃકરણમાં અને શરીરમાં રોમેરોમ જાગૃતિ રાખજે. જો કુંભવ્યવસ્થાની ટક્કર લાગશે તો ઉપર કહ્યા મુજબ તે વ્યવસ્થાને તાબે થઈ જવાશે, માટે સંભાળપૂર્વક શરીરમાં શમતા સાચવી શકાય એવી દૃઢતાનું પોષણ કરવું. જો સ્વપ્ન આદિ બુદ્ધિના ઘરમાં ઊઠતી વાસનાઓને તાબે કરી શકશો નહિ તો ભજન થઈ શકશે નહિ વા

ધ્યાન પણ ધરી શકાશે નહિ. ધ્યાન ધરનારે સર્વ ઈન્દ્રિયોના ગોલખને સંકુચિત કરવા. આ પછી તેના ઉપર આપણી જાણનું આચ્છાદન નાંખવું. આ જાણરૂપ છાયાને લીધે ઈન્દ્રિયોની વાસનામાં અંકુરો ફૂટશે નહિ. હે ગુરુદેવના પ્રેમીલા ભક્તજન ! તારા શરીરની અંતરરચના એટલી બધી ગુપ્ત છે કે ભલભલાઓને ઢોળી પાડે, છતાં આ મને ઢોળી પાડનાર કોણ ? અને એ ક્યાંથી આવ્યો છે તે તેઓ સમજી શકતા નથી. એટલા માટે તારા શરીરરૂપ ક્ષેત્રમાં અનંત કાળથી આ ચોરો ઘર કરીને પોતાનો અમલ જમાવી રહેલા છે. માટે અતિશય વૈરાગ્યના અને જ્ઞાનના પોષણે તેમને હાંકી કાઢી શુદ્ધ અને સરળતાવાળું હૃદય બનાવી તેમાં ભક્તિના અંકુરોને જાગ્રત કરવા. આથી સર્વાંગ શરીરમાં ભક્તિ સિવાય બીજું દેખાશે નહિ. આમ ભક્તિ દૃઢ કર્યા પછી પરમ ગુરુના મૂળ ખરા ચરણ (ઓહંગ સોહંગ) ઉપર પ્રીતિ લાવીને રહેવું.

**आसन दृढ एकांत जमाइ, गुरुचरनन प्रथम लहेलाइ;**
**बोहोरु कहे जेही निज जापु, सो जपीए तजी तन मन आपु. ॥१८॥**

હે હરિભક્ત ! આમ અંતરને શુદ્ધ કરેલા આસન પર એકાંતમાં બેસી પ્રથમ ગુરુના ચરણમાં તનમન અર્પણ કરી પ્રીત લગાડવી. પછી પરમ ગુરુએ જે અંતરજાપ જપવાનું સમજાવ્યું છે તે જપવો. આ જાપનો ધ્વનિ અખંડ ઊઠે છે. તે જાપરૂપ ઓતપ્રોત થવું. આથી કરી આ જાપમાં જે જે ઋચાઓ ઊઠે છે તે લક્ષમાં લેવી. તેમાં યોગ્ય અને અયોગ્ય, આ બંને પ્રકાર સમજાશે. તેમાં પતિ તરફ જવાનો અંતરલક્ષ રાખવો અને અયોગ્ય ઊઠતા વિચારો દૂર કરવા. આ વાત ધ્યાનમાં સ્થિર થયા પછી ભૂલી જવી નહિ. જો ભૂલી જવાશે તો અંતઃકરણમાં બહેરશૂન્યની છાયા પડશે. આમ બહેરશૂન્યની છાયા પડતાં શુદ્ધ વિચારયુક્ત ભાવનાનો નાશ થાય છે. માટે અંતરજાપ જપતાં લક્ષ્યબિંદુ ત્રિકુટિસ્થાને સ્થિર રાખીને અંતરનું આલોચન કરવું. નાસિકાના અગ્ર ભાગથી લઈ ભ્રૂકુટિથી બ્રહ્મરંધ્ર સુધી ભાવનાનું પરિવર્તન રાખવું. આમ કરવાથી ધ્યાનમાં નિદ્રા તથા સ્વપ્ન ઉપસ્થિત થશે નહિ, પણ અમૂલ્ય આહ્‌લાદભર્યો આનંદ પ્રાપ્ત થશે. વળી એક વાત કહું છું કે જે વસ્તુ ઉપર લક્ષ્યબિંદુ જમાવવાનું છે તે વસ્તુરૂપ પ્રણવ છે. આ પ્રણવમાં શરીરનાં સઘળાં તત્ત્વો, અંતઃકરણ અને અવસ્થાઓ વર્તે છે. જેની ક્રિયા થાય છે તે પ્રણવની સ્થિરતાએ દેખાશે. જુઓ પ્રણવ એકલો નથી, પણ તેમાં અનેક તત્ત્વોના અર્ક મળેલા છે; તે પ્રણવ ઉપર સ્થિરતા લાવવાથી તેમાં રહેલા ઈન્દ્રિયો, અંતઃકરણ આદિના વિત્તરૂપ અર્કનું જ્ઞાન થશે. આમ જ્ઞાન થતાં જડચેતનનો નિવેડો કરતાં અડચણ પડશે નહિ. માટે હે ભક્તજન ! સર્વથા પ્રણવમાં સ્થિર થવું.

**जुगल घडी जतमत सत रहेना, सुरतनुरत उन्मुनी चित्त देना;**
**जाप सप्तसे वीश जपाइ, जुगल घडी तब पुरन थाइ. ॥१९॥**

આ પ્રમાણે ધ્યાનની સ્થિતિ પૂર્ણ બે ઘડી ભોગવવી. આ બે ઘડી તે જાગ્રત અવસ્થાની

હોવી જોઈએ. આ અવસ્થા વિષે કિંચિત સમજ આપું છું તે હે ભક્ત ! લક્ષમાં લેવી. જો, સવારે પ્રાતઃકાળે ઊઠીએ છીએ તે સમયે જે અવસ્થા વર્તતી હશે તે અવસ્થાનાં ચિહ્નો દેખાશે. જો ઊઠતી વખતે સ્વપ્નનું પરિવર્તન હોય તો સ્વપ્નના અંતે જાગ્રતઅવસ્થા આવી છે એમ માનવું. કદાચ સુષુપ્તિ અવસ્થાના પરિવર્તનને અંતે જાગ્રત અવસ્થા આવી હોય તો જલદી આંખ ઊઘડે નહિ. તેવી જ રીતે તુર્યાને અંતે જાગ્રત અવસ્થા સ્ફુરી હોય તો આંખ ઊઘાડવા છતાં અંધાધૂંધ દેખાય અને ઉન્મનીઅવસ્થાને અંતે જાગ્રત સ્ફુરી હોય તો પથારીમાંથી ઊઠતાં સર્વાંગ શરીરમાં હોશિયારીભર્યો આનંદભેર,સ્વચ્છ દિલથી જાગ્રત થાય છે. આ જાગ્રતઅવસ્થા એ જ ખરી જાગ્રતાવસ્થા છે. વળી ઉન્મનીને છેડે જે જાગ્રત આવી છે તે જ આ જાગ્રત છે. માટે ભજન વા ધ્યાનના સાધકે, આ પ્રમાણે પ્રયત્નપૂર્વક અભ્યાસે જાગ્રત શોધી કાઢી આ અવસ્થામાં કુંભવ્યવસ્થા આદિ બીજી હરકતો નડતી નથી અને સરળતાપૂર્વક નિર્વિઘ્ને ધ્યાન ધરી શકાય છે. આ ધ્યાનમાં સૂરતા અને નૂરતા એક કરી નચિંત અંતઃકરણવાળા ઘરમાં ઉન્મુની આવેલી છે ત્યાં સ્થિર થવું. આમ ઘણી સાવધતાથી બે ઘડી જતમત રહેવું. એ બે ઘડી દરમિયાન સાતસોને વીશ જાપ પૂરા થશે. આ જાપ જીભમુખ દ્વારા જપાય તેવો નથી. માટે એથી કહું છું કે બાહ્ય મંત્ર આદિ ઉચ્ચાર કરવાથી આ બે ઘડી જપવાના જાપની સિદ્ધિ થશે નહિ. આ ગુપ્ત જાપ અખંડ તારા અંતરહૃદયમાં હરદમ ઊઠી રહેલો છે. આ હરદમ ઊઠતા જાપ સાથે ચિત્તવૃત્તિઓને સ્થિર કરવી.

**एही परकार ध्यान नित्य धरही, तब हरिजन नरनार उधरही;**

**ओरु तीनसे पुनी सूक्ष्म टेकु लघु हरिजन कहुं ध्यानधरेकु. ।।२०।।**

હે ભક્તજન ! આ પ્રકારે નિત્ય ધ્યાન ધરવું એથી જ કરી હરીજન સ્ત્રી-પુરુષનો ઉદ્ધાર થશે. આમ ધ્યાન ધર્યા સિવાય બીજા કોઈ પણ રસ્તે ભક્ત સ્ત્રી-પુરુષનો ઉદ્ધાર થતો નથી. હવે આથી વધારે સૂક્ષ્મ ટેકવાળો વધુ પડતો સહેલો માર્ગ જે લઘુ હરીભક્તોને ધ્યાન ધરવાનો છે તે બતાવું છું.

## લઘુ હરિજનને વર્તવાના નિયમ.

**सहेज स्वभाव चहाव गुरुचरना, कैवॅलकैवल जाप उचरना;**

**करी अस्नान ध्यान उर गुरुका, सहेज दशा साधन हुरुभरुका. ।।२१।।**

હે ભક્તિની ઇચ્છાવાળા હરિજન ! ભક્તિ કરવાનો પ્રકાર કહું છું તે સાંભળ. સદા નિરંતર સહેજ સ્વભાવે ગુરુના ચરણની ચાહના કરવી; અને મુખ વડે હરતાં ફરતાં 'કૈવલ કેવલ' આ જાપનો ઉચ્ચાર કરવો. હે ભક્ત ! સ્નાન શૌચ આદિથી પરવારી તારા ઉરમાં ગુરુનું ધ્યાન અખંડ રાખવું અને સહજ સ્વભાવિક સ્વરૂપે સદા રહેવું. આ પ્રમાણે સદા સાધન સાધવું.

**ऊठत बेठत हरतां फरतां, संतनकी सेवा रहीए करतां;**
**सहेज उपासना सूक्ष्म जनकी, सोही पण पावत गति सरजनकी. ।।२२।।**

હે હરિજન ! સંત મહાપુરુષોની સેવા હરતાં ફરતાં તથા ઊઠતાં બેસતાં અર્થાત્ ડગલે ને પગલે કરતા રહેવું. સૂક્ષ્મ હરિજનને આ સહજ ઉપાસનાનું રૂપ બતાવ્યું તે મુજબ રહેનાર હરિજનને તથા સંતને જે અંતિમપદ પ્રાપ્ત થાય છે તે તથા શ્રેષ્ઠ ભક્તને જે પદ પ્રાપ્ત થાય છે તે જ પદ પ્રાપ્ત કરવાની ગતિ મળે છે અને સર્જનહારને પ્રાપ્ત કરી શકે છે.

**काम क्रोध मोह तजी अहंकारा, हरख शोक अभिमान विकारा;**
**शीलवंत लक्षे निशदिनही, सो साचे हमेरे हरिजनही. ।।२३।।**

હે હરિજન ! છેવટ કહું છું કે કામ, ક્રોધ, મોહ, અહંકાર, હર્ષ, શોક અને અભિમાન આદિ વિકારોને સદંતર ત્યજી દઈને શીલવાન રહીને નિરંતર સદ્‌ગુરુ લક્ષમાં રહેવું. આ પ્રમાણે આ લક્ષ મુજબ જે હરિભક્ત હંમેશ રહે છે તે જ મારો સાચો હરિજન છે.

 ત્રણે પ્રકારના ઉપાસકોની એક રહેણી વિષે. 

**त्रधा प्रकार उपासना बरनी, संत सहित ओरुजन नारीनरनी;**
**रहेश कहुं हरिजन संतनकी, जेही रहेशे गति होय अगमकी. ।।२४।।**

હે હરિભક્ત ! ઉપર અત્યાર સુધી જે ત્રણ પ્રકારની ઉપાસનાનું વર્ણન કર્યું તે પ્રમાણે સંત, ભક્ત અને હરિજન સ્ત્રી-પુરુષને ઉપાસના કરવાની છે. હવે મારા તરફ ખાસ ધ્યાન આપો. જુઓ, રહેણી આ ત્રણે ઉપાસકોને માટે એક જ છે. જે રહેણી વિષે કહું છું તેનું પાલન કરવાથી સકર્તા સત્‌કૈવલના અગમ્ય પ્રદેશમાં લઈ જશે.

**झूठ प्रपंच चोरी ओरु हेरी, हरिजन सो उन रहे न नेरी;**
**जीवदशा वरतत जुग रीति, अलगं रहे तीनसे तजी प्रीति. ।।२५।।**

હે ભક્ત ! જૂઠ, પ્રપંચ, ચોરી અને હેરી (છૂપી રીતે જોવું તે) ! આ બધાથી ઉપાસકોએ દૂર રહેવું. વળી જીવદશાએ વર્તનારા તથા જગતની રીત પ્રમાણે રહેનારા સંસારી જીવમાત્ર ઉપરથી પ્રીતિ ત્યજી તેમનાથી અલગં રહેવું.

**साकुट संग न करही मेलापु, जीन संगे बढ़े शोक संतापु;**
**जीवकी शीख हरदे नव धरही, आपनो बोध ओरनकु करही. ।।२६।।**

હે ભક્ત ! સાકુટોનો સંગ કે મેળાપ કરવો નહિ. કારણ તેમના સંગથી શોક અને

સંતાપરૂપ ફળ મળે છે. માટે કદીએ તેમના સંગમાં જવાની ભૂલ કરશો નહિ. વળી તે તમોને શિખામણ દેવા માટે આવે તો તે હૃદયમાં ધારણ કરશો નહિ. પણ તમારો પોતાનો બોધ તેમને કરવો.

**बुरी भलीके निकट ना रहीए, हरिजनसंग सदा नीरवहीए;**
**साधन रहेस क्षेत्र धामनकी, कही उपास संत हरिजनकी. ॥२७॥**

હે પરમપદના સાધકો ! સંસારી જીવની ભલી વાત હોય કે બુરી વાત હોય, ગમે તે હોય તો પણ તેમની પાસે રહેવું નહિ. માત્ર સંત અને હરિજનોના સંગમાં સુખનું અંતિમ ઠેકાણું છે એમ માનીને સદા નિરંતર તેમની સાથે હળીમળીને રસબસ થઈ રહેવું. જુઓ સાધવાના સાધન વિષે તથા રહેવાની રહેણી વિષે તથા બ્રહ્મક્ષેત્ર, કૈવલધામ તથા સંત હરિજનની ઉપાસના વગેરેનું આ અંગમાં વર્ણન કરીને તમોને સમજાવ્યું છે; માટે સદાય આ સમજાવ્યા પ્રમાણે સમજાવેલા પદમાં સ્થિર રહેવું, એમાં જ તમારું કલ્યાણ રહેલું છે.

**अहोनिश रहे एही जन जतमतही, तब पावे कैवलपदगतही;**
**कहें कुवेर सुनो जन संतु, एही मम बोध रहो चितवंतु. ॥२८॥**

આ પ્રમાણે અહર્નિશ જતમત રહેનાર સંતભક્ત સકર્તા સત્‌કૈવલના (કૈવલપદ) પરમપદની ગતિને પામે છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે અત્યાર સુધી હું જે બોધ-ઉપદેશ આપી ગયો છું તેમાં જ ચિત્ત રાખીને રહેજો.

## ખટદર્શી સિદ્ધાંતની હદ દેખાડવા વિષે-અંગ-૮૩મું

**आंन्य उपासना अति भवमांही, कैवलपदगत तीनसे नांही;**
**जप तप तीरथ संजम सेवा, वरतदांन फलदायक देवा. ॥१॥**

હે ભક્તજન ! હવે પછી જે જ્ઞાન સમજાવું છું તે ઉપર લક્ષ આપજો, અત્યાર સુધી સગુણની જે ઉપાસનાનું વર્ણન કર્યું તે જે ઉપાસનાઓમાં સકર્તા સત્‌કૈવલના પદનો પ્રકાશ કરે તેવી ગતિ નથી; કારણ કે આ બાજુની ઉપાસના તે જપ, તપ, તીર્થ, સંયમ, વ્રત, સેવા તથા દાન હોઈ એ બધાં ભૌતિક ફળ આપવાવાળાં છે એમ કહી તેમનું પ્રતિપાદન કરેલું છે.

**सो सबही करतव तन करनी, भुगते अहीं के अहीं सब धरनी;**
**वेद पुराण शास्त्रगत व्यक्ता, सोभी पण तीन गुन चित्त रगता. ॥२॥**

હે ભક્ત ! આ બધીએ ઉપાસના કૃતવાળાં શરીરોને પામવાની કરણી છે. આ બધી ઉપાસનાની કરણીનાં ફળ પૃથ્વી ઉપર અહીં ને અહીં ભોગવવાનાં છે. વળી વેદ, પુરાણ

અને શાસ્ત્રની ગતિના જે વક્તાઓ થયા તેમણે પણ તેમનાં ચિત્ત ત્રણ ગુણ આદિ દેવોની આજીજી કરવામાં રોક્યાં છે.

करम भरम एम सकल दूढाये, कैवलपदगत काहु ना गाये;
कैवलपदगत अकथ अनंतु, गति नहि पावत हदके जंतु. ॥३॥

હે ભક્ત ! જે વક્તાનાં ચિત્ત ગુણ આદિ દેવતાઓમાં રોક્યાં છે, તે વક્તા જગતના સર્વલોક આગળ કર્મનો ભ્રમ દૃઢ કરી બતાવે છે. એમાંના કોઈએ સકર્તા સત્‌કૈવલના પદની ગતિ ગાઈ હોય અથવા સમજાવી હોય એમ બન્યું નથી; કારણ કે કૈવલપદની ગતિ અકથ્ય હોઈ અંત સિવાયની છે, તે આ બાજુની હદમાં રહેલા જીવ કદીયે પ્રાપ્ત કરી શકતા નથી.

अब सुनीयो जीव हदकी गतियां, जेहे जांहां ल्यौं जिन जिनकी मतियां;
कुलदरशी की हद कुल देवा, आंन्य बोध समजत नहि भेवा. ॥४॥

હે સાધક ! જે જે જીવની જેની જેની સાથે ગતિ જોડાઈને રહેલી છે તે તે જીવની તે તે હદ મુજબ માપક ગતિ હોય છે તે વિષે કહું છું તે સાંભળ, કુળદર્શી પુરુષોની ગતિની હદ કુળના દેવ સુધી હોય છે. તેઓ તેનાથી અધિક બોધ સમજાવનાર મળે તો પણ તેનો ભેદ સમજી શકતા નથી.

आहार दरशी जंतु जीव जेही, आहार लगे हद करत सनेही;
देह दरशीकी हद गुन तीनु, तनमन देइ होइ रहे आधीनु. ॥५॥

જેટલા જીવજંતુ આહારદર્શી છે તેમને આહારની હદ લાગે છે ત્યાં સુધીનો પોતાનો સ્નેહ બાંધે છે. વળી દેહદર્શી પુરુષોની હદ ત્રણ ગુણના દેવ સુધી હોઈ તે તેમને તનમન અર્પણ કરી આધીન થઈ રહે છે.

प्रकृति दरसकी परजा बरनु, करे चिंतवन उर शक्ति के चरनु;
जीव दरसकी हद सद ज्योति, ओरलुं ज्ञान गंनत सब छेती. ॥६॥

હવે પ્રકૃતિદર્શી પ્રજાનું વર્ણન કરું છું. આ પ્રકૃતિદર્શી પ્રજા શક્તિને ઉરમાં લઈ તેના ચરણનું ચિંતવન કરે છે. વળી જીવદર્શીની હદ સત્ય જ્યોતિનારાયણ સુધીની હોઈ એ સિવાયનાં બીજાં બધાં જ્ઞાન તેનાથી ઊતરતાં જાણે છે.

आत्म दरसकी हद ब्रह्मभावु, हारे नीरख निरंतर सावु;
ए खट हदमही सब जुगबंधी, आप आपने देव रहे आरंधी. ॥७॥

આત્મદર્શી પુરુષની હદ બ્રહ્મ સુધીની હોઈ તેઓ પોતાને બ્રહ્મની હારમાં એટલે હું

પણ બ્રહ્મ જ છું એમ ભાવ રાખી નિરંતર પોતાને સાવ બ્રહ્મરૂપ નીરખે છે. હે સાધક ! આ ન્યાયે આ છ દર્શીના છ દર્શનરૂપ સિદ્ધાંતમાં જગતમાત્ર બંધનવશ થયેલું હોઈ દરેક પોતપોતાના દેવનું આરાધન કરે છે.

**सो कैवलगत क्यौं करी पावे, जेही बंधे जीव हदके दावे;**
**सुनो हदके खट तन कहुं बरनी, जे जीनकु ग्रही करतहे करनी. ॥८॥**

હે જાણકાર ભક્ત ! આમ હદવાળા સિદ્ધાન્ત સાથે રાખનાર ખટદર્શીઓ, સકર્તા સત્‌કૈવલની ગતિને કેમ કરીને પામી શકે ? અરે ! જેનાં આખાંયે જીવન હદમાપક દેવતાઓની સાથે રોકાયાં છે તેમને પરમપદની ગમ ક્યાંથી હોય ! જુઓ, આ ખટદર્શી જે ઉપર કહી બતાવ્યા તેની ઊલટ તપાસ કરી બીજી વાર સ્પષ્ટ ખુલાસો કરી આપું છું તે તું સાંભળ. આ છ દર્શનોના છ દેવ હોઈજે જે દર્શનવાળા જે દેવને ગ્રહણ કરી તેને પામવાની કરણી કરે છે તે દર્શનના તે હદવાળા દેવના તનનું વર્ણન કરું છું તે સાંભળો.

**कुलदर्शीके कुल तन नाती, हम सोइ बरन ठगोर कहे छाती;**
**आहारदर्शीके तन प्राणवाइ, हम सोइ प्राण इयु रहे द्रढाइ. ॥९॥**

જેટલા કુલદર્શી જીવ છે તેમનો વિશ્વાસ અને દૃઢતા પોતપોતાની જ્ઞાતિમાં હોય છે એટલે તેઓ છાતી ઠોકીને કહે છે કે હું અમુક વર્ણનો છું. આમ નાતજાતને જોનારાઓ પોતપોતાની નાતને જ શ્રેષ્ઠ માની તેના સેવક થઈને રહે છે. બીજા આહારદર્શી જીવની દૃઢતા પ્રાણવાયુ ઉપર હોઈ હું પોતે એ પ્રાણરૂપ છું અને સર્વમાં પ્રાણ જ સર્વસ્વ છે, પ્રાણ સિવાય બીજું કંઈ જ નથી એમ દૃઢ માની પ્રાણનો આહાર કરવા તેઓ તેની ઉપાસના કરે છે.

**देहदर्शीके तन पंचभुता, अंतसकरण इंद्री समजुता;**
**औठ हाथ देहीके हम सोइ, सो गुनत्ये भये तांहां चित्तप्रोइ. ॥१०॥**

દેહદર્શી જીવોનાં શરીર ઈન્દ્રિયો અંતઃકરણયુક્ત પંચભૂતનાં હોઈ ત્યાં સુધીની તેઓની સમજણ અને માન્યતા છે. તેઓ કહે છે કે જોઈ લો, હું પોતે સાડા ત્રણ હાથની લંબાઈવાળો અંતઃકરણ, ઈન્દ્રિયોસહ નખશિખપર્યંત મનુષ્યરૂપે છું. એવા અહમેવવાળા આ જીવો એ ગુણથી ઉત્પન્ન થયેલા અવતારાદિ દેહધારી દૃશ્ય પુરુષોમાં તેમનાં ચિત્ત પરોવ્યાં છે. હે ભક્ત ! હવે તું જોઈ લે. જો, જે દેહના અભિમાનવાળા દેહદર્શી જીવ છે તે દેહની જ ઉપાસના કરતા હોઈ દેહધારી પુરુષોની ઉપાસના કરવામાં જ પોતે કલ્યાણ માને છે.

**प्रकृति दरसके तन विसेवरती, हम सोइ वीसे करी कहत आकरती**
**सोही वीसीये हंम भये शक्तिनसे, तब भजहु शक्ति तनमनसे. ॥११॥**

હે પાઠક ! પ્રકૃતિદર્શી જીવનાં લક્ષણ કહું છું તે સાંભળ પ્રકૃતિ એટલે માયા. આ માયા-

ઉપાસક જીવોની વૃત્તિ વિષય ઉપર હોઈ પોતે અભિમાનપૂર્વક કહે છે કે હું તથા જગતમાત્ર વિષયથી ઉત્પન્ન થયેલાં છે. વિષય સિવાય ઉત્પત્તિ છે જ નહિ. વળી કહે છે કે વિષયની આકૃતિ તો જુઓ. ભલભલા નાનાથી મોટા સુધીના જે જે પુરુષો ઉત્પન્ન થયા તે તે તમામ વિષયથી જ ઉત્પન્ન થયા છે. એ ન્યાયે અમે પણ માયાથી વિષયરૂપે ઉત્પન્ન થયા છીએ. એથી જ તનમન અર્પીને અમો શક્તિની ઉપાસના કરીએ છીએ. હે પાઠક ! ખ્યાલપૂર્વક વિશાળ દૃષ્ટિથી જો, આ વિષયી પુરુષોની લક્ષણા ઉપર કહ્યા મુજબ છે. હવે તમે ઠીક ઠીક સમજ્યા હશો કે આખાયે જગતમાં ઘણો મોટો ભાગ દેવીઉપાસના પાછળ રોકાયો છે. ઘેરેઘેર, ગામેગામ, દેશ કે પરગણે, જ્યાં જુઓ ત્યાં દેવીનું જ સામ્રાજ્ય દેખાય છે. જુઓ, ઝાડો જંગલોમાં વસતા જંગલી લોકોથી લઈ રાસ્તી પ્રદેશના રાજા મહારાજાઓ સુધી ઠેર ઠેર દેવીની ઉપાસના થાય છે. વળી આફતકાળે કે સંપત્તિકાળે હોમહવન કે યજ્ઞ આદિ દેવીઓના નામ પર જ થાય છે; તેમ જ જન્મ, લગ્ન અને મરણ આ બધીયે ક્રિયા દેવીઓની કૃપાથી થાય છે અને તે દરેકમાં દેવી હાજર હોય છે. સંસારી લોક ડગલે ને પગલે સારા માઠા બંને પ્રસંગે દેવીઓને પૂજે છે. અરે ! આ દેવીપ્રચાર માટે તો ચિરકાળથી ઘણા પંથો નીકળેલા છે તે ચક્રાંતીપંથની આદ્ય લઈ દેવીપ્રચારની અનેક વ્યૂહરચના રચે છે. આમ વિધવિધ પ્રકારે દેવી પૂજાય છે, અને તેને જ ખુશ કરવામાં તેના પૂજારીઓ તન, મન અને ધનનો ભોગ આપે છે. જુઓ, સર્વ ભૂમિમાં દેવીઓના અડ્ડા જામેલા છે. હે પાઠક ! કોઈએ વિચાર કર્યો છે કે આ દેવીઓના દેવ કોણ છે ? કહે જરાય નહિ જો આમ જ હોય તો ખરા સરજનહારને હવે કોણ ઓળખાવશે ? એ સમજવાનું તો અધૂરું જ છે. પ્રકૃતિદર્શી જીવોનું વર્તન આ પ્રમાણે હોઈ દેવી ઉપાસનામાં જ તેઓ રચ્યાપચ્યા રહે છે.

**जीवके तन सम वासना तेजु, सो ऊपजे निरंजनते हेजु;**
**तब निरंजन तेही भजतही भावे, औरलुं ज्ञान जब क्यौंचित्त आवे ।।१२।।**

જીવદર્શી જીવની લક્ષણા આ પ્રમાણે છે. આદિપુરુષ નિરંજનના હેજથી જે અસંખ્ય લોકનો વિસ્તાર કરવાવાળી વાસના ઉત્પન્ન થઈ તેનું સ્વરૂપ નિરંજનના ઘરમાં શમરૂપ છે. આ શમરૂપ વાસનાના તેજમાંથી માયા ઉત્પન્ન થયેલી હોઈ આ માયા વડે અનેક જગત રચાયાં છે, એમ જીવદર્શીઓ માને છે અને એથી જ આદિપુરુષ નિરંજનનું ભાવપૂર્વક ઉપાસનાયુક્ત ભજન કરે છે. આ લોકોની દઢ માન્યતા છે કે નિરંજનથી પર કોઈ નથી એ વિશ્વાસને લીધે આ સિવાયના બીજા જ્ઞાનને ચિત્તમાં લાવતા નથી.

**आत्मदर्शके तन चैतन, रोमरोम चेतन समरन;**
**सो चैतन कहे हम सब व्यापी, जीनके करता ब्रह्म अद्यापि. ।।१३।।**

હવે હે ભક્ત ! આત્મદર્શી પુરુષની લક્ષણા સાંભળ ! આ આત્મદર્શી પોતે તનરૂપ

શરીરને ચેતન માને છે. આ ચૈતન્ય સર્વાંગ શરીરમાં રોમરોમ રરંકાર ઊઠે છે તે હોઈ તે સર્વત્ર વ્યાપક છે એમ ગણી તેનું સ્મરણ કરે છે. વળી તે કહે છે કે હું પોતે જ સાક્ષાત્ ચૈતન્યરૂપ હોઈ સર્વમાં વ્યાપક રહેલો છું અને એ ચૈતન્યનો કર્તા અદ્યાપિ સુધી બ્રહ્મ જ છે. આમ, પરસ્પર એક સરખું ગણી હું બ્રહ્મ છું અને મારો કર્તા પણ બ્રહ્મ છે એમ બોલે છે.

**ब्रह्मलक्ष ताते तेही रखही, शुद्र बोध परहरी सब पखही;**
**एही खटके तनका कहे भेवा, सहित उपासन जीन जेही देवा. ॥१४॥**

હે સંત! આ ન્યાયે આ આત્મદર્શી પુરુષો એટલા જ માટે બ્રહ્મલક્ષ રાખે છે; અને એ સિવાય બીજા કોઈ પણ ક્ષુદ્ર બોધ ઉપદેશથી લઈ જ્ઞાની પુરુષોના જ્ઞાનપર્યંતના જે જે ગ્રંથ રચાયા છે તે તમામને નીચા, હલકા ગણીને એ અમૂલ્ય હોય તો પણ તેના ઉપર અભાવ રાખે છે. (હે જિજ્ઞાસુ! ધ્યાન દઈને કહું છું તે સાંભળ.) જો આત્મદર્શી પુરુષની આત્મલક્ષણા લક્ષપૂર્વક વિચારજે. તેમની દઢતામાં જે કંઈ ખામીઓ દેખાય છે તેને વિષે વિચાર કર. જો, બ્રહ્મ અભેદ્ય છે અને આત્મદર્શી લક્ષણા ભેદવાળી છે, પૂરું સમજતાં પહેલા 'બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા' ન બોલવું જોઈએ. અભેદ બ્રહ્મમાં આ પટ ક્યાં છે ? છતાં શા વડે બોલો છો ! પાછા વળો,અંતરપટમાં જાવ અને વિચારગ્રસ્ત થઈ વિચાર કરો કે બ્રહ્મના અભેદ ભાવમાં શબ્દરૂપ ગ્રંથની ગાંઠો નથી તો પછી બોલવાનું તો હોય જ શાનું ! જેના ગાત્રો અંતઃકરણ ઈન્દ્રિયો સહ ઓગળી ગયા છે તેને ભેદાભેદ સાથે શી નિસબત છે ? હું કહીશ કે તમે નામમાત્ર આત્મદર્શી છો. જો ખરી રીતે અને ચોક્કસ આત્મદર્શી થયા હોત તો 'બ્રહ્મ સત્ય જગત મિથ્યા' બોલત નહિ. વળી એક વાત વધારે કહું છું અને તે એ છે કે બ્રહ્મમાં વસ્તુરૂપ મુદ્દાઓનો આવિર્ભાવ નથી તો પછી તમારા દર્શનમાં ભાસ શાનો થયો ? કદાચ આમ ભાસ થવો એ અજ્ઞાન કેમ ન લેખાય ! વળી હું બ્રહ્મથી અને બ્રહ્મ મારાથી એમ ઓતપ્રોત છીએ તો પછી બ્રહ્મ જેવા વિશુદ્ધ, અક્રિય, બિનસંકલ્પી પરમતત્ત્વમાંથી આત્મદર્શી જેવું સસંકલ્પી તત્ત્વ ક્યાંથી, વા કેમ સ્ફુર્યું ? હે ભક્ત ! ખોજપૂર્વક વિચારવા જેવો આ પ્રશ્ન છે.) આ પ્રમાણે આ ખટદર્શીનાં શરીરનો ભેદ, હે ભક્ત ! તારા આગળ ખુલ્લો કરી બતાવ્યો છે. વળી આ ખટદર્શીના જે જે દેવની જે જે ઉપાસના છે તે તને સ્પષ્ટ સમજાવી; તેમાં સત્યાસત્ય વિવેકદષ્ટિથી જોજો એટલે સમજવું સહેલું પડશે.

**एही खट तन रहे देव खट साधी, आंहां ल्यौं सहु पदारथकी उपाधि;**
**दीर्घ उपाध्य देख केहे देवा, लघु उपाध्य आप अहमेवा. ॥१५॥**

હે સમર્થની ઈચ્છાવાળા ! આ છ દર્શીઓ તેમના છ દેવને સાધે છે અને તેમાં જ તેઓ અટક્યા છે. હવે સમર્થ પરમગુરુ કહે છે કે અહીં સુધી દર્શીઓ તથા દર્શન વિષે જે

કંઈ કહેવામાં આવ્યું તે તમામ પદાર્થરૂપ હોઈ પદાર્થની ઉપાધિવાળાં છે. જેમાં દીર્ઘ ઉપાધિ દેખાવામાં આવે છે તેને દેવ કહે છે અને પોતે લઘુ ઉપાધિવાળા હોવાને લીધે આ દીર્ઘ ઉપાધિવાળા દેવની માન્યતા રાખે છે; અને પોતે પદાર્થ સંપત્તિથી લઘુ છે એટલે તે દીર્ઘ ઉપાધિવાળા દેવો કંઈક આપશે એમ આશા સેવતા હોય એમ દેખાય છે.

**दीर्घलघु हद कही समजाइ, आंहां ल्यौं सब तन परले जाइ;**
**यौ अटके आप आपने ज्ञाना, परलेके पद सब पतीयांना. ॥१६॥**

હે સાધક ! દીર્ઘ અને લઘુ ઉપાધિવાળા, આ બંનેની હદ તારા આગળ કહી સમજાવી. આ કહીને સમજાવેલાં દેવતાઈ આદિ દરેક શરીરો પ્રલયકાળે ખપી જવાવાળાં છે છતાં એ લોકો પોતપોતાની માન્યતા પ્રમાણે પોતપોતાના માનેલા જ્ઞાનમાં વ્યર્થ અટકેલા છે. અરે ! આમ જે પદનો પ્રલય છે તેમાં જ પ્રતીતિ લાવેલા છે.

**यामे नहि केहु लहे निज आपा, सब मिली आपा खट तन थापा;**
**सो खट तन हम परले कीना, इष्ट सहित करके भिन्न भिन्ना. ॥१७॥**

હે સાધક ! આ ખટદર્શી પુરુષો પૈકી કોઈએ પણ નિજ આપનપુ સ્વરૂપ જાણ્યું નથી, એ કારણને લીધે આ બધાઓએ મળીને છ દેવોનાં શરીરોને આપનપુરૂપ ગણીને તેમની ઈષ્ટ તરીકે સ્થાપના કરી છે. આ છ ઈષ્ટદેવ જે ભિન્ન ભિન્ન કહ્યા છે તે સંબંધી હું કહી ગયો છું કે પ્રલયકાળે એમાંના કોઈ રહેવાના નથી.

**बिनु परले आपना जेही आपा, सो चैतन निज परम अमापा;**
**तेही आपना आप काहु न जांना, जडतन आपा दृढ करी मांना. ॥१८॥**

હે શ્રેષ્ઠ સાધુ ! ત્રણે કાળમાં જેનો પ્રલય નથી એવું નિજ ચૈતન્ય જે આપનપુ તે પરમ અમાપરૂપે છે. તે જ આપનપુરુપ સ્વરૂપ હોઈ તેને આજ પર્યંત કોઈએ જાણ્યું નથી. આમ આપનપુરુપ સ્વરૂપ જાણવામાં ન આવ્યું એથી કરી દેવતાઈ જડ શરીરોની આપનપુ તરીકે સ્થાપના કરી તેમની માન્યતા દઢ કરી છે.

**जड तनके कही देवु सब भेवा, खटलक्षी जेही उर अहमेवा.**
**आहार दरशके तन जड प्रांना, कुलदरसी जड नाति निद्यांना. ॥१९॥**

હે પરમપદના શોધક ! આ છ દર્શી પુરુષોના ઉરમાં જે જે દેવના લક્ષનો અહમેવ છે તે તે દેવનાં જડ શરીરો વિષેનો ભેદ હવે સંપૂર્ણ સમજાવું છું તે સાંભળ. આહારદર્શીનું શરીર પ્રાણ હોઈ તે જડ છે. જો, નિદ્રાકાળે અવસ્થાના ભેદે પ્રાણ ચાલતો હોવા છતાં તેને

જ્ઞાન નથી. જો પ્રાણમાં જ્ઞાન હોત તો ચોર આદિ ઘરમાં પ્રવેશીને ચોરી જાય છે તે જાગ્રત થયા પછી કહી શકત પણ કંઈ પણ કહેતો નથી. અતએવ સિદ્ધ થાય છે કે આ જડ પ્રાણમાં જ્ઞાન નથી અને જાણ પણ નથી. વળી કુળદર્શી પુરુષોએ જે જ્ઞાતિને નિશ્ચિયાત્મક માની છે તે જ્ઞાતિ પણ જડ છે.

**देहीदरसीके तंन पंचभुता, सो सबसे जड अती अद्‌भूता;**
**प्रकृतीदरश तंन विषे सोइ, सोभी जड जाने सब कोइ. ॥२०॥**

જે દેહદર્શી પુરુષો છે તેમની માન્યતા ગુણાદિ પંચભૌતિક શરીરની છે. આ ભૌતિક ઘાટવાળાં ગુણાદિનાં શરીરો સર્વથી વિશેષ જડ હોઈ તેમની જડતા વિષે બારીક તપાસ કરતાં આશ્ચર્યચકિત થઈ જવાય તેવી અદ્‌ભુત જડતા તેમાં દેખાય છે. પ્રકૃતિદર્શી પુરુષોનાં શરીર વિષયરૂપ છે અને સર્વલોક જાણે છે કે આ વિષયરૂપ શરીર જડ છે.

**जीव दर्शीतन तेज वासनाइ, सोभी जड तन सब जन गाइ;**
**आत्म दरशके तन चैतनही, तेही पण जड हलवे जड तनही. ॥२१॥**

જીવદર્શી પુરુષોની માન્યતા તેજસ્વી વાસનારૂપ શરીર છે. આ વાસનારૂપ શરીર વિષે સર્વ કોઈ કહે છે કે તે જડ છે. હવે આત્મદર્શી પુરુષોની માન્યતા ચૈતન્ય શરીર છે છતાં તે પણ જડ છે, પરંતુ આ જડ શરીરને હલાવવાવાળો પ્રાણ તે પણ જડ જ છે.

**ए खट तन जड जड उनदेवा, निज चैतन आप लहत न भेवा;**
**यौं जड जन जड देवकु आराधे, भये जडसे जड जडहीकु साधे. ॥२२॥**

આ છ દર્શી પુરુષોનાં શરીર જડ છે અને તેમના છ ઈષ્ટદેવ તે પણ જડ છે. તેમાંના કોઈએ નિજ ચૈતન્ય વિષેનો ભેદ જાણ્યો નથી. આ કારણને લીધે જડ જગતના લોકો જડ ઈષ્ટદેવનું વ્યર્થ આરાધન કરે છે. આમ જડ દેવનું આરાધન, કરતાં કરતાં કાળે કરી વધુ જડ બનતા ગયા છે એથી જ જડ લોકો જડનું સાધન કરે છે.

**जड चैतन उभये जड अंगा, निज चैतन आप अकल अभंगा;**
**ज्यांहां लगी जीने तेंही आपन चीना, त्यौंल्यौ हद बेहद रंगभीना.॥२३॥**

હે ગુરુભક્ત ! અત્યાર સુધી કહેલા જડ વિભાગ અને ચેતન વિભાગ, આ બંને વિભાગ જડ છે. જો, હું જેને નિજચૈતન્ય કહું છું તે આ બંનેનો સાક્ષી હોઈ આપનપુરુપ છે અને તે અકળ અને અભંગ છે, જેના કોઈ અભ્યાસી થયા નથી, આ જગતમાં જે ડહાપણવાળા લોકો છે તેમની જેટલી જેટલી શક્તિ પહોંચી તેમણે તેટલું તેટલું જોઈને

ચીનેલું હોઈ કેટલાકનો લક્ષ હદવાળા જડ ઈષ્ટદેવોમાં છે તો કેટલાક અનહદ ચૈતન્ય બ્રહ્મ આદિમાં તલ્લીન રહ્યા છે.

**हदबेहद पर आपना आपा, तीनकी पर कैवलपद व्यापा;**
**तेही आपना आपही जेही जाने, सोही जन कैवलपदही पहेचाने. ॥२४॥**

હે ગુરુભક્ત ! હદવાળાં પદ અને અનહદ બ્રહ્મ, આ બંને પ્રકારનાં પદથી અલગ તારું નિજચૈતન્ય આપનપુ સ્વરૂપ છે; અને આ આપનપુ સ્વરૂપથી પર સકર્તા સત્‌કૈવલનું પદ હોઈ સર્વ અંશો ઉપર પોતે વ્યાપક ગતિએ સ્પર્શીને રહેલું છે. આ પ્રમાણે અને આ ન્યાયે જે કોઈ હરિભક્ત આપનપુ સ્વરૂપને જાણશે તે જ પુરુષ કેવલપદને ઓળખી શકશે.

**जडचैतन दर्शीतन बरने, निज चैतनदर्शी कहुं नरने;**
**कहें कुवेर लक्ष कहु तीनका, सकल सिद्धांत अंत जेही भिन्नका. ॥२५॥**

આ પ્રમાણે જગતના છ પ્રકારના દર્શી પુરુષોએ જડચેતનનું પ્રતિપાદન કર્યું છે મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હવે, તે ઉપરાંત તેનાથી પર રહેલો, સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે નિજ ચૈતન્યદર્શીનો પરમલક્ષ નિર્ણય કરીને કહું છું. આ લક્ષ સર્વ સિદ્ધાન્તોથી ભિન્ન હોઈ એ સર્વના અંતે રહેલો છે. તેનો પ્રકાશ નીચેના પ્રકરણમાં કરું છું તે સાવધાન થઈને સાંભળો.

## પરમવિશેષ અંશ અને કર્તાનો નિર્ણય-અંગ-૮૪ મું

**सुनो हरिजन होइ संत सचेता, निजदर्शी परमातम वेता;**
**सोही परमातम आप निज सबका, कैवलधाम पुरातन तबका. ॥१॥**

(જુઓ. ઉપર પ્રમાણે ખટદર્શી મહાપુરુષો વિષે જે વ્યાખ્યા કરી તે બધીએ વ્યાખ્યા જડ દ્રવ્યોને ઉદ્દેશીને કરેલી છે; અને છે પણ એમ જ. જે જે દર્શી પુરુષના અંતરમાં જે જે દેવનો આશય છે તે તેનો ઉપાસક હોઈ તેનું જ તે રટણ રટે છે. જુઓ, કોઈ પણ દેવનો મંત્ર જપવો વા તેનું આલોચન કરી ધ્યાન ધરવું તે બધીયે ઉપાસના બહિર્મુખવાળી હોઈ આ બધીયે ઉપાસનાને વાસનાએ ઉપસ્થિત કરેલી છે. આ છ દર્શી પુરુષો પૈકી એકેય નિજ સ્વયં ચૈતન્યદર્શી નથી. વળી જેનાં દિલ, બહારની વસ્તુઓ વિષે આલોચના કરવા રોકાયાં છે તે તે નિજ ચૈતન્યદર્શી કેવી રીતે થાય ? વળી દેહથી લઈ આકાશના સઘળાય ખગાકાર શૂન્યમાં જે નાના-મોટા દેવો વસે છે તે પૈકી કોઈ તરફ જેનો લક્ષ જતો નથી, તેનું આલોચન જે કરતો નથી અથવા તેના અંતરમાં બ્રહ્માંડમાં વસતા સમૃદ્ધિવાળા દેવનું સ્થાન પણ નથી

એવા વિશુદ્ધ બુદ્ધિના મહાપુરુષ હશે તેઓ જ નિજ ચૈતન્યદર્શી થશે. એ વિષે ખુલ્લો ખુલાસો કરું છું તે લક્ષપૂર્વક શ્રવણ કરજો. હે સુજાણ જાણવાળા અંશ ! આ પ્રકરણમાં નિજ ચૈતન્યદર્શી સંબંધી પરમજાણ જણાવું છું તેનું અંતરમાં આલોચન કરવું. જુઓ, નિજદર્શી એટલે પોતાની નિજ જાણને જાણનારો. આ સ્થળે ભગવાન કરૂણાસાગરે કહ્યું છે કે આ જાણનું નામ હંગ છે. આ હંગ વડે શરીરમાં રહેલી અનેક જાણ જણાય છે. દાખલા તરીકે ઈન્દ્રિયોની જાણ વડે સ્થૂલ પદાર્થો ઓળખાય છે. જેને એથી આગળ જાણ નથી તે આ પદાર્થોને પ્રાપ્ત કરવા પાછળ પરમદયાળુનો અહેસાન માની હરહમેશ મંથન કર્યા કરે છે. એથી વધારે ઝીણી દૃષ્ટિવાળા પુરુષો પદાર્થનો ત્યાગ કરે છે અને એ પદાર્થ માત્ર ખોટો છે એમ સમજી અંતરમાં પાછા વળી ઈન્દ્રિયો ઉપર શાસન (અમલ, હુકમ) કરવા ઈચ્છતા નથી. એટલે તેઓ બુદ્ધિના ઘરમાં રહી વિષ્ણુ આદિનું આલોચન કરવા પાછળ રોકાય છે. એથી વધારે આગળ પડતા મહાપુરુષો બુદ્ધિ પ્રાધાન્ય ગુણાદિ વિષ્ણુ પ્રદેશનો ત્યાગ કરી ચિત્તના ઘરમાં નિવૃત્તિ ભોગવવાની ઈચ્છા રાખે છે અને તેઓ ત્યાં જ રહે છે અને એ જ સિદ્ધાંત સર્વથા સત્ય છે એમ પ્રતીતિ લાવી તેમાં તલ્લીન રહે છે. આમ અનેક પુરુષોની અનેક ઉપાસનાઓ જડ પદાર્થોને સંબોધીને હોઈ માત્ર વાસનાથી જ ઉપસ્થિત થયેલી છે; કારણ કે ચિત્ત નિવૃત્ત થતાં આ બાજુની સઘળીયે ઉપાસનાઓ નષ્ટ થાય છે, અતએવ સિદ્ધ થાય છે કે અંતઃકરણ યુક્ત તમામ ઉપાસનાઓ વાસનાયુક્ત હોઈ આ બાજુના જડ પદાર્થોની છે અને તે નિજ ચૈતન્યજાણને જણાવવાવાળી નથી. આ વાસનાનો જન્મ પાંચમા પરમકારણ દેહમાંથી થયેલો છે. જ્યારે પરમકારણદેહમાં જશો ત્યારે આ વાસનાનું સ્વરૂપ ઓળખાશે. આ બાજુના સ્થૂલદેહથી લઈ મહાકારણદેહ સુધીના જાણકાર મહાપુરુષો હશે તો પણ તેમનાથી તે વાસના ઓળખાશે નહિ; પરંતુ તેઓ વાસનાની પાછળ જ તણાયા કરવાના છે એટલે કે તેની પાછળ જ જવાના છે. આમ સર્વ પ્રકારે દેહ, ઈન્દ્રિયો, અંતઃકરણની આદ્ય લઈ એ વડે જે જે ઉપાસકો ઉપાસના કરે છે તે સર્વ ઉપાસનાથી નિજદર્શી મહાપુરુષો અલગ છે. એટલે કે આવી કોઈ પણ ઉપાસના તે કરતા નથી; પણ પોતાના ચૈતન્ય સ્વરૂપને જાણી પોતાની સ્વયં જાણમાં જાણરૂપ થઈને તલ્લીન તદાકાર રહે છે. હું કહી ગયો છું છતાં કહું છું કે આ જાણ એ જ તમારું પોતાનું હંગ છે. આ હંગના બે પ્રકાર છે. તે પૈકી કીડીમહુરથી લઈ શિવબ્રહ્માવિષ્ણુ પર્યંત આદિપુરુષ નિરંજન સુધીના નાના મોટા સર્વ ઘાટમાત્રમાં અંશોનું એક જ હંગ રહેલું છે, તથાપિ નાના-મોટા ઘાટમાં રહેલી ઓછીવત્તી વિભૂતિને લીધે ચૌદે લોકના ઘાટ પૃથક્‌પૃથક્ ઐશ્વર્યતાવાળા દેખાય છે· પરંતુ આ બધાય ઘાટમાં હંગ તો એક જ

છે. હે જાણકાર અંશ ! આ વાતને દૃઢ કરજો અને આ હંગ એ જ તારી પરમજાણ છે એ વાત નક્કી કરજો. આ જાણરૂપ જે હંગ તે હંગથી પર એક મહદ્ હંગ જે ચૌદલોકને માથે પરમ સુજાણરૂપ રહેલું છે તે નીચેના ચૌદલોકમાં વસતા સર્વ લોકના ઘાટોમાં જે એક જ હંગ રહ્યું છે તેને પોષણ અથવા જીવન આપે છે, તેમ જ આ મહદ્ હંગથી સર્વલોકનાં હંગ સજીવ છે. હે પરમજાણની ઈચ્છાવાળા ! આ મહદ્ અંગ એ જ પરમાત્મા વા પરમગુરુ અગર સાક્ષાત્ ભગવાન કરૂણાસાગર પોતે છે એમ સમજવું. હે અંશ ! હવે તને સમજ પડી હશે કે તારું નિજ જાણરૂપ જે હંગ તે પરમાત્મારૂપ પરમગુરુના મહદ્હંગ સાથે એકમેક થઈને રસબસ થતાં સર્વ લોકથી શ્રેષ્ઠ એવું જે પરમપદ તે તને પ્રાપ્ત થશે. જુઓ, આ સ્થળે મંત્રાદિ કોઈ જાપ જપવાની અગર બાહ્ય ઉપાસના કરવાની કોઈ જગ્યા છે ? ના, નથી. જ્યારે આમ જ હોય તો દૃઢ થઈને નિશ્ચય પૂર્વક તું તારા નિજહંગરૂપ જાણ વડે મહદ્હંગમાં તલ્લીન રહેજે. આ જ આપણા કાયમપંથીઓની શુદ્ધ સત્ય ઉપાસના હોઈ આ ઉપાસનાની બહાર કોઈ પ્રકારે ધ્યેય જવા દેવું નહિ; પરંતુ આ ધ્યેયરૂપ જે આશય છે તેને નિજ જાણરૂપ કરી દેવો, એથી કરી બહાર કોઈ પણ વિટંબણાઓ અડચણકર્તા થશે નહિ. આમ આપણો આ જાણરૂપ આશય તે અલ્પજ્ઞ ચૈતન્યનો છે માટે મહદ્ સર્વજ્ઞ ચૈતનરૂપ જે પરમાત્મા છે તે જ સાક્ષાત્ પરમગુરુરૂપ ભગવાન કરૂણાસાગર હોઈ એ પરમાત્માના વેત્તા એટલે જાણકાર થનાર નિજચૈતન્યદર્શી છે. આ નિજદર્શી સર્વ દર્શીઓમાં શ્રેષ્ઠ હોઈતેની બરાબર બીજા નથી.)

હવે હે સંત હરિજનો ! શુદ્ધ સચેતન થઈને સાંભળો. આ નિજ ચૈતન્યદર્શી તે પરમાત્માના વેત્તા છે એટલે કે તે પરમાત્માના જાણકાર છે. હે અંશ ! જે પરમાત્માનું વર્ણન કરું છું તે પરમાત્મા આપણા સર્વ અંશોને માથે હોઈ આપણા સર્વ અંશોના પોતાના છે. આ પરમાત્મા જેટલું પુરાતન કેવલધામ છે તેટલા જ પુરાણા છે. જૈમ કૈવલ આદ્યઅંતથી રહિત છે તેમ આ પરમાત્મા પણ છે. વળી આ પરમાત્મા ભગવાન કરૂણાસાગર અને કૈવલ સદાસદોદિત એકમેક છે.

**परमातम दरसी निज तनही, कहुं बरनन करी सुनो हरिजनही;**
**हंसरुप तन अंश कैवलका, सो निज आप अकल सरवनका.** ॥२॥

હે જાણકાર હરિજનો ! આ નિજદર્શી પરમાત્માના સ્વરૂપનું વર્ણન કરું છું તે સાંભળો. જુઓ ! હંસરૂપ પરમાત્મા સ્વરૂપ જે છે, તે સ્વરૂપમાં પરમ સકર્તા સત્કૈવલનો પરમવિશેષ અંશ છે. આ પરમવિશેષ અંશ પોતે અકળ હોઈ આ બાજુના કોઈ તેમને કળી શક્યા નથી.

**अकलही आप सकल घट रहीया, सोही चीना तीन सब कछु लहीया;**
**तेही हंसा हंग बोलनहारा, चैतनके चैतन करनारा.॥३॥**

હે જરામરણ રહિત કાયમપંથના પ્રેમીલા ! પરમવિશેષ અંશનું પરમાત્મારૂપ જે શરીર છે તે શરીર ચૌદલોકમાં વસતા નાના-મોટા સર્વ ઘાટમાં રહેલું છે. કોઈ પણ ઘાટ આ અકળ શરીર સિવાય ખાલી નથી. હે હરિજન ! આ સ્વરૂપ જે કોઈ ચીનશે તે જ સર્વ કંઈ જાણી શકશે. જેણે આ સ્વરૂપ ચીન્યું નથી તેમ જ ચીનવાની ઇચ્છા કરી નથી એવા વાતોડિયાં પામર જીવો પરમગુરુના સ્વરૂપને ઓળખી શકશે નહિ, અને એ સ્વરૂપ ન ઓળખી શકે તો પછી સર્વ કંઈ શી રીતે જાણી શકે ? જુઓ, આપણા ઘાટોમાં પરમવિશેષ અંશનું પરમસ્વરૂપ રહેલું છે તે સ્વરૂપની સત્તા વડે આપણ સર્વ અંશોનાં હંગ બોલે છે, એથી જ ચૈતન્ય અંશના હંગને સચેતન કરનાર પરમવિશેષ પરમગુરુનું સ્વરૂપ છે. અહો ! ધન્યભાગ્ય છે તેને જે આપણા હંગને સચેતન કરનાર પરમગુરુના સ્વરૂપને ઓળખી શકે !

**सोही हंसातन जेही जन थावे, निज कैवलपद समजही पावे;**
**यातो सब जीव जड तंन दरसी, सो क्यौं करी पावे पद अरसी. ॥४॥**

હે અંશ ! તમારા દરેક ઘાટમાં પરમાત્મારૂપ હંસસ્વરૂપ છે. જો આ તમારામાં રહેલા સ્વરૂપના જાણકાર થશો તો જ નિજ સકર્તા સત્‌કૈવલના પદને સમજી શકશો અને તે પ્રાપ્ત કરી શકશો. જો એમ નહીં કરો તો પરમ પદની પ્રાપ્તિ નહીં થાય; કારણ કે આ બાજુના સર્વ જીવ જડ શરીરોના દર્શી હોઈ તે મારું (પરમગુરુનું) અંતરિક્ષ આવેલું પરમપદ કેમ કરીને પામી શકે ?

**अरसीपद कैवल निजहेता, परसे हंस पुरातन वेता;**
**हंसरुप तन निज चैतनकु, ताते कहत संत मम जनकु. ॥५॥**

હે પતિના જાણકાર અંશ ! અરસ એટલે અંતરિક્ષ કોઈના આધાર સિવાય આવેલા કૈવલપદમાં પુરાતન પરમવિશેષ અંશનું નિજ સદાય રહેલું હોઈ પુરાતન કાળથી તે પોતાના હંસસ્વરૂપે કૈવલપદને સ્પર્શીને રહેલા છે, એથી જ પરમગુરુરૂપ પરમવિશેષ અંશ કૈવલપદના પુરાતન વેત્તા છે. આથી મહદ્ નિજ ચૈતન્યસ્વરૂપ કૈવલવેત્તાનું પરમાત્મારૂપ હંસશરીર કૈવલપદને સદાસદોદિત સ્પર્શીને રહેલું છે, એટલા જ માટે હે

સંતજનો ! કહું છું કે કૈવલવેત્તાના આ પરમ હંસસ્વરૂપને ઓળખશો એટલે કૈવલપદ પ્રાપ્ત થશે.

**सो तन हंस सबे तुम चीनो, निरालंब लक्ष स्वाध सदीनो;**
**तेही हंसा चैतन लक्ष जेही, हम तुमकु कोहो नहीं संदेही. ॥६॥**

હે મહાભાગ્યવાન ! હું છેલ્લી વાત કહું છું તે લક્ષમાં લેવા ચિત્તને સ્થિર કરો. જુઓ, મારું (કૈવલવેત્તાનું) પરમ પ્રકાશમય પરમાત્મારૂપ સોહંગ શરીર અને મારું પરમવિશેષ અંશરૂપ શુદ્ધ નિજચૈતન્યસ્વરૂપ, આ બંને સ્વરૂપને ચીનીનેં ઓળખવાં એ જ નિરાલંબ લક્ષ હોઈ તે લક્ષને સિદ્ધ કરવા હંમેશાં અભ્યાસ રાખવો. વળી મારું પરમાત્મારૂપ હંસશરીર અને તેને પ્રાપ્ત કરવાનો ચૈતન્યલક્ષ, આ બંને પ્રકારની હકીકત કોઈ પણ પ્રકારનો સંદેહ રાખ્યા સિવાય ખુલ્લે ખુલ્લી તમોને કહી દીધી છે.

**अब तुम तेही लक्ष रखो अभ्यासु, तो हम सदा तमारी पासु;**
**मोहेरमंत्र जेम वश होय सरपु, तिम एही जाप सक्लमे समरपु. ॥७॥**

હે ચૈતન્ય અંશ ! હવે ઉપર જે નિરાલંબ લક્ષ સમજાવ્યો તેનો તમે સદા અભ્યાસ રાખશો તો હું નિરંતર તમારી પાસે જ છું એમ તમોને દેખાશે. જેમ વાદીગરની મોરલીમાં મંત્રનો ધ્વનિ થતાં સર્પ વશ થાય છે તેમ મને (પરમગુરુને) વશ કરવા દરેકે દરેક ઘાટમાં આ નિરાલંબ લક્ષરૂપ જાપ સંપૂર્ણ સમર્પણ કરેલો છે. આ જાપ સંબંધી કંઈ પણ નવીન મેળવવાનું નથી, તે તો ઘટોઘટમાં ભરચક રહેલો છે; પણ તેની તમોને જાણ ન હતી એથી જ તમોને તે વિષેનો લક્ષ સમજાવ્યો છે.

**हंसस्वरूप जाप मही जेहु, सुनो हरिजन सहु संत सनेहु;**
**ओ सो शिर हंग हंसा सोइ, निज चैतंनतंन आपनो ओइ. ॥८॥**

હે મારા સ્નેહી સંત હરિજનો ! જાપમાં હંસસ્વરૂપનો જે નિરાલંબ લક્ષ સમજાવ્યો છે તે વિષે કહું છું તે લક્ષપૂર્વક સાંભળો. 'ઓ'ને માથે અને 'સો'ને માથે હંગ લગાડતાં ઓહંગ અને સોહંગ થાય છે. આ ઓહંગ સોહંગમાંથી ઓ અને સો બાદ કરીએ તો બે હંગ ઊગરે છે તેમાં 'સો'ને માથે જે હંગ છે તે સકર્તા પતિનું સર્વજ્ઞ હંગ છે. આ સકર્તાપતિનું જે સર્વજ્ઞ હંગ છે તે પરમાત્મારૂપ હોઈ પરમવિશેષ અંશનું શરીર છે અને જે અલ્પજ્ઞ હંગ છે તે આપણા નિજ ચૈતન્ય અંશસ્વરૂપનું શરીર છે. આ મહદ્ સર્વજ્ઞ હંગ સાથે સામાન્ય અંશો પોતાના અલ્પજ્ઞ હંગની એકતા કરે તો એ એકતા થતાંની સાથે જ પરમપદમય થઈ જવાય એમ છે.

**सब जापन जापनके जापा, जब पावे आपना निज आपा;**
**सो आपा तुमकु कही दीना, हदबेहद जड तन करी भिन्ना. ॥९॥**

હે સંત ! ઉપર પ્રમાણે જે પરમજાપ જપવા વિષે કહું છું તે જાપ સર્વ જાપથી શ્રેષ્ઠ હોઈ તેની ગતિ અવિગત છે. આમ સ્વરૂપાકારનો અવિગત જાપ જપતાં જપતાં આપણું નિજ આપનપુ પ્રાપ્ત થશે. આ આપનપુ સ્વરૂપ કેવું છે તે સંબંધી તમોને કહ્યું છે અને એ ચેતનમાંથી જડ વિભાગ ભિન્ન કરીને હદબહેદનો નિવેડો કર્યો છે.

**निज चैतंन तंन जेही हम गाये, सोही लक्ष हम कैवलसे लाये;**
**तेही लक्ष हम तुमकु लखवाया, धंन्य तुंम संत शरन मम आया. ॥१०॥**

હે અંશ ! કદાચ કોઈ કહે કે આ નિજ ચૈતન્ય સ્વરૂપનો લક્ષ જે તમે સમજાવ્યો તે ક્યાંથી લાવ્યા તો તે વિષેનો ઉત્તર એ છે કે આ પરમજાણને જણાવનારો જે નિરાલંબ લક્ષ તે સકર્તા સત્‌કેવલ પાસેથી હું લાવ્યો છું. આમ જે લક્ષ સકર્તા પાસેથી લાવ્યો છું તે જ લક્ષ મેં તને લખાવ્યો છે. હે સંત ! ધન્ય છે તને કે આ જન્મને વિષે મારું શરણ મળ્યું ! આ શરણને સાચવજે અને નિરંતર મારા આપેલા લક્ષમાં લક્ષરૂપ થઈને રહેજે.

**जंबुद्वीप मध्ये खंडही भरथा, गुर्जर देश कथा एही ग्रंथा;**
**चौद तबक गत कही संकेतु, जीन जेतना हमसे कीया हेतु. ॥११॥**

હે સંત ! જંબુદ્વીપના મધ્ય ભાગે આ ભરતખંડ આવેલો છે. આ ભરતખંડની અંદર આવેલા ગુર્જર (ગુજરાત) દેશમાં રહીને આ ગ્રંથનું કથન કર્યું છે. તેમાં ચૌદ તબક્કા વગેરે દેવતાઈ લોકોમાં જેણે જેટલી મારા પરત્વે હેતપ્રીતિ રાખેલી, તેમને તે પ્રમાણે સંકેતમાં સકર્તા સત્‌કેવલનો ધર્મઉપદેશ કરેલો છે.

**भिन्न भिन्न शून्यधाम सबनकी, सप्तद्वीप नरनाग लोकनकी;**
**विविधी भात करी सब कहीमोइ, सूनो संत हरिजन सबकोइ. ॥१२॥**

હે સંત હરિજનો ! હું કહું છું તે સર્વ કોઈ સાંભળો. મહાન ખગાકાર શૂન્યમાં કેટલાંક ભિન્ન ભિન્ન ધામ આવેલાં છે તે તથા સાત દ્વીપ તેમ જ પાતાળ આદિના નાગલોક વગેરે બધા ભુવનોમાં જઈને મેં વિધવિધ પ્રકારે ધર્મોપદેશ કર્યો છે.

**ओर ज्ञान अद्‌भुत बहु कथीया, अकल बोध शुध परम अरथीया;**
**कर्मकांड सब सृष्ट आराधे, गुन तीनु शक्ति सुर साधे. ॥१३॥**

હે સંત ! આ બાજુ આવી મેં ઘણું અદ્‌ભુત જ્ઞાન કથ્થુંછે. આ બધો બોધ કળી ન શકાય તેવો પરમ

અર્થને આપનારો છે; પરંતુ જે દેશમાં આ અમૃતધારારૂપ જ્ઞાનની વૃષ્ટિ કરું છું તે આખાય દેશના સર્વ લોક કર્મકાંડનું આરાધન કરી ત્રણ ગુણ, શક્તિ અને દેવતા આદિની સાધનામાં પદાર્થ-ફળની ઇચ્છા રાખતા જણાય છે.

**तब हम मनमे कीया विचारा, जडदर्शी होइ गये संसारा;**
**रातदिवस जड तनकु जंखी, होशी थावर पशु ओर पंखी. ।।१४।।**

હે સાધક ! આમ પદાર્થ પ્રાપ્તિની ઇચ્છા પાછળ આખોયે દેશ રોકાયો ત્યારે પરમગુરુ એ સર્વજ્ઞ ગતિ થી જોયુ તો કે આ જડ જગત, જડ પદાર્થ પ્રાપ્તિ માટેનો અભ્યાસ કરી રહ્યું છે, એથી તેમની ગતિ જડ થતી જશે. જ્યારે આ જગત રાત-દિવસ જડ શરીરોનો અભ્યાસ કરી ગતિએ જડ થાય ત્યારે સ્થાવર, પશુ અને પક્ષીઓમાં આ જડ ગતિના જીવો જન્મ પામશે.

**जब सब जीव जडही तन पावे, ज्ञानभक्ति फेरी कुन द्रढावे;**
**बिनु निजज्ञान भक्ति विना भवही, अति अज्ञान घोर होय सबही. ।।१५।।**

હે ચૈતન્ય અંશ ! આમ સમસ્ત સંસારના જીવ જડ શરીરોમાં જન્મ પામશે તો પછી જ્ઞાનભક્તિને કોણ દૃઢ નિશ્ચયાત્મક કરાવશે ? વળી આખોયે ભવ જ્ઞાનભક્તિ વિનાનો થાય તો, હે સાધક ! અતિ ઘોર અજ્ઞાન આખાયે દેશમાં છવાઈ જાય.

**जब अज्ञान घोर भव थावे, उमंगे नहि नभ व्रखा न आवे;**
**बीनु वरखा परले जुग ज़ाइ, फेरी रचतां प्रेहेतंन बहु थाइ. ।।१६।।**

આમ જ્યારે આખુંયે જગત ઘોર અજ્ઞાની થાય ત્યારે જેમ ઉમંગ સિવાયના આકાશમાંથી વૃષ્ટિ વરસવી બંધ થાય. આમ વૃષ્ટિ બંધ થતાં આખાય જગતનો પ્રલય થઈ જાય, તો પછી ફરી જગતની રચના કરતાં પ્રયત્ન ઘણો પડે અને આનો ઉકેલ કરવો મુશ્કેલ થાય.

**ताते हम मनु तन धरी आवा, लोक चतुरदशकु चेतावा;**
**करी टहंकार कहत जब सबकु, चैतन बोधलक्ष आरंभकु. ।।१७।।**

તેવી જ રીતે જ્ઞાનના અભાવે જડવાદ વધતાં મનુષ્યધર્મ મટી જાય અને સ્થાવર આદિ સૃષ્ટિનો વધારો થાય તો કર્તાનાં જગતમાં મનુષ્યધર્મ ન રહે એ ખામી દેખાય. આ કારણને લીધે અગમ્ય વિચાર કરી જ્ઞાનને આબાદ રાખવા તેમ જ ચતુર્દશ લોકને ચેતાવવા મનુષ્યદેહ ધારણ કરીને હું આ પૃથ્વી ઉપર આવ્યો છું. આમ પૃથ્વી ઉપર

આવીને પ્રથમ પ્રારંભમાં જ ચૈતન લક્ષનો બોધ જ્ઞાનનો ટહંકાર કરી સર્વ લોક પરત્વે જાહેર કર્યો છે.

**महा अनुभव गूढ्ज्ञान हमारा, समजत नहि लघु बुध संसारा;**
**कोइक जवरला जन गतिवंतु, सोही समजही एही बोध अनंतु. ॥१८॥**

આમ અમારા મહાન ગૂઢ જ્ઞાનનો અનુભવ કરવા છતાં સંસારબુદ્ધિના લઘુ જીવ તે સમજતા નથી પણ તે પૈકી કોઈ વિરલ હરિભક્ત ગતિવાળા નીકળે છે તે મારા અનંત બોધને સમજી પોતાના ઉરમાં રાખે છે.

**जेही समजे तेही सत करी माने, तेही भूले नहि भरमके भाने;**
**चैतन दृष्ट चराचर देखे; जड दृष्टि वैभाग उवेखे. ॥१९॥**

હે સંત ! આ પ્રમાણે જેણે મારો ઉપદેશ સમજીને સત્ય માન્યો છે તે આ ભવસાગરની ભ્રમણાત્મક ભુલવણીમાં કદીયે ભૂલો પડશે નાહે; કારણ કે આ સંત વા હરિજન જડ દષ્ટિવાળા વિભાગને ઊખેડી નાંખી તે સ્થાવર-જંગમ પર્યંત સમસ્ત જગતને શુદ્ધ ચૈતન્ય દષ્ટિએ જુએ છે.

**अडंग मतो अविगत गतिपावे, हदकी रध्य फेरी चित नहि चाहावे;**
**निज कैवलपद एक आराधे, आंन्य उपाध्य व्राध नव साधे. ॥२०॥**

આ પ્રમાણે દઢતાપૂર્વક રહેનાર સાધકને મારા અડગ મતવાળી અવિગત ગતિ પ્રાપ્ત થશે. જેને આ અવિગત ગતિ પ્રાપ્ત થઈ તે ફરી હદવાળા ચૌદલોકની રિદ્ધિસિદ્ધિની ચિત્તમાં પણ ચાહના કરશે નહિ; કારણ કે તેમના પોતાના સ્વરૂપથી નીચેની જે સમૃદ્ધિ છે તેને ઉપાધિરૂપ વ્યાધિ ગણીને તેને પામવાનું સાધન તેઓ કદી પણ કરતા નથી, પરંતુ એક સકર્તા સત્‌કૈવલનું જ આરાધન કરે છે અને તેમાં જ તેઓ સંપૂર્ણ તલ્લીન રહે છે.

**सोही जंन मम तन मन धन हेता, निज चैतंनके भये जेही वेता;**
**ओर सकल सब जीव मतिमंदु, करमकांड जीन कीयो समंदु. ॥२१॥**

હે સંત ! આ પ્રમાણે રહેનાર આ સાધકો પોતાનાં તન, મન અને ધન હેતપૂર્વક મારા ચરણમાં ધરી દેતા હોઈ તેઓ નિજ ચૈતન્યના વેત્તા થાય છે. આસિવાયના બીજા જેઓ મને તન-મન આપી શક્યા નથી અને કર્મકાંડ સાથે સંબંધ રાખીને રહ્યા છે તે સર્વ જીવ મંદ મતિના હોઈ પદાર્થ પ્રાપ્તિ પાછળ રોકાયા છે.

**पण-मम बोध सकल सुखकारी, कुन हरिजन कुन जीव संसारी;**
**तीनको कहुं दृष्टांत अनुपा, जीनत्ये समजो सकल निरूपा. ॥२२॥**

હે પરમપદના ઉપાસક ! મારો બોધ સર્વ લોકને સુખી કરનારો છે. સંસારી જીવ હોય કે હરિભક્ત હોય આ બંને પ્રકારના લોકોને એકસરખા પ્રમાણમાં સુખી કરવાવાળો છે. એ વિષે એક અનુપમ દૃષ્ટાંત આપું છું. એ દૃષ્ટાંત વડે સર્વનું નિરૂપણ થશે અને સર્વ સમજમાં આવશે.

**सुर विना भवमां अंधियारा, सूझत नहि कछु अवन्य आकारा;**
**ऊगे सुर सकल सब सूझे, विविधी भात वस्तु जब बूजे. ॥२३॥**

જુઓ, સૂર્ય વિના આખાયે જગતમાં અંધકાર હોય, જેથી પૃથ્વી આદિ કોઈ પણ દ્રવ્ય દેખાય નહિ; પરંતુ જ્યારે સૂર્ય ઊગે છે ત્યારે પૃથ્વીના સર્વ દ્રવ્યો દેખાય છે અને ત્યારે વિધવિધ ભાતની સર્વ વસ્તુઓને સમજી શકાય છે.

**सुरभक्त कोइ कोइ भवमांही, बिनु दरशन भोजन नहि खांही;**
**पण दिनकर सबके परकाशी, कुन साकुट कुन सूरज उपासी. ॥२४॥**

હે સાધક ! જોઈ લે. આ સૂર્યના ભક્ત જગતમાં કોઈક જ હોય છે, તે દર્શન કર્યા સિવાય ભોજન જમતા નથી; તો પણ દિનકર એટલે સૂર્ય તો સૂર્યનિંદક શાકૂટ હોય કે પોતાનો ઉપાસક ભક્ત ગમે તે હોય છતાં સર્વને પ્રકાશ આપે છે.

**येसेही हम सबके सुखदाइ, हरिजन ओरु जीव लोक लुगाइ;**
**दिनकरकु ज्यौं तेज प्रकाशा, त्यौं मम ज्ञान उद्योत उजासा. ॥२५॥**

જેમ સૂર્યપ્રકાશ સૂર્યભક્ત અને સૂર્યનિંદક બંને ઉપર સરખો પડે છે તેમ મારા સૂર્ય સમાન જ્ઞાનનો પ્રકાશ, હરિજન હોય કે સંસારી સ્ત્રી-પુરુષ હોય, સર્વને સરખો ઉજાસ કરવાવાળો છે. આ પ્રમાણે હમો સર્વલોકના સુખના ધામરૂપ છીએ.

**उभे प्रकाश दो दैवत देखाइ, एक पदारथ एक लक्ष लखाइ;**
**लक्ष ज्ञानसे पदारथ तेजे, हमसे ज्ञान तेज सुरही जे. ॥२६॥**

હે સંત ! આ દૃષ્ટાંતમાં દર્શાવેલા ઉભય પ્રકાશના દૈવતની ખૂબી તો જો. એક સૂર્યનો પ્રકાશ પદાર્થ બતાવે છે, ત્યારે બીજો પરમગુરુના જ્ઞાનનો પ્રકાશ નિજ ચૈતન્યનો લક્ષ લખાવી દે છે. હે સાધક ! નિજ ચૈતન્યનો લક્ષ જ્ઞાનથી પ્રાપ્ત થાય છે અને તે જ્ઞાન હમો પરમગુરુથી

પ્રાપ્ત થાય છે, જ્યારે પદાર્થ તેજથી દેખાય છે અને તેજ સૂર્યથી થાય છે. આ સુંદર દૃષ્ટાંત લક્ષ સમજાવવા આપેલું હોય તમો એ દૃષ્ટાંત ઉપર ખૂબ વિચાર કરજો.

**ए दोउ सुर हम जुग परकाशी, सुर सुरके हम कैवलवासी;**

**सुनो हरिजन मम संत समाजी, आद्यपुरुष हम आये तुम काजी. ॥२७॥**

હે સાધક ! ધ્યાનપૂર્વક જો, આ જગતના પ્રકાશક સૂર્ય બે છે. એક સૂર્ય પદાર્થ પ્રકાશક હોઈ દેવલોકનો વાસી છે અને બીજો સૂર્ય તે પરમગુરુ હોઈ તે કૈવલધામવાસી છે. હવે હે મારા સંત અને હરિજન ! સાંભળો. જે સૂર્ય કૈવલધામવાસી છે તે આદ્યપુરુષ ભગવાન કરૂણાસાગર હોઈ તમારા કલ્યાણઅર્થે આ બાજુ આવેલા છે.

**ताते कोइ जन करहो अंदेशा, निज कैवलपद लायेहु संदेशा;**

**सो तुमकु सब दीये देखाइ, विविधी भात निज अरथ बताइ. ॥२८॥**

હે સાધક ! તમારા સત્ય હિતને સમજાવવા મારે આ બાજુ આવવું પડેલું છે, માટે કોઈ જાતની શંકા લાવ્યા સિવાય મારા આપેલા લક્ષ સાથે વિચાર કરજો; કારણ કે નિજ સકર્તા સત્‌કૈવલને ત્યાંથી હું પોતે એ સંદેશો લઈને આવ્યો છું અને એ સંદેશામાં જ સર્વથા તમારું કલ્યાણ સમાયેલું છે; અને તે વિષેની સંપૂર્ણ હકીકત વિધવિધ પ્રકારે નિજ અર્થના ખુલાસા સાથે તમો સર્વને કહી દેખાડી છે.

**जीव इश्वर ओरु आत्मदरसी, उनकी हद तुमकु कही परसी;**

**जीवकी हद इश्वर अनुरागा, इश्वरकी हद जोत्य समागा. ॥२९॥**

હે સાધક ! જીવદર્શી અને આત્મદર્શી, આ બંને પરોક્ષ સિદ્ધાન્તની હદ ક્યાં સુધી છે તે તને કહી બતાવ્યું છે. જીવદર્શીની હદ ઈશ્વરમાં અનુરાગવાળી છે અને ઈશ્વરની હદ જ્યોતિનારાયણમાં સમાગમ કરીને સમાય છે.

**आत्मदरसीकी हद ब्रह्म, सो तुमकु पन कही दीयो म्रम;**

**निज कैवलगत काहु न पाइ, सब ओरले पद रहे अटकाइ. ॥३०॥**

હે જાણકાર અંશ ! જો, આત્મદર્શીની હદ બ્રહ્મ હોઈ એ બ્રહ્મ વિષેનો સઘળો મર્મ પણ મેં તમોને કહી દીધો છે. જુઓ આ આત્મદર્શી અને જીવદર્શી, એ બંને પૈકી કોઈ પણ નિજ કૈવલગતિને પામ્યા નથી, પરંતુ આ બાજુનાં ઓરલાં પદમાં સર્વ અટકીને રહેલા છે.

**सोही कैवल कर्तापद सबके, गुन शक्ति जोति नहि जबके;**
**तेही कैवल करता पद परम, सो हम कीया तुमकु दही भ्रम. ॥३१॥**
**कहें कुवेर हम अकल नरेशा; भवतारन धारे तन भेशा. ॥३२॥**

હે સાધક ! આ સકર્તા સત્‌કૈવલનું પદ એ સર્વનું કર્તાપદ છે. આ સકર્તા સત્‌કૈવલનું પદ ગુણ, શક્તિ અને જ્યોતિનારાયણ પણ ન હતા તે પહેલાંનું જ હોઈ આદિ અને અંત સિવાયનું પુરાતન છે. એ જ.સકર્તા સત્‌કૈવલ કર્તા હોઈ પરમપદરૂપ છે. તેનો સઘળો મર્મ મેં તમારા ભ્રમને ભસ્મીભૂત કરી સમજાવ્યો છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે, હું કળી ન શકાય તેવો અકળ નરેશ હોઈ આ ભવસાગરના જીવોને તારવા શરીરરૂપ વેશ ધારણ કરીને આવ્યો છું.

## અવિગત ગતિ દેખાવન - અંગ - ૮૫મું

**अब देखो निज नेन तमारे, करो अनुभव कुन स्वरुप हमारे;**
**येसा हमहे पुरुषही आदु, वसु जांहां निज धाम अनादु. ॥१॥**

હે સાધુ ! મેં ઉપર પ્રમાણે મને જોવાને તને નિજ જ્ઞાનનાં નેત્ર આપ્યાં છે, તે વડે તું મને જો અને મારું સ્વરૂપ કેવું છે તેનો અનુભવ કર. આ ન્યાયે હું આદિ અનાદિનો પુરુષ હોઈ નિજ ધામમાં વસું છું.

**अहो हरिजन धन भायग तुमारा, सो हमेरे तुम पायेहु देदारा;**
**अब तुम हमसे करो पतीयारु, बिनु प्रेहेतन निजधाम पहोंचारु. ॥२॥**

હે હરિજન ! તમારાં અહોભાગ્ય કે તમોને મારા દેદારનાં એટલે મારા સર્વજ્ઞ સોહંગ સ્વરૂપનાં દર્શન થયાં ! હવે તમે મારી સાથે પ્રતીતિ કરો એટલે વિના પ્રયત્ને નિજધામમાં પહોંચાડીશ.

**जेही जेही जन मोही करही मेलापु, तेहीतेही जनकु अभेकरी थापु;**
**ताते तुम मोही करो हो सनेसा, हरहु तिमिर हम पुरुष दनेशा. ॥३॥**

જુઓ, જે જે ભક્ત મારો મેળાપ કરશે તે તે હરિજનને અભય કરી નિજ કૈવલ પદમાં સ્થાપીશ. એટલા માટે જો મારી સાથે સ્નેહ બાંધશો તો જેમ સૂર્ય પૃથ્વી ઉપર છવાયેલ અંધકારનો નાશ કરે છે તેમ હું તમારા અંતરપટમાં લાંબા કાળથી છવાઈ રહેલા તિમિરરૂપ અજ્ઞાન અંધકારનો નાશ કરીશ.

**मनुतन देख भूलो मत कोइ, भवतारन भीरभंजन मोइ;**
**हम तो पुरुष अलेख कहाइ, आद्यअंत कोइ पार न पाइ. ॥૪॥**

હે હરિભક્ત ! મારો દેહ મનુષ્યનો જોઈ કોઈ ભૂલા પડશો નહિ, કારણ કે હું તો ભીડભંજન હોઈ ભવને તારનારો છું. વળી મારા આદ્યઅંતને કોઈ પાર પામી શકે તેમ નથી. કારણ હું તો અલખ પુરુષથી ઓળખાઉં છું.

**आद्य अंत मेरी किरतारु, सो तो निजपति अपरंपारु;**
**निकट न दूर न आरनपारा, सबके साक्षी हम किरतारा. ॥૫॥**

હે ભક્ત ! મારાં આદિઅંત કિરતારમાં છે અને તે નિજપતિ પારાવાર છે, એટલે મારાં આદ્યઅંત ક્યાંથી હોય ! જો, હું દૂર નથી અને પાસે પણ નથી તેમ જ આ બાજુ નથી અને તે બાજુ પણ નથી તેમ જ ઓતપ્રોત પણ નથી. હું તો સર્વ લોકનો મહાદ સાક્ષી હોઈ કિરતાર છું.

**माप न थाप न जाप न जोगा, जीव न शिव न भोगी न भोगा;**
**देह न वेह न घेह न ग्रागी, सुप्न ससोपति तुरीया न जागी. ॥૬॥**

હું માપરૂપ નથી, સ્થાપનરૂપ નથી, જાપરૂપ નથી અને જોગી પણ નથી; તથા જીવ નથી, શિવ નથી, ભોગી નથી અને ભોગરૂપ પણ નથી. હું દેહરૂપ નથી, વેશરૂપ નથી, ઘરરૂપ નથી અને ગ્રહણ કરનાર ગ્રહણી નથી. વળી હું જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યાવસ્થારૂપ નથી.

**भेख न टेक न लेख न लाधु, सो हम तुम पइये सेहेज समाधु;**
**वेद न भेद न खेद नखेदा, विविधी दोष न सोस न क्लेदा. ॥૭॥**

હું ભેખરૂપ નથી, ટેકરૂપ નથી, લેખરૂપ નથી અને કોઈ ઉપાધિથી લદાયેલો પણ નથી; આમ હોવા છતાં તમો મને સહજ સમાધિએ પ્રાપ્ત કરી શકશો. જુઓ હું વેદ નથી, ભેદ નથી, ખેદ નથી અને નખેદ પણ નથી. વિધવિધ પ્રકારના દોષરૂપ અપવાદવાળો નથી, શોષણરૂપ નથી અને ભેજરૂપ પણ નથી.

**कर्म न धर्म न पाप न पुन्या, धेधाता नहि ध्यान ने धुन्या;**
**सरग न नरक न उंच न नीचा, आवन जावन इच न वीचा. ॥૮॥**

કર્મરૂપ, ધર્મરૂપ, પાપરૂપ કે પુણ્યરૂપ હું નથી; તેમ જ ધ્યેયરૂપ, ધ્યાતારૂપ, ધ્યાનરૂપ

કે ધ્વનિરૂપ હું નથી. સ્વર્ગરૂપ, નર્કરૂપ હું નથી તથા ઊંચનીચરૂપ પણ હું નથી તેમ જ આવવા જવાની ઈચ્છા કે વિચારરૂપ હું નથી.

**नारी न पुरुष न लिंग न भंगा, सब जीवन मम रहित असंगा;**
**हरख न शोक न मोख न मेला, काम न क्रोध न केली न केला. ।।९।।**

સ્ત્રી પુરુષ હું નથી તથા લિંગઆનંદના ભંગરૂપ નથી. વળી સર્વ જીવથી રહિત હોઈ હું અસંગરૂપ એટલે સંસર્ગરહિત છું. વળી હર્ષરૂપ, શોકરૂપ કે મોક્ષરૂપ હું નથી તેમ જ તેમાં મળીને રહેલો હોઉં તેમ પણ નથી. વળી કામરૂપ, ક્રોધરૂપ, ક્રીડારૂપ કે ક્રીડા કરનાર રૂપ પણ હું નથી.

**राग न द्वेष न ओर न आपा, सब वरजीत नहि थाप उथापा;**
**देश न काल न पाल न पापी, निज चैतन हम आद्य अद्यापि. ।।१०।।**

રાગ કે દ્વેષરૂપ હું નથી અને બીજાઓનો આપનપુરુપ હું નથી. આમ સર્વથી વર્જિત હોઈ સ્થાપનરૂપ કે ઉત્થાનરૂપ હું નથી. દેશ કે કાળરૂપ હું નથી તથા પાલનપોષણરૂપ નથી તેમ જ પાપીરૂપ પણ નથી. હું તો આદિથી અદ્યાપિ સુધી નિજ સ્વયં ચૈતન્યરૂપ છું.

**जात न भात न साथ न साथी, सब हमसे हम नहि कोइ नाथी;**
**धरम न अरथ न मोक्ष न कामा, चतुर सो मुक्त न दाह न वामा. ।।११।।**

જાત કે ભાત, સાથી કે સાથ, એ બધું મારા પ્રણવથી નથાયેલું હોઈ જાતભાતવાળું દેખાય છે પરંતુ હું કોઈનાથી નથાયેલો નથી. વળી ચાર પ્રકારની મુક્તિ તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ હોઈ હું તે નથી તેમ જ ડાબાજમણા અંગરૂપ હું નથી.

**आगे न पीछे न मध्य न मापी, निज साक्षी हम अकल अद्यापि;**
**एक न दोय न पक्ष न पाती, सोहंम पद हम दिवस न राती. ।।१२।।**

આગળ, પાછળ કે મધ્યના માપવાળો હું નથી. હું તો નિજલક્ષી હોઈ અદ્યાપિ સુધી કળી ન શકાય તેવો અકળ છું. વળી એકકેબેના પક્ષપાતવાળો હું નથી. હું એ પદનો નિવાસી છું કે જે પદમાં રાત-દિવસ નથી.

**दीरघ लघु नहि वृध न वनसु, वरजीत चित्त बुध अहंकार मनसु;**
**जुवो हरिजन जंबुके संतु, येसी मम गत अकल अनंतु. ।।१३।।**

દીર્ઘ, લઘુ કે વૃદ્ધિરૂપ હું નથી તેમ જ વિનાશરૂપ પણ નથી. હું તો મન, વૃદ્ધિ, અહંકાર

અને ચિત્તથી વર્જિત છું. હવે હે જંબુનિવાસી સંત હરિજન ! લક્ષપૂર્વક જોશો તો આ પ્રમાણે મારી ગતિ અનંત, પારાવાર, કળી ન શકાય તેવી અકળ દેખાશે.

**सो गत तुमकु सकल लखाइ, ऊलटसूलट दीयो भेद बताइ;**
**निजानंद लक्ष एक अजापी, सो चैतन चीद हम अद्यापि. ॥१४॥**

હે સંત ! ઉપર પ્રમાણે મારી પરમ અકળ ગતિ જે છે તેનો લક્ષ ઊલટસૂલટ ભેદ સમજાવીને મેં તને કહ્યો છે. નિજ ચૈતન્ય આનંદને આપનાર જે અજાપજાપ છે તે ચૈતન્ય ચિદરૂપ અદ્યાપિ હું પોતે હોઈ તે જ મારો લક્ષ છે તેનું તમો ધ્યાન ધરજો.

**अब तुम धरीयो तेही मम ध्याना, हम करहु ओर देश पीयांना;**
**अहो हरिजन सब संत समेता, लक्षज्ञान चिंतवन करो हेता. ॥१५॥**

હે સંત હરિજનો ! મેં તમોને જે ચિદરૂપ ચૈતન્યલક્ષ આપ્યો છે તેનું તમો ધ્યાન ધરજો અને સદાય એ જ લક્ષમાં રહેજો. તમો સંત હરિજન સર્વ ભેગા મળીને મારા લક્ષજ્ઞાનનું હેતપૂર્વક ચિંતવન કરજો. હું તમોને આ ધ્યાન ધરવાનું સોંપું છું તે ભૂલી જશો નહિ. હું તમોને સંપૂર્ણ સમજાવી શક્યો છું એટલે હવે પછી અહીં મારી જરૂરિયાત ન હોય એમ દેખાય છે; માટે હવે હું બીજા દેશમાં આ લક્ષજ્ઞાન આપવા જાઉં છું.

**देहीको दरश चरम गति टारी, हम चिद चैतन लोहो निहारी;**
**देश गुर्जर हम कीयो टहंकारा, ज्ञानचक्षु जीवग्रही मम सारा. ॥१६॥**

હે સાધકો ! દશ્યરૂપ સ્થૂલ, સૂક્ષ્મ આદિ જે ચાર દેહ છે તે દેહ ચર્મગતિના હોઈ એ જ દેહ અવસ્થાના આચ્છાદનરૂપ આવરણને લીધે હું ઢંકાયેલો છું, તે આવરણને દૂર કરીને જોશો તો ચૈતન્ય ચિદ્ રૂપ મારા સ્વરૂપને નિહાળી શકશો. હે મારા ભક્ત ! આ જ્ઞાનનો ટંહકાર મેં ગુર્જરદેશમાં કર્યો છે અને આ ગુર્જરનિવાસી જે જ્ઞાન ચક્ષુવાળા છે તેમણે સુંદર રીતે મારા લક્ષને ગ્રહણ કર્યો છે.

**चामचक्षु जीव उलट दुखाये, अरुढ ज्ञान मम समज न पाये;**
**करमकांड गत सब रहे लागी, समजे नहि मम ज्ञान अभागी. ॥१७॥**

હે જ્ઞાનચક્ષુવાળા સંત ! જ્યારે ગુર્જર દેશમાં ચૈતન્યલક્ષનો ઉપદેશ થવા લાગ્યો ત્યારે ચર્મચક્ષુવાળા પામર જીવોને ભારે દુઃખ થયું અને તેમનાં દિલ પણ ખૂબ દુખાયાં હોય એવું મને જણાયું. એનું કારણ એટલું જ છે કે મારું અરૂઢ જ્ઞાન તેમના સમજવામાં ન આવ્યું એથી કરી તેમને ઊલટું દેખાવાથી ખૂબ દુઃખ થયું. આમ મારું જ્ઞાન જેઓ સમજ્યા નથી

અગર જેમના સમજવામાં આવ્યું નથી એવા ચર્મચક્ષુવાળા ભાગ્યહીન પામર જીવોની ગતિ કર્મકાંડની પાછળ લાગી રહેલી છે.

**समजा सोही रहे द्दढ मत धारी, बरन अढारमे नर ओरु नारी;**
**जेहीजेही जीव शरन मम आये, विविधी भात करी लक्ष समजाये. ॥१८॥**

હે સાધક ! અઢારે વર્ણનાં જે જે સ્ત્રી-પુરુષો મારા શરણમાં આવ્યાં તેમને વિધવિધ પ્રકારે મારો પરમ ચૈતન્યલક્ષ સમજાવ્યો છે. જે જે જીવ આ પરમલક્ષ સમજ્યા તે તે સર્વ લોકો દ્દઢતાપૂર્વક આ લક્ષને ધારણ કરીને રહ્યા છે. તેઓ કદી ડગ્યા નથી અને બાહ્ય વિક્ષેપોના આવરણથી પણ શંકાશીલ થયા નથી.

**शके नहि जीव शरन मम आइ, सो जीव सब अज्ञान रहाइ;**
**अब तीनकु समजैयो तुम संतु, वंची वंची मम ग्रंथ अनंतु. ॥१९॥**

હે સંત ! જે જીવ મારા શરણમાં આવી શક્યા નથી તે સર્વ જીવ અજ્ઞાની રહ્યા છે તેમને હવે તમો મારા ગ્રંથોને ખૂબ વાંચીને અને તેનો ખૂબ અભ્યાસ કરીને સમજાવજો.

**विश्वबोध अरु ज्ञान अगादु, ग्रंथमांही सब समज समादु;**
**कोटिक प्रश्नन पूछे जन कोइ, तेही परिउत्तर ग्रंथनमे होई. ॥२०॥**

હે સંત ! આ ગ્રંથમાં સર્વ પ્રકારની શ્રેષ્ઠ સમજનો સમાવેશ કર્યો છે; તેમાં આખાય વિશ્વને બોધ કરી શકાય તેવું અગાધ જ્ઞાન ભરેલું છે. જો આ ગ્રંથના પૂર્ણ અભ્યાસી આગળ કોઈ માણસ કરોડ પ્રશ્ન કરે તો તે સર્વ પ્રશ્નોનો ઉત્તર આ ગ્રંથના જ્ઞાનમાં રહેલો હોઈ તે સહેલાઈથી તેનો જવાબ આપી શકે છે.

**ताते तुमसब ग्रंथ अभ्यासो, विविधि विगतकरी अरथ विकासो;**
**जेही चैतन चिदसरुप हमारा, सोही ग्रंथनमे कीयो विस्तारा. ॥२१॥**

હે સંત હરિજનો ! એટલા જ માટે તમો સર્વને કહું છું કે આ ગ્રંથોનો અભ્યાસ કરજો અને વિધવિધ પ્રકારે વિગત સમજીને તેની અંદર રહેલા અર્થને ખુલ્લા કરજો. જુઓ, મારું જે ચિદરૂપ ચૈતન્ય સ્વરૂપ છે તે વિસ્તારપૂર્વક આ ગ્રંથમાં સંપૂર્ણ રીતે સમજાવ્યું છે, તે અભ્યાસ કરતાં પ્રાપ્ત થશે.

**ज्यौं कंचन परवत निज एकु, ताही तोड घडे घाट अनेकु;**
**सब घाटन कंचनमये सोइ, कंचन द्रष्ट जुवे जन कोइ. ॥२२॥**

જેમ એકાદ સુવર્ણના પર્વતમાંથી થોડો ભાગ તોડી લાવી તેમાંથી અનેક પ્રકારના

ઘાટ બનાવવામાં આવે છે, હે સાધક ! હવે આ દરેક ઘાટને જો. એ બધા ઘાટ કંચનના હોઈ કંચનમય છે છતાં સર્વલોક તે કંચનના ઘાટને કંચનરૂપે નહિ પણ ઘાટરૂપે જુએ છે, કોઈ વિરલ પુરુષ જ તેને ઘાટરૂપે નહિ પણ તે સુવર્ણ એવી દૃષ્ટિએ જુએ છે.

**त्यौं कंचन परवत मम गतियां, ग्रंथ घाट नंग घडे रतीरतीयां;**
**मूल तोलजब तुमकरी जानो, सरुपानंद मोही प्रगटपेहेचानो. ॥२३॥**

હે સંત ! ઉપરના દૃષ્ટાંત મુજબ મારી પોતાની ગતિ કંચનના પહાડ સમાન હોઈ આ પહાડ સમ ગતિમાંથી ગ્રંથોરૂપ ઘાટ ઘડેલા છે. તેમાં અંગ, ચોપાઈ, દોહા વગેરે વિધવિધ નંગ ઘડીને અણુરેણુથી લઈ બ્રહ્માંડભરની તમામ તત્ત્વ સામગ્રીનો રતીએ રતી હિસાબ આપ્યો છે. હે સાધક ! હવે જુઓ, તમે તેનો તોલ કરીને તેનું મૂલ્ય કરી જાણશો તો સાક્ષાત્ સ્વરૂપાનંદરૂપ પ્રગટ પ્રત્યક્ષ મને તમો આ ગ્રંથમાં દેખી શકશો. (જેમ ખેડૂત ખેતરમાંથી મળે છે તેમ હું ગ્રંથરૂપ ક્ષેત્રમાંથી તમોને પ્રાપ્ત થઈશ, માટે ગ્રંથોમાંથી મને મેળવવા શોધખોળ કરો.)

**सोही स्वरुपे हम अमर अनादु, कोटी कलप जुगकरहु समवादु;**
**ताते तुम धोखा मत धरही, हम जाता कलपंत न करही. ॥२४॥**

ઉપર જે સ્વરૂપ કહ્યું તે સ્વરૂપે હું અજરામર હોઈ અનાદિસિદ્ધિ છું. આમ સ્વરૂપાકારે અનાદિસિદ્ધિ રહીને કરોડો કલ્પ અને યુગ સુધી હું ચૈતન્યવાદનો સંવાદ કરતો રહીશ. માટે હમારા જવાથી હું નથી એમ માની કલ્પાંત કરશો નહિ અને દિલમાં કોઈ જાતનો ધોખો ધરશો નહિ; કારણ કે હું તો જરા મરણથી રહિત હોઈ અખંડ છું.

**मेरो तन चैतन चिदरुपा, सो तुमकु कह्यो लक्ष अनुपा;**
**अब तेही लक्ष रहो चित्त प्रोइ, चरम देही मम तजो सनेही. ॥२५॥**

હે અંશ ! મારું સ્વરૂપ ચૈતન્ય ચિદરૂપ છે અને તે વિષેનો અનુપમ લક્ષ તેં તમને કહ્યો છે. આ કહેલા લક્ષ ઉપર ચિત્ત પરોવીને રહેજો અને મારા ચર્મવાળા દેહ ઉપર જે મોહ છે તે મોહનો ત્યાગ કરી મારા અખંડ સ્વરૂપમાં સ્નેહ બાંધજો.

**ज्ञानवंत अब भये तुम सबही, काहा काम आंहां मेरो अबही;**
**जीव सकल अब तुम चेतइयो, निज कैवलको लक्ष बतैयो. ॥२६॥**

હે સંત અને હરિભક્તો ! તમે બધા જ્ઞાનવાન થયા છો. કહો, હવે અહીંયાં મારું શું કામ છે ? હું કહું છું કે હવેથી તમે આ સંસારના સઘળા જીવને ચેતાવજો. તેમને બોધ-ઉપદેશ આપી સકર્તા સત્કૈવલનું ધ્યાન કેવી રીતે ધરવું તે બતાવજો.

सब हरिजन ओरु संत समेती, ज्ञानध्यान समजावही नेती;
दिवस एक मेळ जब मलीया, श्रीमंतकुवेर सबसु हलमलीया. ॥२७॥

હે સંત ! વળી સંત હરિજનના સર્વ સમૂહને વેદે જે પદની નેતિ પોકારેલી તે નેતિ પદનો અર્થસહ જ્ઞાનધ્યાન સમજાવજો. આ પ્રમાણે એક દિવસ મેળો ભરાયેલો તે તકનો લાભ લઈ શ્રીમંત કુવેર સ્વામીજી સંતહરિજનના બધા સમૂહને હળીમળીને તે મેળામાં બેસી ઉપર મુજબ છેલ્લા દિવસનું જ્ઞાન આપતા હતા.

बोहोरु सब हरिजन संतनसु, सत् कैवलं कीना सरवनसु;
सुनो हरिजन संतो सब काउ, ओर देश हमतो अब जाउ. ॥२८॥
येसे कही हरिजन संतनकु, सत कुवेर त्यागे देशनकु. ॥२९॥

આમ જ્ઞાન આપીને સર્વ સંત હરિજનના સમૂહને સંબોધી દયાળુ પરમગુરુદેવે તે સર્વને સત્કૈવલ કહ્યા. આમ સંતહરિજનના સર્વ સમૂહને સત્કૈવલ કહી મહાન સમર્થ કુવેર સ્વામીજી અન્ય દેશમાં પ્રયાણ કરવા માટે આ દેશનો ત્યાગ કરી આદર્શરૂપે ચાલી નીકળ્યા.

##  અથ પ્રદેશ પ્રવેશ કરનકો-અંગ - ૮૬મું 

देह सहित अंतरध्यान भइया, काशी देस प्रगट जइ थइया;
सब हरिजंन मली कलपंत मांडी, अहो क्यौं गये हंमकु तुम छांडी. ॥१॥

ભગવાન કરૂણાસાગર કહે છે કે હું દેહ સહિત અંતરધ્યાન થઈને કાશીપુરીમાં પ્રગટ થયો ત્યારે તમામ ભક્તજનોએ ઘણું કલ્પાંત કરવા માંડ્યું અને કહેવા લાગ્યા હે સ્વામી ! હમોને છોડી આપ ક્યાં ચાલ્યા ગયા.

केतेकतो अंनजल तजी बेठे, कोहुमुदी आंख गगंन जइ पेठे;
केतेकतो चीत भ्रंम तंन भइया, सुध बुध ज्ञांन वीसरजंन गइया.॥२॥

કેટલાક જનોએ અન્નજળનો ત્યાગ કર્યો જેથી તેમની આંખો ઘણી ઊંડી ઊતરી ગઈ કેટલાકનાં ચિત્ત ભ્રમિત થયાં ને તેમની શુદ્ધિ જતાં તેઓ જ્ઞાન વીસરી ગયા.

केतेकतो मंन भये हे अचेतु, केतेक सासा नाड संकेतु;
केतेक करता कही पोकारे, छोड गये कुन औगुंन हमारे. ॥३॥

કેટલાક મનથી અચેત થયા. કેટલાકનો શ્વાસ રૂંધાવા લાગ્યો અને કેટલાક કર્તાને

પોકારવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, હમારા કયા અવગુણો થયા કે જેથી આપ અમોને છોડી ચાલ્યા ગયા.

केतेक्तो चित्त करे पस्तावो, अहो कायंम अब क्यांहांसे पावो;
केतेक हरीजंन रुदनही करही, दींन बचंन अहोनाथ उचरही. ॥४॥

કેટલાક અંતરમાં પસ્તાવો કરવા લાગ્યા કે હે કાયમ ધણી આપ હમોને ક્યાંથી મળશો. બીજા કેટલાક ભક્તો રુદન કરવા લાગ્યા ને લાચારીપૂર્વક અહોનાથના પોકાર કરવા લાગ્યા.

केतेक कहे अवगुन अपनेका, बनी नही मोसे सेव विवेका;
केतेक कहे हंम करता न जांना, मनु तंनसे जंन करी परमांना. ॥५॥

કેટલાક જનો પોતાના અવગુણો કબૂલ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે હે દયાળુ ! અમારાથી આપની કંઈ સેવા થઈ નથી તો અમો અવિવેકી છીએ. તેમ જ બીજા કેટલાક જનો કહેવા લાગ્યા કે હે કર્તા આપ પોતે પધાર્યા પણ અમો આપને ઓળખી ન શક્યા. અમોએ આપને મનુષ્ય સ્વરૂપ માની આપની કોઈ જાતની સમજ વગર સેવા કરી ન શક્યા.

केतेक लोक साकुट नरनारी, मन पस्तांने अधीक अपारी; ॥६॥
हंम स्वामी नंदा बहु करही, अहो करता हंम क्यौं करी तरही.

કેટલાંક સાકુટ સ્ત્રી પુરુષો કહેવા લાગ્યાં કે હે સ્વામી ! અમે તમારી ઘણી નિંદા કરી છે તો અમે શી રીતે ભવસાગર તરી શકીશું એ પ્રમાણે ઉચ્ચાર કરી પસ્તાવો કરવા લાગ્યા.

ब्राह्मण बनीया बरन अठार, गये पीछे कलपे लोकही सारे; ॥७॥
हरिजंन ओरु सब संत समेतु, भये दलगीर हंमसे धरी हेतु.

બ્રાહ્મણ, વાણિયા સહિત અઢારે વર્ણના લોકો હમારા અંતરધ્યાન થયા પછી ઘણું કલ્પાંત કરવા લાગ્યા. સંતપુરુષો તેમ જ હરિભક્તો દિલગીર થઈ અંતરમાં અમારા માટે પ્રેમભાવ ધરવા લાગ્યાં.

यौं कलपंत सब रहे नीसवासी, श्रीमंत कुवेर प्रगटे जइ काशी; ॥८॥
काशी देश सब इष्ट उपासी, कर्मकांड नरनार विलासी.

આ પ્રમાણે સઘળા જનો નિસાસા મૂકી કલ્પાંત કરતા હતા. જ્યારે શ્રીમંત કુવેર સ્વામીજી કાશીપુરીમાં પ્રગટ થયા કે જ્યાં સ્ત્રી પુરુષો કર્મકાંડ અને દેવોની ઉપાસના માં અટકેલા હતાં.

तेही देश लगे करनही बोधा, वीप्र भेख मली वदत विरोधा;
करके विरोध लरत सब हारे, अरुढ ज्ञांन सुनी मंन पतीयारे. ॥९॥

ત્યાં મેં બોધ કરવાનો શરૂ કર્યો. જેથી વિપ્રો અને ભેખોએ એકઠા મળી અમારો વિરોધ કરીને લઢવા માંડ્યું પણ તેઓ હાર પામ્યા. તેમાંના કેટલાક સમજુ જનોએ મારું અરૂઢ જ્ઞાન સાંભળી અંતરમાં વિશ્વાસ આણ્યો.

केतेक पंडित सभा कराइ, केहं कुवेर हंमसे लरे आइ;
येसेही लरी गये हार अनेकु, समज समज मम ज्ञांन वीशेकु. ॥१०॥

કેટલાક પંડિતોએ એકઠા થઈને અમારી સમક્ષ સભામાં તકરારો કરી પણ તેઓ હારી ગયા. કેટલાક સમજુ જનો કહેતા કે આ પુરુષ મહાજ્ઞાની છે.

थोरेक दिवस तेही देश समजाइ, तब बोहोरु हंमकु दया आइ;
करी प्रणांयम ध्यांन धरो मोइ, देश गुजर जंनकी गति जोइ. ॥११॥

અમે કાશીપુરીમાં ભાવિકજનોને સારો ઉપદેશ આપ્યો અને અમારા અંતરમાં વિચાર્યું કે ગુર્જર દેશમાં અમારા હરિભક્તો શું કરતા હશે. આ પ્રમાણે વિચારી અમે પ્રાણાયમ કરી ધ્યાન કરી જોયું તો ગુર્જરદેશની ગતિ જણાય.

अति कलपंत करत जब देखे, हंम साथे अति प्रीत विशेखे
जंन कलपंत सहा नहीं गयेउ, देश गुजर फेरी प्रगटही भयेउ. ॥१२॥

ધ્યાન કરી જોતાં ત્યાં સઘળા હરિજનો તથા સંતો ઘણું કલ્પાંત કરતા જોયા, તથા અમારા પ્રત્યે અંતરમાં આરતવાળા જોયા. આ પ્રમાણે જનસમૂહનું કલ્પાંત સહન ન થવાથી મેં ગુર્જર દેશમાં ફરીથી દેહ ધારણ કર્યો.

सत कुवेर सुध बुध लेइ साजु, देह सहीत आये करन समाजु;
गुजर देश फेरके जब आये, संत सहीत हरीजंन हरखाये. ॥१३॥

શ્રી કુવેર સ્વામીજી પોતાની શુદ્ધ બુદ્ધિ લઈ દેહની વિભૂતિના સાજ સહિત ભગવતી જનોનાં કાર્ય કરવા પધાર્યા. આ પ્રમાણે જ્યારે પરમગુરુ ફરીથી ગુર્જર દેશમાં પ્રગટ થયા ત્યારે સંત તથા હરિજનોને ઘણો જ આનંદ થયો.

खबेर भइ सब देशके जंनकु, दोर आये लेइ तंन मंन धंनकु
धइ धइ मोइ सब पाव लपटाये, अहो करता अब हंम गत पाये. ॥१४॥

અમારા પ્રગટ થયાના સમાચાર હરિજનોને થતાં તરત જ તન મન ને ધન સહિત

દોડી આવ્યા ને દોડી દોડીને પગે પડવા લાગ્યા ને કહેવા લાગ્યા કે અહો હે કર્તા ! હવે હમારી ગતિ થશે.

केतेक दीन हंम भरमही भूले, ज्ञांन चक्षु हमेरे अब खुले;
संत सहीत हरीजंन मली सारे, धुप दीप मोइ आरती उतारे. ॥१५॥

ત્યાર પછી હરિજનો કહેવા લાગ્યા કે હે સ્વામી ! કેટલાક દિવસો સુધી અમે ભ્રાન્તિમાં ભૂલા પડેલા હતા, તો હવે તમે પધારવાથી અમારી આંખો ઊઘડી છે. સર્વે સંત હરિજનોએ ભેગા મળીને અમારી આરતી ઉતારી પૂજા કરી.

करी आरती सबने लेइ, दीन बचन भये प्रेम सनेही;
करजोरी केहे सब जंन ओरु संतु, स्वांमी तुम गत्य अकथ अनंतु. ॥१६॥

આરતી ઉતાર્યા પછી સર્વે હરિજનો હાથ જોડી દીનતાભરી વાણીથી કહેવા લાગ્યા કે, હે સ્વામી ! આપની ગતિ અનંતા અનંત હોઈ વાણી દ્વારા વર્ણન થાય તેમ નથી.

तुम करता अवीगत अवीकारी, हंम नही जांनी गती तुम्हारी;
अब स्वांमी रखीयो करुनाइ, टारो कुमति आये सरनांइ. ॥१७॥

હે કર્તા ! આપનું વિગતવાર વર્ણન થાય તેમ નથી. આપ વિકારરહિત છો જેથી આપની અગમ્ય ગતિને અમે જાણી શક્યા નહિ. તો હે સ્વામી ! અમારા પર કરુણા દૃષ્ટિથી જોશો ને અમારી દુર્મતિ ટાળી તમારા શરણમાં લેશો.

अती अवगुन मती मलीन हंमारी, गुन अवगुंन तुंम लेहो समारी;
तुम सतगुरु दाता ओरु करता, चौद लोक उपजावत हरता.॥१८॥

હે સ્વામી ! અમારામાં ઘણા અવગુણ ભરેલા હોવાથી અમારી મતિ મલિનતાવાળી છે. તો અમારા ગુણદોષો તરફ ન જોતાં આપના શરણે લો. આપ ચૌદે લોકના ઉત્પાદન કરનાર તેમ જ નાશ કરનાર હોઈ સદગુરુ અને કર્તા આપ પોતે જ છો.

येसेही कही साधु ओरु जंनही, प्रेम करन लगे अती दीन दीनही;
देश गुजर सबही नरनारी, आये सकल सुनी कीरत हमारी.॥१९॥

આ પ્રમાણે સંત અને હરિભક્તોએ કહ્યું અને વધુ ને વધુ પ્રેમ હંમેશ કરવા લાગ્યા. આ પ્રમાણે ગુર્જર દેશનાં સ્ત્રી-પુરુષો અમારી સુકીર્તિ સાંભળીને અમારે શરણે આવ્યાં.

**करत दरस मम गये अंदेशा, सुनत ज्ञांन सब लीये उपदेशा;**
**सकल देश मम जंन भये सारा, भाव प्रीत्य बढ़ी भक्ति अपारा. ॥२०॥**

ભાવિક ભક્તોએ અમારાં દર્શન કરી વહેમ મુક્ત થઈ અમારું જ્ઞાન સાંભળી અમારા સેવક (શિષ્ય) થયા અને પૂર્ણ ભાવ સહિત ભક્તિમાં વધારો કરી રહ્યા.

**हरिजंन ओरु साकुट समेता, करन लगे हंमसे सब हेता;**
**जे जे जस जुगमही वीस्तरीया, अनंत कोट जीव सरनही करीया. ॥२१॥**

હમારા હરિભક્તો અને બીજા સાકુટો સહિત તમામ જનો અમારી સાથે હેત કરવા લાગ્યા. જે જે અનંત કોટિ જીવો અમારે શરણે આવ્યા તે તમામનું મેં સવિસ્તર વર્ણન કર્યું છે.

**ज्ञांन ध्यांन सब जंन अनुरागु, नीशदिन होय अती संत समागु;**
**आनंद मये उछ्व अवीकासा, राजा परजा सब भये दासा. ॥२२॥**

સઘળા ભગવતીજનો જ્ઞાન ધ્યાનમાં એકતા કરીને હંમેશ સંત સમાગમ કરવા લાગ્યા ને રાજા તથા રૈયત દાસત્વભાવે જ્ઞાનમય બનીને આનંદ ઓછવ કરવા લાગ્યા.

**मास मास पुनम जब होइ, दरसंनकु आवे सब कोइ;**
**मेला मले अपार अघाडु, करे हलीमली आनंद जंन साधु. ॥२३॥**

દર મહિનાની પૂર્ણિમાના દિવસે સઘળા હરિજનો અને સંતો દર્શને આવતા ને આ રીતે મોટો મેળો ભરાતો કે જેમાં સંતો અને હરિભક્તો હળીમળીને આનંદ ઊભરાવતા.

**एही परकार दिवस ओरु राती, वीत्ये करत ज्ञांन विक्षाती;**
**सब हरीजंन भये ज्ञांन विवेकी, सुनही सुनही गुंन ग्रंथ अनेकी. ॥२४॥**

આ પ્રમાણે અહોરાત્રિ જ્ઞાન ધ્યાનમાં સમય વિતાવતા હતા જેથી હરિજનો અને સંતો ગ્રંથ જ્ઞાન સુણી સુણીને જ્ઞાનીને વિવેકી થયા.

**तारंन तरंन भये सब साधु, करत करत मम लक्ष आराधु;**
**केतेक हरिजंन मही भये येसे, संत समांन ज्ञांन भड तेसे. ॥२५॥**

તમામ સંતો મારા ચૈતનમય લક્ષનું આરાધન કરતા કરતા તારણ તરન પુરુષ થયા. તેમ જ કેટલાક હરિભક્તો સંતની બરાબરી કરી શકે તેવા જ્ઞાનના અધિકારી થયા.

**कैवल ध्यांन सबे उर धरही, आंन देव आराध ना करही;**
**चैतंन द्रष्ट भइ सब जंनकी, संत सहीत ओरु सब हरीजनकी. ॥२६॥**

તમામ હરિજનોએ હૃદયમાં કેવલ કર્તાનું ધ્યાન ધારણ કર્યું ને બીજા દેવાધિ દેવોનું શરણું લીધું નહિ, અને તેથી તમામ સંતો અને હરિભક્તોની સ્વ ચૈતન દૃષ્ટિ થઈ.

**द्रष्ट तत्त्व गयो दरस दुराइ, नीज चैतंन कैवल ग्यंम पाइ;**
**येसे भइ जब समज सकलकी, तब हंम चेहेन लीये सब दलकी. ॥२७॥**

જ્યારે નિજ ચૈતન અને કૈવલ કર્તાની યથાર્થ ગમગતિનો અનુભવ થયો ત્યારે તત્ત્વોની દૃષ્ટિ નષ્ટ થઈ. આ પ્રમાણે સઘળાઓ સમજ્યા ત્યારે તેઓના અંતરની વાત અમોએ જાણી લીધી.

**जब एक दीन हंम कीयो वीचारी, चेतो दीप देही देउ छटकारी;**
**बोहोत बरस लीला अब कीनी, जंबु दीप हलमल रंग भीनी. ॥२८॥**

જ્યારે મેં જોયું કે આ જંબદ્વીપ સ્વ-સ્વરૂપના જ્ઞાનમાં જાગ્રત થયો છે, ત્યારે દેહ છોડવાનો અમે વિચાર કર્યો. આ પ્રમાણે આ દ્વીપમાં હળીમળીને ઘણાં વર્ષ સુધી હમે લીલા કરી.

**सब हरिजंन ओरु संत बोलाइ, ज्ञांन कचारी जबी जमाइ;**
**केहं कुवेर अकेहेर अवाजु, छेहेले दीनके एही समाजु. ॥२९॥**

તમામ સંતોને હરિજનોને બોલાવીને જ્ઞાન કચેરી ભરી મહાન સમર્થ શ્રી કુવેર સ્વામીજી એક અવાજે કહેવા લાગ્યા કે આ છેલ્લા દિવસની જ્ઞાન સભા છે અને આ મારો છેલ્લો અવાજ છે.



## અથ સક્રત મત શ્રી કુવેર કરૂણાસાગર નિજધાંમ સધાવનકો - અંગ - ૮૭મું



**नीज अनुभव करी कीयो पोकारा, समज लीयो हरी जंन सब सारा;**
**दिवस छेहेलु एही ज्ञांन उचारु, अब हंम कैवल धांम सधारु. ॥१॥**

પોતાને અનુભવ થયો કે સઘળા સંત હરિભક્તો યથાર્થ જ્ઞાનને સમજ્યા છે, ત્યારે પોતે ઉગ્ર અવાજ કરી બોલ્યા કે આ મારો છેલ્લા દિવસનો ઉપદેશ છે. આ પ્રમાણે બોલી કેવલધામ સિધાવવા તૈયારી કરી.

**सुनो हरिजंन संत मम दासा, आनंद मये तुम करो वीलासा;**
**हंमतो अब नीज धांम सधावु, समाचार कैवलकु काहावु. ॥२॥**

હે મારા સંતો ને હરિભક્તો સાંભળો, તમારું જીવન તમે આનંદમાં નિર્ગમન કરો. હવે હું મારા સ્વધામમમાં જઈને કેવલ ધણીને સમાચાર જાહેર કરું.

**तुम दलगीर करो मत कोइ, रहो नीजपद नीशदीन चित प्रोइ;**
**अब दो दीन तुम करहो वीलासी, तंन छुटे फेरी नीज पद पासी. ॥३॥**

હે હરિજનો ને સંતો, તમો દિલગીર થશો નહિ. પણ અહોનિશ સ્વસ્વરૂપમાં લક્ષ જોડી રહો. હવે તમે બધા ટૂંકું જીવન વિલાસમાં (મોજમાં) ગાળી શરીર છોડતી વખતે નિજ પદને પ્રાપ્ત કરવું ચૂકશો નહિ.

**जेही हंम धांम कह्येउ देवंनके, नांम नवेस सबे जीन जीनके;**
**तेही धांम रहो मत अटकाइ, भिंन्न भिंन्न तब कही समजाइ. ॥४॥**

તમારા સમક્ષ મેં જે દેવોનાં ધામો નામ નિશાન સહિત દર્શાવ્યાં છે તથા જેની જુદી જુદી ગતિ સમજાવી છે તેમાં અટકશો નહિ.

**नीज कैवल छेहेलु पद जेही, जब तुम पावो नही संदेही;**
**येसे कही संतन ओरु जंनकु, सत कुवेर त्यागे जब तंनकु. ॥५॥**

હદ બેહદથી પર છેલ્લામાં છેલ્લું કેવલપદ છે તે તમે જરૂરથી પ્રાપ્ત કરશો. એમાં કોઈ પ્રકારનો સંદેહ રાખશો નહિ. ઉપર પ્રમાણે સંત અને હરિભક્તોને કહીને શ્રી કુવેર સ્વામીજી શરીરનો ત્યાગ કરવા તૈયાર થયા.

**सतू कैवल सरवंनकु कहीया, श्रीमंत कुवेर नीज धांम सधइया;**
**सब देखत तंन दीयो छटकाइ, नीज व्यापक पद रहे लोकाइ. ॥६॥**

મહાન સમર્થ શ્રી કુવેર સ્વામીજી સર્વ સંત હરિભક્તોને સત્‌કૈવલ કહીને નિજધામમાં ગયા. અને બધા જન સમૂહ સમક્ષ સ્થૂલ શરીર છોડી દીધું. પોતે પોતાના નિજ વ્યાપક સ્વરૂપ (સોહંગ પ્રણવ)માં વિલીન થયા.

**जेतने लोक ओलंगी आये ते, फेर गये ओलंगीही ते ते;**
**कुल करता कैवल नीज धांमु, हंस रुप धरी भये वीरांमु. ॥७॥**

અમે જે ધામમાં જે જે લોકોને ઉપદેશ આપતા અત્રે આવ્યા હતા તે સઘળાં

ધામો ઓળંગી સમસ્ત લોકના ઉપાદાન કર્તા કેવલના સાંનિધ્યમાં હંસ સ્વરૂપે વિરામ લઉં છું.

**सब हरिजंन मंन भये उदासु, अहो करता कही छेडे नीसासु;**
**केतेक जंन मुरछांगत भयेउ, केतेककी सुध बुध चीत गयेउ. ॥८॥**

બધા હરિભક્તો ઉદાસ થયા ને નિસાસા નાખવા લાગ્યા. કેટલાકની શુદ્ધિ જતી રહી અને બેશુદ્ધ થયા.

**केतेक तो करे वीकल वीलापु, छोड देइ तंन मंन धंन आपु;**
**केतेक गदगद कंठही रोवे, अहो करता अब कुन गत्य होवे. ॥९॥**

કેટલાક જનો શોકને લીધે રડતા ગાંડા જેવા બન્યા. કેટલાકને અંતરથી તન, મન અને ધન ઉપરથી મમત્વ છૂટી ગયું. ને ગળગળા થઈ કહેવા લાગ્યા કે હવે તમારી શી ગતિ થશે.

**केतेक केहे हंमकु लीयो खीची, केतेक परे धरनी नैन मीची;**
**आकुल वाकुल येम सब जंन भइया, तब संते ज्ञांने समजइया. ॥१०॥**

કેટલાક હરિભક્તો કહેવા લાગ્યા કે અમોને આપની પાસે ખેંચી લ્યો. કેટલાક આંખો મીંચી પૃથ્વી પર ઢળી પડ્યા. આ પ્રમાણે તમામ હરિજનો બેબાકળા બન્યા ત્યારે સઘળા સંતોએ ભેગા મળી જ્ઞાન સ્વરૂપ સમજાવ્યું ને શાન્ત કર્યા.

**अहो हरिजंन जुवो लक्ष विचारी, जेही सतगुरु सद कीयो हे पोकारी;**
**श्रीमंत कुवेर अविगत अविन्यासी, अजर अमर पद परम नीवासी. ॥११॥**

હે હરિભક્તો ! લક્ષનો વિચાર કરો કે સત્‌ગુરુએ છેવટ સુધી પોકાર કરીને સમજાવ્યું છે કે શ્રીમંત કુવેર સાહેબ કે જે ગતિમાં ન આવે તેવા તથા જેમનો નાશ ના થાય તેવા જન્મથી રહિત, અમર સ્વરૂપવાળા પરમનિવાસી થયા છે.

**तो तुम क्यौं कलपंतही करहो, अब तीनको नीज ध्यांनही धरहो,**
**नीज करता सतगुरु तंन धारी, श्रीमंत कुवेर आइ विश्वउधारी. ॥१२॥**

માટે તમે કલ્પાંત શા માટે કરો છો, તમે તેમનું ધ્યાન ધરો. શ્રીમંત કરૂણાસાગર ભગવાન જગતમાંના અંશોનો ઉદ્ધાર કરવા નિજ પરમ વિશેષ રૂપે અવિગત ગતિએ સ્થૂલ શરીર ધારણ કરીને આવ્યા હતા.

**सोही करता सद चीद् नीधद्यापी, साक्षीवंत अंसनके अद्यापि;**
**तो तीनके तंनकु क्यौं कलपो, नीज चैतंनने तंन क्यौं जलपो. ॥१३॥**

સકર્તાપતિ પોતે ચિદ્દ અંકુરને બ્રહ્મની આદ્યથી સાક્ષી સ્વરૂપ અંશોની પણ આદ્ય છે. તેમના શરીરની કલ્પના કેવી રીતે સમજશો. તે નિજ ચૈતન સ્વરૂપને ભૌતિક શરીરવાળા કેમ જલપો છો.

**तब हरिजंन सबने सीख मानी, श्रीमंत कुवेर तंन ज्ञांन नीद्यांनी;**
**जब ज्ञांने चीत सब जंन लाये, तब तंन वीलसंन सोख समाये. ॥१४॥**

ત્યાંના સઘળા હરિભક્તોએ સંતોની શિખામણ માન્ય કરી. શ્રીમંત કુવેર સ્વામીનું શરીર જ્ઞાનમય છે. જ્યારે હરિજનોના ચિત અંતઃકરણમાં જ્ઞાનનો લક્ષ સમજાયો ત્યારે પરમગુરુએ સ્થૂલ શરીર છોડ્યું તેનો ખેદ નાશ પામ્યો.

**सोख समे सब जंनके जबही, करन लगे अस्तुतही तबही;**
**अहोनाथ गती अकल तुम्हारी, ब्रंह्मादीक भव अगम पोकारी. ॥१५॥**

જ્યારે તમામ હરિજનોનો શોક નાશ પામ્યો ત્યારે તેઓ સ્તુતિ કરવા લાગ્યા કે હે નાથ ! તમારી ગતિ કળી ન શકાય તેવી છે. કે જેને શિવ બ્રહ્માની આદ્ય લઈ કોઈની ગતિ પહોંચતી નથી. તેમ જ જેને માટે બ્રહ્માએ નેતિ પોકારેલી છે. તો આવા તે પદની ગતિના તમો વેત્તા છો.

**तो मनु तंन गत हंम क्यौं जांने, अटक रहे चरीतर गुन ज्ञांने;**
**हुंये स्वामी तुम परम दयालु, मनु तंन कीयो हमेरो प्रतीपालु. ॥१६॥**

અમે મનુષ્ય શરીરની ગતિવાળા હોવાથી આપની મહદ્દ ગતિને ઓળખી નહિ શકવાથી સ્થૂલ શરીરના ગુણો અને ચરિત્રમાં અટકી રહ્યા છીએ. માટે હે સ્વામી ! તમે પરમ દયાળુ છો અને મનુષ્ય શરીર ધારણ કરીને હમારું પાલન પોષણ કરો છો.

**जांन्ये हंम सबसे अविनाशी, तंन पलटी प्रगटे जइ काशी;**
**जे जे जे अहो अंतरजामी, परम दया कर समरथ स्वांमी. ॥१७॥**

જ્યારે તમે શરીર સહિત અંતરધ્યાન થઈને કાશી પ્રગટ થયા ત્યારે અમોએ આપ અવિનાશી પુરુષ છો એમ જાણ્યું. જેથી હે અંતરયામી આપની જય હો જય હો જય હો. તો હે સામૃથ સ્વામીજી અમારી ઉપર દયા કરશોજી.

**सकल देवनके देवा तुमही, मरम गती अब जांनी हमही;**
**जकत तात तुम नाथ सबनके, काज करन आये ते जंनके. ॥१८॥**

હે પરમગુરુ ! દેવ આપ તમામ દેવોના દેવ છો અને તમારી ગતિ અને મરમ અમોએ જાણ્યો. તમે જગતના પિતા તથા તમામના નાથ રૂપે જગતના જીવોનું કલ્યાણ કરવા માટે અવ્યક્ત તત્વો નું દિવ્ય મનુષ્ય શરીર ધારણ કરીને આવ્યા છો.

**अरुढ अनुभव नहीतर क्यांह्यथी, सकल साहास्त्र गत पार वेदांथी;**
**कायंम पंथ मत अती करडाइ, अहो करता तुम गये चलाइ. ॥१९॥**

આપ ઉપર વર્ણવ્યા પ્રમાણે ન હોય તો આવા અરૂઢ અનુભવ ક્યાંથી હોય ? તમને શાસ્ત્ર અને વેદોની ગતિથી પારનો અનુભવ છે અને આપની ગતિ મહાદ છે. જેથી હે કર્તા કરડાઈ ભર્યો કાયમ પંથ તમે ચલાવી ગયા.

**ओर पंथ सरवंनके देखे, कोहु नहीं तुमतोल वीशेखे;**
**अमल पति करता करी गाये, गुन करतव सब पंथ चलाये. ॥२०॥**

બીજા ઘણાક પંથો જોયા પણ તમારી બરાબરી કરી શકે એવો વિશેષ ગતિનો કોઈ પંથ નથી. ગુણોને કર્તા તરીકે સ્થાપન કરીને તેના ગુણ ગાયા છે.

**नीज करता गत्य काहु न जानी, सब ओरत्ले पद गये बखांनी;**
**हे करता कैवल पद आदु, सो देइ गये तुम हंमकु आराधु. ॥२१॥**

નિજપતિની ગતિને કોઈ જાણી શક્યા નહિ જેથી તમામ લોકો આ બાજુના સ્થાપિત કરેલા પદનાં વખાણ કરે છે. જે કર્તા 'કૈવલ'નું પદ આદ્ય અનાદિ છે કે જેનો લક્ષ પરમગુરુ (તમો) આપી ગયા છે તેનું અમો આરાધન કરીએ છીએ.

**ताते भइ गत अटल हमारी, श्रीमंत कुवेर तुम लक्ष वीचारी;**
**अहो स्वांमी हंम सरन तुमारे, कोटी कलप टरीये नही टारे. ॥२२॥**

મહાન સમર્થ શ્રીમંત કુવેર સ્વામીના લક્ષનો વિચાર ઘણો જ મનન પૂર્વક કરવાથી અમોને અટલ ગતિ પ્રાપ્ત થઈ. અહો હે સ્વામી ! અમોને તમારા શરણમાં કાયમને માટે રાખશો ને કરોડો કલ્પ વીતી જાય પણ અમોને તમારાથી જુદા પડવા દેશો નહિ.

**यौ अस्तुत करत सबरहीये, श्रीमंत कुवेर धणी धाम सधइये. ॥२३॥**

આ પ્રમાણે હરિજનો સ્તુતિ કરતા હતા અને શ્રીમંત કુવેર સ્વામી કર્તા કૈવલના ધામમાં સિધાવી ગયા.



## અથ ગ્રંથ-શ્રવણ ફલ-અસ્તુતીકો અંગ-સાખી
## યજન - ભજન - વિધિનું માહાત્મ્ય



**एही निजबोध अगाधहि, ग्रंथ विलोकही कोय;**
**तेही परमपद पावही, जो शुध चितसे जोय. ॥१॥**

હે અંશ ! અગાધ જ્ઞાનને આપનાર એવા જે મારા ગ્રંથો તે ગ્રંથો પર તમારું લક્ષ્યબિંદુ યથાર્થ શુદ્ધ ચિત્ત વડે ઠેરવશો અને તેનું બારીકાઈથી નિરીક્ષણ કરશો તો, હું નિશ્ચયપૂર્વક કહું છું કે, તમને પરમપદની પ્રાપ્તિ થશે.

**मोक्ष मले मनवच्छित्त, कर्ता समंधी ज्ञान;**
**छते पिंड सद चिद् पर, समजहि पद परमान. ॥२॥**

વળી હે અંશ ! એના વડે સચ્ચિદાનંદ બ્રહ્મથી પર એવા સકર્તા સત્‌કૈવલનું જે પરમપદ છે તેનું મનના ધાર્યા પ્રમાણે યથાર્થ જ્ઞાન થશે, અને પરિણામે આ સદેહે મનવાંછિત (કૈવલ પદ) મોક્ષપદને પમાશે. માટે તું આ યજન-ભજનવિધિનું નિત્ય પ્રતિ પઠન-પાઠન કરજે અને તેમાં રહેલા જ્ઞાન વડે પરમપદને પ્રાપ્ત કરજે.

**कोटि यगन तप तीरथही, हये हस्ति गौआद्य;**
**तिनते श्रेष्ठ मिले फल, सुने ग्रंथ अहलाद. ॥३॥**

હે કાયમપંથી ! જો તમે યજન-ભજન-વિધિરૂપ આ ગ્રંથનું નિત્ય પ્રતિ પઠન-પાઠન; મનન અને એકાગ્રતાપૂર્વક અભ્યાસ કરશો તો કરોડો યજ્ઞ, તપ અને તીર્થ તેમ જ કરોડો ઘોડા, કરોડો હાથી તથા કરોડો ગાયોના દાન દેવાથી જે ફળ મળે છે તેનાથી પણ વધુ શ્રેષ્ઠ ફળ આ ગ્રંથનું મનન કરવાથી અને સાંભળવાથી થશે.

**उदे अस्त अवनि पर, और करही व्रत-दान;**
**तिनको सकल मिले फल, गावही गंथ निदान. ॥४॥**

સૂર્યના ઉદયથી લઈને તેના અસ્ત પામતા સુધી સમસ્ત પૃથ્વી પર જે કંઈ વ્રત-દાન થાય છે અને તે સર્વનું જે કંઈ ફળ મળે છે તે સર્વ ફળના પરિણામરૂપ, નક્કી કહું છું કે, આ ગ્રંથનું ગાન કરનારને પ્રાપ્ત થાય છે.

**इंद्रादिक अज भव लहु, जजे जो विष्णु समेत;**
**तिनके फलको फल मिले, सुने जो ग्रंथ सहेत. ॥५॥**

ઇંદ્રની આદ્ય લઈને દેવો તથા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ જેની યજનભજનયુક્ત

ઉપાસના કરે છે અને તેમ કરતાં જે ફળ મળે છે; તે ફળના મૂળ ધ્યેયરૂપ જે ફળ-અર્થાત્ સકર્તા સત્કેવલનું જ્ઞાન, આ ગ્રંથ સાંભળનારને પ્રાપ્ત થાય છે. (માટે હે અંશ ! તારા હૃદયથી યજન-ભજન વિધિરૂપ આ ગ્રંથને સહેજ પણ દૂર કરીશ નહિ.)

**ओरु कोइ सुने सुनावहि, एही ग्रंथके भाव;**
**सकल सिद्धान्त मतंतके, पावही दाव सफाव. ॥६॥**

અરે અંશ ! તને શું કહું, જે કોઈ મારા આ ગ્રંથને સાંભળે અથવા બીજાને સંભળાવે તેને સમસ્ત જગતના સિદ્ધાંતો યથાવત્ દૃષ્ટિગોચર થાય તથા તેમાંથી તરી આવતા તારતમ્ય (સારાંશ) વડે પોતાનો દાવ સરળતાપૂર્વક પાર પાડી શકે એવી અદ્‌ભુત શક્તિ આ ગ્રંથમાં છે.

**तबते नरणीत उत इत, दिव्य दृष्ट गति थाय;**
**सार असार नवेरके, बादल देही बहाय. ॥७॥**

ઉપર પ્રમાણે મર્ત્યલોક આદિ આજુબાજુનાં સઘળાં તત્ત્વોનો નિર્ણય થયાં અને સ્વર્ગલોક આદિ પરમતત્ત્વોનો નિશ્ચાય થતાં હે અંશ ! તારી દિવ્ય દૃષ્ટિ થશે. આથી કરી સાર અને અસારનો તું યથાયોગ્ય નિવેડો લાવી શકીશ, જેથી કરીને એ મહાન પતિની પ્રાપ્તિમાં અંતરાયરૂપ નડતા એવા બાદલ-અર્ધદગ્ધ સિદ્ધાંતરૂપ વિઘ્નોને દૂર કરવા સમર્થ થઈશ.

**जबि उपजे, आरत अती, ताय नवीन पति चहाय;**
**तिनु मिले गुरु परमही, लखवे निज कीरताय. ॥८॥**

આ પ્રમાણે માર્ગમાં આવતાં વિઘ્નોરૂપ અંતરાયોને દૂર કરતાં નવીન પતિની પ્રાપ્તિ માટેના પ્રયત્નમાં આગળ વધતાં જેમ જેમ વધુ ને વધુ ઉત્કંઠા ઉત્પન્ન થતી જશે, તેમ તેમ પરમગુરુની ઓળખાણ થતી જશે. આ પતિ પ્રાપ્તિના પ્રયત્નમાં જે પરમગુરુનો સાથ શોધશે, તે જ સકર્તા સત્કેવલનું પરમલક્ષ્યા પ્રાપ્ત કરવાને સમર્થ થશે.

**सुने सुनायन ग्रंथके, जिनको एही फल सोय;**
**सुरीनर मुनिजन पंडिता, जहां न पोचत कोय. ॥९॥**

હે અંશ ! અનેક કષ્ટો સહન કર્યા પછી પ્રાપ્ત કરેલી સિદ્ધિઓ વા મહાન સંકટો સહન કરીને મેળવેલા અનુભવો વડે સુખની પ્રાપ્તિ થાય છે, તે જ સુખ રૂપ ઉત્તમ ફળની, આ ગ્રંથને સાંભળનાર વા સંભળાવનારને પ્રાપ્તિ થાય છે. અહો ! જ્યાં દેવતાઓ મુનિજનો, તથા પંડિતોની પણ ગતિ પહોંચી શકતી નથી તે ગતિ આ ગ્રંથનું અધ્યયન કરનાર વા તેનું

પારાયણ કરનાર મેળવી શકે છે. માટે હે અંશ ! સદાસર્વદા આ પુસ્તકને હાથમાં લખી યથાર્થ લક્ષ્યપૂર્વક વારંવાર નિત્ય પ્રતિ તેનું પારાયણ કરજે.

**पुनहि पुनहि एही ग्रंथके, करही पठन अभ्यास;**
**होहु सरल सर्वज्ञही, पावही परम हुलास. ॥१०॥**

હે પરમગુરુને પામવાની ઈચ્છા રાખનાર હરિજન ! આ ગ્રંથનું પઠન-પાઠન તેમ જ વારંવાર અભ્યાસ કરનાર અધિકાર પ્રમાણે સરળતાપૂર્વક સર્વજ્ઞતા પ્રાપ્ત કરે છે. અને પરિણામે અતિ આનંદ યુક્ત જે પરમ આનંદ તેને પ્રાપ્ત થાય છે. માટે આ ગ્રંથનો મનનપૂર્વક ખૂબ જ અભ્યાસ કરજે.

**और विविध गतिगम सबे, अगम निगम दरशाय;**
**कोटि प्रश्न परि उत्तर, देवत नहीं अटकाय. ॥११॥**

હે અંશ ! આ પ્રમાણે નિત્યપ્રતિ અભ્યાસપૂર્વક પઠન-પાઠન કરનારને સર્વ પ્રકારે વિધ વિધ ગતિ પ્રાપ્ત થતી હોઈ અગમનિગમનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. વળી હે અંશ ! આ ગ્રંથના મનનપૂર્વકના અભ્યાસ વડે તને કરોડો પ્રશ્નો પૂછનારને પણ જરાય અટકાયા સિવાય જ ઉત્તરો આપી શકે એવી ગતિ તને પ્રાપ્ત થશે.

**और पारस जिन महीं, रद्ध सद्ध रही छपाय;**
**मिले आगु गुरु परमहि, देवत सब दरशाय. ॥१२॥**

જેમ પારસરૂપ પરબ્રહ્મમાં રિદ્ધિસિદ્ધિઓ ગુપ્તપણે છુપાઈને રહેલી છે, પણ પ્રથમથી જો પંચમ સ્વસંવેદના જાણકાર પરમગુરુ મળે તો જ પ્રાપ્ત થાય છે, પરંતુ એવા પરમગુરુ વિના તે પ્રાપ્ત થઈ શકતી નથી. જેને પારસની ઓળખાણ નથી, તેવાના હાથમાં કદાચ પ્રસંગોવસાત્ પારસ જઈ પડે તો પણ શું ? પારસ શબ્દને જ માત્ર જાણનારો ખરા પારસની કિંમત કરી શકતો નથી. તેમ માત્ર શબ્દ વડે ઓળખેલું પરબ્રહ્મ-ઉપર ચોટિયું (પોપટિયું) જ્ઞાન-સાચા બ્રહ્મને ઓળખાવનારું કહી શકાય નહિ. એટલે બ્રહ્મની ખરી લહરિનાં સુખો બ્રહ્મના અંતર પટમાં ગયા સિવાય મેળવી શકાતાં નથી. માટે હે અંશ ! ઉપાસના કરવા યજન-ભજનવિધિનું સેવન કરજે.

**ज्यौं कंचन करनन जडी, समल वनस्पति मांह्य;**
**तिनके आगु रसायनी, मिले तो देही दरशाय. ॥१३॥**

જેમ સુવર્ણ બનાવનારી જડીબુટ્ટી વનસ્પતિની અંદર મળીને-ઓતપ્રોત રહેલી છે, તે

જો કોઈ જાણકાર રસાયણી મળે તો જ બતાવી શકે. રસ્તે જતાં એ વનસ્પતિને અનેકવાર સ્પર્શ કરવા છતાં તેના સ્પર્શ કરનારને ક્યાં ખબર હોય છે કે તેનાથી સોનું બને છે ? તેમ તમો તમારા બ્રહ્મરૂપ ક્ષેત્રમાં સદા વસવાટ કરીને રહેલા છો છતાં તમને એ બ્રહ્મની ખબર જ ક્યાં છે ?) માટે જેમ વનસ્પતિની એ બુટ્ટીના ખરા જાણકાર સિવાય અન્ય કોઈને તે પ્રાપ્ત થતી નથી. તેમ ચૈતન્યના જાણકાર સિવાય દેહનાં તત્ત્વોનો સાક્ષાત્કાર થતો નથી. (માટે પરમ ગુરુના આશ્રિત થાઓ અને તેમણે નિર્ણિત કરેલા સિદ્ધાંતને લક્ષમાં લઈ તેનું નિત્યપ્રતિ મનન-ચિંતન-નિદિધ્યાસ કરો.)

**पुनि सिद्धांत वेदांतके, सदचिद आनंद सोय;**
**सुने ग्रंथ एही सब मिले, ओरली गतके ओय. ॥१४॥**

વળી પુનઃ પુનઃ કહું છું કે, સચ્ચિદાનંદ જે તત્ત્વવસ્તુ છે તેનું વેદે પ્રતિપાદન કરેલું છે. તે સર્વ સિદ્ધાંતથી પર હોઈ પારસરૂપ છે. આ પારસવત્ બ્રહ્મનું વેદે પ્રતિપાદન કરેલું હોઈ આ ગ્રંથનું શ્રવણ-મનન કરનારને તે પ્રાપ્ત થાય છે. જો કે આ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મસિદ્ધાંત સકર્તા સત્કેવલના માર્ગ દરમિયાન આવે છે.

**अब जीनु सुने मिले फल, कोउ न करम पुनि ताय;**
**ज्यौं ते दाम दीरधमनी, कुन दरबसे पाय. ॥१५॥**

આ પ્રમાણે પરમગુરુની યજન-ભજન વિધિની આદ્ય લઈ ગ્રંથોનું શ્રવણ કરતાં ઉપર પ્રમાણે ફળ પ્રાપ્તિ થાય છે. જેને આ પ્રાપ્ત થયું તેને કોઈ પણ પ્રકારના કર્મની જરૂર નથી. જેમ મહાનમાં મહાન કિંમતી અમૂલ્ય દ્રવ્યનું નામ ચિંતામણિ છે, તેને ખરીદવા માટે તેની તુલનાનું કોઈ દ્રવ્ય નથી. એવી એ અમૂલ્ય વસ્તુને પ્રાપ્ત કરવા માટે કયું દ્રવ્ય આપશો ! એને માટે તો આ મહાન ગ્રંથનું પારાયણ જ કરવું જોઈએ. એ જ અમૂલ્ય વસ્તુ છે.

**महिमा बोध अगाधके, को बरने मुख एक;**
**लहे न सरसत अहिपति, जिनके वदन अनेक. ॥१६॥**

હે અંશ ! આ મારા સ્વ મુખ વડે અગાધબોધના આ મહિમાનું હું કેમ કરી વર્ણન કરું ! હજાર મુખવાળા શેષ તેમ જ સરસ્વતી પણ એના મહિમાને પૂર્ણ રીતે વર્ણવી શકતા નથી.

**गुरु शिष्य ज्ञान जथारथ, सुने ग्रंथ एही पाय;**
**संशे रहित सदोदित, तेही सद पद दरशाय. ॥१७॥**

હે અંશ ! ગુરુ પાસેથી શિષ્યને આ જ્ઞાન સાંભળવા મળે તો જ તેને યથાર્થ જ્ઞાનની

પ્રાપ્તિ થાય; માટે હે શિષ્ય ! ગુરુમુખી થઈ, ગુરુના મુખેથી નીકળતા એ ઉત્તમ શબ્દોનું તું મનન કરજે, અને તેમની આજ્ઞાનું પાલન કરજે. તેમ કરવાથી તારા અંતઃકરણનો વિકાસ થશે - અર્થાત્ અંતરની સમસ્ત સંકુચિતતા નાશ પામી જશે અને સર્વ સંશયો નષ્ટ થશે.

**अब जिनु संत सकल मिलि, हरिजन सहित समेत;**
**सुनी ग्रंथमनि कामधेन, कल्पतरु वत् जेत. ॥१८॥**

હવે ભગવાન પોતે કહે છે કે, તમો સર્વ સંત સમૂહ તેમ જ હરિજન સમૂહ મળીને મારી પાસે આવ્યા છો. (તમને સૌને કહું છું કે,) હે મારા સર્વ પ્રેમીજનો ! આ ગ્રંથ ચિંતામણિરૂપ છે. વળી સર્વ અર્થને આપનારી કામધેનુરૂપ છે. તેમ જ તેનો મહિમા ઈચ્છિત ફળ આપનાર કલ્પતરુ સરખો છે. જેમ કલ્પવૃક્ષ નીચે બેસતાં ગમે તે કલ્પના કરવામાં આવતાં તે પ્રાપ્ત જ થાય છે, યા કામધેનુ પાસે જે કંઈ માગીએ કિંવા ચિંતામણિ સમક્ષ જેનું પણ ચિંતન કરીએ તે તમામ રિદ્ધિ-સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, તેવી જ રીતે મારી યજન-ભજનવિધિ યુક્ત જે જે ગ્રંથો છે તે ચિંતામણિ, કામધેનુ અને કલ્પવૃક્ષ સમાન છે એમ માનજો.

**परम कृपाल परमपति, सक्रत धरी सहेत;**
**पठवायेहु तुम कारन, परमगुरु भव खेत. ॥१९॥**

હે અંશો ! આપણા સર્વના પરમકૃપાળુ પરમપતિ સકર્તા સત્કેવલે પરમ દયાયુક્ત હેત લાવીને આ જગતરૂપ ખેતરમાં તમારા કલ્યાણાર્થે ખરા કીરતારને જણાવવા (આ ભવમાં) મને અહીં મોકલ્યો છે.

**विश्वकाज करनन जिनु, किये दरस तनु भेष;**
**अगम आद्य अनुभव गति, करन बोध उपदेश. ॥२०॥**

હે પરમપદની ઈચ્છાવાળા અંશજનો ! જગતમાત્રનું કલ્યાણ કરવા હું અદૃશ્ય છતાં દૃશ્યરૂપ શરીર ધારણ કરી આ અવનિ પર આવ્યો છું. મારું આગમન અહીં શા કારણે થયું છે તેમજ મારે શું કહેવાનું છે તે સાંભળો. હું આદિ અગમ અનુભવની ગતિનો પ્રકાશયુક્ત ઉપદેશ આપવા આવ્યો છું.

**संशे हरन मति शुद्ध करन, दहन दीर्घ भवरोग;**
**कृपासिंधु कैवलतणो, देइ गये लक्ष अमोघ. ॥२१॥**

હે અંશ ! મારી આ વાણીના શ્રવણથી તમારામાં આદિ અગમ અનુભવ ગતિનો

પ્રકાશ થશે. એથી કરી તમારું અંતઃકરણ ઓજસભર્યું થતાં જ્ઞાન પ્રકાશ ફેલાશે અને તેના પરિણામે તમારા સર્વ સંશયો નિર્મૂળ થઈ જશે. વળી બુદ્ધિ વિશુદ્ધ બનશે, તેમ જ વારંવાર આ ભવસાગરમાં આવાગમનરૂપ જન્મ-મરણનો જે મહાન રોગ તેનો પણ નાશ થશે. કૃપાસિંધુ ભગવાન કરૂણાસાગર સકર્તા સત્‌કૈવલનો એ અણમૂલ પરમ લક્ષ આપી ગયા છે તેનું નિત્યપ્રતિ મનન-કરતા રહો.

**भ्रांतिभंज अनुभव जिनु, सुनेहु सुझही पदपुंज;**
**पूरन पद परमातमा, मिलही बाल गत कुंज. ॥२२॥**

આ અનુભવ જ્ઞાન સાંભળતાની સાથે જ એ પરમપદની સૂઝ પડે છે અને ભ્રાંતિનો નાશ થાય છે. દાખલા તરીકે કુંજ નામનું પક્ષી પોતાના અણસેવાયેલાં ઈંડાંને ત્યજી દઈ ગમે ત્યાં ચારો ચરવા ચાલી જાય છે અને તે ગંમે ત્યાં ચારો ચરવા છતાં તેનું લક્ષ્ય તો તેના ઈંડામાં જ ચોંટેલું હોવાથી એ ઈંડું સેવાય છે. વળી એમાંથી નીકળેલાં બચ્ચાં પણ પોતાની માતાને સુરતા દ્વારા શોધી કાઢે છે. તે જ પ્રમાણે તમારી આ દૃષ્ટિ ગ્રંથને સાંભળવામાં તનમન પરોવવાથી જેમ ઈંડામાંનાં બચ્ચાંને તેની માતા પ્રાપ્ત થાય છે તેમ, હું તમને પ્રાપ્ત થઈશ.

**अकल पंथ अद्‌भुत मत, कढेहु कठन कलि मांह्य;**
**જેही जेही जीव सरनन गत, भयेहु तेहुने भये नांह्य. ॥२३॥**

હે અંશ ! મારો આ કાયમ પંથ અકળ હોઈ અદ્‌ભુત મતવાળો છે; છતાં કઠિન કળિકાળના સમયમાં મેં તેને પ્રગટ કર્યો છે. જે જે જીવ મારા શરણમાં આવશે તો તેને જન્મ-મરણનો લેશ માત્ર પણ ભય રહેશે નહિ, એમ નિશ્ચય માનજો.

**निगम चतुर खट मत वटी, कथे ज्ञान अति गूढ;**
**परम मोक्ष समजे नहीं, जीव मंद मति मूढ. ॥२४॥**

વળી ચાર વેદ અને છ શાસ્ત્રના સિદ્ધાંતોને પણ વટાવી જઈ અતિ ગૂઢ જ્ઞાનનું મેં કથન કર્યું છે; પરંતુ મૂઢ મતિવાળા જીવો મારા આ પરમ મોક્ષને સમજી શક્યા નથી.

**पर उपकार परमपद, कहेहु काहु नहीं चिन;**
**कोहो सतगुरु तब क्या करे, भवकी टली न भींन. ॥२५॥**

એટલા માટે હે અંશ ! પરમપદ પ્રાપ્ત કરાવવા પર ઉપકારના પરમ હેતુથી હું આ જગતમાં આવ્યો છું. આમ છતાં હું કહું છું કે, આ પરમપદ રૂપ મુદ્દાની વસ્તુને કોઈ ઓળખી શક્યા નહીં ! તમે જ કહો, હવે સદ્‌ગુરુ શું કરે ? તમારી ગતિ ભવરૂપ થઈ ગઈ

છે. અર્થાત્ જગતરૂપ થઈ ગઈ છે. એથી તમારી આ ભિન્નતા ટળતી નથી, અને અભેદ વસ્તુ વિષેની પૂર્ણતા પ્રાપ્ત થતી નથી.

**तदपि ताय भवकी भल, आपने कुन परी;**
**पण साचा हरिजन पर, कहनकी दाव खरी. ॥२६॥**

ભલે તેમ હો, એમાં મારે શું ? છતાં કોઈ સાચા અધિકારી હરિજન હોય તો તેને આ પરમપદ સમજાવવાનો મારો દાવો છે જ. તે નીચે પ્રમાણે શ્રવણ કરો.

**कहु दावे मम संतकी, राखन पेज परम;**
**स्वाचारन पत्री मही, उचरे जेही मरम. ॥२७॥**

હે અંશ ! હું જે દાવો રાખું છું તે વિષેનો મર્મ હે મારા સંતો ! અને હરિજનો ! સાંભળો. પરમપદને પ્રાપ્ત કરવાની જે યુક્તિ-પ્રયુક્તિઓ-કળ-કુંચીઓ છે તેના વિધિનો સઘળો મર્મ સ્વાચારપત્રીની અંદર પૂર્ણ રીતે વર્ણવેલો છે.

**एही मरम मेरो तन, जब लगी रहो रखाय;**
**तब न टरु तुम पासथी, रहु अखंड सदाय. ॥२८॥**

અર્થાત્ પોતાના સ્વસ્વરૂપ સંબંધી આચારૂપ જે રહેણી તેનું સ્વતંત્ર એક માત્ર સ્વરૂપ તે હું છું. તેને તમે સ્વાચારપત્રીમાં જણાવ્યા મુજબ અનુસરી તદ્દનુસાર વર્તન રાખશો તો જ ઓળખી શકશો અને ત્યારે જ હું તમારાથી સહેજ પણ અળગો ન રહેતાં તદ્દન નિકટવર્તી રહીશ; બલ્કે સદાકાળ અને હરહંમશ તમારી પાસે ને પાસે જ રહીશ.

**सदा रहनकी एही धज, पावन प्रचा पुरेस;**
**काय विना कारज करुं, जिनु निज साच उरेस. ॥२९॥**

હે મારા નિજસ્વરૂપો ! જો તમારે મને પાસે ને પાસે જ રાખવો હોય અને તમારાથી મને સહેજ પણ દૂર ન થવા દેવો હોય તો આ સ્વાચારપત્રિકામાં દર્શાવ્યા મુજબની રહેણીથી રહો. એમાં જ મારો સાચો ધર્મધ્વજ છે એ સ્વાચારપત્રિકામાં દર્શાવ્યા મુજબ વર્તન કરશો તો તમારાં સઘળાં મનવાંચ્છિત કાર્યો પાર પાડીશ. કદાચ એમ કહો કે "અશરીરી-શરીરથી રહિત એવા તે વળી શું કાર્યકલ્યાણ કરવાના હતા ?" આ વિષે એક જ ઉત્તર છે કે, હરકોઈ સંત વા હરિજનના અંતરનાં સત્યાચરણ હું જોઈ શકું છું. એથી જેમનામાં કૈવલ જ્ઞાનનો ઉદય થયો હશે તેનું હું હરકોઈ કાર્ય વા કલ્યાણ જરૂર કરીશ.

**साच उरेश सदोदित, रखो जो सत व्रत नेम;**
**स्वाचारन पत्रीयनसें, जबी तुम कुशल क्षेम. ॥३०॥**

હે આત્મન્ ! તમારા ઉરમાં સદોદિત સાચને સાચવી રાખશો અને સત્યવ્રતના નિયમને પાળશો તો સદાને માટે તમારાં યોગક્ષેમ-શ્રેય અને પ્રેમનો ભાર હું ઉપાડી લઈશ. આ બધો જ પ્રતાપ સ્વાચારનપત્રિકાનો છે.

**पण जो कियो मेरो तन, सत् व्रत नेम नरेश;**
**तिनकु जो तुम ना तजो, तो हु अभर भरेश. ॥३१॥**

હે સંતજન ! હે હરિજન ! મારા અવિગત શરીર (સ્વરૂપ) સંબંધી સત્યવ્રતનો જે નિયમ સ્વાચાર પત્રિકા નામક ગ્રંથમાં વર્ણવ્યો છે તે પ્રમાણે તમે વર્તશો-અર્થાત્ ભૂલે ચૂકે પણ તેનાથી વિમુખ નહિ થાઓ તો અભર વસ્તુરૂપ મૂળ મુદ્દો હું તમારા હૃદયમાં ભરપૂર ભરી દઈશ.

**साधनकु अभर न किये, भरे सो कुन रकम;**
**तिनके मरम लखावहु, में निज अंश परम. ॥३२॥**

(ઉપર પ્રમાણે અભર વસ્તુ રૂપ મુદ્દો ભરવા વિષે ગુરુદેવે જે કહ્યું તે સાંભળી શિષ્યને શંકા થતાં તે પૂછે છે કે હે ગુરુદેવ !) જે વસ્તુ અભર ભરશો એવું જે આપે કહ્યું તે શું છે ? (આ પ્રમાણે શિષ્યનું પૂછવું સાંભળી પરમગુરુ વદે છે કે) હું નિજ સકર્તા સત્કૈવલનો પરમ અંશ છું. આ કારણને લીધે આ વિષયનો મર્મ જણાવું તે તું સાંભળ.

**रहेनी करनीन की कम, जप तप ध्यान समेत;**
**एही अभरन निज संतकु पुनि विनु आप सवेत. ॥३३॥**

જપ, તપ અને ધ્યાન સહિતની રહેણીકરણીની જે કંઈ ત્રુટિ-ખામી મારા સંતમાં વા હરિભક્તમાં રહી ગઈ હશે અથવા તેનામાં મને નહિ ઓળખી શકવાનું અજ્ઞાન રહી જવા પામ્યું હશે તો તે પણ, તેના અંતરમાં મારા સ્વરૂપનું સ્થાપન કરીને એ બધી જ ત્રુટિઓ દૂર કરી તેને (અંતરને) પરમોજ્જવલ બનાવી દઈશ અને એ પરમોજ્જવલ અંતરવાળાને પોતાના ખરા સ્વરૂપનો યથાર્થ વેત્તા-જાણકાર બનાવી દઈશ.

**अब जेहि भरननकी कहु, सुनियो संत सबेह;**
**भागे क्षुधा फरन भव, जो चित चखो त्तबेह. ॥३४॥**

હવે હરિજનના ઉરમાં જે જ્ઞાનરૂપી રકમ ભરવાની છે તે હે સંતજનો ! સાંભળો. આ

રકમ જો ભરવામાં આવે તો ભવના ફેરા ફરવાની જે ભાવટ છે તે હંમેશને માટે ભાગી જશે, પરંતુ તે માટે એક ખાસ શરત છે અને તે એ કે, એના માટે તમને ઉત્કંઠા જાગવી જોઈએ - એના પ્રત્યે તમારા અંતરમાં અનુરાગ ઉત્પન્ન થવો જોઈએ.

**जोग जुगत सुभ संजम, शुद्ध गुरुवचन सलोक;**
**पावन प्रणव करीत हठ, सो निज रकम अलोक. ।।३५।।**

વળી શુદ્ધ સંયમપૂર્વક જો ગુરુવચનોનું આલોચન કરવામાં આવે અને યથાર્થ રૂપમાં જોગ જોગવી શકાય તો અમૂલ્ય એવી જે મારી રકમ તે પ્રણવ-સોહં સ્વરૂપનો પરમસ્વાદ ચાખવા મળશે. કારણ કે મન ઇન્દ્રિયોની ચેષ્ટા એ જ પ્રણવને અળગાં કરનાર છે, જ્યારે સ્વાચારપત્રિકાના નિયમ મુજબ વર્તનાર જે પુરુષો હોય તેમનો ક્રમશઃ મારી સાથે સંયોગ થાય છે. આ સંયોગ એ જ ખરો યોગ છે અને આ પ્રકારનો યોગ તે પાતંજલિ શાસ્ત્રના નિયમ મુજબના અષ્ટાંગ યોગથી પર છે. એ યોગ અનુસાર વર્તનાર જ ખરો યોગી છે.

**पुनहि वदे गुरु परमही, सीखके जेही वचंन;**
**हृदे पात्र भरी राखीए, तनमन करी सचंन. ।।३६।।**

માટે પરમગુરુ પુનઃ પુનઃ શિખામણનાં જે જે વચનો વદે છે તે તે સર્વ, હે હરિજનો ! હૃદયરૂપ પાત્રમાં સંપૂર્ણ રીતે તન મનમાં સિંચન કરી કાળજીપૂર્વક ભરી લેજો.

**तेही वचन स्वाचारज, पत्रमें लखे सकोय;**
**रहेणीकरणी करांमल, कही सकल विधि मोय. ।।३७।।**

આ રહેણી-કરણીની કરામતનાં વચનો સ્વાચારપત્રિકામાં જણાવેલાં છે. એમાં દર્શાવેલો સર્વ વિધિ મારો કહેલો છે.

**पथपालनके सोइ सद, ज्यों सरोवरकु पाल;**
**नीर न जात वहीत तबे, रखे जदिपसे ख्याल. ।।३८।।**

જેમ સરોવરનું પાણી વહી ન જાય તે માટે પાળ બાંધવામાં આવે છે, તે જ પ્રમાણે આવા મહાન પરમપદની પ્રાપ્તિ માટે પાળરૂપી પથ્યનું પાલન કરવાનો જો પૂરો ખ્યાલ રખાય તો જ સદે છે - પથ્ય આવે છે.

**त्यों साधन प्रणव रहेणी अप, समदम जोग समेत;**
**तिनकी पाल पथनहुसे, भर्या रहत तन खेत ।।३९।।**

આ જ રીતે પ્રણવરૂપ પાણીને શમદમ યોગની રહેણીમાં રહેવાથી જ હરિજન વા મારા સંત આ પથ્યનું પાલન કરતા હશે તેમનાં શરીરરૂપ ખેતરો સંપૂર્ણ ભરેલાં જાણજો.

तबते पथ मेरो तंन, जीवन अंश लक्ष ज्ञान;
सो मम सरूप रहु सदा, तुम्हारी पास निदान ॥४०॥

હે અંશ! ઉપર હું જે કહી ગયો છું અર્થાત્ પથ્ય પાળવારૂપ જે આજ્ઞા આપી છે તે જ મારું તન છે. એટલે કે એ અંશના પથ્ય જીવન, અંશ અને લક્ષ્યજ્ઞાન-એ ત્રણે રૂપ હું છું. મારાં આ ત્રણ સ્વરૂપે હું મુખ્યત્વે હંમેશાં તમારી સમીપ જ રહીશ. (અર્થાત્ પરમ લક્ષ્યરૂપે મારું સદાકાળ રટણ કરજો, જીવનરૂપે પણ મને જોજો અને શુદ્ધ ચૈતન્યના સ્વરૂપ રૂપે પણ મને જ ઓળખજો.)

पण जेहि जेहि मम वचनकु, पाली शके नर लोइ;
तंत सहित मेरो खप, पास रखन जिनु होइ. ॥४१॥

હે સંતજનો! હે હરિજનો! તત્ત્વયુક્ત એવા મારા સ્વરૂપની નિકટતાને કોઈ ઈચ્છતા હોય તેઓ સઘળાએ મારાં ઉપર જણાવેલાં વચનોને પાળવાં જોઈએ.

तब त्ये ते अब लग लह्युं, जेहि जेहि किये उचार;
सत् सत् करी मानजो, कहें कुवेर पोकार. ॥४२॥

પ્રથમથી અત્યાર સુધીમાં જે જે ઉચ્ચાર કર્યો છે - જે કંઈ કહ્યું છે તે સઘળા ઉચ્ચાર મહાન સમર્થ કુવેર સ્વામીજી પોકાર કરીને કહે છે કે, સાચા કરી માનજો.

ओरु जेही करुणासागर, तेही पण नाम हमार;
जिनने किये सुपत्रिका, करीके लियो विचार। ।४३॥

વળી કરૂણાસાગર એવું જે નામ છે તે પણ મારું પોતાનું જ નામ છે જેણે સ્વાચાર પત્રિકા રચી છે તેનો સંપૂર્ણ વિચાર કરજો.

बरज बांधके बचनकुं, आग्रह कियो कबूल;
जो तरननको खप करो, कबहु न जइओ भूल ॥४४॥

આ ઉપરાંત મારા વચનરૂપી બુરજ (પુલ) બાંધીને આગ્રહયુક્ત-ખાતરીપૂર્વક જ કબૂલાત આપું છું કે, જો તરવાની ઈચ્છા હોય તો આ માર્ગને કદાપિ ભૂલશો નહિ.

अब धीरज धरियो तुम, हरिजन संत समेत;
मेरे वदन वचंन पर, राखी सकल सब हेत्. ॥४५॥

હવે સઘળા સંત સમાજ સહિત તમે સૌ હરિજનો મારા મુખથી નીકળેલાં વચનો પર હેતપૂર્વક દૃઢતા ધારણ કરો.

वारंवार किये जेही, तेही रखियो तुम ज्ञान;
अब हम धाम सधावहु, पुनि धरियो मम ध्यान. ॥४६॥

જે જ્ઞાન મેં તમને વારંવાર સમજાવેલું છે તેને યુક્તિપૂર્વક તમારા અંતરમાં ધારણ કરજો. હવે હું મારે ધામ સિધાવું છું, માટે તમે મારું અહોનિશ ધ્યાન ધરજો.

समाचार लेइ सबनके, कहु एही भवके भाव;
चौद तबक चर अचर ल्यों, जेहि जिनु चाह संभाव. ॥४७॥

વળી આ જગતના સઘળા સમાચાર-સર્વ પરિસ્થિતિનો વિચાર કરીને, લોકોનો જે કોઈ પ્રકારનો ભાવ છે તે બધું જ મેં મારા ગ્રંથોને વિષે કહ્યું છે. તેમ જ સ્થાવર-જંગમ પર્યંત ચર-અચર ચૌદે તબક્કાઓમાં જેની જેની ચાહના ભાવના છે તેનું મારા ગ્રંથ શ્વસમવેદમાં વર્ણન કર્યું છે.

सिख हमेरी सबनकु, छेवट देही सुनाय;
फेरी नसीबे देखसो, कायम कुवेर पुनाय. ॥४८॥

હવે હું સૌને મારી અંતિમ શિખામણ કહી સંભળાવું છું કે જેને કુવેર કહેવામાં આવે છે એવું કાયમ સ્વરૂપ (અત્યારે તે પ્રત્યક્ષ છે પરંતુ પછી તો) નસીબ હશે તો જ ભાગ્યયોગે પ્રાપ્ત કરી શકાશે.

एही छेल्ले दिनकी तमु, देइ आशिष सबेह;
सतकैवल करीके भये, कायम कुवेर वदेह. ॥४९॥

એટલે હું તમને સર્વને આ છેલ્લા દિવસે સત્ કૈવલ કહી આશીર્વાદ આપી મારા કુવેર સ્વરૂપને કાયમને માટે વિદેહ કરું છું.

निज कैवल कर्तातणु, धाम अलौकिक ज्हांय;
ब्राजे पुरुष पुरंजन, गये कुवेर तेही ठांय. ॥५०॥

જે સ્થળે નિજ કૈવલ એવા સકર્તા સ્વામીનું અલૌકિક રહેઠાણ છે, કે જ્યાં પુરુષ પુરંજન બિરાજે છે તે સ્થળે કુવેરસ્વામીજી સ્વધામ પહોંચી ગયા.

परम पुरुष हरखी कियो, अहो अंश मम आय;
सहादर करी उरमां लिये, करी करुणेश सहाय ॥५१॥

મહાન સમર્થ કુવેર સ્વામીજી નિજ સ્થાન પરમ ધામમાં પહોંચતાં જ પરમ પુરુષરૂપ

સકર્તા સત્‌કૈવલને અત્યંત હર્ષ ઉત્પન્ન થયો. તેમણે સહાયપૂર્વક આદરસહિત તેમને પોતાના અંતરમાં સ્થાપ્યા તથા ખૂબ જ ખુશ થયા કે, અહો ! મારો પરમ વિશેષ અંશ-મારું સ્વરૂપ આવ્યું !

**अति सन्मान सहेतर, जेहि जनके अधिकार;**
**फेरी दिये जांही आसन, आनी दृष्ट मोझार. ॥५२॥**

વળી (નિજધામમાં) કૃપાસાગર ભગવાનને એ પરમ પુરુષે (કૈવલે) એમને યોગ્ય એવું - એમના અધિકારને અનુરૂપ-અત્યંત સન્માન આપ્યું; તેમ જ તેમને પોતાની નજરમાં લાવીને કાયમનું એવું નિવાસસ્થાન આપ્યું કે જે સ્થળ એમનું ચિરકાળનું નિવાસસ્થાન હતું.

**तेही सन्मानकी संतकु, सूझ परी सब कोय;**
**चकित हुते मम बिछरन, तेही दृष्टिनसे जोय. ॥५३॥**

એ પરમપુરુષ ભગવાન કરૂણાસાગરનું સકર્તા સત્‌કૈવલે જે સન્માન કર્યું. તે સૌ સંતોમાંથી અત્યંત વિયોગપૂર્વક છૂટા પડીને જેમણે અંતરલક્ષ વડે - આંતરિક જ્ઞાનપૂર્વક આશ્ચર્ય પામતાં જોયું તો તેમને જણાયું.

**पीछे संत हरिजन जे, करन लगे अस्तुत;**
**रोइ रोइ हियो ठगोरत, मिली मिली जुथ संजुत. ॥५४॥**

(આ પ્રમાણે ભગવાન કરૂણાસાગરના વિદેહ થયા પછી) જે જે સંતો અને હરિજનો હતા તેઓ સૌ ભેગા મળી સૌ પ્રાર્થનાપૂર્વક અનેક પ્રકારે કલ્પાંત કરવા લાગ્યા. આ રીતે રડી રડીને તેમણે તેમનો હૈયાનો ભાર હલકો કર્યો.

**यों कलपंत कलप कर, सबकी गइ सधीर;**
**परम गुरु बिछरननकी, कुन मिटावही पीर. ॥५५॥**

આ રીતે કલ્પાંત કરતા કરતા સૌની ધીરજ છૂટી ગઈ અને બેભાન બની ગયા, પરંતુ પરમગુરુના આ વિયોગની પીડાને મટાડી શકે તેવું કોણ હતું ?

**तब जेहि संतशिरोमणी, उचरे धरी सधीर;**
**छांने रखे सबनहीकु, रखी गुपत उर पीर. ॥५६॥**

આ બધા સંતોમાં જે અગ્રગણ્ય-સંતોના શિરોમણિરૂપ હતા તેઓ ધીરજ ધારણ કરી, પણ દેખાવ દીધા સિવાય - સૌ કોઈને છાના રાખવા લાગ્યા.

अब सुनीयों जन संतहि, मेरो बचन विलोक;
परमगुरु आयेहुते, जेही निज पुरष अलोक. ॥५७॥
तीनकु जेही तुम किम रुवो, कहु दृष्टांत अचंब;
ज्यों खेलत शशिकु शशु, पात्रनके प्रतिबिंब. ॥५८॥
बेरबेर प्रतिबिंबकु, गृहीकर करे विलास;
पण न मिले शशि बालकु, पात्रनके होय नाश. ॥५९॥

(તેમણે કહ્યું :) હે સંતજનો ! મારું વચન સાંભળો અને તેનું આલોચન કરો કે; પરમગુરુ જે પોતાના અલૌકિક મૂળ સ્વરૂપમાંથી અંશાવતાર રૂપે અહીં આવ્યા હતા તેઓ તેમના પોતાના અસલ સ્વરૂપને પ્રાપ્ત થતાં તમે શા માટે રૂવો છો ? આ વિષે હું એક આશ્ચર્યકારક દૃષ્ટાંત કહું છું. જેમ એકાદ પાત્રની અંદરના પાણીમાં ચંદ્રના પ્રતિબિંબને જોઈ કોઈ એક નાનું બાળક રમતું હોય અને એ પ્રતિબિંબને જોઈ જોઈ તેને પકડવાનો આનંદ માને, છતાં ખરી રીતે એ પાત્રનો નાશ થતાં એ બાળકને ચંદ્રમા મળતો નથી.

तिनकु रुवे जो बालक, भरी भरी श्वास सहुर;
तोहु मिले नहीं तेहुनकु, चंद्रभुवन बड दूर. ॥६०॥

(આ પ્રમાણે પાત્રનો નાશ થતાં ચંદ્રમા નહિ મળવાથી) એ બાળક જો શ્વાસ ભરી ભરીને-નિશ્વાસ નાખીને રૂવે તો પણ તેને તે ચંદ્રમા મળવાનો નથી; કારણ કે તેનું સ્થાન ચંદ્રભુવન તો પૃથ્વીથી ઘણું ઘણું દૂર છે જોજન દૂર છે.

तेही परकार परमगुरु, अति अपरंपर ताय;
दरस गये तन पात्रमें, अबकोउ कितसे पाय. ॥६१॥

એ જ પ્રમાણે આપણા પરમગુરુ પોતાનું અપરંપાર સ્વરૂપ કુવેરસ્વામીના પંચભૌતિક શરીરરૂપી પાત્રમાં આપણને દર્શન દઈ ગયા. હવે એ શરીરને કયા ઉપાય વડે મેળવી શકાય તેમ છે ? અર્થાત્ હરકોઈ ઉપાયે પ્રાપ્ત કરી શકાશે નહિ.

आपने काज करंन धन, आयेहु भवतनुधार;
अजर अमर अविगत गति, तेही तन जुओ निहार. ॥६२॥

તેઓ પોતાના અંશને સ્વરૂપે કરવાનું પરમ કાર્ય કરવાને શરીર ધારણ કરી આ સંસારમાં આવ્યા હતા, પરંતુ તેઓ તો અજર, અમર અને અગમ્ય ગતિવાળા હતા. તમે તેમના અસલ સ્વરૂપનું નિરીક્ષણ કરો. (એટલે તમને એ સમજાશે.)

**तब न रुवो तुम तेहीनकु जेही अखंड अद्योत;**
**पंचतत्त्वकी तेहुनकु, न लगत कछु छोत. ॥६३॥**

માટે હે હરિજનો ! તમે રુદન ન કરો. તેઓ તો અખંડ અસ્ખલિત પ્રકાશવાળા છે તેઓ કંઈ પંચતત્ત્વથી બનેલા શરીરવાળા નહોતા; એટલે કે પંચ તત્ત્વો પૈકી કોઈ પણ તત્ત્વ તેમના સ્વરૂપને સ્પર્શ કરી શકે તેમ નથી, તેમને તો કંઈ જ લાગતું વળગતું નથી - અર્થાત્ તેઓ તો તદ્દન નિર્લેપ હતા.

**तेही तन जुओ सबे जंन, रखो निरंतर ध्यान;**
**बोहोरु वचन तिनु उर धरो, पावो परम विराम. ॥६४॥**

માટે હે સંતો ! તમે સૌ સજ્જનો એ મૂળ સ્વરૂપનું નિરીક્ષણ કરો અને તેનું જ તમારા અંતઃકરણમાં ધ્યાન રાખ્યા કરો. વળી તેમનાં વચનોને તમારા દિલમાં કોરી રાખો. એટલે તમે પણ પરમ વિરામ કરશો.

**स्वांति करी सरळचिते, दिव्य दृष्टि कर जोय;**
**कियो आपनकु आगम, तेही तनसे चित प्रोय. ॥६५॥**

એકાગ્ર એવી દૃષ્ટિ વડે મેં જે જોયું તે તમને તમારા ચિત્તને શાંત પમાડવા માટે ખુલાસાવાર કહ્યું. તમે એ સ્વાચારપત્રિકારૂપ શાસ્ત્રમાં ચિત્ત પરોવો-સરળતાપૂર્વક તમારા ચિત્તને એકાગ્રતાપૂર્વક શાંત કરી દિવ્ય દૃષ્ટિ વડે જોજો અર્થાત્ તેમાં કહ્યા મુજબ તમે વર્તન કરો.

**तबते स्थूल तनुको जेही, छूटे मोह महाज;**
**परम गुरु पति परमके, धामे रह्यो बिराज. ॥६६॥**

આ પ્રમાણે વર્તશો એટલે આ સ્થૂલ શરીર પરનો મહાન મોહ છૂટી જશે અને તે પરમગુરુ પોતાના મહાન પતિના ધામમાં બિરાજેલા જણાશે. (માટે હે સંતજનો ! હરિજનો ! તમો એ મહાન ગ્રંથ-સ્વાચારપત્રિકાનું અધ્યયન મનન કરી તેમાં કહ્યા મુજબ વર્તતા થાઓ.)

**तबते मत दलगीर हो, द्दष्ट दरश जोइ नाश;**
**गये पाव ना आपनसे, निजधर किये निवास. ॥६७॥**

એટલા માટે હે હરિજનો ! તમારી નજરે દેખાતું આ નાશવાન દૃશ્ય શરીર જોઈ ને હવે જરા પણ દિલગીર થશો નહિ. તેમણે તો પોતાના ધામમાં નિત્યનિવાસ કર્યો છે. હવે એમના એ સ્થૂળ શરીરને પામી શકાશે નહિ.

तिनके धोखा क्यों धरो, वसे जो आपने ग्राम;
तुम जावन तांहां चहा करो, तजो जो तनकी हराम. ॥६८॥

આથી કરીને હે પ્રભુના પ્યારાઓ ! જેઓ પોતાના નિજસ્થાને જઈને બિરાજમાન થયા છે તેમના માટે શોક શું કામ કરો છો ? અર્થાત્ તમો શોકનો ત્યાગ કરો. જો તમો પણ એ સ્થાનમાં-પરમ ગુરુના એ મહાન ધામમાં જવા ઈચ્છતા હો તો તમે પણ શરીરમાં રહેલી ઈન્દ્રિયોની હરામખોરીનો ત્યાગ કરો.

अब रोवन जो उर घरो, गुरु परमके हेत;
तो पालो तिनु वचनकु, जावन सरन समेत. ॥६९॥

આપણા પરમગુરુ પ્રત્યેના પ્રેમને લીધે જો તમે રોતા હો તો તમે તેમના વચનનું - તેમણે આપેલા અનુપમ આદેશોથી ભરપૂર સ્વાચાર પત્રિકામાં જે રહેણી-કરણી કહેલી છે તેનું પાલન કરો.

नहितर मचलो क्यों करो, हरदे हेत विनु साच;
एही देखावन ओरकु, अपने रोइ सराच. ॥७०॥

બાકી, હૃદયના આંતરિક હેત વિના ખાલી આંખો શા માટે હચમચાવો છો ? આ પ્રમાણે ઉપર ઉપરથી રોઈને - ઉપલક દેખાવ કરી રોઈને બીજાઓ પ્રત્યે દેખાવ શા માટે કરો છો ?

तबते जो रुवो साचके, तो पथ करो परोज;
नहीं तो मिथ्या रोइ क्यौं, कमलो नैन सरोज. ॥७१॥

માટે જો સાચેસાચા-ખરેખરા અંતરથી રુદન કરતા હો તો પરમ ગુરુએ દર્શાવેલા પરમપંથે-માર્ગે પ્રયાણ કરો; નહિ તો પછી મિથ્યા રોઈ રોઈને આંખો શા માટે ખરાબ કરો છો ?

निजगुरु परमकी उपर, वार्यु होय तन मन;
और परमपद पावन, जो होय भाव समंन. ॥७२॥
तो हम तुमकु तेही पथ, करवावहु करम;
परम गुरु जेही कही गये, वारमवार धरम. ॥७३॥

જો તમો સૌ પોતાના પરમગુરુ પર તમારાં તન-મન વારી જતા હો તેમ જ ભાવપૂર્વક ખરા અંતઃકરણથી પવિત્ર એવા પરમ પદના ઈચ્છુક હો તો પરમ ગુરુએ પોતાના ધામમાં

જતી વખતે જે ઉપદેશ આપ્યો છે તેનું વારંવાર અનુકરણ કરો. ભગવાન કરૂણાસાગરે બતાવેલા એ મહાન માર્ગે ચાલો.

**तेही धरम तुम दृढ चिते, रहो बचन चितलाय;**
**तो गुरु परम गये जहां, तेही परमपद पाय. ॥७४॥**

તેમના વચનોને ચિત્તમાં દૃઢતાપૂર્વક ધારણ કરી એ જ ધર્મને અનુસરો. તો જ પરમગુરુ જે માર્ગે ગયા તે માર્ગે પરમપદને પ્રાપ્ત કરી શકશો.

**अति आग्रे करिके किये, परम गुरु सत् नेम;**
**स्वाचारन पत्रियनमें, धरी सकल जेही केम. ॥७५॥**

પરમ ગુરુએ સત નિયમપૂર્ણ જે આદેશો આપ્યા છે તેનું અતિ આગ્રહપૂર્વક કાળજી રાખીને પાલન કરો. એ આદેશ તેમણે સ્વાચારપત્રિકામાં સંપૂર્ણ રીતે દર્શાવ્યા છે.

**संत हरिजन सबनकु, एही परकारकीएह;**
**छांने रखे सबनहीकु, निज गुरु कही सदेह. ॥७६॥**

સર્વ સંતો અને હરિજનોને આ પ્રમાણે સાંત્વના આપીને છાના રાખ્યા-શાંત પાડ્યા તથા પોતાના ગુરુનું પરમ સ્વરૂપ સમજાવ્યું.

**आरतीदास गोवर्धन, ज्ञानदेव लालदास;**
**रामदास आदि सबे, सनमुख रखी समास. ॥७७॥**
**ओरु हरिजन सहितम, तीनु पण करी समोह;**
**नारणदास तेही सबनकु, निजगुरु किये अमोह. ॥७८॥**

આ પ્રસંગે સંત નારાણદાસે આરતીદાસ, ગોવર્ધન, જ્ઞાનદેવ, લાલદાસ તેમ જ રામદાસ વગેરે સૌ સંતજનો તેમ જ અન્ય હરિજન સમૂહને પોતાની સન્મુખ રાખી, પોતાના પરમ ગુરુના (કુવેરસ્વામીના) શરીર પરનો મોહ છોડાવ્યો.

**गुरु अमोह अचल अज, आद्य मध्य अंत सोह;**
**तीनु करी उर चितवन, होहु सकल नरदोह. ॥७९॥**

આ પ્રમાણે તેઓ સૌને ગુરુનું અચલાયમાનપણું, અજન્માપણું તેમ જ આદિ, મધ્ય અને અંતમાં પણ મોહરહિત એકધારું અસ્તિત્વ સમજાવી, પરમગુરુના શુદ્ધ સ્વરૂપનો સાચો ખ્યાલ તેઓ સૌના અંતરને વિષે દૃઢ કરાવ્યો અને નિર્દોષતાનો સાચો ખ્યાલ આપ્યો.

**नरदोषित होहु सबे, हरिजन संत समेत;**
**कहे नारण स्वांति रहो, निज गुरु करी सहेत. ॥८०॥**

વળી સંત નારણદાસે સૌ હરિજનો તેમ જ સંતસમૂહ જે નિર્દોષ થયા હતા તેમને પરમગુરુ પ્રત્યે હેતપૂર્વક શાંત રહેવા જણાવ્યું.

**एतनी कथा कही जेही, सुनो ताय अभीप्राय;**
**एतो हमने छल कीया, साचन परम पराय. ॥८१॥**

ઉપર પ્રમાણેની જે કથા કહી સમજાવી તેનો ભાવ સમજાવું છું કે, અમને આ વખતે પણ છેતરી ગયા છે એમ સાચી વાત જણાવું છું.

**आग्ये एक दिन लेवंनकु हरिजंन संत प्रतीत;**
**मिथ्या करी तंन त्यागंन, किये सकल भयेतीत. ॥८२॥**

પહેલા પણ એક વખત આપ આ પ્રમાણે અંતરધ્યાન થયેલા અને તેથી સઘળા હરિભક્તો અને સંતો બેબાકળા બની ગયા હતા.

**अंतरध्यान थइरहे, केतेक दीन तंन गोय;**
**तेही दीनकी अस्तुतए, जंन संतनकी सोय. ॥८३॥**

આ પ્રમાણે ઘણો વખત સુધી અદૃશ્ય થઈ શરીરને ગુપ્ત રાખી રહ્યા હતા અને તે વખતે પણ સઘળા સંતો અને જનસમુદાય આ પ્રમાણે જ પ્રેમભાવથી સ્તુતિ કરતા હતા.

**ओरु नीज धांम गये हंम, तेही होवन अब पीछ;**
**करी अकल गत्य अदबीच, देखन सबकी इछ. ॥८४॥**

અંતરધ્યાન થઈ હું મારા પોતાના નિજધામમાં ગયો હતો પરંતુ સઘળા હરિભક્તો અને સંતો બેબાકળા બની ગયા તે બીના મેં જાણી. જેથી ત્યાંથી અમને સર્વેની અંતરભાવના સમજાઈ.

**तेही अकल गतकी अति, संत कीयेहु बहु सोच;**
**ओर हरिजंन सबनको, सोच भयो नहीं मोच. ॥८५॥**

આવી અમારી અકળ ગતિને (કળી ન શકાય એવી) સમજાવવા સાધુ સંતો ઘણું જ વિચાર પૂર્વક મનન કરતાં. વળી બીજા સઘળા હરિભક્તોના મનનો વિચાર સમજાયાં નહિ.

**तेही सब सोच सुसंतने, मोच कीयो देह ज्ञांन;**
**नारणदास दलकी लही, हुये सकल अभीरांन. ॥૮૬॥**

સઘળા જનોને જે શોચ ન સમજાયો તે શોચ સાચા સંતને હોવાથી મનનપૂર્વક જ્ઞાની સંતશિરોમણિ નારણદાસે અંતરથી જણાવી જેથી સઘળા જનો સમજી શાન્ત થયા.

**समजे संत सकल जेही, नीसे करी नीरुप;**
**पंचीकरण वीना जेही, तेही समजे नीज रुप. ॥૮૭॥**

જે જે સંત સત્ય સ્વરૂપને સમજેલા હતા તેમણે અંતરમાં નિશ્ચયપૂર્વક તપાસ કરી નક્કી કર્યું હતું, પણ જેમને પંચીકરણનો અભ્યાસ નહોતો તે સ્થૂલ શરીરને જ ગુરુ રૂપ સમજતા હતા.

**पण अचरत हठ ना तजी, करीतव ज्ञांन सबेह;**
**जीनु सुरत तंन उपर, तेही कांहां मीले अबेह. ॥૮૮॥**

આ પ્રમાણે સઘળા સંતો જ્ઞાન આપી રહ્યા હતા. છતાં જેની સુરત પરમગુરુના શુદ્ધ ચૈતન સ્વરૂપ પર હતી તેમણે પોતાની હઠ છોડી નહિ અને વિચારવા લાગ્યા કે પરમગુરુ તુરત જ મળવા જોઈએ.

**तब तीनु दरस देवन हुते, पुनी प्रगटे हंम आय;**
**तबते ते अब लगलयहुं, बोहोरु दीये नहि जाय. ॥૮૯॥**

આ પ્રમાણે માત્ર અચરત સત્ય સ્વરૂપની દૃષ્ટિથી પરમગુરુને નિહાળતી હતી અને તેથી તેને દર્શન આપવા માટે પરમગુરુ ફરી પ્રગટ થયા હતા. ત્યારથી તે અત્યાર સુધી હવે અદૃશ્ય થયો નથી.

**अब जेही दीन सदजावहु, नीजपती धांम हंमार;**
**पीछे जंन ओरु संतही, होहुसो कीयो सकार. ॥૯૦॥**

હવે જે દિવસે હું પોતે સ્વસ્વરૂપે મારા પતિના અવિગત ધામમાં જઈશ ત્યારે સઘળા જનો મારા ગયા પછી મારી વાતનો સ્વીકાર કરશે.

**पण तीनकु कछु नां रही, नवीन करन अस्तुत;**
**एहीकी एही सब तेहुनकु, राखन रही मजभूत. ॥૯૧॥**

હવે મને નવીન પ્રકારની વિનંતી કરવાની તેમની પાસે રહી નથી. આ પ્રમાણે હવે બધાના મનને મજબૂત દૃઢતા થઈ હતી.

करी मजभूत रहे सबे, जेही आगम केही सोय;
बोहोरु वीनये वीकल हुइ, करीत हुसे सब कोय. ॥९२॥

ઉપર પ્રમાણે સઘળા જનો મન સાથે મજબૂત ડગે નહિ તેવો નિશ્ચય કરી રહ્યા. વળી જે અગમ્ય ગમ સમજાવી હતી તેનાથી નમ્રતાપૂર્વક વ્યાકુળ દશાવાળા સર્વે થઈ રહ્યા.

पुनी पस्तावनकी, अती हरीजन संत समेत;
वदसे वचंन आधीनके, हंमसे करी सहेत. ॥९३॥

ફરી હરિભક્તોને સંતોને પસ્તાવો ઘણો થયો હતો પણ તેઓ તાબેદારી નીચે વચન બોલતા હતા કે હે કૃપાળુ ! અમારા પર હેતભાવ વાળી દૃષ્ટિએ નિહાળજો.

पीछे हरीजन संतही, जेही बरन वसे सोय;
तेही हंम संखेपे कही, अगम गतीसे जोय. ॥९४॥

પાછળથી સંત અને હરિજનોનું જે વર્ણન કહ્યું તે અમોએ ટૂંકમાં જ જણાવ્યું છે. તે મારી અગમગતિ વડે જોઈ વર્ણવ્યું છે.

अब हंम धांम सधावहुं जांहां कुल परम ठेकांन;
होसी कही जेही आगमसे, तेहीके तेही सनमांन. ॥९५॥

હવે હું મારા પરમ ધામમાં જાઉં છું. ત્યાં મારો આદરસત્કાર જેમ મેં પહેલાં વર્ણવ્યો હતો તેવો જ ફરીથી થયો.

नीज घरके सनमांनकी, अगम कही हंम आंहांय;
तेहीकी तेही वीध तांहां हुसे, बोहोरु करनकी नांहोय. ॥९६॥

નિજધામ એ મારું મૂળ સ્થાન છે. ત્યાં પહેલાની માફક જ મારો આદર-સત્કાર થયો. બીજી કોઈ નવી રીતે નહિ.

एही वीधसे कही सबनकु, हरीजंन संत समेत;
केहं कुवेर कलप तजी, रखीयो सकल सहेत. ॥९७॥

આ પ્રમાણે સંતોને હરિભક્તોને તથા બીજા સઘળાઓને ખરી હકીકત કહી સંભળાવી. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે સઘળા જનો પરસ્પર સમાન હેત રાખી રહેજો.

छेहेली संधुनकीजेही, तुमकु कहु पोकार;
अब हंम धांम सधावहु, जांहां नीजपती हंमार. ॥૯૮॥

છેવટે સંધિની વાત તમને પોકાર કરીને જણાવું છું કે હું મારા નિજ ધામમાં જાઉં છું કે જ્યાં મારા સ્વયંપતિ રહે છે.

तांहांकी तुमकु कहुजीनु, तदी अपरमगत माहाद;
बरन सकु नही बाबज, जीनकी आद्य अनाद्य. ॥૯૯॥

હવે ત્યાંની (નિજધામની) વાત કહું છું તે સાંભળો. તે પદની મહદ્દગતિ હોઈ તેનું વર્ણન વિગતવાર વાણીથી વર્ણવાય તેવું નથી કારણ કે તેનો આદ્ય કે અંત નથી.

अती अपरम परकी पर, नेती-नेती कही नेट;
सृष्टी रची जीनु अब लगे, सके नहीं कोउ भेट. ॥૧૦૦॥

તે સ્થાન મારા પરમપતિનું સ્થાન છે. વળી તે અપરમ બ્રહ્મથી પણ પર, અને અવિગત શૂન્યથી પર સાક્ષી સ્વરૂપે કાયમ છે. જે પદની વેદોએ નેતિ પોકારી છે તે વાત નક્કી જ છે. આ ચૌદલોકની સૃષ્ટિ રચાઈ ત્યારથી અત્યાર સુધી તે પદની સાથે કોઈ એકતા કરી શક્યું નથી.

अती अजमाल अकल रध, सक्रत पद परमेश;
नीगम चतुर खट साहास्तर, जीनमे लखेनरेस. ॥૧૦૧॥

અમારા પતિનું પદ વારપારથી પર કોઈએ અનુભવ્યા વગેરેનું છે. જે પદ કળી ન શકાય તેવું સઘળા કૃતના ઉપાદન કારણ સ્વરૂપે પરમ ઐશ્વર્ય સ્વરૂપે હોઈ જેનું વર્ણન ચાર વેદ કે છ શાસ્ત્રોમાં લેશમાત્ર વર્ણવેલું નથી.

लखी सके जो नीगमही, न्येतिना करे पोकार;
सास्तर तो तीनके ससु, तोहु न लहे तीनु सार. ॥૧૦૨॥

સકર્તા પદને વેદ વકતાઓએ યથાર્થ અનુભવ્યું હોત તો વેદ વચનોમાં નેતિ પોકારત નહિ અને શાસ્ત્રો તો વેદોમાંથી ઊપજેલાં પુત્ર સમાન છે તો તેમાં પણ સચોટ સાર હોય જ નહિ.

**येसे जेही पद अकलीत, सबते स्त्रेष्ट समेर;**
**तेही घरसे हंम आयेहु, सत सत केहं कुवेर. ॥१०३॥**

આવું ન કળી શકાય એવું એ પદ સર્વ પદોથી ઉત્તમ છે, શિરોમણિ છે. તે નિજઘેરથી હું પોતે આવ્યો છું એમ મહાન સમર્થ કુવેર સ્વામીજી સત્યતાપૂર્વક કહી સમજાવે છે.

**बोहोरु तेहीके तेही घर कीयो तमनकु टेर;**
**अब तेही धांम सधावहु, कहीके गये कुवेर. ॥१०४॥**

તે ઘરનું લક્ષ ફરી વાર તમને યથાર્થ સમજાવ્યું ને તે ઘરને તારવી બતાવ્યું (જુદું કહી બતાવ્યું). હવે હું તે ધામમાં સીધો જાઉં છું એમ મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે.

## અથ બીનતી હુલાસ છંદ

**अहोनाथ नांह जांनामी जांनामी, मंदं मम मतियं तमो सद गतियं;**
**होहु आपकु सर्व पहेचांनं दिव्यानं, तनु तत्त्वे तायं रतियं रतियं. ॥१॥**

અહો (નાથરૂપે) પરમ શ્રેષ્ઠ ગુરુ ! આપની મહદ સદ્‌ગતિ એટલે સુજાણજાણને મારી અલ્પબુદ્ધિએ કરી આપને હું ઓળખી શક્યો નથી. હે ભગવાન ! આપ પોતે અતિ દિવ્યરૂપે હોવાથી સર્વ લોકના આપ જાણકાર છો. તદુપરાંત પ્રત્યેક પ્રાણીના ઘાટ માત્રના તત્ત્વોના આપ પોતે વેત્તારૂપ હોવાથી રતિએ રતિને સારી રીતે જાણો છો.

**अहोनाथ नाथं निरवांणं निरालं, त्रिकालं निहालं विक्रालं नयेति;**
**सस्वं सर्व भुतानं सप्रांणं सतंत्रं, वित्रेणं व्रताणं क्रतारं सखेति. ॥२॥**

અહોનાથં ! નાથ એટલે આ જગત જે નાથને નાથરૂપ ગણી જેનું વંદન કરે છે તે, તે નાથોને (બહુવચન) આપ પોતે નાથનાર હોઈ એથી જ આપ નાથોના નાથ છો; વળી આ જગત, મહુર જંતુથી લઈ શિવ, બ્રહ્મા, વિષ્ણુથી લઈ પુરુષ-પ્રકૃતિ પર્યંત જે નાથ વડે નથાયું છે તે નાથરૂપ પ્રણવ આપ પોતે છો; આ પ્રણવથી જ રજતજથી લઈ મહાન દીર્ઘ શરીરો (ભૌતિક તત્ત્વોનો સમાસ) સુધી નાથ્યાં છે. આ નાથના (સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ, ત્રિવેણીસંગમ સમા આખા બ્રહ્માંડના વિધાયક) માલિક આપ પોતે જ છો એથી હું આપને નાથોના નાથ કહું છું. આ પ્રમાણે હોવા છતાં મન વાણીથી પર હોવાને લીધે આપ નિર્વાણરૂપ છો, તેમ જ નિરાલંબ એટલે આ ચૌદેલોકની પ્રણવરૂપ (બ્રહ્મરૂપ) દોરી આપના હાથમાં હોવા છતાં હંમેશને માટે આલંબન સિવાય પવિત્ર રૂપ છો; તથા ત્રિકાલ એટલે આદિ, મધ્ય અને અંતમાં ચૌદે લોકને એકસરખી વ્યાપક દૃષ્ટિથી નિહાળો છો. વિક્રાલં એટલે આપની

સર્વલોકમાં વ્યાપક વિભૂતિને જોઈ કોઈ અંશ, આપના પરમ સહવાસને પામી અંતરદશાના દિવ્યપટમાં પહોંચ્યા બાદ કદાચ યતકિંચિત અંશ પોતે સ્વસ્વરૂપે થયા પછી દૃષ્ટિ પડે તો આપનું સ્વરૂપ નિહાળતાની સાથે ચકિત કરી નાંખે, અર્થાત્ મોહ વશ થઈ જાય; એથી કંઈ બોલી શકે નહિ, એવા પ્રસંગને લીધે અંશમાત્રની નેતિ છે અને આ નેતિ સ્પષ્ટ ખુલાસો આપના સ્વરૂપ વિષે કહી શકે નહિ, એવું આપનું પરમ વિશાળ સુજાણજાણ (નિરંજન નિરાકારના અર્થમાં) રૂપ છે :

વળી સસ્વં એટલે સ્વયં.: (સ્વસ્વરૂપે પરમગુરુરૂપ) બ્રહ્મરૂપે હોવાથી પંચભૂતાદિ પ્રાણયુક્ત સર્વઘાટો (રચના, કૃતિઓ) આપનાં પોતાનાં છે. આ બધાં તત્ત્વોનો વિત્રેણં એટલે ભિન્ન ભિન્ન પરિવર્તન કરાવનાર કર્તા તરીકેના હક્કદાર યુક્ત આ ચૌદલોકરૂપ ખેતિ (ખ્યાતિ) આપની પોતાની છે.

**अहोनाथ हो तम विद्यांनं सीधंत, वीतं सत नीदानं समानं धांनामी;**
**स्त्रव्याणं मंत्रेणं कलेदं व्हं अत्रेणं, चैतनं करनारं प्रणं तंम नमामी.।।३।।**

અહો હે પરમગુરુ નિજનાથ ! આપ વિદ્યાના સિદ્ધરૂપ હોવાથી સ્વયંરૂપે છો : અર્થાત્ આપની પરમ વિશાળ વિદ્યા આપ પોતાને કોઈની અપેક્ષા કર્યા સિવાય સિદ્ધરૂપે છે. હે પરમગુરુ કરૂણાસાગર ! આપના આ ચૌદ લોકરૂપ વિશાળ ક્ષેત્રમાં વિત્તરૂપ જે વસ્તુ સત્ય છે તે જ અંશો (તત્ત્વો) હોઈ જેનાં ધ્યાન નિશ્ચયાત્મક કહું છું તે સામાન્ય છે, તદુપરાંત સ્ત્રવ્યાણં એટલે પરમ અલૌકિક આપના વિશાળ ક્ષેત્રમાં પંચ ભૌતિક વિધવિધ પ્રકારના ઘાટોમાં ચૈતન્યરૂપ જે અંશને આંતરિક પ્રેરી જે સંબંધ કરી આપ્યો છે તેનું નામ સ્ત્રવ્યાણં. આ સ્ત્રવ્યાણં એટલે સાથી : એક બીજાનું જોડાણ જડ, ચૈતન્યની ઐક્યતાઃ આ ઐક્યતા મંત્રેણ એટલે અસંખ્ય યુગે પણ જુદી પડી શકે નહિ, એવી યોગ્યતા રાખીને જડ ચૈતન્ય મંત્રાયેલું છે.

હે નાથરૂપ પરમ શ્રેષ્ઠ ગુરુ ! આપના પરમ પદમાંથી જ્યારથી અંશ વિખૂટા પડ્યા ત્યારથી કલેદં એટલે આ બાજુના અંશોને (તત્ત્વોને) જેમજેમ ઘાટ સાથે ઘાટી મિત્રતા થતી ગઈ તેમ તેમ તેની પાછળ વ્હં એટલે વહેવા લાગ્યા છે. આવા ચૈતન્યરૂપ અંશોને કરનારા અને બીબારૂપ ઘાટમાં પ્રેરનારા હે પરમ ગુરુ ! આપ પોતે જ છો, એવી જાણ જ્યારે મને થઈ ત્યારે હે પરમ શ્રેષ્ઠ ગુરુ ! હું આપને નમસ્કાર કરું છું.

**अहोनाथ स्वार्ध सर्वग्नं नवादं, अनंतं अघादं बोधंतम सनादु;**
**विश्वत्वं विलासं सोहंसं अध्यासं, विलंतं लिलास सदा तुम अनादु. ।।४।।**

અહોનાથ ! પરમગુરુ ભગવાન કરૂણાસાગર ! આપ સ્વયં સાધ્યરૂપ હોઈ સર્વજ્ઞરૂપે

છો, આપના પરમ પદમાં કદીએ કોઈ પણ પ્રકારનો વાદ પહોંચતો નથી, પણ હે દયાના સાગર ! અનંત અગાધ રૂપ બોધવાળી દિવ્યવાણી વર્ષારૂપે અનાદિકાળથી આ તરફ એક સરખી રીતે વહન કરતી હોઈ બોધરૂપે વસેલી છે.

હે પરમ સાગરના મહદ્દપતિ ! આ સમસ્ત વિશ્વ આપનો વિલાસ છે. આ વિલાસનો વિલાસી અંશ હોઈ તેણે તેનો જ અધ્યાસ કરેલો છે. છતાં હે પરમ શ્રેષ્ઠ ગુરુ ! તમારા સિવાય આ બાજુનો વિલાસ માત્ર વિલસાઈ જતાં છેવટ નાશવાળો હોઈ આપ સદાને માટે અવિનાશી હોઈ અનાદિ છો.

**अहोनाथ आरं पुनी पदम पारं, नांधारं ओधारं अपारं नीरंतु;**
**तत्व सं समासं अखंड अनासं, सम्रतं सलोमं उतपतं करंतु. ।।५।।**

હે દયાનિધિ પરમ શ્રેષ્ઠ ગુરુ ! આ ચૌદ લોકના અંશોનો છેલ્લો કિનારો આપ પોતે હોઈ તમારું પોતાનું પદ સર્વની પાર આવેલું છે. વળી નિરાધારના આધારરૂપ પોતે નિરંતર આધાર રૂપે છો.

હે દયાનિધિ ! જ્યારે આ સર્વ તત્ત્વ મહદ્દ તત્ત્વોમાં સમાઈ જતાં આપ પોતે અખંડ અવિનાશી એકલા જ રહો છો. પુનઃ સ્મૃતિ લાવી સલોમમ એટલે પુરુષ પ્રકૃતિયુક્ત કરી સૃષ્ટિક્રમના વિસ્તારનો પ્રથમ ક્રમ શરૂ કરનાર તે પણ આપ પોતે એક જ છો.

**अहोनाथ क्षातं नरपक्षं अजातं, विविधं तम विभासं एकोहं अद्यापी;**
**आर्धनं उरधनं मध्यानं माहंतु, अथाहं अथाहं अथाहं अमापी. ।।६।।**

અહો હે નાથ કરુણાનિધિ ભગવાન ! ક્ષાતં એટલે તમારી અસંખ્ય લોકમાં વિશાળ ખ્યાતિ અને નરપક્ષં અજાતં એટલે ચૌદલોક પૈકી કોઈ પણ અંશ આપની જાતને ઓળખી શક્યા નથી; એથી જ આ બધા અંશો અજાતરૂપે રહી ગયેલા છે. અર્થાત્ કોઈ પણ અંશે પોતાની જાતને ઓળખી નથી એ કારણને લીધે ભિન્ન ભિન્ન પ્રકારના વિભાષને પતિ માનીને ફસાઈ રહેલા છે. (વિભાષ એટલે પરમાત્મ સ્વરૂપ) હે દયાળુ ! અદ્યાપિપર્યંત આપ જ અદ્વૈત છો. અધો-ઊર્ધ અને મધ્યમાં આપ પરમ શ્રેષ્ઠ છો, એથી જ આપ થાહ અથાહ (નિરંજન નિરાકારના અર્થમાં) સિવાયના હોઈ અમાપરૂપ છો.

**अहोनाथ स्वांमी मनु तंन धरांमी, अकांमं सकांमी जीवं परंम अरथु;**
**भये भेख धारं ससांति सकारं, हरंतं विकारं हकारं समरथु. ।।७।।**

અહો હે નાથ ધણી ! આમ આપ થાહ અથાહ રૂપે હોઈ જગતના સ્વામી રૂપે મનુષ્ય

શરીર ધારણ કરીને આ બાજુ અવતાર તરીકે પ્રસિદ્ધિવાળા છો. વળી હે દયાળુ ! આપ પોતે નિષ્કામ હોવા છતાં જીવ મતિના પરમ અર્થને ખાતર સકામ રૂપે પ્રગટ થઈ અવતરેલા છો. સર્વ લોકમાં પરમ શાંતિનો પ્રસાર કરવા ભેખરૂપે વેષ ધારણ કરી સર્વ લોકના વિકારને હરણ કરનાર માત્ર તમારો એક જ હકાર જે સર્વ લોકના વિકારને નાશ કરવાવાળો હોઈ આપ પોતે સમર્થ છો.

**अहोनाथ आंनी कैवलं निशांनी, सोहु हंम जांनी आपो आप आपं;**
**अतंतं आक्रं तं प्रकासं प्रवेणं, नरवेदं विज्ञांनं वेदो लक्ष व्यापं. ॥८॥**

અહો હે નાથ ધણી ! આંની એટલે કૈવલ રૂપ નિશાનીનો મુદ્દો, આ બાજુ આપ પોતે જ લાવ્યા છો. આ ઉપરથી એમ સમજાય છે કે કૈવલરૂપ આપોઆપ એટલે આપ પોતે જ છો. હે દયાળુ પરમગુરુ ! તત્ત્વ રહિત પરમ પ્રકાશમાં આપની પરમ આકૃતિ વ્યાપક રહેલી હોઈ તેમાં પોતે રોમે રોમ પ્રવીણ છો. આ પ્રમાણે રોમેરોમની જાણ હોવા છતાં નરવેદં એટલે અંતરપટના તીક્ષ્ણ વૈરાગ્યને લીધે કોઈ સાથે આપ મળી શક્યા નથી, એટલે આપને કોઈનો પટ લાગ્યો નથી. વળી આપનો અંતર લક્ષ વ્યાપક રૂપ હોઈ વિજ્ઞાન રૂપે રહેલો છે. એથી હું આપને વંદન કરું છું.

**अहोनाथ हो हंम सरनं तुमारं, रखो नित्य नित्यं सदायं सधांमी;**
**अगुनं अनेकं अहंत्वं सहेकं, क्रपालं दयालं कुवेरं अकामी. ॥९॥**

આ પ્રમાણે સમજી હું આપના શરણમાં અજાણ દાસપણે આવ્યો છું. તો હે દયાનિધિ પરમગુરુ ! આપના સહધ્યાયને વિષે નિત્ય પ્રતિ આ દાસને રાખજો. મારા અનેક અવગુણ છે, છતાં આપનું શુદ્ધ અહં સ્વરૂપ અમો સર્વલોકને સહાયતા કરવાવાળું છે. એથી આપ દયાળુ છો, કૃપાળુ છો અને નિષ્કામી છો.

**अहो जकत नाथं सर्वं मात तातं, अनाथंके नाथं सहेजानंद सभावु;**
**अखीलं सांमांनं द्दष्टीयं धरंतं, करुणायं कुवेरं कधीनं कभावु. ॥१०॥**

સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે અહો હે જગતના નાથરૂપ ધણી ! આપ સર્વના માતાપિતા રૂપ છો,વળી જેનો કોઈ નાથ નથી એવો જે અનાથ છે તેના આપ નાથ રૂપ હોઈ આપનો સ્વભાવ હંમેશને માટે સહેજાસહેજ સહજાનંદ રૂપ છો. હે દયાળુ ગુરુદેવ ! આપની દૃષ્ટિ અખિલ બ્રહ્માંડ ઉપર સામાન્ય રૂપે સદાને માટે ધારણ કરેલી છે. વળી અસંખ્ય યુગે કોઈ પણ અંશ પરત્વે આપને અભાવ ઉત્પન્ન થતો નથી. તેવા આપ પોતે કરુણાઓના સાગર રૂપ છો.

साखी

भक्ति ज्ञांन वैरागके, सकल साहास्त्र फल टेर;
सहु संपत्ति सुख पाइये, भेठत श्रीमंत कुवेर. ॥१॥

છ શાસ્ત્રોનો અભ્યાસ કરવાથી જે સુખરૂપ ફળની પ્રાપ્તિ થાય તેના કરતાં ભક્તિ, જ્ઞાન ને વૈરાગ ધારણ કરવાથી ઉત્તમ પ્રકારનું સાચું સુખ મળે. અને જો પરમગુરુ કરૂણાસાગરનો સત્સંગ થાય ને તેમના આપેલા લક્ષ જ્ઞાને સ્વસ્વરૂપનો અનુભવ થાય તો અનંત પ્રકારની સંપત્તિ કરતાં પણ અધિક સુખ પ્રાપ્ત થાય છે.

चीदानंद चकवे पति, गति करंन मंन स्वांत्य;
आयेहु जुग दरसाववा, घट घट कैवल क्रांत्य. ॥२॥

સકર્તાપતિની અલૌકિક દિવ્યબાજ દૃષ્ટિના પ્રકાશની મધ્યે નિજ કર્તાની સર્વજ્ઞ સજાણ અંતરવૃત્તિનો ભાશ પડના ચિદાનંદ સોહંગ બ્રહ્મનો ઉદય થયો તે સર્વના જીવનરૂપે સર્વ વ્યાપક હોય, એ વ્યાપક અમલના અમલી ચકવેપતિ મહાન સમર્થ પરમગુરુ પોતે છે તે જ જે પદથી ચિદ્ અંતઃકરણ ઊપજ્યું છે એવા સર્વશિર પતિ હરિભક્તોને તથા સંતોને મહદ્ ગતિની સાન કરવા આ ભવસાગરમાં આવ્યા છે તથા ઘટોઘટ અંશ સ્વરૂપે કૈવલના જ અંશો બિરાજેલા છે તેમને સમજાવવા પધાર્યા છે.

रोम रोम रज रज गती, मती मनोहर ज्ञांन;
दिव्य देश वीवीधी वीध, करी गये सकल पहेचांन. ॥३॥

રોમ રોમ અને રજેરજની જેને ગતિ છે તથા સઘળાના મનને જીતી સ્વસ્વરૂપનું ઉત્તમ જ્ઞાન આપવા દિવ્ય દેશોમાં એ જ્ઞાન ધારણ કરાવી અનંતા અનંત પ્રકારે સર્વજ્ઞ જાણ આપી છે.

उचरे ग्रंथ अघादही, कली मल हर अज्ञांन;
नाथ करनकु देगये, सजंनकु पये पांन. ॥४॥

પરમગુરુએ વારપાર વિનાની ગતિનું જ્ઞાન ગ્રંથોમાં ભરી કળીયુગના મળવાળા જનોનું અજ્ઞાન હરી લેવા પોતે કથ્યું તથા ભાવિકજનોને પતિ પ્રાપ્ત કરવા માટેનું જ્ઞાનમૃત કરાવી ગયા છે.



## પરમ ગુરુની સ્તુતિ



जय जय अखंडानंद हरि, जय जय लोकनौद हरन अरि. ॥१॥

હે દયાના સાગર ! ચૌદે લોકમાં આપ જય જય એટલે વિજયરૂપ છો. આપ અખંડ

આનંદરૂપ હોઈ હરિરૂપે રહેલા છો; તદુપરાંત ચૌદે લોકના અરિરૂપ શત્રુનો નાશ કરનારા છો; પૂર્ણરૂપ પરમપદમાં આરતરૂપ વ્યાપક રહેલા હોઈ તમારો મત અકળરૂપ હોઈ કળી ના શક્ય તેવો છે.

**जय जय पुरन पद परम रता, जय जय अकळ मत गगन गता. ।।२।।**

જેમ આકાશ દશે દિશામાં વ્યાપક રહેલું હોઈ સ્થિર છે, તેમ પરમ મતવાળી ગતિ સર્વલોકમાં આકાશની માફક વ્યાપક રહેલી છે.

**जय जय सच्चिदानंद आनंद पति, जय जय ज्ञान चक्षु करन गति. ।।३।।**

હે પરમ કૃપાનિધિ ! આપ સચ્ચિદાનંદરૂપ હોઈ આ સર્વ આનંદના પતિરૂપ છો, તથા તમારી પરમગતિ જ્ઞાનચક્ષુ કરવા યોગ્ય છે.

**जय जय भीर भंजन भक्तमणी, जय जय संकुष्ट दुर करन धणी. ।।४।।**

સમસ્ત ભૂમંડળના ભક્તજનોના ભીડભંજન મણિરૂપ છો વળી સર્વ ભક્તોના સંકુચિત દિલને વિકસિત કરનાર ધણીરૂપ છો.

**जय जय सनातन सरव रदु, जय जय वरध नहि हांण कदु. ।।५।।**

હે કરુણા સિંધુ ! આપ પોતે એકલા જ સનાતનરૂપ છો આપના સિવાય સર્વલોક છેવટે નાશ પામતાં અસ્થિર હોઈ આપના પરમપદમાં વૃદ્ધિ વા હાનિ છે જ નહિ.

**जय जय अखिलानंद अचल अहो, जय जय आद्य अंत मध्य रहो. ।।६।।**

હે શ્રેષ્ઠ પરમપુરુષ ! આપ આનંદરૂપ હોઈ અચળ છો, વળી આદ્ય, અંત અને મધ્યમાં આપનું પરમપદ નિત્ય અખંડ અને અમર છે.

**जय जय अच्युत अव्ये अजर अखे, जय जय अलख तुम केइ न लखे. ।।७।।**

હે વિશ્વપતિ વિશ્વેશ્વર ! આપ અચ્યુત, અવ્યય, અજર, અખંડ, અલખરૂપે હોઈ ભૂમંડળ આદિ ચૌદલોક પૈકી કોઈ લખી શકે તેમ નથી.

**जय जय पुरातन पुरुष अजे, जय जय करन जुग दीगवजे. ।।८।।**

હે પરમધામ નિવાસી ! આપ પુરાતન રૂપ છો અને અદ્યાપિપર્યંત કોઈ આપને જીતી શક્યું નથી, એમ જાણી સર્વલોકમાં આપ અજય છો.

**जय जय योग ध्यान धरम धीरु, जय जय सजंन मंन सुखद सीरु ।।९।।**

હે પરમ દયાળુ ! આપનું પરમ મહદ્ સ્વરૂપ યોગીઓના યોગરૂપ ધ્યાનીઓના ધ્યાનરૂપ, ધર્મવીરોના ધર્મરૂપ અને ધૈર્યધરોના ધૈર્યરૂપ આપ પોતે જ છો. તદુપરાંત

આપના પદરજની ઈચ્છા કરનાર કોઈ ભગવતીજનના ઉત્તમ સુખની છાયારૂપ પણ આપ પોતે જ છો.

**जय जय जक्त तम हरन दीनु, जय जय असत सत करन भीनु. ॥१०॥**

હે કૌશલ્યનિધિ ! જગત માત્રના અંધકારના હરણ કરનાર સૂર્યરૂપ તમે જ છો, તથા સત્ય અને અસત્ય અર્થાત્ જડ ચૈતન્યને વિભિન્ન કરનાર પણ આપ પોતે જ છો.

**जय जय जीवचर अचर गुरु, जय जय धेनमळी कल्पतरु. ॥११॥**

હે આદ્ય પરમગુરુ ! આપ ચર અને અચર જીવ માત્રના ગુરુ છો, વળી કામધેનુરૂપ અથવા કલ્પતરૂ રૂપ પણ આપ પોતે જ છો.

**जय जय चैतन चीद कुणा कर, जय जय कैवल हंस इस सौवर. ॥१२॥**

હે પરમ પદના શ્રેષ્ઠ દાતાર ! આપ મહદ ચૈતન્ય સ્વરૂપ હોઈ કરુણારૂપી હાથ આપનો પોતાનો છે, તથા અંશ માત્રના પતિરૂપ હે પરમગુરુ ! આપ પોતે જ છો.

**जय जय अजोनी अहो मनख तनु, जय जय धारन कीयो कारज जनु. ॥१३॥**

હે સ્વામી ! આપ આપના અનંત પદમાં અજોનીરૂપ હોવા છતાં અહો ! આપે જ ભગવતી જનનાં કાર્ય કરવા મનુષ્યરૂપ ધારણ કર્યું છે.

**जय जय कैवल निज धाम पति, अहो श्रीमंत कुवेर तेहु पाये हो गति. ॥१४॥**

સમર્થ કુવર સ્વામીજી કહે છે કે સનાતન સકર્તા કૈવલ પોતાના સ્થાન (ધામ)ના પતિ છે, અને તેમની મહદ સજાણ જાણ ગતિ રૂપે શ્રીમંત ભગવાન કરૂણાસાગર (કુવેર સ્વામી) પોતે હોવાથી તે મહાન સમર્થ પરમગુરુને જે કોઈ અંશ નિજલક્ષી દ્વારા પ્રાપ્ત કરનાર કૈવલ કર્તાથી અલગ રહી શકતો નથી માટે હે પરમગુરુ આપનો અખંડ જય હો.



## સંધ્યા સ્તુતિ

**सस्वयंग सदयदंग सर्व मोक्षदायकम;**
**अद्वैतंग अनुसुतंग भवति अंग इश्वरे. ॥१॥**

પરમગુરુનું શ્રેષ્ઠ સ્વરૂપ તે સ્વસ્વરૂપ હોઈ સદા સત્ય અખંડરૂપે રહેલું છે, તે જ સ્વરૂપ સર્વ લોકના મોક્ષના દાતાર હોઈ મુક્તિને આપવાવાળા છે. તદુપરાંત તે અદ્વૈત સકર્તા સત્‌કૈવલ પરમગુરુ નિરંજન નિરાકાર સ્વરૂપે (ભવતિ) જગતના અંતે પરમ ઐશ્વર્યરૂપે રહેલા છે.

**तत्त्ववेत्ताय तद-वतंग साम्रथाय शाक्षीअंग;**
**मंगलाय महाद् गतंग अहंग नमामि प्राणपते. ॥२॥**

બ્રહ્માંડભરના તત્ત્વોના વેત્તારૂપ, તથા અસંખ્ય લોકોમાં જેનું સ્વરૂપ વ્યાપક છે; જે સર્વત્ર તદાકારરૂપે રહે છે. એ જ સૂક્ષ્મમાં સૂક્ષ્મ અણુપર્યંત બ્રહ્માંડભરમાં પ્રત્યક્ષ હોઈ સર્વ માન્ય છે. આ સમર્થ પુરુષ સર્વલોકના સાક્ષીરૂપે રહેલા છે; વળી મંગળરૂપ હોઈ જેની ગતિ મહાન છે એવા પરમ ગુરુને મારા હંગ વડે સજાણ જાણ વડે મ્હારા પ્રાણપતિને નમસ્કાર કરું છું.

**देवाधियंग चैतनंग यदलोकंग सहीतयम्;**
**व्यापितंग विश्वयंग अकलेदंग अनुरणे. ॥३॥**

હે પરમ શ્રેષ્ઠ ગુરુ ! આપ પોતે દેવોના પણ દેવ છો; અને શુદ્ધ ચૈતન્યરૂપ હોઈ સ્વરૂપે છો; વળી સર્વ લોક આપની જાણમાં હોઈ તે સર્વ ઉપર તમારો જ એકસરખો સમાન આશય છે; ચૌદ લોકરૂપ વિશ્વમાં તમારું ચૈતન્ય સ્વરૂપ શુદ્ધ અણુરણુમાં વ્યાપક હોઈ કળી ન શકાય તેવું છે.

**नभगतंग अनुभवे न वारपार अंतयंग;**
**सर्वज्ञे स्वछंदनंग जय जयति श्री कुवेर कैवलम्. ॥४॥**

હે પરમ શ્રેષ્ઠ ગુરુ ! (નભગતંગ) આકાશની માફક સૂક્ષ્મ ગતિએ કરી આપ વ્યાપક છો, અને આપનો અનુભવ પણ (જેમ) આકાશની ગતિ સમો વ્યાપક અને સ્થિર છે : તદુપરાંત (અવિગત) આકાશમાંથી પાંચ (દ્રવ્યથી) પદાર્થોથી લઈ સમગ્ર તત્ત્વો ઉત્પન્ન થયાં છે, છતાં આકાશની જેમ સ્વચ્છ છે; તેમ અસંખ્ય લોક આપમાંથી થયા તો પણ આપ નિર્લેપ છો : આપનો અથાહ અનુભવ અંત હોઈ શકે નહિ એવો પારાવાર છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ છંદ સર્વજ્ઞ ઉપદેશ કરનાર હોઈ સર્વ લોકમાં વિજય તરીકે એક જ (અદ્વૈત) કૈવલ છે.



(ઇતિ શ્રી અગાધબોધ ગ્રંથ સંપૂર્ણ.)
સત્ કૈવલ સાહેબ



સંત શ્રી ગુરૂ તુકારામ ની જય હો